# પ્યારા બાપુ



સંપાદક: નવીન ગાંધી

સંપાદકીય

# ચોથા વર્ષના પ્રભાતે




ઈશ્વરકૃપા, વડિલોના આશીર્વાદ અને સૌના સહકારથી 'પ્યારાબાપુ' આજે ત્રીજું વર્ષ પૂરું કરી ચોથા વર્ષમા પ્રવેશ કરે છે. મિત્રો અને સાથીઓનો સહકાર ન મળ્યો હોત તો અમારું આ કાર્ય આટલું યશસ્વી ન બન્યુ હોત એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

'પ્યારાબાપુ' શરૂ કર્યું ત્યારથી જ મનમાં ઘોળાયા કરતું હતું કે નકરા બાપુના સાહિત્યનો પ્રચાર જ કરીએ એ બરાબર નથી એ સાથે રચનાત્મક પ્રવૃત્તિઓ પણ ચાલે અને એમાં નવો પ્રાણ રેડી શકીએ તો જ આપણું આ કાર્ય વધુ જીવંત અને યશસ્વી બને. આ કાર્ય મુંબઈ જેવા શહેરમાં તો ન જ ચાલી શકે એટલે મિત્રોના આગ્રહથી અમે સૌરાષ્ટ્રમા જગ્યા પસંદ કરી અને કાર્યાલયને પણ અનેક મુશ્કેલીઓ હોવા છતાં જૂનાગઢમા ખસેડ્યું. અમે પસંદ કરેલી જગ્યા તો સાવ એકાંતમાં શહેરથી ત્રણેક માઈલ દૂર છે. અમે ધારેલું કે જગ્યા તરત મળી જશે અને કાર્યની શરૂઆત પણ પહેલી તકે કરી શકશું પણ જગ્યાનો કબજો મળતાં હજી વિલંબ થશે એમ લાગે છે. મિત્રો રૂપાયતનની શરૂઆત કઈ રીતે થશે તેની પૃછપરછ કરી રહ્યા છે. દરેકને જુદો જવાબ આપવો તો શક્ય નથી એટલે આ નવા વર્ષની શરૂઆતમાં એ વિષે 'પ્યારાબાપુ'માં જ આછી રૂપરેખા આપવી ઉચિત લાગે છે. સહુ આમાં યથાશક્તિ પોતાનો ફાળો આપે એમ અમે ઇચ્છીએ છીએ.

બાપુજી અને ગુરુદેવ એ બંને મહાવિભૂતિઓ આપણી સમીપ ઉચ્ચ આદર્શ મૂકી ગયેલ છે. અમે માનીએ છીએ કે, બાપુજી અને ગુરુદેવના આદર્શોનો સુભગ સમન્વય કરી એમાંથી નિષ્પન્ન થતા રચનાત્મક માર્ગનું અનુસરણ કરવામાં વ્યક્તિનું તેમ જ સમષ્ટિનું સાચું કલ્યાણ રહેલું છે. આ બને—મહાવિભૂતિઓના ઉન્નત જીવનાભિલાષોના સમન્વયથી જ આપણું ભાવિ ગૌરવશીલ બની શકશે, અને એમાં જ આપણું શ્રેય રહેલું છે. તેથી અમે આવા સમન્વયને મૂર્ત કરે એવો સંસ્થા જૂનાગઢમાં સ્થાપવા નિશ્ચય કર્યો છે.

બાપુજી અને ગુરુદેવના આદર્શોના સમન્વયનો હેતુ સત્યની ઝાંખી કરવાનો છે. પરંતુ સત્ય તો અનેક રૂપે વ્યક્ત થઈ રહ્યું છે. તેથી પ્રત્યેક વ્યક્તિ સત્યનું દર્શન પોતપોતાના સ્વભાવ અને પ્રજ્ઞા પ્રમાણે કરી શકે છે. ગુરુદેવ તો કવિ હતા, એટલે એમણે સત્યનું દર્શન સૌંદર્યમાંથી નિષ્પન્ન થતી સંવાદિતા (Harmony) દ્વારા કરવા પ્રયત્ન કર્યો, જ્યારે બાપુજી તો હતા કર્મયોગી, એટલે તેઓ તપ— સંયમશીલ કર્મ—માથી નિષ્પન્ન થતી સંવાદિતા દ્વારા સત્યનું દર્શન કરવા મથ્યા. આમ સત્યનાં બે મુખ્ય લક્ષણ સૌન્દર્ય અને તપ છે...... અનુ૦ ટાઈટલ પે. ૩જું.

અનુ૦ ટાઈટલ પે. ૩જું.



ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]



વર્ષ ૪ | ૨૮ ફેબ્રુઆરી-૧૯૫૨ | અંક ૧

# બા અને બાપુ

[પૂ૦ બાના અવસાનને તા. ૨૨મીએ સાત વર્ષ પૂરાં થયાં. એમના અવસાન પછી પાંચમે દિવસે (તા. ૨૬-૨-'૪૪) બા વિષે બાપુજીએ કાઢેલા ઉદ્ગારો સુશીલાબહેન નય્યરે બાપુના કારાવાસની કહાણીમાં નોંધ્યા છે તે વાંચવા જેવા છે.]

આજે સાંજે બાપુ કહેવા લાગ્યા, "મારું મન બા સિવાય બીજી કોઈ વાતનો વિચાર કરતું નથી..."

મેં બાપુને કહ્યું, "બાપુ! બા ગયાં તેની અસર આપના પર મહાદેવભાઈ ગયા તેના કરતાંયે વધારે થઈ છે." બાપુ બોલ્યા, "હા, એમ બને. મહાદેવ ક્ષણવારમાં ચાલ્યા ગયા, પણ બાએ અઠવાડિયાંઓ સુધી ખૂબ વેદના સહન કરી. એ દિવસો મારાથી ભૂલાતા નથી.."

જે મેજ પર બા માથું રાખીને સૂતાં બેસતાં હતાં તે બાપુની આજ્ઞાથી તેમની પાસે લાવવામાં આવ્યું. એના પર હવે તેમનો નાસ્તો મૂકવામાં આવશે. કહે છે, "મારે માટે આ મેજ બહુ કીમતી બન્યું છે. એના પર માથું મૂકીને બેઠેલી બાનું ચિત્ર મારી નજર આગળ હંમેશાં રહે છે. બા મારા હાથોહાથ ગઈ એ વાતનો એક બાજુથી મને સંતોષ છે, અને બીજી બાજુ બાસઠ



કરતાંયે વધારે વરસના સાથીને ખોઈ હું દિગ્મૂઢ જેવો બની ગયો છું." સાંજે ફરતી વખતે પણ બાની જ વાત ચાલી.

અંતકાળની વાત કરતાં બાપુ બોલ્યા, "બાએ અંતકાળે મને બોલાવ્યો અને મારા ખોળામાં ચાલ્યાં ગયાં એ એક અદ્ભુત વાત છે."

મેં જવાબ આપ્યો, "બાપુ, એ ઉપરથી ચોખ્ખેચોખ્ખું જણાય છે કે, ઉપર ઉપરથી બા આપના પર ગમે એટલા નારાજ રહ્યાં હશે પણ અંદરથી તેમને આપના પર ભારે શ્રદ્ધા હતી અને આપના પરનો તેમનો પ્રેમ અતૂટ હતો. પત્નીએ આ રીતે પોતાના પતિની ગોદમાં જ છેવટની નિદ્રા લીધી હોય એવો બીજો દાખલો મને મળતો નથી."

બાપુ બોલ્યા, "એ તો છે જ; મેં પોતે પણ એવો દાખલો જોયો નથી. આપણા લોહીમાં તો આવો પતિપત્નીસંબંધ સામાન્ય રીતે હોતો નથી."



# શાંતિનિકેતનનાં ભજનો

ઓ રે નૂતન જુગેર ભોરે દિસ ને સમય કાટિયે વૃથા
સમય વિચાર કરે — ઓરે
કિ હોબે આર કિ હોબે ના કિ રંબે આર કિ રંબે ના
ઓ રે હિસાબી!
એ સંસારેર માઝે કિ તોર ભાવના મિથાભિ — ઓરે

જેમન કરે ઝરણા નામે દુર્ગમ પર્વતે
નિર્ભાવનાય ઝાંપ દિયે પડ્ અજાનિતેર પથે
જાગબે તતઈ શક્તિ જતઈ હાનબે તોરે માના
અજાના કે વશ કરે તુઈ કરબિ આપન જાના
ચલાય ચલાય બાજબે જયેર ભેરી
પાયેર વેગે પથ કેટે જાય, કરિસ ને આર દેરી — ઓરે

અરે ભાઈ, આ નવીન યુગની સવારે તું માત્ર વિચાર કરીને સમય વૃથા વેડફી નાંખીશ નહિ.

"શું થશે ને શું નહિ થાય?" "શું રહેશે?" "શું રહેશે નહિ?" – અરે હિસાબી, આવા મિથ્યા હિસાબ શેના કરે છે? આ સંસાર જે ચાલ્યા જ કરે છે, તેમા તારી ચિંતા ભેળવીને શું તું તેમાં ફેરફાર કરી શકવાનો છે?

એવા નકામા વિચારો છોડી દઇને, જેમ એક ઝરણું દુર્ગમ પર્વતમા પડવાની બીક રાખ્યા વિના નીચે ઊતર્યે જાય છે, તેમ તું પણ ચિંતા માત્ર મૂકી દઇને અણજાણને પંથે ભૂસકો મારી દે.

જેમ જેમ તારું અભિમાન હણાશે તેમ તેમ તારામાં શક્તિ જાગતી જશે અને 'અણજાણ'ને પણ તું વશ કરી દઇને તારું જાણીતુ બનાવી દઈશ!

તે પછી તો ડગલે ડગલે વિજયની ભેરી વાગશે; પગના વેગથી રસ્તો પોતાની મેળે જ કપાઈ જશે!

માટે ઊઠ. જરાયે વાર કર્યા વિના તારું પ્રયાણ આજે નવીન યુગના પ્રભાતે શરૂ જ કરી દે!

અનુ૰ કુરંગી દેસાઈ

આશાબાપુ

## જીવન-સાધના

મુકુલભાઈ

વરસો પહેલાં મગધ દેશમાં મહાતીર્થ નામે ગામ હતું એમાં એક ધનાઢ્ય બ્રાહ્મણ કુટુંબમાં મહાકાશ્યપનો જન્મ થયો એનું નાનપણનું નામ પિપ્પલિ હતું

એ મોટો થયો એટલે એની મા એની આગળ દરરોજ પરણવાની વાત કરે. પણ મહાકાશ્યપે તો આજીવન બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય કર્યો હતો એક તરફ પોતાનો ઉચ્ચ નિશ્ચય અને બીજી તરફ માતાનું વાત્સલ્ય હવે શું કરવું? મહાકાશ્યપતો ભારે ધર્મસંકટમાં મુકાયો છેવટે ખૂબ વિચાર કર્યા પછી એને એક માર્ગ સૂઝયો તેણે એક સોનીને હજાર સોના મહોરો આપી અને કહ્યુ, 'ભાઈ, તુ મને એક સોનાની સ્ત્રી-મૂર્તિ ઘડી આપ."

સોનીએ એને એક સુંદર સ્ત્રીની ઉત્તમ મૂર્તિ ઘડી આપી એનુ કદ પણ સ્ત્રી જેટલું જ. એને વસ્ત્રો, આભૂષણો અને પુષ્પોથી શણગારીને મહાકાશ્યપ એ મૂર્તિને એની માતા પાસે લઈ ગયો અને બોલ્યો, "હે જનની, જો આવી સુદર સ્ત્રી મળે તો હુ પરણું."

મહાકાશ્યપને મન એમ કે એવી સુંદર સ્ત્રી ક્યાંય મળશે નહી અને આપણે તો અવિવાહિત જ રહી શકીશું. પણ એની મા ઘણી ખટપટી હતી. એણે તો આઠ ચતુર બ્રાહ્મણોને બોલાવ્યા અને પેલી મૂર્તિ બતાવીને કહ્યું, "તમે દેશેદેશ ફરીને ક્યાયથી પણ આવી સુંદર સ્ત્રી મારા પુત્ર મહાકાશ્યપ માટે શોધી લાવો."

એ ચતુર બ્રાહ્મણોને થયુ કે મદ્રદેશની સ્ત્રીઓ ખૂબ સૌન્દર્યવતી હોય છે માટે ચાલો આપણે પહેલાં ત્યાં જ જઇએ.

મદ્રદેશના શાગલ નામે નગરમાં આ આઠ ચતુર બ્રાહ્મણો ગયા. નગર પાસે વહેતી નદીને તીરે તેઓએ પેલી સુવર્ણ-પ્રતિમા મૂકી અને એક બાજુએ જઈને તેઓ વિસામો લેવા બેઠા

તે વખતે કૌશિક ગોત્રના એક બ્રાહ્મણની દાસી નહાવા આવી તેણે દૂર આ સુવર્ણ-પ્રતિમા જોઇ તેને થયું હમણાં તો હું મારા સ્વામીની બ્રાહ્મણકન્યા ભદ્રાને સ્નાન કરાવીને ઘેર સુધી મૂકીઆવી આવી છું અને એ પાછી અહીં ક્યાંથી? એણે તો હાથ ઊંચો કરી સાદ પાડી કહ્યું, "અલી ભદ્રા, એકલી અહીં આવી બેસતા તને શરમ નથી આવતી?"

બ્રાહ્મણોએ આ સાભળ્યું એટલે તરત જ તેઓ એ દાસી પાસે દોડી ગયા અને પૂછવા લાગ્યા, "અરે બહેન, આવી સુંદર સ્ત્રી અહીં કોઈ છે ખરી?"

દાસી પેલી સુવર્ણ-મૂર્તિને જોઈ ને કહેવા લાગી, "ભાઈઓ, તમારી આ મૂર્તિ તો જડ છે. પરંતુ અમારી ભદ્રા તો સૌન્દર્યની જીવન્ત મૂર્તિ છે. આ મૂર્તિ સાથે એની શી રીતે તુલના થઈ શકે?"

પેલા બ્રાહ્મણો તરત જ કૌશિક બ્રાહ્મણને ત્યા દાસી સાથે ગયા અને બોલ્યા, "અમે મહાકાશ્યપના પિતાશ્રી તરફથી એમના પુત્ર માટે કન્યા શોધવા નીકળ્યા છીએ. અને અમને ખાતરી છે કે તમારી પુત્રી મહાકાશ્યપને જરૂર પસંદ પડશે. માટે આપ અમારું માગું સ્વીકારો."

મહાકાશ્યપનો પિતા કપિલ બ્રાહ્મણ ઘણો પ્રસિદ્ધ હતો. આ કુળવાન કુટુંબમાં પોતાની

પુત્રી જાય એ વાત કૌશિકને શા સારુ ન ગમે? તેણે બ્રાહ્મણોનું કહેલું સ્વીકાર્યું અને પછી તો બને કુટુંબ વચ્ચે પત્રવ્યવહાર થઈ વિવાહ નક્કી થયો.

આ વખતે મહાકાશ્યપની ઉંમર વીસ વરસની હતી અને ભદ્રાની સોળ વરસની હતી. બંનેને વિવાહ નક્કી થયાની જાણ થઈ. બંનેને સંસારમાં રહેવાની ઇચ્છા ન હતી. લગ્નના પાશમાં બંધાઈને નકામો ત્રાસ વેઠવો એ બંનેને ગમતું ન હતું. તેથી બંને વચ્ચે એ બાબતનો પત્રવ્યવહાર થયો. પણ મહાકાશ્યપ અને ભદ્રાનાં માતાપિતાના હાથમાં એ કાગળો આવતાં તેઓએ વાંચીને ફાડી ફેંકી દીધા. તેઓને થયું, "બંને હજી કાચી ઉંમરનાં છે. એ લોકો હજી સારાનરસાનો વિવેક ક્યાંથી કરી શકે?"

છેવટે મહાકાશ્યપ અને ભદ્રાને ઇચ્છા ન હોવા છતાં પરણવું પડ્યું.

હવે એ વખતે એવો રિવાજ પ્રચલિત હતો કે લગ્ન પછી દંપતીએ એક જ શયનગૃહમાં અને એક જ પલંગ પર સૂવું. તેથી મહાકાશ્યપ અને ભદ્રાને એક જ શયનગૃહમાં અને એક જ પલંગ પર સૂવું પડતું. પરંતુ ભદ્રા બંને વચ્ચે બે ફૂલના હાર મૂકતી અને મહાકાશ્યપને કહેતી, "આ બે હાર આપણી વચ્ચે મૂકું છું. જેના તરફનો હાર કરમાઈ જાય તેના મનમાં કામવિકાર ઉત્પન્ન થયો, એમ સમજવું."

આમ બંને જણ સદા જાગ્રત રહીને સંયમીશીલ જીવન ગાળતાં હતાં. જ્યાં સુધી મહાકાશ્યપનાં માતાપિતા જીવન્ત હોય ત્યાં સુધી બંને ઘર છોડી શકે એમ ન હતું.

આમ ઘણાં વરસ બંને જણે પોતાનું જીવન અખંડ બ્રહ્મચર્ય પાળીને વ્યતીત કર્યું.

આખરે મહાકાશ્યપનાં માતાપિતા મરણ પામ્યાં. પછી મહાકાશ્યપે ભદ્રાને કહ્યું, "તું તારે ઘેરથી જે દ્રવ્ય લઈ આવી છું અને આ ઘરમાં મારું જે કંઈ છે એ બધું હવે તારું જ છે."

"પણ આપ ક્યાં જાઓ છો?" નવાઈ પામી ભદ્રા બોલી.

"હવે તો હું પ્રવ્રજ્યા લેવાનો છું. માતાપિતા હતાં ત્યાં સુધી મારે અહીં રહ્યા વિના છૂટકો ન હતો." મહાકાશ્યપે ધીર ગંભીર અવાજે કહ્યું.

"આપનો આ વિચાર મને પણ ઉચિત લાગે છે. હું પણ આપની પાછળ આવું છું. મને પણ એ જ માર્ગે લઈ જાઓ."

"ભદ્રા, તને જેમ ગમે તેમ કર."

મહાકાશ્યપ પરિવ્રાજકના વેષમાં ઘર બહાર નીકળી પડ્યો. ભદ્રા પણ એની પાછળ પાછળ પરિવ્રાજિકા બનીને નીકળી પડી

ગામથી થોડે દૂર ગયા પછી મહાકાશ્યપે શાંત સ્વરે ભદ્રાને કહ્યું, "ભદ્રા, તું મારી પાછળ પાછળ આવે છે એ સારું તો ન જ કહેવાય. લોકો કહેશે કે આપણે પ્રવ્રજ્યા લીધી પણ આપણો લગ્નસંબંધ તો કાયમ જ રહ્યો છે તેથી અહીં એ રસ્તા જુદા પડે છે. હું એક રસ્તે જાઉં અને તું બીજે રસ્તે જા."

ભદ્રાએ કહ્યું, "આપ કહો છો એ યોગ્ય જ છે. આપ મારાથી મોટા છો, માટે આપ જમણે રસ્તે જાઓ અને હું ડાબે રસ્તે જઈશ." એમ કહી ભદ્રા મહાકાશ્યપને પગે પડી ડાબે રસ્તે ચાલી.

બંને પોતપોતાને માર્ગે પ્રયાણ કરવા લાગ્યાં અને દૂર દૂર ચાલ્યાં ગયાં.*

*બૌદ્ધ કથા પરથી

# કસ્તુરબા

૭
કાકા કાલેલકર

### પ્રથમ દર્શન

બાને પહેલવહેલા મેં ઈ.સ. ૧૯૧૫માં શાંતિનિકેતનમાં જોયાં હતાં. બાપુ તે વખતે જ દક્ષિણ આફ્રિકાથી હિંદ આવ્યા હતા. શાંતિનિકેતનમાં મને કેટલીક મહાન વ્યક્તિઓ રવીન્દ્રનાથ ટાગોર, દીનબંધુ એન્ડ્રુઝ, મિ. પિયર્સન, બા, બાપુ, મગનલાલભાઈ ને મળવાનું સદ્ભાગ્ય મળ્યું, તેથી મારે માટે શાંતિનિકેતન એક અત્યંત પુણ્ય ભૂમિ બની ગઈ છે. જ્યારે બા અને બાપુ ત્યાં આવ્યાં ત્યારે હું ત્યાં જ રહેતો હતો. શાંતિનિકેતને મને હૃદયથી બંગાળી બનાવી દીધો હતો. બા-બાપુની સ્વાગત વ્યવસ્થામાં મને પૂરતી તક આપવામાં આવી હતી. બાનો સાક્ષાત્કાર થયો તે પહેલાં મેં તેમને વિષે ઘણું સાંભળ્યું હતું. મગનલાલભાઈ પાસે તેમનું વર્ણન સાંભળીને પહેલેથી જ તેમના પ્રત્યે મને પૂજ્યભાવ હતો. ભારતવાસીઓ સ્વભાવથી જ માતૃપૂજક છે. હું તો ભગવાનને માતાના રૂપમાં જ ઓળખવા ટેવાયો છું. મારું માનસિક બંધારણ જ કંઈક એવી વૃત્તિથી થયું છે અને એમાં મને કશું અનુચિત નથી લાગતું. માતા પાસેથી જ આપણને બધા સંસ્કારોનો પાયો મળ્યો છે. તેની પાસેથી મેળવેલા જન્મ, બાળપણના સંસ્કાર તથા ચારિત્ર્યની છાપ છેવટ સુધી આપણા જીવન પર પોતાનો પ્રભાવ રાખે છે. માતા પાસેથી જે મળે છે તે અંત સુધી રહે છે.

### બા-બાપુ

શાંતિનિકેતનમાં બા અને બાપુનાં મને



જે દર્શન થયાં તેની મારા હૃદય પર ખૂબ અસર થઈ. બા અને બાપુ પતિ-પત્ની હોવા છતાં પણ ભાઈ-બહેનની જેમ રહેતાં હતાં. કોઈ કોઈ વાર તો બાપુ તદ્દન બાળક બનીને માની જેમ જોતા અને વ્યવહાર કરતા. પાછળથી ગાંધીજીએ સ્પષ્ટ કહ્યું કે જ્યારે વિકાર દૂર થાય છે ત્યારે સ્ત્રી-પુરુષનો સંબંધ અદ્વિતીય બની જાય છે. તેમાં પુત્રી, બહેન, મા, સખી, પત્ની સૌનો એક પવિત્ર સંયોગ થાય છે. બાપુ પોતાની પત્નીને 'બા' કહીને બોલાવતા અને કસ્તુરબા ગાંધીજીને 'બાપુ' કહીને બોલાવતાં. આ પવિત્ર ભાવના જોઈને

હું કૃતાર્થ થઈ ગયો. આ મહાન સાધનાને સફળ કરવામાં બાનો પણ પૂરો ફાળો હતો. શાંતિનિકેતનમાં પહેલી રાતની પ્રાર્થના પછી બા–બાપુ ખુલ્લા આકાશ નીચે સૂઈ ગયાં અને અમે તેમનાં બાળકોની જેમ તેમની ચારે બાજુ સૂતા. તે પવિત્ર રાત્રીએ હું એકી વખતે બન્નેનો થઈ ગયો.

સ્વાભાવિકતા

હું માતૃપૂજારી છું. અંધભક્ત થવું મને પસંદ નથી. પરંતુ ભાવના શૂન્ય તર્કસિદ્ધ થવા કરતાં હું માતૃભક્તિમાં અંધ બનવાનું વધારે પસંદ કરીશ. જે શિક્ષણ અને અનુભવ મેં મેળવ્યાં તેને કારણે હું અંધભક્ત ન બની શક્યો. મારામાં હંમેશાં ચિકિત્સકની દૃષ્ટિ રહી છે. જીવનભર શિક્ષકનું કામ કર્યા પછી આજે હું કહું છું કે ચારિત્ર્યનું શિક્ષણ જ મુખ્ય આધાર છે. નિશાળના શિક્ષણનું જીવનમાં બહુ ઓછું મહત્ત્વ છે. મને ચારિત્ર્યની જે સ્વાભાવિકતા અને સમૃદ્ધિ બાના જીવનમાં દેખાઈ તે અદ્ભુત હતી. આવી સ્વાભાવિકતા બાપુમાં પણ નહોતી. બાપુની સાથે બાળકો વીંટળાયેલાં રહેતાં જ્યારે તેઓ એમને રમાડતા ત્યારે તેમને બીક રહેતી કે હું મારાં સંબંધીઓના મોહમાં તો ફસાઈ નથી ગયો! એક વાર બાપુ ભોજન કરી રહ્યા હતા. કુમારી મનુ, જે તે વખતે તદ્દન નાની હતી, રમતી રમતી ત્યાં આવી પહોંચી અને બાપુએ પોતાની થાળીમાંથી એક દ્રાક્ષ તેને ખવડાવી. પણ પછીથી તેઓ વિચારવા લાગ્યા કે મેં આ યોગ્ય કર્યું? મારા પુત્રની દીકરી હોવાને કારણે તો મેં પક્ષપાત નથી કર્યો? પણ બામાં આવી વસ્તુ નહોતી. તેઓ પોતાના વહેવારમાં તદ્દન સ્વાભાવિક સાદાઈથી વર્તતાં હતાં. તેઓ સમજતાં હતાં કે સૌનાં બાળકો પર પ્રેમ કરવો સ્વાભાવિક છે અને પોતાનાં બાળકો સામે પોતાની જાતને ભૂલી જવી એ પણ સ્વાભાવિક છે. પણ આ ભેદને માનતા છતાં બીજાનાં બાળકો પ્રત્યે તેમનો પ્રેમ અતૂટ અને અખંડ હતો. જે ભેદ હતો; તે સ્વાભાવિક હતો.

બાપુ તો નિયમોનું પાલન કરાવવામાં કઠોર હતા. તેઓ આશ્રમના નિયમોનું પાલન નાનાં બાળકો પાસે પણ કરાવતા અને જ્યારે બાળકો તે ન પાળી શકતાં ત્યારે તેઓ તેમને સમજાવતા. બાને આ બધું ગમતું નહિ. તેમનો વાત્સલ્યભાવ એનો વિરોધ કરતો હતો. એક દિવસ બા બાળકો માટે 'કંઈક સારું' ખાવાનું બનાવી રહ્યાં હતાં. બાપુએ આ મોહનો વિરોધ કર્યો ત્યારે બા લડ્યાં. કહેવા લાગ્યાં; "બાળકો પર તમારો કાંઈ અધિકાર નથી." બાપુને તે દિવસોની યાદ દેવડાવી જ્યારે તેઓ પોતાના સ્વાદની વસ્તુઓ બનાવવા માટે બાને કહ્યા કરતા. અને બોલ્યા, "આ બાળકોનું દિલ પણ એવું જ છે જેવું તમારું હતું." આવે પ્રસંગે બાપુની હાર જ થતી. બાનું માતૃહૃદય સબળ રહેતું. તેની સામે બાપુને પરાસ્ત થવું પડતું. એક બાજુથી તો આ હાર હતી પણ બીજી બાજુ એ પૂજા હતી. બાપુ જાણતા હતા કે માતૃત્વના આ સ્રોતથી કોઈનું પણ નુકસાન થવાનું નથી. બાનો આ વાત્સલ્યભાવ બધાં પર હતો. નહેરુ, એન્ડ્રુઝ, શ્રીનિવાસ શાસ્ત્રી વગેરે પ્રત્યે પણ તેમનો એ જ ભાવ હતો. જ્યારે આ લોકો આશ્રમમાં આવતા અને કોઈ વાતમાં બાપુ તેમની કડક ટીકા કરતા ત્યારે બા કહેતાં, 'My husband not good' (મારા પતિ સારા નથી). આવા ભાંગ્યા તૂટ્યાં અંગ્રેજી શબ્દો દ્વારા પણ તેઓ પોતાની ભાવના ખૂબ પ્રગટ કરતા. એન્ડ્રુઝ તો બા સાથે કલાકો સુધી વાતો કર્યા કરતા. વાતચીતમાં એન્ડ્રુઝ....[અનુ૰ ૫૦૨ મે]



# મલ્લિકજીના મુખેથી

[ગુરુદેવની ગીતાંજલિના કાવ્યોનું અનુશીલન પૂજ્ય મલ્લિકજીના મુખેથી કરવું એ ખરે જીવનનો સુખદ લહાવો છે. એમની સ્નેહ નીતરતી આંખો આપણા હૈયાને પુલકિત કરે એવો ધીર ગંભીર પ્રશાંત અવાજ, ગુરુદેવ પ્રત્યેના પૂજ્યભાવથી ભાવિત એમનું પ્રેમાળ હૃદય અને સ્વજનસંપર્ક એ બધાના સુભગ સુમેળ વચ્ચે એમના મુખે ગુરુદેવનાં કાવ્યો વિશે સાંભળવાથી 'ગીતાંજલિ' સમજવા માટે આપણને નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. જે તે માટે અ મનનીય થઈ પડશે.]

માગી ઇચ્છાનો નહ પાર,<br>
વંચિત કરી રક્ષ્યો, કરી મુજ પર કૃપા કઠોર કૃપાળ<br>
વણ માગ્યે દીધાં જે દાનો<br>
ગગન, પ્રકાશ, તન, મન, પ્રાણો,<br>
તેને યોગ્ય કરે તું મુજને દિન દિન દાન અપાર<br>
અતિ ઇચ્છાના સંકટમાંથી રાખી મુજને બહાર<br>
કો દિન ભૂલું, કો દિન ચાલું તવ મારગ લક્ષ ધરીને<br>
તું એવો નિષ્ઠુર કે જાતો દૃગથી સરી સરીને<br>
જાણું નાથ, કૃપા એ તારી<br>
લેવા મારે મૂકે છે મારી,<br>
પૂર્ણ કરી લેશે આ જીવન, મિલન તણી છે વાર,<br>
અર્ધી ઇચ્છાના સંકટથી રાખી મુજને બહાર

[અનુ૦ નગીનદાસ પારેખ]

અંગ્રેજી ગીતાંજલિનું આ ૧૪મું કાવ્ય સમજાવતાં પૂ૦ મલ્લિકજી નીચે પ્રમાણે બોલ્યા –

જ્યાં સુધી આપણો પ્રભુ સાથેનો આપણો સાચો સંબંધ સમજતા નથી હોતા ત્યાં સુધી ઘણી ઘણી ઇચ્છાઓ આપણે માટે સેવીએ છીએ અને પ્રભુ પાસે, આપણા પરમ પિતા પાસે એવી માગણી કરીએ છીએ 'પ્રભુ, તું મારી આટલી ઇચ્છા પૂરી કરજે' ખરી રીતે આમ માગીને આપણે પ્રભુ પ્રત્યેના આપણા પ્રેમનું અપમાન કરીએ છીએ. જ્યાં સાચો પ્રેમ હોય ત્યાં માગણી એ અંતરાય રૂપ છે, એ પ્રેમમાં કચાશ બતાવે છે. કારણ સાચા પ્રેમમાં તો એવી અદ્ભુત શક્તિ રહેલી છે કે એને તો આપણને શાની જરૂર છે તે પહેલાંથી જ જાણ હોય છે. અંગ્રેજીમાં યથાર્થ જ કહ્યું છે Love anticipates.

નાનું બાળક 'ઊંઆ' કરે એટલે મા તરત સમજી જાય છે કે તેને દૂધ પીવું છે. વળી એ પાછું 'ઊંઆ' કરે કે મા સમજી જાય કે એને પેશાબ કરવો છે એમ મા

એક શબ્દ 'ઊંમ્મા' જ બાળક ઉચ્ચારે છે પણ એની જુદી જુદી જરૂરિયાતો મા આ એક શબ્દ પરથી જ સમજી જાય છે. તેમ આપણને પણ ઈશ્વર પ્રત્યેના પ્રેમમાં સાચી નિષ્ઠા હોય તો આપણા પિતા સમાન ઈશ્વર આપણી બધી ઇચ્છાઓ, જરૂરિયાતો સમજતા હોય છે, અને આપણને શાની જરૂર છે, આપણું હિત શામાં રહેલું છે એ બધાનો વિચાર કરીને આપણને તે આપે છે. પરંતુ આપણે એ સમજી શકતા નથી અને ખૂબ અધીરા બની જઈ આપણે જે ઇચ્છતા હોઈએ તે ન મળવાથી અકળાઈ જઇએ છીએ, અને પ્રભુને દોષ દઈએ છીએ, "હે પ્રભુ, તું બીજાને સુખ આપે છે, એ લોકોને જે જોઈએ છે તે આપે છે, અને મને જ કાં તું આમ નકારે છે? તું બહુ જ પક્ષપાતી છે' પરંતુ આ આપણી ભૂલ છે

એક વાર મને ટાઈફોઈડ થયો હતો. એંશી દિવસે તાવ ઊતર્યો. દાક્તર મારાં માશીને કહે, "માંદગી ઘણા દિવસ લંબાયેલી છે. પેટમાં અન્ન ગયું નથી. હવે તાવ ઊતરી ગયો છે, માટે એને ભૂખ છૂટશે અને ખાવાનું માગશે. પણ તમારે એને કંઇ આપવું નહિ. જો કંઈ આપશો અને કંઈ થઈ જાય તો તમે જાણો. મને પૂછવા આવશો નહિ." મને તો તાવ ઊતરતાં ખૂબ ભૂખ લાગવા માંડી. હું માશીને કહું: "માશી, મારે ભજિયાં ખાવા છે, 'માશી, મારે મેવ ખાવી છે.' પણ માશી તો કહે: 'ના, ના તારાથી એવું ન ખવાય. દાક્તરે મને ના પાડી છે' મને મનમાં તો થતું કે માશી બહુ ખરાબ છે. બીજાને જે જોઈએ તે ખાવા આપે છે, અને મને તો ના પાડે છે! પણ માશીના એ નકારમાં મારું કલ્યાણ રહેલું હતું એ મને તે વખતે સમજાતું ન હતું. જો માશી થોડા નરમ થઈને હું જે માગતો હતો તે આપત તો ફરીને તાવનો ઊથલો આવત અને મારી દશા બૂરી જ થાત. પણ મારું હિત શામાં રહેલું છે એનો વિચાર કરીને જ મને માશી તો ખાવાનું આપતા, પછી ભલેને એ વસ્તુ મને ન ગમતી હોય

એ રીતે આપણે પ્રભુ પાસે માગીએ છીએ ત્યારે પ્રભુ પણ આપણને જે જોઈએ તે આપતો નથી. જ્યારે આપણે કંઈક ઇચ્છતા હોઈએ છીએ ત્યારે એમાં માત્ર આપણા કલ્યાણનો કે લાભનો વિચાર હોય છે, પરંતુ પ્રભુ તો સર્વના કલ્યાણમાં આપણું પણ કલ્યાણ ભળી જાય એ રીતે જ આપણને આપતો હોય છે. આમ શ્રેયસ્ અને પ્રેયસ્‌ની વાત આવે છે. આપણે પ્રેયસ્ ને ઇચ્છતા હોઈએ છીએ જ્યારે પ્રભુ શ્રેયસ્ ને અનુલક્ષીને આપણી ઇચ્છા પૂર્ણ કરતો હોય છે

પ્રભુ પાસે માગવું એ પ્રભુના પ્રેમનુ અપમાન છે, અને પ્રભુ પ્રત્યેની શ્રદ્ધાની પણ ઊણપ બતાવે છે. એ પ્રભુના સાચા ભક્તો બરાબર સમજે છે. તેથી એ લોકો કંઈ ઇચ્છા જ કરતા નથી. પ્રભુની ઇચ્છા હશે એમ થશે એવી શ્રદ્ધા એ લોકોમાં હોય છે આમ સંતોમાં Desirelessness અનિચ્છા હોય છે. એ અનિચ્છા Asceticism—સંન્યાસમા પરિણમે છે ખરી. પણ એમા આત્યંતિકતા (Extremity) સુધી ન જવું જોઈએ. જેમ સિતારના તાર બહુ ઢીલા હશે તો એમાંથી સુર નીકળશે નહી. બહુ જ ખેચવામાં આવશે તો તૂટી જશે. પણ તારને જરૂર જેટલા જ ચડાવવા જોઈએ. એ જ રીતે સંન્યાસનુ પણ હોવું જોઈએ વળી Desirelessness એ જડતાનું પરિણામ ન હોવું જોઈએ. 'મારા નસીબમાં જે થવાનું હશે તે થશે.' એવી Negative નકારાત્મક વૃત્તિ પણ ન

પાના ૨૧ જુઓ

હોવી જોઈએ. આપણને જેવી આપણા માબાપમાં આસ્થા હોય છે, તેઓ જે કંઈ કરશે તે આપણા ભલા માટે કરશે એવી નિષ્ઠા હોય છે, એવી જ પ્રભુમાં નિષ્ઠા હોવી જોઈએ અને એમાંથી જ desirelessness અનિચ્છા ઉદ્‌ભવવી જોઈએ.

પ્રભુમાં આવી શ્રદ્ધા જ આપણને ઇચ્છાના વમળમાંથી બચાવી શકે છે. જેમ આપણે મોટા થતા જઈએ તેમ માબાપ આપણા ભવિષ્ય વિશે વિચાર કરી આપણે માટે વ્યવસ્થાના વિચાર કરતા હોય છે છોકરી મોટી થઈ હોય તો એને વિશે વિચાર કરી માબાપ એને પોતે કેટલાં ઉપયોગી થઈ પડીએ તેનો પહેલાંથી વિચાર કરતા હોય છે એ જ રીતે ઈશ્વર પણ આપણને શાની જરૂર ક્યારે પડશે એનો વિચાર કરતો હોય છે. બાળક માના પેટમાં હોય છે ત્યારે એને ત્યાં ખોરાક વગેરે મળી રહે છે. પણ બાળક એમ વિચાર કરતું નથી કે હવે હું માના પેટમાંથી બહાર નીકળીશ ત્યારે આ અજાણ્યા પ્રદેશમાં મને કોણ ઓળખશે ? મારું શું થશે ? માટે હે પ્રભુ, મને એક એવી ભલામણ ચિઠ્ઠી લખી આપો કે જેથી મને કોઈ ત્યાં ઓળખી શકે. પરંતુ એ જેવું માના પેટમાંથી બહાર નીકળે છે કે એની માની આસપાસ નર્સ વગેરે હોય તોયે તે તરત જ પોતાની માને ઓળખી કાઢે છે. અને એને માટે દૂધની વ્યવસ્થા પણ હોય જ છે આ જ પ્રમાણે આપણા જીવનનો વિચાર કરીએ તો અવશ્ય આપણી કેટલીયે તુચ્છ ઇચ્છાઓ વિગલિત થઈ જાય છે અને આપણું શ્રેય શામાં રહેલું છે એ આપણે સમજી શકીએ છીએ.

ઘણી વાર આપણને એવું થાય છે કે પાંચ વર્ષ પહેલાં હું જે ઇચ્છા કરતો હતો તે જો તે વખતે સફળ થઈ હોત તો ખરે-ખર આજે મારી અધોગતિ જ થઈ હોત, તેથી સારું થયું કે તે વખતે મારી ઇચ્છા પૂર્ણ ન થઈ. પ્રભુએ ખરેખર મારા ઉપર ઉપકાર જ કર્યો છે. આમ ઘણી વાર આપણે આપણું શ્રેય શામાં રહેલું છે એ અમુક સમય પછી જ સમજી શકીએ છીએ. પરંતુ આવી ધીરજ આપણામાં હોતી નથી અને આપણી ઇચ્છા પૂર્ણ ન થાય એટલે તરત જ આપણે પ્રભુને દોષ દેવા માંડી પડીએ છીએ.

કોઈ કોઈ વાર માણસને કેવી વિચિત્ર જાતની ઇચ્છા થાય છે એ પણ જાણીને આપણને આશ્ચર્ય જ થાય છે. પ્રથમ વિશ્વ યુદ્ધ વખતની એ વાત છે. હું તે વખતે કાલેજના પહેલા વર્ષમાં હતો. જસ્ટીસ ચંદાવરકરે તે વખતે એવી અપીલ બહાર પાડી હતી કે લડાઈમાં ઘાયલ થઈને આવેલા સૈનિકો આગળ છાપું વગેરે વાંચવા તેમ જ તેમની સાથે વિનોદ–વાતો કરવા કોલેજના વિદ્યાર્થીઓ પોતાનો થોડો ઘણો સમય આપે તો એ ઘાયલ સૈનિકોને બહુ જ સહાયરૂપ થઈ પડશે. મેં તો મારું નામ તરત જ એવા સ્વયંસેવક તરીકે નોંધાવ્યું અને હું નિયમિત હોસ્પિટલમાં જવા લાગ્યો. એક વાર હોસ્પિટલમાં એક સૈનિકને લાવવામાં આવ્યો. એના બન્ને પગ અને એક હાથ કપાઈ ગયાં હતા. એ બિચારાને ખૂબ પીડા થતી હતી એને જોઈને મને થતું કે એ બિચારો વધુ વાર જીવી શકે તેમ નથી. સાંજે હું એની પથારી પાસેથી જતો હતો. તેણે મને બોલાવ્યો. હું એની પથારી પાસે ધીમે ધીમે ગયો. તે ધીરે સાદે પરંતુ આર્ત અવાજે મને કહેવા લાગ્યો : "બાબુજી મુઝે તડબૂચ ખાના હૈ." હું તો એ સાંભળી ખમચાયો. આ માણસને કેટલી પીડા થઈ રહી છે. વળી એ મરણને આરે આવીને ઊભો છે, અને એને માત્ર

તરબૂચ ખાવાની જ ઇચ્છા રહી ગઈ છે એ કહ્યું "હું દાક્તરને પૂછી જોઉં. એ જો હા પાડે તો એક શું બે તરબૂચ લાવીને ખવડાવીશ" મે દાક્તરને પૂછ્યું. દાક્તર અને નર્સ મારા પર ચિઢાઈ ગયાં અને કહેવા લાગ્યા કે આવી સ્થિતિમાં તરબૂચ કંઈ અપાતું હશે? હું તો વીલે મોઢે પાછો ફર્યો.

બીજે દિવસે જોઉં તો એની પથારી ખાલી હતી. મને થયું કે એ તો શરણશરણ થયો હશે મેં બાજુમાં પડેલા સૈનિકને પૂછ્યુ કે એનુ શું થયું. તે કહેવા લાગ્યોઃ "એ તો ગઈ કાલે ગુજરી ગયો. પણ મરતા મરતાં બોલ્યો કે બાબુજીને કહેજો કે એણે મને તરબૂચ ન જ ખવડાવ્યું!" આ સાંભળીને મને ભારે આઘાત થયો. અરે, બિચારાની છેલ્લી ઇચ્છાં પણ મે પૂર્ણ ન કરી? છાનામાના એને તરબૂચ લાવીને ખવડાવ્યું હોત તો શું થાત? દાક્તર કે નર્સને પૂછવાની શી જરૂર હતી? આમ એ બિચારાની છેલ્લી ઇચ્છા મારે લીધે જ અપૂર્ણ રહી ગઈ! પરંતુ આમ વિચાર કરવો એ પણ ભૂલભરેલું છે. પ્રભુની શી ઇચ્છા હોય છે એ આપણે સમજી શકતા નથી અને બધો ભાર આપણા માથા પર જ આપણે ઉપાડી લઈએ છીએ.

વળી જ્યારે આપણે આપણી ઇચ્છાને વધારે મહત્ત્વ આપીએ છીએ ત્યારે જીવનમાં વિસંવાદિતા ઉત્પન્ન થવાનો ઘણો સંભવ રહે છે. સમૂહ સંગીત (orchestra) મા બધાં વાદ્યો એક સૂરે વાગે તો જ એમાંથી મધુર સંગીત ઉદ્‌ભવે અને સુસંવાદિતા (Symphony) બરાબર જળવાય. પરંતુ જો હુ વાયોલિન વગાડતો હોઉં અને મને થાય કે મારી વાયોલિનનો અવાજ જ બધા વાદ્યો કરતાં મોટો આવવો જોઈએ અને મારી વાયોલિન વગાડવાની સિદ્ધિથી બધા શ્રોતાઓ મુગ્ધ થઈ વાહવાહ કરે તો કેવું સારું. અને ધારો કે મારી વાયોલિનના અવાજથી બધા મુગ્ધ થઈ જઈ મારાં વખાણ કરવા લાગે અને મને શાબાશી પણ આપે. પરંતુ એનાથી આખા સંગીતની સુસંવાદિતા (Symphony) તો તૂટી જ ગયેલી હોય છે એ જ રીતે જગતમાં પણ બધું સુસંવાદિતા ઉપર નભેલું છે. જો હું મારી ઇચ્છાના સૂરને વધુ મહત્ત્વ આપવા મથું તો પછી સમગ્ર જીવનની સુસંવાદિતા જ નાશ પામે તેથી જ પ્રભુ એ સુસંવાદિતામાં આપણો કેટલો હિસ્સો હોઇ શકે એ નક્કી કરીને જ આપણી ઇચ્છાઓને મૂર્ત કરવા દે છે. તો જ જગતનુ સંગીત સુસંવાદી રહી શકે ને! આ વસ્તુ જો આપણને સમજાય તો જ ઈશ્વરનો ઉદ્દેશ સમજી શકાય અને અધીર ન બની ધીરજ ધરી આપણે સમગ્ર જીવનનુ આયોજન સમજી શકીએ.

પરંતુ એવી ધીરજ કે પ્રભુમા એવી શ્રદ્ધા આપણામાં કયે વખતે જાગી જાય એ આપણને સમજાતું નથી. આ વાત સૂફી ફકીરો અને બાઉલ સાધુઓ વગેરે બરાબર જાણતા હોય છે હિંદુઓ પૂર્વાભિમુખ રહીને વંદન કરશે મુસલમાનો મક્કા તરફ જોઈને નમાજ પઢશે. પરંતુ બાઉલ તો ચારે દિશામાં નમસ્કાર કરશે એનું કારણ જો એને પૂછીએ તો એ કહેશે, "કોને ખબર છે કે મારો પ્રભુ કઈ દિશાએથી આવી પહોંચશે? માટે બધી જ દિશામાં નમસ્કાર કરીએ તો ક્યાંથી પણ તે આવશે તો દેખાશે." એ જ રીતે આપણા જીવનમા પણ ઇશ્વર પ્રત્યેની અડગ શ્રદ્ધાની વૃત્તિ ક્યારે જાગી ઊઠશે એ કહી શકાય એમ નથી

— (ચાલુ)



# બાપુની અનોખી વાતો

કાશિનાથ ત્રિવેદી

[૧]

એક દિવસની વાત છે. સાંજનો સમય હતો. બાપુ સેવાગ્રામથી વર્ધા આવ્યા હતા. વળતી વખતે મહિલા આશ્રમને રસ્તે થઈ સેવાગ્રામ જવા નીકળ્યા. વચ્ચે આશ્રમનો એક દરવાજો આવ્યો. દરવાજો બંધ હતો. તેને તાળું વાસેલું હતું. બાપુને આશ્રમના દરવાજે ઊભા રહેલા જોઈ આશ્રમની બહેનો કૂંચી લેવા દોડી. અહીં બાપુની સાથે સેવાગ્રામ જવા નીકળેલી બહેનોને આગળ જવાની ઉતાવળ હતી. બાપુને પણ ઉતાવળ તો હતી જ. સેવાગ્રામ જનાર બહેનોમાં એક ડૉ. સુશીલાબહેન નય્યર પણ હતાં. આશ્રમના દરવાજાથી ચારે બાજુ કાંટાળા તારોની વાડ કરેલી હતી. સુશીલાબહેન આગળ વધ્યાં. કાંટાળા તારોને હાથે ખેંચ્યા અને પોતાનું શરીર સંકોચી તે બહાર નીકળી ગયાં. તેમને આ રીતે નીકળતાં જોઈ તેમની સાથેનાં બહેન પણ એ જ રીતે બહાર નીકળી ગયાં. એટલામાં આશ્રમની એક બહેન કૂંચી લઈને ત્યાં પહોંચી, અને તેણે દરવાજો ઉઘાડી દીધો. બાપુ હજી દરવાજાની અંદરની બાજુએ જ ઊભા હતા. બે બહેનોને કાંટાળા તારોમાંથી બહાર નીકળેલી જોઈ બાપુ પણ તે તરફ ગયા. દરવાજો ઊઘડી ગયો હતો. બાપુને કાંટાળા તાર તરફ આગળ વધતા જોઈ અમારામાંથી કોઈકે કહ્યું, 'બાપુ, દરવાજો ઉઘાડી દીધો છે. આપ દરવાજાના રસ્તેથી બહાર જાઓને ?" બાપુ તે સાંભળી હસ્યા અને બોલ્યા, "શું હું મારા ઘડપણને લજવું ? મારી સાથેની છોકરીઓ કાંટાળા તાર વચ્ચેથી નીકળી જાય અને હું ઉઘાડા દરવાજાના રસ્તે થઈ જાઉં ?" સાંભળનારા સાંભળતા રહ્યા. જોનારાઓએ જોયું કે બાપુ કાંટાળા તારો પાસે પહોંચી ગયા છે ને પોતાના શરીરને વાંકું વાળી તથા સંકોચી હસતા હસતા બહારની બાજુ નીકળી ગયા છે!

આશ્રમની નાની નાની છોકરીઓએ બહુ જ કુતૂહલથી બાપુને કાંટાળા તારોમાંથી નીકળતા જોયા. બાપુ નીકળીને પેલી બાજુ પહોંચ્યા કે બધાએ તાળી પાડી અને ખૂબ

મકાદ હસી પડ્યા. બાપુ પણ હસ્યા અને બહેનો સાથે સેવાગ્રામને રસ્તે આગળ વધ્યા.

બિચારો દરવાજો ઉઘાડો જ રહી ગયો! કાંટાળો તાર પોતાના મહત્ ભાગ્યનું અભિમાન સેવવા લાગ્યો.

અમે બધા ઊભા ઊભા વિચારમાં ગરકાવ બની ગયા. વાત તો નાની છે, પણ બાપુએ તેને મહાન બનાવી દીધી નાનાનું મન કેવી રીતે રાખી શકાય છે તે બાપુએ પોતાની અનોખી રીતથી બનાવી દીધું. મહાપુરુષો આ જ રીતે લોઢાને કંચન કરે છે.

બાપુ મહાન હતા. તેમનામાં લોઢાને સોનું કરવાનો ગુણ હતો. તેઓ આપણા દેશના જીવતા જાગતા પારસમણિ હતા એમણે એવી જ રીતે માટીમાંથી માણસો બનાવ્યા હતા

---

મહુવા અને કતપર ગામ વચ્ચે માલણ નામની નદી વહે છે. કતપર ગામના માણસો ધંધાર્થે અથવા હટાણા માટે રોજ સવારે આવે, અને કામ ધંધો પરવારી સાંજે કતપર ભેગા થઈ જાય. એવી રીતે કતપર ગામની માછણો દરરોજ મહુવામા ટોપલા ભરીને માછલાં વેચવા આવે, માછલાં વેચાઈ રહે એટલે સાંજ પડવા પહેલાં ત્યાંથી રવાના થઈ જાય

એક દિવસ મહુવામાં ખૂબ વરસાદ પડ્યો, અને માલણ નદીમાં મોટું પૂર આવ્યું. માલણ મોટી નદી, અને ઉપરવાસ વરસાદ ખૂબ વધારે, તેથી પૂર ક્યારે ઊતરે તે કાંઈ કહેવાય નહિ. સાંજ પડી ગઈ અને રાત્રિ થવાની શરૂઆત થવા લાગી. અંધારી રાત હતી માલણ ઊતરીને સામે કાંઠે જઈ શકાય તેવી સ્થિતિ નહોતી

તે વખતે કતપરની ચાર માછણોને મહુવામા ક્યાં રાત ગાળવી તેનો વિચાર થઈ પડ્યો. તેમાંથી એક માછણે કહ્યું, 'આ ગામે સંતોક માલણી મારી બહેનપણી છે તેનું પિયર જાફરાબાદ અને મારું પિયર પણ ત્યાં છે અમે પાડોશમાં સાથે મોટાં થયેલાં, અને અમને બહેનપણાં છે તેથી આપણે સૌ ત્યા રાત રહીએ, સંતોક બહુ હેતવાળી છે.' આથી એ ચારેય માછણો સંતોક માલણીને ત્યા ગઈ સંતોકે તેની બહેનપણીને એને તેની સાથેની બીજી બહેનોને રૂડો આવકાર આપ્યો વાળુ કરાવ્યું. ઘરમા માત્ર બે જ ઓરડા હતા અને વરસાદ ખૂબ પડતો હતો. તેથી ઓસરીમા સૂવાય તેમ હતું નહિ એક ઓરડો તેના પોતાના માટે સૂવાનો રાખી, બીજો ઓરડો જેમાં તેના ફૂલો વગેરે સામાન પડ્યો રહેતો તેમાં માછણોને સૂવા માટે પથારીઓ કરી આવી ઘરના સૌ સૂઈ ગયા. માત્ર પેલી ચારે માછણો જાગતી હતી. એક માછણ બોલી ઊઠી·

આ ઓરડામાં કોઈ રીતે ઊંઘ આવતી નથી. કારણ કે આ ઓરડામા ફૂલોના ઢગલાં પડેલાં છે આપણાથી તેની ગંધ ખમાતી નથી બીજી માછણોએ પણ એ વાતમાં અનુમતિ આપી શું કરવું તેની મૂંઝવણમાં સૌ પડી ગયાં છેવટે એક ચતુર માછણને યુક્તિ સૂઝી. ફૂલોની સુગંધ અસહ્ય થતા તેમાથી બચવા સારુ ફળિયામાં ખાલી કરેલ માછલાં વાળા ચાર ટોપલા પડ્યા હતા, તે માછણ લઈ આવી. ચારે માછણોએ જ્યારે પોતાના ઉપર માછલાંની ગંધવાળા ટોપલાઓ ઓઢી લીધાં ત્યારે તેની સુગંધ (!)ના આસ્વાદથી તેમને ઘસઘસાટ ઊંઘ આવી ગઈ 'દાસ'

અસ્પૃશ્યતા નિવારણને પોતાનું જીવનકાર્ય બનાવી એમાં જ મહેનત કરતા આશ્રમના એક જૂના અંતેવાસી ભાઈને બાપુએ ૧૯૪૬ની સાલમાં નીચે પ્રમાણે પત્ર લખ્યો :

ચિ૦ ભગવાનજી,

અસ્પૃશ્યતા નિવારણનું કામ મંદ ગતિથી કેમ ચાલે છે એ સવાલ તમે કર્યો છે. કારણ સ્પષ્ટ છે. બીજામાં જે નથી તે આમાં છે આમાં અધર્મને ધર્મનું સ્થાન અપાયું છે. આ સમજતાં ને સમજાવતાં વખત જાય જ. વળી ધર્મને નામે ઓળખાય છે તે અધર્મ છે એમ બતાવવા સારુ મહા તપ જોઈએ. એવું સચોટ બતાવનાર ધર્મની મૂર્તિ હોવા જોઈએ. તે આપણે કોઈ નથી. આપણામાં રાગ દ્વેષ છે, ભોગવૃત્તિ છે, દુષ્ટ પ્રત્યે પણ પ્રેમ નથી, વીરતા નથી, સંયમ નથી. તેથી આપણું કોણ સાંભળે? આમાં બુદ્ધિબળનું કામ ઓછું છે, આત્મબળ જોઈએ. બીજા રચનાત્મક કાર્ય વિચારી જશો તો મેં બતાવેલો ભેદ સ્પષ્ટ થશે

તમે ધીરજ રાખજો ને ઉપર બતાવેલા ગુણો ખૂબ કેળવજો. બાપુના આશીર્વાદ

હતો. જે બરાબર રાત્રે આઠ વાગ્યે વગાડવામાં આવતો હતો. આ ઘંટ સંભળાય કે તરત જ સૌ દીવા ઠારી નાખતા હતા. આ હુકમનું ઉલ્લંઘન કરનારને સજા કરવામાં આવતી હતી.

એક દિવસે એક લશ્કરી સિપાહીને કોઈ અપરાધ માટે મૃત્યુની સજા ફરમાવવામાં આવી. સિપાહીના લગ્ન છએક માસ પહેલાં જ થયા હતા. તેની પત્નીએ આ સાંભળ્યું ત્યારે તેને અપાર દુઃખ થયું. તેણે કોઈ પણ ઉપાયે પોતાના પતિનો જીવ બચાવવાનો વિચાર કર્યો. બાદશાહનો હુકમ થઈ ગયો હતો, પણ ફાંસી આપવાને હજી બાર કલાકની વાર હતી. તે દરમ્યાન તે પોતાના પતિને મળવા માટે ગઈ અને જેલરને કહ્યું, "મારા પતિને આજે રાત્રે આઠ વાગે ફાંસી આપવાની છે, તો આપ તેમને મળવા દેવાની પરવાનગી આપશો?" જેલરે કહ્યું, "તેમને કોઈને મળવા દેવાનો હુકમ નથી." સ્ત્રીએ બહુ આજીજી કરી, પણ તેનું હૃદય પીગળ્યું જ નહીં.

તે ગામમાં રોજ રાત્રે આઠ વાગે તમામ દીવા ઓલવી દેવાનો રાજાનો હુકમ હતો. તે માટે એક ઘંટ રાખવામાં આવ્યો હતો. રાત્રે આઠ વાગે તે વગાડવામાં આવતો કે તરત જ આખા ગામના દીવા ઓલવાઈ જતા. તે ઘંટ વાગે ત્યારે આ અપરાધીને ફાંસીએ લટકાવવો એવો રાજાનો હુકમ હતો. બાઈ તે ઘંટ વગાડનારને મળી. ભાગ્યવશાત્ તે ઘંટ વગાડનાર બહેરો હતો. તેની સાથે લખીને વાત થઈ શકતી હતી.

તે સ્ત્રીએ તેને લખીને આપ્યું, 'ભાઈ, મહેરબાની કરીને આજે તમે ઘંટ નહીં વગાડો તો હું તમને એક હજાર રૂપીઆ આપીશ.' તે માણસે લખીને જવાબ આપ્યો, 'બહેન, મારે કંઈ જોઈતું નથી. હું તો મારી ફરજ અદા કરવા ઇચ્છું છું.' તે સ્ત્રી વિચારમાં પડી ગઈ. તેની પાસે કોઈ ઉપાય રહ્યો ન હતો. છેવટે તે ઘંટ લટકી રહ્યો હતો ત્યાં ગઈ અને ઘંટને બંને હાથે મજબૂત પકડીને લટકી રહી. ઘંટ વગાડનારે યોગ્ય સમયે ઘંટનું દોરડું ખેંચ્યું, પણ ઘંટનો અવાજ થયો નહીં. બિચારો ઘંટ વગાડનાર તો બહેરો હતો. તેણે તો દોરડું ખેંચ્યું, એટલે થયું કે ઘંટ વાગી ગયો! પણ નવ થઈ ગયાં અને છતાં ઘંટ સંભળાયો નહીં ત્યારે સૌ વિચારમાં પડી ગયા. ફાંસી આપનારો તૈયાર થઈને ઊભો હતો. તે ઘંટ વાગવાની રાહ જોઈ રહ્યો હતો; પરંતુ ઘંટ વાગ્યો નહિ, તેથી તે વિમાસણમાં પડી ગયો. જ્યારે ઘંટ વાગ્યો નહિ, ત્યારે બાદશાહ જાતે આવ્યા અને ઘંટ વગાડનારને કહ્યું, 'આજે તેં ઘંટ કેમ વગાડ્યો નહીં?' ઘંટ વગાડનારે ખુલાસો કરતાં કહ્યું, 'જહાંપનાહ! મેં તો યોગ્ય સમયે દોરડું ખેંચ્યું હતું, પણ ઘંટ કેમ ન વાગ્યો તેની કાંઈ ખબર પડી નહી.' બાદશાહે એક સિપાહીને ઘંટ જોવા મોકલ્યો. સિપાહી ગયો તો તેણે એક સ્ત્રીને ઘંટ પકડીને લટકેલી જોઈ. તેણે નીચે આવીને બાદશાહને વાત કરી. બાદશાહ જાતે ઉપર ગયા અને તે સ્ત્રીને પૂછ્યું, 'બહેન, તું કેમ ઘંટ સાથે લટકી રહી છો?' સ્ત્રીએ કહ્યું, 'પહેલાં આપ મને વચન આપો, પછી હું આપને મારી વાત કહું.' રાજાએ કહ્યું, 'બહેન, તમે તમારી વાત તો કરો?' સ્ત્રીએ બધી વાત કરી અને ઉમેર્યું, "આજે જે વ્યક્તિને ફાંસીએ લટકાવવાની છે તે મારો પતિ છે. તેને ફાંસી આપવામાં ન આવે અને તેનો અપરાધ માફ કરવામાં આવે એવી મારી વિનંતી છે.' તેની વાત સાંભળીને પથ્થર પણ પીગળી જાય તો માનવનું હૃદય કેમ ન પીગળે? બાદશાહે તેની

ફાંસી રોકી દીધી અને આ રીતે સિપાહી મૃત્યુના મોંમાંથી બચી ગયો.

જ્યારે એક સ્ત્રી પણ આ જાતનું સાહસનું કામ કરી શકે છે, ત્યારે મનુષ્ય માટે અસંભવ જેવું શું છે? એક અંગ્રેજે કહ્યું છે, "સારું કામ કરતાં માનવીએ કદી અચકાવું જોઈએ નહીં. ભલે તે કાર્યની સિદ્ધિ થયેલી દેખાય નહિ, પણ કરેલ કાર્યનું ફળ તો અવશ્ય મળે છે જ."

માનવ સાધુના દર્શન માટે ઠેઠ સુધી ન પહોંચે તો પણ તે માટે તેણે એક પગલું પણ ભર્યું, એટલે તેનું ફળ મળવાનું જ. તેવી જ રીતે આપણે શક્તિ, સાહસ, પ્રેમ અને જ્ઞાનના વિકાસ પ્રતિ પગલું માંડશું તો આપણે આપણો વિકાસ સાધી શકીશું.

પ્રેમ એવી વસ્તુ છે જે દરેકના દિલમાં વસે છે. સિંહ ક્રૂર પ્રાણી ગણાય છે, છતાં તેના હૃદયમા પણ પોતાના બચ્ચાઓ પ્રતિ પ્રેમ હોય છે. પ્રેમનો વિકાસ કરવાથી જ વ્યક્તિત્વનો વિકાસ થઈ શકે છે આયુર્વેદ અનુસાર પ્રેમ કરનાર મનુષ્યના આયુષ્યમાં વૃદ્ધિ થાય છે. આયુર્વેદના ગ્રંથ ચરકસંહિતામાં લખ્યું છે, 'અહિંસક મનુષ્ય વિશેષ જીવે છે.' અહિંસક મનુષ્યનું હૃદય પ્રફુલ્લિત રહે છે જેને પરિણામે તેનું આયુષ્ય વધે છે દ્વેષ હૃદયને સંકુચિત કરે છે, જ્યારે પ્રેમ હૃદયનો વિકાસ કરે છે

એક જગ્યાએ લખ્યું છે, 'દ્વેષ મનનું પાગલપણું છે.' દ્વેષ, ઈર્ષા, વગેરે ખરેખર મનનું પાગલપણું જ છે. પાગલ મનુષ્ય જેમ કંઈ વિચારતો નથી, તેવું જ ક્રોધી મનુષ્યનું પણ છે, તેથી હૃદયનો વિકાસ કરવા માટે પ્રેમ અને મૈત્રી રાખવાની જરૂર છે. કુટુંબથી શરૂ કરીને માનવ સમાજ સુધી આ ભાવનાનો ક્રમશ વિકાસ થઈ શકે છે

આપણામાં પ્રેમ અને મૈત્રીનો કેટલો વિકાસ થયેલો છે? આ પ્રશ્નનો જવાબ નિરાશામાં પરિણમશે. આજે ભાઈ-ભાઈમા ઝઘડા માલુમ પડે છે. એક ભાઈની દુકાને ચાર ગ્રાહક વધારે આવી જાય અને તે બે પૈસા વધારે કમાઈ જાય તો બીજાને તે ખટકશે તેના પર ઈર્ષા પણ આવશે. આજે ભાઈ-ભાઈ વચ્ચે જ્યાં પ્રેમ સંબંધ જોવામા આવતો નથી ત્યા માનવ સમાજ સાથે પ્રેમ રાખવાનું શક્ય ક્યાંથી બને? આ દિશામાં માનવીને વિકાસ સાધવાની જરૂર છે.

શક્તિનો વિકાસ સાધવો પણ જરૂરી છે. શરીર-બળ વિના અન્ય કોઈ કામ થઈ શકતાં નથી. શક્તિ હોવા છતાં પણ જ્ઞાન, પ્રેમ અને મૈત્રી આ ત્રણ ગુણોની ખાસ જરૂર રહે છે એકના અભાવમાં હિતને બદલે અહિત થવાની વિશેષ શક્યતા રહે છે. માતા પ્રેમમાં આવીને બાળકને ખવડાવે છે, પણ તેને જ્ઞાન નહીં હોય તો તે ગમે તે નુકસાનકારક વસ્તુ પણ ખવડાવી દેશે. આજકાલના વિજ્ઞાનનો દાખલો લઈએ, તેમાં જ્ઞાન છે પણ પ્રેમ નથી, તેથી માણસે અણુબોમ્બ જેવી ભયંકર વસ્તુ પેદા કરી છે તેથી જ આપણા જીવનમાં આ ત્રણે વસ્તુઓની આવશ્યકતા સામાન્ય રીતે સ્વીકારવામાં આવી છે મગજમાં જ્ઞાન, હૃદયમા પ્રેમ અને શરીરમાં શક્તિ હોય ત્યારે આપણે આપણો વિકાસ સાધી શકીએ અને જીવનને સફળ બનાવી શકીએ.

---

## જીવન અને કળા

વિજયકુમાર



એક સુસજ્જિત વિશાળ સ્થાનમાં વિભિન્ન કલાત્મક ચિત્રોનું પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું. રંગબેરંગી પુષ્પમાળાઓ અને જુદાં જુદાં રાષ્ટ્રોની ધજાઓ સ્થાનની સુન્દરતામાં વધારો કરતી હતી. વિશાળ સમુદાયમાં માણસો ચિત્રો જોઈ રહ્યા હતા.

સ્થાનની વચ્ચે એક સુપ્રસિદ્ધ શિલ્પીએ એક કિસાનની માટીની સુન્દર પ્રતિમા ઘડીને મૂકી હતી. તે પોતાના ખભા પર કોદાળી ઉપાડીને જતો દર્શાવવામા આવ્યો હતો. એની નજર જમીન તરફ હતી અને એનો એક પગ આગળ હતો. જાણે એવું લાગતું હતું કે ભારતનો ભાગ્યવિધાતા પ્રગતિ-પથ પર આગળ ધપી રહ્યો છે! પ્રતિમા એટલી સજીવ હતી કે જાણે હમણાં બોલવા માંડશે!

જોનારાંની ભીડમાં ચીંથરામા લપેટાયેલી એક સ્ત્રી હતી. તે આ પ્રતિમાને જોઇને બેભાન થઈને પડી! કલાકાર ચમક્યો. એ સ્ત્રીનો એક હાથ મૂર્તિના પગ પાસે હતો. થોડી વાર પછી તે સ્ત્રી ભાનમાં આવી. તે સ્વસ્થ બેઠી એટલે શિલ્પીએ એને પૂછયું, "તું મૂર્તિ પર શા માટે પડી? જો મૂર્તિ તૂટી જાત, તો કળાનું એક ભવ્ય સ્મારક નાશ પામ્યું હોત!"

પેલી સ્ત્રી રડી પડી અને મૂર્તિના સૌંદર્યને પીતી પીતી બોલી, "આ મારો પતિ છે શું તમને યાદ નથી, કે એક દિવસે ખેતરે જતા મારા પતિને રોકીને તમે કેટલીક રેખાઓથી એમનુ ચિત્ર દોર્યું હતું? જે મૂર્તિની કિંમત દશ હજાર રૂપિયા છે અને જેને ખરીદવાને માટે કલાપારખુઓ ચડસાચડસી કરી રહ્યા છે, એ કલાનો મૂળભૂત આધાર આ માનવી, જે જીવનના બન્ધનથી વિમુક્ત એવી કલાનુ ભવ્ય સ્મારક બન્યો છે, તે રોટીના બે ટુકડાને માટે ટળવળીને મરણ પામ્યો!"

કલાકાર ગહન વિચારોમાં ડૂબી ગયો. 'શું કળાએ, કળાના મૂળ આધાર માનવને ઉપર ઉઠાવવો ન જોઈએ?' તે નિશ્ચિત ન કરી શક્યો કે કળા મોટી કે માનવતાની સેવા મહાન! તેણે ચિત્રની કિંમત દસ હજાર રૂપિયા લઈ લીધા અને ગામડામાં જઈને કળાનો ભેખ જગાડવા લાગ્યો. કળામાં જીવનનું વ્યાપક તત્ત્વ નજરે પડવા લાગ્યું. કળા જીવનોન્મુખી બની. શિલ્પી જેટલુ ધન કમાયો, તે તેણે ગ્રામ-જીવનના ઉત્થાનમાં વાપર્યું.

માનવ-જીવનનું ઉત્થાન એટલે માનવતાનો વિકાસ એ કળાની ઉન્નતિ કે એનો વિકાસ નથી શું?

---

કલાની સઘળી શાખાઓ જીવનના દિવ્ય સૌન્દર્યના, માનવને વ્યક્ત કરતા આવિર્ભાવો છે. જ્યારે આપણે કલાકૃતિઓના આંતરમર્મનો સાક્ષાત્કાર કરી શકીશું, અને આપણા નિત્ય-જીવનના દરેક અભિનય, વચન અને કાર્યમાં એ દિવ્ય સૌન્દર્યને પ્રકટાવી શકીશું, ત્યારે આપણે પરમ સૌન્દર્યમય સત્‌ની સમીપ જઈ શકીશું, અને એની સાથે એક થઈ શકીશું.



# બાપુનો પરિવાર

## કર્મયોગી મોતીભાઈ

રામનારાયણ ના. પાઠક

'સત્ય તો મેં મોતીલાલની આંખમાં જ જોયું' બાપૂ

મોતીભાઈ દરજી વઢવાણના રહીશ હતા. દરજી કામ કરીને તેઓ પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતા. રોજ પાંચ કલાક સંચો ચલાવવો એવો તેમણે નિયમ કર્યો હતો. લગ્નસરા અને તહેવારના દિવસોમાં બીજા દરજીઓ રાતદિવસ ગાંડા થઈને કામ કરતા. પરંતુ મોતીભાઈના સંચાનો એક પણ આંટો પાંચ કલાક પૂરા થયા પછી ન ફરતો. મોતીભાઈ આજીવિકા અર્થે ધંધો કરતા તેમાં પૂરા પ્રમાણિક હતા. તેમના ભાવ બાંધેલા હતા. સિલાઈ મજબૂત અને સફાઈદાર કરતા. તેમનાં ઘરાક લગભગ બાંધેલાં હતાં.

દરજી કામ સિવાયનો બાકીનો બધો વખત મોતીભાઈ સેવાકાર્યમાં આપતા. પોતે બહુ ભણેલા ન હતા. પણ હાઈસ્કૂલ અને કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ, વકીલો, ડાક્ટરો તેમના મિત્રો હતા. તેમની પાસેથી મોતીભાઈ સારાં સારાં પુસ્તકો એકઠાં કરતા. પોતાની હાટડીના એક કબાટમાં રાખતાં. કામ પૂરું કરીને તરત પુસ્તકો લઈ મોતીભાઈ શહેરમાં નીકળતા. માતાઓ સુધરશે તો બાળકો સુધરશે અને તેનાથી આખી પ્રજા સુધરશે આવો વિચાર કરીને મોતીભાઈ શેરીઓમાં જતા ત્યાં થોડું ભણેલી બહેનોને શોધી કાઢતા અને તેને એકાદ સારું પુસ્તક આપતા. એ બહેન પહેલાં પોતે વાંચી જતી. ત્યાર બાદ મોતીભાઈ તેને પૂછતા, "આમાં તમે શું સમજ્યાં?" મોતીભાઈ તેને પ્રથમ પુસ્તકનું રહસ્ય સમજાવે પછી કહે, "હવે રોજ એક કલાક આ ચોપડી પાડોશની અભણ બહેનોને તમારે ઘરે કે આગળે એકઠી કરી વાંચી સંભળાવજો." આમ શેરીઓમાં મોતીભાઈના સ્ત્રી-શિક્ષણ વર્ગો ચાલતા. મોતીભાઈનાં પત્ની સાવ અભણ હતાં. તેમને પોતે ખૂબ મહેનત લઈને વાંચતાં કર્યાં.

વિદ્યાર્થીઓનાં માયકાંગલાં શરીર જોઈને મોતીભાઈએ ભોગાવાને તીરે એક કસરતનો અખાડો શરૂ કર્યો. રોજ સાંજે વિદ્યાર્થીઓને ત્યાં ભેગા કરે, રમત રમાડે, કુસ્તીના દાવ કરાવે, દંડ બેઠક અને આસનો શીખવે. આ વ્યાયામશાળાને માટે મોતીભાઈએ રાજ્ય પાસેથી જમીન પણ મેળવી.

ઝાલાવાડમાં ઉનાળાના દિવસોમાં પાણીનું ભારે દુઃખ હોય છે. એક ગામથી બીજે ગામ જતાં રસ્તામાં શ્રીમંત લોકો પૈસા આપી

પરબ બેસાડતા. મોતીભાઈએ પોતાની કસરતબાજ ટોળીની સાથે વીરડા ગાળવાનું કામ ઉપાડ્યું. ઉનાળાની લાંબી રજાઓમાં ઘેર આવેલા મોટા વિદ્યાર્થીઓ અને શહેરના સેવાભાવી જુવાનો સાથે મોતીભાઈ ત્રિકમ, પાવડા અને તગારાં લઈ ને ઊપડતા કેટલાય વીરડા મોતીભાઈએ આ રીતે તૈયાર કરી ત્યાં પરબ બાંધ્યા.

જુવાનિયાઓને આમ મોતીભાઈની પાછળ ફરતા જોઈને જૂના વિચારના લોકો વ્યંગમાં બોલવા લાગ્યા: "આ ટેલાએ છોકરાઓ ઉપર જાદુ કર્યું છે."

અને ખરેખર પ્રેમ અને સેવાભાવનાથી મોતીભાઈએ જુવાનો ઉપર જાદુ કર્યું હતું. એથેન્સની શેરીઓમાં સોક્રેટીસ પાછળ ફરતા જુવાનોને જોઈને ઘરડેરા ચિડાતા તેમ વઢવાણની શેરીઓમાં અને પાદરમાં મોતીભાઈ ફરતાં ચીટળાયેલા જુવાનોને જોઈને જૂનવાણી વિચારતા લોકો ભારે ચિડાતા. પણ મોતીભાઈને કે જુવાનોને તેની પરવા ન હતી. તેઓ તો પોતાની સેવાની ધૂનમાં મસ્ત હતા.

મોતીભાઈ પાસે પુસ્તકો વધતાં ગયાં દુકાનમાં સમાયાં નહીં એટલે એક મેડી રાખી. તેમાં પુસ્તકાલય કર્યું. કોઈની પાસેથી કબાટો મેળવ્યા. નામ રાખ્યું "ધર્મ પુસ્તકાલય" પુસ્તકાલયમાં વાસીદું પાણી અને ગાર ગોરમટી મોતીભાઈ જાતે જ કરતા. પુસ્તકોની લેવડ દેવડનું, સાચવવાનું, ફાટી જાય તો સાંધવાનું, બધું કામ મોતીભાઈનું મંડળ જાતે જ કરતું પૂ૦ બાપુજી વઢવાણ ગયેલા ત્યારે આ પુસ્તકાલય જોઈ ખૂબ રાજી થયેલા અને મુલાકાત પોથીમાં મોતીભાઈને માટે પ્રશંસાના ચાર શબ્દ લખેલા.

મોતીભાઈને પુસ્તકિયા ભણતર ગમતું ન હતું. એ ભણતર શરીર અને મનને નબળાં પાડે છે એમ તેઓ માનતા હતા. તેથી પોતાના દીકરાઓને નિશાળેથી ઉઠાડી લઈ ઘેર ભણાવવાનું શરૂ કર્યું.

ઘર આંગણે સૌએ ગાય પાળવી જોઈએ એમ મોતીભાઈને વિચાર કરતાં લાગ્યું. મન સાથે નિર્ણય થયો કે તરત સત્યનિષ્ઠ મોતીભાઈ ઉઘાડે પગે ને ઉઘાડે માથે ગાય લેવા નીકળી પડ્યા. ઘર આંગણે ગાય બંધાય પછી જ પગમાં પગરખાં અને માથે પાઘડી પહેરવી એવો નિશ્ચય કરીને ચાલી નીકળ્યા કેટલાક દિવસો ગામડે ફરી, ગાય લઈ ને ઘેર આવ્યા. ત્યાર પછી જ જોડા પહેર્યા અને માથે પાઘડી બાંધી. ગાય તો લાવ્યા પણ તેને માટે છાપરું ન હતું. શિયાળાના દિવસો હતા. રાતે ગાયને ઠંડી લાગતી હશે એવો વિચાર આવતાં પોતાનું ઓઢવું ગાયને ઓઢાડ્યું અને ઠંડીથી બચવા માટે પોતે સવાર સુધી ભજન કરતા પથારીમાં બેસી રહ્યા. બીજે દિવસે ગાયને માટે કડબનું છાપરું બનાવી દીધું.

વીરમગામની લાઇનદોરીનો ત્રાસ એ જમાનામાં સૌરાષ્ટ્રવાસીઓને ભારે હતો. બાપુ ૧૯૧૭ની સાલમાં મુંબઈથી રાજકોટ જતાં વઢવાણથી પસાર થયા ત્યારે મોતીભાઈ પોતાની ટુકડી સાથે બાપુને મળવા વઢવાણ જંકશન પહોંચ્યા અને લાઇનદોરી નાબૂદ કરાવવા વિનંતી કરી. બાપુએ પૂછ્યું, "તમે જરૂર પડયે જેલ જવા તૈયાર છો કે?" જવાબમાં મોતીભાઈએ હિંમતભેર કહ્યું, "અમે આ અન્યાય ટાળવા ફાંસીએ ચડવા પણ તૈયાર છીએ" પ્રથમ પરિચયે જ અભણ ગામડિયા જેવા લાગતા પણ ભણેલાઓને દોરનારા સૌરાષ્ટ્રના એ લોકનાયકની આંખમાં બાપુએ સાચને માટે મરી ફીટવાની તમન્ના જોઈ. બાપુ રાજી થયા. લાઇનદોરી નાબૂદ કરવા માટે બનતું કરવાનું વચન આપ્યું.

મોતીભાઈનું સેવાક્ષેત્ર ધીમે ધીમે વિસ્તરતું જતું હતું. વઢવાણના આશાસ્પદ યુવાનોના હૃદયમાં સેવાભાવનાનાં બીજ રોપાતાં હતાં. એવે સમયે સૌરાષ્ટ્રમાં પહેલવહેલી મરકી આવી. વઢવાણ ખાલી થવા લાગ્યું.

મરકીના નામથી લોકો ભડકીને ભાગવા લાગ્યા. મોતીભાઈએ "હિન્દ કેસરી મંડળ" નામની સેવામંડળી ઊભી કરી માંદાઓની સારવાર કરવામાં સૌ લાગી ગયા. મરકીના ભયથી મરેલાને મસાણે પહોંચાડનાર કોઈ ન હતુ મોતીભાઈની સેવામંડળીએ એ કામ ઉપાડી લીધું. લોકોએ પોતાના જીવ વહાલા કર્યા હતા ત્યારે મોતીભાઈ નિરાધારના આધાર બન્યા એક વૃદ્ધ ડોશીમાને તાવ આવીને ગાંઠ નીકળેલી તેને ડાક્તરે આશ્વાસન આપતા કહ્યું, "માજી, ગભરાશો નહીં" ડોશીમા કહે, "મારો મોતી પડખે ઊભો છે ને મને શી ફિકર હોય?"

પણ આ મરકીએ મોતીભાઈને પણ ન છોડ્યા. તેમને તાવ શરુ્યો ગાઠ નીકળી મોતીભાઈ પથારીવશ બન્યા મિત્રો ચિંતાતુર બની વીંટળાઈ વળ્યા સૌને પોતાની આસપાસ ઊભેલા જોઈને મોતીભાઈએ કહ્યું, "મારા એકલાની સારવારમાં તમે આટલા બધા રોકાઓ તે બરાબર નથી માત્ર એક જણ અહીં રહે બાકીના બધા જેમને વધારે જરૂર છે તેવાં નિરાધારની સેવામાં પહોંચી જાઓ.

મોતીભાઈના ફરી જીવવાની આશા ઓછી થવા લાગી. મિત્રો, માતપિતા, પત્ની સૌ ભારે દુઃખ અનુભવવા લાગ્યા. પણ મોતીભાઈએ એક સાચા યોગીની પેઠે છેલ્લી ઘડી સુધી હિંમતપૂર્વક હસતે મોએ દુઃખ વેઠી લીધુ. શાંતિથી રામનામનું રટણ કરતા વઢવાણના એ કર્મયોગી પરમશાંતિ પામ્યા. વઢવાણ તેમના વિના સૂનું પડ્યું. પણ મોતીભાઈનો સેવાનો વારસો શ્રી. ફુલચંદભાઈ શાહ અને શ્રી. ચમનભાઈ વૈષ્ણવ જેવા તપસ્વી સેવકોએ દીપાવ્યો મોતીભાઈની પ્રેરણાથી વઢવાણમાં સેવકોનું એક મંડળ રચાયુ. એ રીતે મોતીભાઈનુ જીવન સફળ થયું

મોતીભાઈની સંવત્સરી નિમિત્તે તેમના જ નામથી પ્રસિદ્ધ થયેલા વઢવાણના મોતીચોકમાં એક વાર સભા ભરાી. તેમાં ફુલચંદભાઈએ સ્વરચિત ગીત ગાયું:

"ધન્ય તારુ જીવતર મોતી
હો લાખવાર ધન્ય તારું જીવતર મોતી."

ગીતમાં મોતીભાઈનાં સેવાકાર્યોને અંજલિ આપતાં છેવટે કહ્યું:

"વઢવાણનો તું ત્યાગી તપસ્વી,
મહાત્માનું પારખેલ મોતી,
હો લાખવાર ધન્ય તારું જીવતર મોતી"

સેવાકાર્યમાં સદાય રત રહેલા અને સેવાકાર્ય કરતાં કરતાં મોતને ભેટી જીવન ધન્ય કરી ગયેલા મોતીભાઈ દરજી લોકસેવકોને માટે એક સુંદર આદર્શ મૂકી ગયા છે

પૂ૦ બાપુએ ગીતાબોધમાં યજ્ઞકાર્ય અને યાજ્ઞિકની વ્યાખ્યા આપતાં મોતીભાઈનો દાખલો ટાંક્યો છે. એમાં મોતીભાઈની જીવન કલાને બાપુએ સરસ રીતે સમજાવી છે દરેક સાધકને માટે એ ચિત્ર પ્રેરણાદાયી છે. મુમુક્ષુની શ્રદ્ધાને દૃઢ કરે તેવું છે.

'એવા દરજીને તો આપણે વઢવાણમાં જ જોયો ...વિચાર કરતા ને શોધતાં આપણને બધા ધંધામાં કેવળ યજ્ઞાર્થે જીવન ગાળતાં ને પોતાનો ધંધો ચલાવતા માણસો નજરે પડશે. ખરું છે કે આવા યાજ્ઞિકો પોતાનો ધંધો કરતાં આજીવિકા મેળવે છે પણ તેઓ ધંધો આજીવિકા ખાતર નથી કરતાં. આજીવિકા તેઓને સારુ તે ધંધાનું ગૌણ ફળ છે. મોતીલાલ પૂર્વે પણ દરજી હતો ને જ્ઞાન થયા પછી પણ દરજી રહ્યો. તેની ભાવના બદલાઈ એટલે તેનો ધંધો યજ્ઞરૂપ બન્યો. તેમાં પવિત્રતા દાખલ થઈને ધંધામાં બીજાના સુખનો વિચાર દાખલ થયો તેના જીવનમાં ત્યારે જ કલાએ પ્રવેશ કર્યો. યજ્ઞમય જીવન કલાની પરાકાષ્ઠા છે. ખરો રસ જ તેમાં છે કેમ કે તેમાંથી નિત્ય નવાં ઝરણાં ફૂટે છે માણસ તે પીતાં થાકતો જ નથી. ઝરણાં કદી સુકાતાં નથી. યજ્ઞ બોજારૂપ લાગે તે યજ્ઞ નથી. ભોગે તે ત્યાગ નથી ભોગને અંતે નાશ છે ત્યાગને અંતે અમરતા છે"

મોતીભાઈ સદાય અમર છે.

# ગાંધીજી બાપુ તરીકે

નિર્મળાબહેન શાહ

ગાંધીજીને આપણે પુત્ર, પતિ અને પિતાના સ્વરૂપમાં જોયા, પણ ગાંધીજીનું સાચું સ્વરૂપ તો બાપુના રૂપમાં જોવાનું મળે છે. સેવાગ્રામમાં મોટા મોટા પ્રશ્નો આવે, વાઇસરૉય સાથે પત્રવ્યવહાર ચાલે, કાર્યવાહક સભાની બેઠકો થાય, મોટા મોટા નેતાઓ આવે, મહાસભાવાદી અમલના સમયમાં પ્રધાનમંડળના લોકો સલાહ લેવા માટે આવે તો પણ અંતેવાસી લોકોને આની કંઈ પડી નહોતી. એમને રાજકારણમાં બહુ રસ નહોતો એમને તો બાપુએ શું ખાધું, શું પીધું, ક્યારે ઊઠ્યા અમુકને શું કહ્યું વગેરે વાતોમાં રસ હતો. અને ગાંધીજી પણ આશ્રમની નાની નાની બાબતોમાં જરૂર કરતાં વધારે રસ લેતા હતા.

કોઈ પણ પિતા પોતાના કુટુમ્બને માટે જે પ્રમાણે કાળજી રાખે છે અને દૂર રહેવાનું થાય તો અકળાઈ જાય છે તેમ ગાંધીજીને પણ આશ્રમથી દૂર રહેવાનું બનતું તો તેમને ગમતું નહીં. દૂર રહે તો પણ તેમનું મન તો આશ્રમમાં ને આશ્રમમાં જ રહેતું હતું.

એક વાર ગાંધીજી દિલ્હી આવ્યા હતા. પણ સેવાગ્રામ પાછા ફરવાની તેમને તાલાવેલી લાગી હતી ત્યારે એમણે જોયું કે જલદી પાછા નહીં જવાય ત્યારે તેમણે મહાદેવભાઈને ઝટ સેવાગ્રામ પાછા ફરવા કહ્યું. કામ તો ખૂબ જ પડેલું હતું અને વિકટ પ્રશ્ન પણ સામે હતા, છતાંય તેઓ જવા માટે આટલી બધી ઉતાવળ શા માટે કરે છે એ શ્રી બિરલાજીને સમજાયું નહીં. તેમણે કહ્યું, "આટલું બધું કામ હોવા છતાં તમે મહાદેવભાઈને મોકલવાની ઉતાવળ કરો છો તે મને ગમતું નથી." ગાંધીજીએ કહ્યું, "પણ મારી જવાબદારીનો તો ખ્યાલ કરો! હું તો સેવાગ્રામમાં એક ટોળું લઈને બેઠો છું. ત્યાં દરદીઓ તો છે જ, પણ ગાંડપણેય છે. કોઈ કોઈ વાર તો મનમાં થાય છે કે બસ હવે બધાને છોડી દઉં અને કેવળ મહાદેવને જ પાસે રાખું. બા ઇચ્છે તો તે પણ રહે. પણ જ્યાં સુધી આ ટોળાંની જવાબદારી લઈને બેઠો છું ત્યાં સુધી તો મારે જવાબદારી નભાવવી જ જોઈએ. આથી જ મારું શરીર તો દિલ્હીમાં છે પણ મારું મન સેવાગ્રામમાં છે."

બાપુ તો આશ્રમના પ્રાણ હતા. બાપુજી વહાલસોયા પિતાની માફક બધા આશ્રમવાસીઓ તરફ પ્રેમ દાખવતા. આજે બાપુ સૂના આશ્રમવાસીઓનાં મુખમાંથી ઉદ્ગાર નીકળે છે કે બાપુને જેમ જગત મહાન યુગપુરુષ માને છે તેમ અમે પણ માનીએ છીએ. બાપુ જ્યારે ટોળાઓથી ઘેરાયેલા હોય અથવા કામ કરતા હોય ત્યારે અમને લાગતું કે બાપુ અમારાથી ઘણા દૂર છે, તેઓ મહાત્મા છે. બાપુ એવી ટોચ પર છે કે જ્યાં જવું અમારે માટે અશક્ય છે જ્યારે અમારી બુદ્ધિ કામ ન કરતી ત્યારે અમે થાકીને શ્રદ્ધાથી તેમનાં ચરણોમાં બેસતાં અને જ્ઞાન શ્રવણ કરતાં. પણ જ્યારે બાપુ સૂવા જતા કે જમવા જતા અથવા તો એકલા હોય ત્યારે પાસે બેસતાં અને પગ દાબતાં, તે વખતે અમને લાગતું કે અમે [ અનુસંધાન પૃ. ૨૫મે ]

કસ્તુરબા............[ અનુસંધાન પૃષ્ઠ ૬થી ચાલુ ]
સરળમાં સરળ શબ્દોનો પ્રયોગ કરતા અને બા પોતાનો પૂરો અંગ્રેજી શબ્દ ભંડાર ઉપયોગમાં લેતાં. દીનબંધુ અને વિશ્વમાતાના વાર્તાલાપનું આ દ્દશ્ય ખૂબ જ પવિત્રતાથી ભરેલું છે.

## અભણ છતાં જ્ઞાની

બા સારી રીતે ભણ્યાં નહોતા મોટા મોટા અક્ષરોવાળું રામાયણ વાચતાં. તેનોય પૂરો અર્થ સમજી શકતાં નહોતાં. મારી પાસે કેટલીય વાર ગીતા શરૂ કરાવરાવી હશે. તેમને અર્થ સાથે કામ નહોતું. તેઓ તો ભાવનાનાં ઉપાસક હતાં પોતાની આંતરિક ભક્તિને કારણે ગીતા અને રામાયણથી તેમને પરમ આનંદ પ્રાપ્ત થતો. બા વર્તમાનપત્રો પણ વાચતા તેમની જિજ્ઞાસા બાપુની ક્રિયાશીલતા સમજવાની હતી. વર્તમાનપત્રો દ્વારા તેઓ જાણી લેતાં કે બાપુનાં કાર્યોની ક્યા કેવી અસર થઈ રહી છે. બા માટે એ જાણવું આવશ્યક હતું, કારણ કે બાપુ ક્યારે શુ કરી બેસે તેનુ થોડુ ભાન તો તેમને થઈ જાય

જ્યારે ૧૯૨૨-૨૩મા બાપુ પહેલી વાર જેલમાં ગયા ત્યારે બા બહાર હતા રાજકીય પરિષદોમાં કોઈ કોઈ વાર તેમને પ્રમુખ પદ માટે લઈ જવામા આવતા ત્યારે તેઓ તેનો સ્વીકાર કરી લેતાં તેમનામા આત્મવિશ્વાસ ઘણો હતો. શરૂઆતનુ ભાષણ આપવું તે તેમનુ કામ હતુ. તેઓ મને કહેતાં, "તમે ભાષણ લખી નાખો." પણ હું એવું કરતો નહોતો. હું કહેતો, "બા, વિચાર તમારા, ભાષા મારી" તેઓ પોતાના મનમાં વિચારતાં અને બોલતાં. કઈ વાત કહેવી જરૂરી છે, એના પર વધારે ભાર દેવા જેવો છે તે બધું વિચારતાં અને ધીરે ધીરે ભાષણ તૈયાર કરાવતાં. સત્યાગ્રહના સાચા સિદ્ધાંતોની બાને સ્વાભાવિક રીતે જ ખબર હતી તેઓ જ તેમના ભાષણનો આત્મા બનતા. આ પરિષદો ત્રણ, ચાર દિવસો સુધી ચાલતી. છેવટે ફરી પ્રમુખનું સમાલોચનાત્મક ભાષણ થતું. એમા હું તેમને કશી મદદ કરી શકતો નહોતો. આ ભાષણમા ચાર દિવસની કાર્યવાહીનો બધો નિચોડ આવી જવો જોઈતો હતો. એમાં બાની સાચી પરીક્ષા થતી. પણ [illegible] તેઓ સફળ થતા બધી વાતોને યાદ કરી તેમાથી તેઓ સાર કાઢી લેતા અને સૌ સમક્ષ તે પોતાની ભોળી ભાષામા મૂકી દેતાં. આવો અનુભવ મને ચાર વાર થયો—આણંદમા, પુષ્કરમાં અને બે વાર દહેરાદૂનમા.

## બાના ગુણ

બાના મૃત્યુ પ્રસંગે શ્રી ચક્રવર્તી રાજગોપાલાચાર્યે કહ્યું, "Ba was born to be a queen" (બાનો જન્મ રાણી બનવા માટે થયો હતો.) વસ્તુત તેમનામા રાણીના જેવું નિર્ભયપણું, આત્મસમ્માનની ભાવના અને બીજાની દેખરેખ તથા આદર સત્કાર કરવાના ગુણ હતા. તેમનામાં મુખ્ય ગુણ એ હતો કે તેઓ કદી આળસ કરતાં નહિ. મેં ત્રીસ વરસ સુધી તેમને ધ્યાનથી જોયા, પણ તેમનામાં આળસનુ નામ ન જોયું. કામ વિના બેસી રહેવાનું તેમનાથી થઈ જ શકતુ નહોતું. રસોડામા તેમનું એક છત્રી રાજ્ય રહેતું. જેમણે તેમના હાથ તળે રસોઈનું કામ કર્યું છે તેઓ જાણે છે કે એ કામ કેટલું ભય ભરેલું હતું સહેજ પણ ભૂલ થતાં સાંભળવું પડતું. અને તેમનુ કામ બરાબર તેમની જ રીતે કરવું પડતું. જેમ માલિક નોકર પાસેથી કામ લે છે તેવી જ રીતે તેઓ પોતાની ઇચ્છા મુજબ કામ કરાવતાં. અમારામાંથી કેટલાકને એનો સ્વાદ મળ્યો છે.

ખાશાબાપુ

કેટલીક વાતોમાં બા અને બાપુમાં વિરોધ પડતો. એક વાર બા બોલ્યાં, "કાકા સાહેબ, તમે તો બાપુના પક્ષના છો." મેં કહ્યું, "બા! બાપુ સામે મારું કશું ચાલતું નથી, પણ હૃદયથી તો હું તમારા પક્ષનો છું." બાપુ કોઈ પણ વ્યક્તિ પાસે તેમની શક્તિ બહારનું કામ લઈ લેતા હતા. તેઓ વ્યક્તિની અશક્તિનું માપ તેમના જ હાથમાં સોંપી દેતા અને પછી વીણાના તાર એટલા તંગ કરતા જતા કે ચઢાવતાં ચઢાવતાં તે તૂટી જ જતા. તેઓ કહેતા: "પોતાની મર્યાદા જાતે જ ઓળખી લો." જ્યાં સુધી તમે મને ના નથી પાડતા ત્યાં સુધી હું તો તમને આગળ વધારવાનો જ છું." બાની રીત બીજી હતી. તેઓ વ્યક્તિની શક્તિ-અશક્તિ ઓળખીને તે પ્રમાણે તેમને કામ દેતાં. આમાં મારી સમજ પ્રમાણે તેઓ બાપુ કરતાં વધારે સાચાં હતાં, કેટલીક વાતો બાપુ બા પાસેથી શીખ્યા. બાના મૃત્યુ પછી ઐતિહાસિક તેમ જ રાજનૈતિક દૃષ્ટિએ જે મહત્ત્વપૂર્ણ પત્રો બાપુએ વાઈસરૉયને લખ્યા હતા તેમાં તેમણે એ કબૂલ કર્યું છે કે મારું સત્યાગ્રહનું શિક્ષણ મને મારી પત્ની પાસેથી મળ્યું છે. આવાં મહાન બાને અભણ હોવાને કારણે નીચાં ગણવાં તે આપણા હૃદયનું ઓછાપણું છે.

કસ્તુરબા કેન્દ્રોમાં હું વારંવાર કહું છું કે અભણ હોવા છતાં પણ બા કેટલાં ચારિત્ર્યવાન હતાં, એમાંથી પાઠ લો. હિંસાના યુગમાં પુરુષનું નેતૃત્વ અપરિહાર્ય છે, પરંતુ અહિંસાના ક્ષેત્રમાં સ્ત્રી જ નેતૃત્વ કરશે. આત્મ-વિલોપન, આત્મ-બલિદાનનો ગુણ સ્ત્રીમાં છે. મેં એવી સ્ત્રીઓ જોઈ છે જેમણે પતિના ક્રોધાગ્નિને પોતાની શાન્તિ દ્વારા શાંત પાડ્યો છે. પરંતુ જગતનું નેતૃત્વ એક શિક્ષિત સ્ત્રી જ કરી શકશે. એકાંગિતા દૂર કરીને એવું સાચું શિક્ષણ મળવું જોઈએ, જેમાં ઉજ્જ્વળ ચારિત્ર્યનું નિર્માણ થાય.

કસ્તુરબાએ આપણી સંસ્કૃતિનો સાચો વારસો તેના મૂર્ત રૂપમાં પ્રગટ કર્યો, અને છેવટે તે આપણને સોંપીને ચાલ્યાં ગયાં. પાંજરાનાં પક્ષીની જેમ આગાખાન મહેલમાં તેઓ ઝૂરતાં રહ્યાં. માત્ર એક જ સંતોષ હતો કે બાપુ સાથે છે, પણ સ્વતંત્ર પક્ષી ચિંતામાં મરી ગયું. સારું થયું, બા વહેલાં ગયાં, નહિ તો બાપુના પ્રેમને કારણે તેઓ તેમનું બલિદાન ન સહી શકત. બાપુ કહેતા કે, "બામાં અદ્ભુત શક્તિ હતી." આપણે આનું પવિત્ર સ્મરણ કરીએ અને તેઓ આપણાં હૃદયમાં બિરાજમાન થઈ આપણું જીવન કૃતાર્થ કરે.

---

એક વાર કવિવર રવીન્દ્રનાથ ટાગોર શ્રી અરવિંદના દર્શન કરવા આવ્યા. ગુરુદેવ અંદર ગયા ત્યારે હસતા હતા. બહાર આવ્યા ત્યારે તેમની આંખમાં આંસુ હતાં કોઈએ પૂછ્યું, "આમ કેમ?" ગુરુદેવે જવાબ આપ્યો, "શ્રી અરવિંદ મારા મિત્ર હતા. બંગભંગની લડતમાં અમે સાથે કામ કર્યું હતું. એટલે અંદર જતી વખતે હું મિત્રને મળવાના આનંદમાં હતો. પણ અંદર જઈ મેં શ્રી અરવિંદનાં દર્શન કર્યાં, તેમના તપનું તેજ જોયું, લલાટ પર ભક્તિની ભવ્યતા જોઈ, તેમના શરીર ઉપર પ્રગટ થયેલી સુવર્ણમય દિવ્ય કાન્તિ જોઈ. મનુષ્ય પોતાનો આવો વિકાસ સાધી શકે છે એ જોઈ મારી આંખમાં આનંદનાં આંસુ આવી ગયાં."

ગાંધીજી બાપુ તરીકે [અનુ૦ પૃ૦ ૨૨થી ચ ૬]
અમારા બાપુ પાસે છીએ અનેક મીઠી મશ્કરીઓ પણ કરતા આવે સમયે જ બાપુ પાસે રહેનારને બાપુનો મીઠો પ્રેમ મળતો ગાંધીજીના બે રૂપ હતા એક મહાત્મા ગાંધીનું અને બીજુ અમારા વહાલસોયા બાપુનું

મણિલાલ ગાંધીના પત્ની સુશીલા ગાંધી કહે છે, "બાપુનું પહેલું મીઠું સ્મરણ હું આશ્રમમાં નવી આવી ત્યારનું આજે પણ મારી આંખ સમક્ષ ખડું થાય છે મને બાફેલી રસોઈ ભાવતી નહોતી એ વસ્તુ બાપુએ જોઈ તેમણે મને નજીક બોલાવી અને પ્રેમભરી વાણીમાં જણાવ્યું 'સુશીલા હું તારો સસરો નથી બાપુ જ છું તારે મને વિના સંકોચે બધી વાતો જણાવવી જોઈએ.' મારા પતિને પણ બોલાવી મીઠો ઠપકો આપ્યો કે તારે સુશીલાની સંભાળ રાખવી જોઈએ. બાપુએ મને કહ્યું કે અહીં ખાનગી રસોડામાં તારી જમવાની વ્યવસ્થા કરી દઈશ. પણ મે ના પાડી આથી બાપુના ચહેરા ઉપર આનંદ ઝળહળી ઊઠ્યો અને સંતોષ સાથે કહ્યું 'મને એ વસ્તુ બહુ ગમી.' એ આનંદ અમને ઘણા કામો કરવા પ્રેરતો અને એ બાફેલી રસોઈ તો મિષ્ટાનથીયે વધારે મીઠી લાગવા માંડી."

બાપુજી જેટલો પ્રેમ પોતાના પુત્ર પર દાખવતા હતા તેટલો બીજા પર પણ દાખવતા હતા. ફિનિક્સ આશ્રમનો આ પ્રસંગ છે એક રવિવારે વાદળા ઘેરાયેલા હતા. અને ઝરમર ઝરમર વરસાદ પડતો હતો. આવે વખતે આશ્રમના નાના મોટા સર્વે નાના ધોધ જોવા નીકળ્યા હતા. બાપુજી ત્યાં નહોતા આવ્યા ત્યાં એવો નિયમ હતો કે એક વાર નિશ્ચય કરે એટલે તેનો અમલ કરવો જ જોઈએ અને ન કરે તો બાયલા ગણાય આથી વરસાદ હતો છતાંય ધોધ જોવા માટે સર્વે ગયા. પહાડી રસ્તો હતો અને સાથે બોજો હતો તેથી નાના વિદ્યાર્થીઓને કેટલીક વાર ઊંચકી લેવા પડતા. પાછું આવતા અંધારું થઈ ગયું તેથી બાપુજીને ચિંતા થઈ અને તેઓ શોધવા માટે નીકળ્યા. આશ્રમથી માઈલ દૂર અમારો ભેટો થઈ ગયો છોકરા બાપુને વળગી પડ્યા. બે નાના વિદ્યાર્થીઓને તો બાપુએ તેડ્યા પણ ખરા. દીકરાઓએ ના પાડી પણ બાપુ શેના માને? અને માને તો બાપુ શેના?

બાપુજી ભલે મહાત્મા તરીકે કે પ્રખર રાજ્યકર્તા તરીકે વિખ્યાત હોય, પરંતુ તેઓ તો સૌના વહાલસોયા બાપુ બનવા જ ઇચ્છતા હતા અને એ આપણા સૌના બાપુ બની પણ શક્યા ખરા. જુહુ તટ પરનો પ્રસંગ છે શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય પ્રાર્થના પૂરી થયા પછી બાપુની પાસે ગયા. બાપુ એ વખતે બાળકોને ફળ વહેંચતા હતા

વાર્તાલાપ પૂરો થયા પછી કમળાદેવીએ વંદન કર્યા બાપુએ એના બદલામાં એમને એક ફૂલનો હાર ને કેરી આપી કમળાદેવી હસતા હસતા ધીમે સાદે બોલ્યા, "શું હું પણ નાની બાળક છું?" બાપુ બોલ્યા "આપ બચ્ચે નહીં, મગર બાપુ તો બાપુ હૈ!"

આમ બાપુજી તો સૌના બાપુ જ હતા શ્રી જમનાલાલજી, મહાદેવભાઈ કિશોરલાલભાઈ વગેરેના ગાંધીજી બાપુ હતા. કિશોરલાલભાઈ પોતાના વિષે કહે છે '૧૯૧૬માં મારા પિતાનું અવસાન થયું ત્યારે મને સૂનું સૂનું લાગતું હતું તે વખતે ઈશ્વરકૃપાથી પરિસ્થિતિ એવી હતી કે કુટુંબની ચિંતા પહેલા કરતા ઘણી હળવી થઈ ગઈ હતી અને મારા મનમાં એવા

હિંસાની કેવી ને કેટલી શક્તિ જોઈએ? આને અંગે હું તમને સૂચવું છું કે એ જબરજસ્તીની સામે કદાચ સમગ્ર એશિયાનો આધાર મળે તો તમે ટકી શકો અને તે છતાંયે યુરોપનાં શસ્ત્રાસ્ત્રો તમારાથી ચડિયાતાં હશે તો તમે તેમની સામે નહિ ફાવો. પરંતુ અહિંસાના સાધન વડે તમે એકલા એકલા પણ તે બન્નેનો પ્રતિકાર કરી શકો. તમારો એકેએક આદમી ખપી જાય એમ બને પણ તમને જીતીને તાબે કરવાનું તો કોઈથી નહિ બને.

મારી પોતાની દૃઢ પ્રતીતિ છે કે, આપણી પ્રજાનો આખો સમુદાય હિંમત અને નીડરપણાની જે કક્ષાએ પહોંચ્યો છે તે ઊંચાઈએ સંપૂર્ણ અહિંસાના પ્રયોગ વિના કદી ન પહોંચી શકત.

સત્ય અને અહિંસા કરતાં મોટી શક્તિ જગતમાં નથી. એની આગળ અણુબોમ્બ કશી વિસાતમાં નથી.

અણુબોમ્બની આ અત્યંત કરુણ ઘટનાથી વાસ્તવિક રીતે જે બોધ તારવવાનો છે તે એ છે કે, હિંસાનો જેમ પ્રતિહિંસાથી નાશ ન થાય, તેમ એ બોમ્બનો નાશ સામા બીજા વધારે વિનાશક બોમ્બ બનાવવાથી થવાનો નથી. માણસ જાતને હિંસામાંથી ઊગરવું હોય, તો અહિંસા સિવાય બીજો એકે માર્ગ નથી. દ્વેષ માત્ર પ્રેમથી જીતી શકાય. સામો દ્વેષ કરવાથી મૂળ દ્વેષના વિસ્તાર અને ઊંડાણ જ વધે છે.

અહિંસા પરમ ધર્મ છે, તે શૂરાનો છે, કાયરનો કદી નહિ. બીજા મારે ને આપણે માણીએ, ને તેને ધર્મપાલન માનીએ, એ કેવળ આત્મવંચના નહિ તો બીજું શું?

[પૃષ્ઠ ૧૧, હિન્દી શિક્ષણ-પત્રિકામાંથી, ૧૮, જીવન સાહિત્યમાંથી]

## અનુક્રમણિકા ........................................ ૨૮ ફેબ્રુઆરી ૧૯૫૧





ગુરુદેવ તેમ જ બાપુજી વ્યક્તિગત આત્મશક્તિ વડે એ ભિન્ન ભિન્ન માર્ગે પણ સત્યનું દર્શન કરી શક્યા. પરંતુ આપણે જો માત્ર જીવનમાં તપ પરાયણ માર્ગે પ્રયાણ કરીએ તો જીવનમાં શુષ્કતા આવી જવાનો સંભવ રહે છે ખરો. એ જ પ્રમાણે આપણે સૌંદર્યને જ પ્રાધાન્ય આપીએ તો એમાં સ્વચ્છંદતા આવી જવાનો ભય રહે છે તેથી એ બન્નેમાંથી બચવા માટે તપ પરાયણ માર્ગનો સંયમ અને સૌંદર્યદર્શી માર્ગનો આનંદ એ બન્નેનો સમન્વય કરવામાં આવે તો એ નૂતન માર્ગ આપણા વિકાસને અવશ્ય સહાયરૂપ થઈ શકે.

આવા સમન્વયનું બીજ માનવીના અંતરમાં રહેલી સર્જનશીલ સંવેદનામાં રહેલું છે. આવી સંવેદનાની દૃષ્ટિએ બાપુજીની રચનાત્મક પ્રવૃત્તિઓનું તેમ જ ગુરુદેવની સૌન્દર્યદર્શી પ્રવૃત્તિઓનું મહત્ત્વ સરખું જ છે.

તેથી 'રૂપાંયતન'નો મુખ્ય ઝોક આવી સર્જનાત્મક સંવેદનાને જાગ્રત કરી એને સર્જવાદી અને સુરસવાદી કરવા પ્રત્યે જ રહેશે અને એ જ રીતે સત્યના આનંદની તેમ જ સત્યની તપસ્યાની અનુભૂતિ કાર્ય દ્વારા કરીને માનવી સંપૂર્ણતાનો સ્પર્શ કરવાને શક્તિશાળી થાય અને એમાં જીવનનો પરમ આનંદ અનુભવી શકે તો 'રૂપાયતન'નો આદર્શ સફળ થાય.

# ગ્રંથાવલોકન

પાયાની કેળવણી લે. ગાંધીજી

પ્ર. નવજીવન કાર્યાલય અમદાવાદ કિં ૧-૮-૦; ક્રા. ૧૬૧

બીજા અનેક ક્ષેત્રોની પેઠે બાપુજીએ કેળવણીના ક્ષેત્રમાં પણ અણીને ઘડીએ દીર્ઘ દૃષ્ટિપૂર્વક રસ્તો બતાવ્યો છે. એમની પાયાની કેળવણીની યોજનાએ આખા જગતનું ધ્યાન ખેંચ્યું છે અને એનું ઊંડું મૂલ્ય પણ સૌ સમજદાર અને કેળવણીકારોને દેખાયું છે.

આજ લગી એમના કેળવણી વિષયક બે પુસ્તકો —

(૧) ખરી કેળવણી

(૨) કેળવણીનો કોયડો

બહાર પડી ચૂકયાં છે વળી ૧૯૩૭ પછી શિક્ષણમાં બે મુખ્ય બાબતો તરફ બાપુજીને ખાસ ધ્યાન આપવાનું થયું—(૧) રાષ્ટ્રભાષાનો પ્રચાર, (૨) રાષ્ટ્રની સાર્વત્રિક કેળવણી. પહેલી બાબત અંગેના એમના લખાણોનો સંગ્રહ 'રાષ્ટ્રભાષા વિષે વિચાર' એ નામરૂપે પ્રસિદ્ધ થયો છે ત્યારબાદ હવે બીજી બાબત અંગેના એમના લખાણોનો આ સંગ્રહ 'પાયાની કેળવણી' પ્રસિદ્ધ થતાં એમના વિચારોને પ્રથગ્થ રૂપે આપણને મળતા આનંદ થાય છે.

આખા પુસ્તકને પાંચ ખંડમાં વહેંચી દીધું છે.

(૧) પુનર્ઘટનાનો સિદ્ધાંત

(૨) વર્ધા શિક્ષણ પરિષદ

(૩) વર્ધા શિક્ષણ યોજના

(૪) કેટલાક નોંધપાત્ર પ્રયોગો

(૫) આગળનું કામ

આ પાંચે ખંડમાં એમના અગત્યના વિચારો આપણને જાણવા મળે છે. હવે આપણને આઝાદી મળી ગઈ છે પણ જ્યાં સુધી કેળવણીના ક્ષેત્રમાં મૂળભૂત ફેરફાર કરવામાં ન આવે ત્યાં સુધી આપણું કામ સંગીન થાય એમ નથી અને રાષ્ટ્રનું ભાવિ પણ જોખમમાં જ રહેશે. બાપુજી તો યુગદ્રષ્ટા હતા. એમણે કેળવણી વિષે જે ઊંડા વિચારો દર્શાવ્યા છે એ ખરેખર રાષ્ટ્રના ઘડતરમાં ખૂબ ઉપયોગી થઈ પડે એમ છે. એમના મનનીય વિચારોને સમજવા માટે સૌ કોઈએ એમના આ બધા પુસ્તકો અવશ્ય વાંચવા જોઈએ.

મુ૦ ક૦

# 'રૂપાયતન'




બાપુજી અને ગુરુદેવ એ બંને મહાવિભૂતિઓ આપણી સમીપ ઉચ્ચ આદર્શ મૂકી ગયેલ છે. અમે માનીએ છીએ કે, બાપુજી અને ગુરુદેવના આદર્શોનો સુભગ સમન્વય કરી એમાથી નિષ્પન્ન થતા રચનાત્મક માર્ગનું અનુસરણ કરવામાં વ્યક્તિનું તેમજ સમષ્ટિનું સાચું કલ્યાણ રહેલું છે. આ બન્ને મહા – વિભૂતિઓના ઉન્નત જીવનાભિલાષોના સમન્વયથી જ આપણું ભાવિ ગૌરવશીલ બની શકશે, અને એમાં જ આપણું શ્રેય રહેલું છે. તેથી અમે આવા સમન્વયને મૂર્ત કરે એવી સંસ્થા જૂનાગઢમાં સ્થાપવા નિશ્ચય કર્યો છે.

બાપુજી અને ગુરુદેવના આદર્શોના સમન્વયનો હેતુ સત્યની ઝાંખી કરવાનો છે. પરંતુ સત્ય તો અનેક રૂપે વ્યક્ત થઈ રહ્યુ છે. તેથી પ્રત્યેક વ્યક્તિ સત્યનું દર્શન પોતપોતાના સ્વભાવ અને પ્રજ્ઞા પ્રમાણે કરી શકે છે. ગુરુદેવ તો કવિ હતા, એટલે એમણે સત્યનું દર્શન સૌંદર્યમાંથી નિષ્પન્ન થતી સંવાદિતા (Harmony) દ્વારા કરવા પ્રયત્ન કર્યો, જ્યારે બાપુજી તો હતા કર્મયોગી, એટલે તેઓ તપ – સંયમશીલ કર્મમાંથી નિષ્પન્ન થતી સંવાદિતા દ્વારા સત્યનું દર્શન કરવા મથ્યા. આમ સત્યનાં બે મુખ્ય લક્ષણ સૌન્દર્ય અને તપ છે.

ગુરુદેવ તેમ જ બાપુજી વ્યક્તિગત આત્મશક્તિ વડે એ ભિન્ન ભિન્ન માર્ગે પણ સત્યનું દર્શન કરી શક્યા પરંતુ આપણે જો માત્ર જીવનમાં તપ પરાયણ માર્ગે પ્રયાણ કરીએ તો જીવનમાં શુષ્કતા આવી જવાનો સંભવ રહે છે ખરો એ જ પ્રમાણે આપણે સૌંદર્યને જ પ્રાધાન્ય આપીએ તો એમા સ્વચ્છંદતા આવી જવાનો ભય રહે છે. તેથી એ બન્નેમાથી બચવા માટે તપ પરાયણ માર્ગનો સંયમ અને સૌંદર્યદર્શી માર્ગનો આનંદ એ બન્નેનો સમન્વય કરવામાં આવે તો એ નૂતન માર્ગ આપણા વિકાસને અવશ્ય સહાયરૂપ થઇ શકે.

આવા સમન્વયનું બીજ માનવીના અંતરમા રહેલી સર્જનશીલ સંવેદનામાં રહેલું છે આવી સંવેદનાની દૃષ્ટિએ બાપુજીની રચનાત્મક પ્રવૃત્તિઓનું તેમ જ ગુરુદેવની સૌન્દર્યદર્શી પ્રવૃત્તિઓનું મહત્ત્વ સરખું જ છે.

તેથી 'રૂપાયતન'નો મુખ્ય ઝોક આવી સર્જનાત્મક સંવેદનાને જાગ્રત કરી એને સર્વગ્રાહી અને સુસંવાદી કરવા પ્રત્યે જ રહેશે. અને એ જ રીતે સત્યના આનંદની તેમ જ સત્યની તપસ્યાની અનુભૂતિ કાર્ય દ્વારા કરીને માનવી સંપૂર્ણતાનો સ્પર્શ કરવાને શક્તિશાળી થાય અને એમાં જીવનનો પરમ આનંદ અનુભવી શકે તો 'રૂપાયતન'નો આદર્શ સફળ થાય

પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી. રૂપાયતન મુદ્રણાલય, ગિરિવિહાર કૉલેજ રોડ, જૂનાગઢ.




ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]

વર્ષ ૪ | ૩૦ માર્ચ-૧૯૫૨ | અંક ૨

# ભક્તિધારા કેમ વહે?

ભક્તિધારા કલમમાથી નથી વહી શકતી. એ બુદ્ધિની વાત જ નથી. એ ઝરણું તો હૃદયની ગુફામાથી વહી શકે, અને જ્યારે વહેશે ત્યારે તેના પ્રવાહને કોઈ શક્તિ રોકી નહીં શકે. ગંગાના પ્રવાહને કોણ રોકી શકે છે?

એવી ભક્તિને માટે હુ અવશ્ય પ્રયત્નશીલ છું, પણ એ પ્રયત્ન શબ્દાડંબરથી સિદ્ધ નહીં થઈ શકે. આને માટે કર્મયોગ જ એક માર્ગ છે. એ યોગમા પૂરી નિષ્કામતાની આવશ્યકતા છે નિષ્કામ કર્મનુ બીજું નામ જ કર્મયોગ છે

ભાગવત ધર્મપ્રેમીનો આશય હું સમજી ગયો છું. મારામાં એ ભક્તિ હશે તો અને જેટલે અંશે, તેટલે અંશે વિના પ્રયત્ને ભક્તિનો સ્પર્શ બીજાને થયા વિના નહીં રહે. કારણ હું માનું છું કે હૃદયપરિવર્તન ભાગવતધર્મથી જ થઈ શકે છે ધર્મ ચેપી છે એક વાર પ્રગટ થયો કે પછી કોઈને છોડતો નથી જ્યારે આપણા કોઈમા એ સાચેસાચ પ્રગટ થાય ત્યારે આપોઆપ જ એને હરિજન અને સનાતનીઓ પિછાનશે કોઈ નહી તો મારે માટે હું એટલુ કહી શકુ છુ ખરો કે મારા બધા કાર્ય-લખવુ, બોલવું, ચાલવુ—એ ભક્તિ મારામા પેદા થાય એ હેતુથી થાય છે. મારો દૃઢ વિશ્વાસ છે કે જો હિંદુ ધર્મને બચાવવો હોય તો બીજો કોઈ જ માર્ગ નથી


सत्यमेव जयते

ગુંડાબાજીથી અથવા પાખંડથી, વાક્ચાતુર્યથી અથવા સુંદર લેખોથી ધર્મની રક્ષા કદી નથી થઈ, નથી થવાની ધર્મરક્ષા ધર્મીઓની શુદ્ધિથી, તપશ્ચર્યાથી જ થઈ શકે છે. અને ભાગવતકારે તો સ્પષ્ટ કહી દીધું છે કે આ યુગમાં ભગવદ્ભક્તિનો માર્ગ જ સુલભ છે, કદાચ એટલો એક જ માર્ગ હોય. ગાંધીજી



# શાંતિનિકેતનનાં ભજનો

મન, જખન જાગલિ ના રે
ઓ, તોર મનેર માનુષ એલો દ્વારે........મન.
તાર ચલે જાબાર શબ્દ શુને ભાંગલો રે ઘૂમ
ઓ, તોર ભાંગલો રે ઘૂમ અંધકારે....... મન.
માટીર પરે આંચલ પાતી
એકલા કાટે નિશીથ રાતી
તાર બાંશી બાજે આંધાર માઝે
દેખિ ના જે ચોખે તારે... ... ........... ... મન.
ઓરે, તુઈ જાહારે દિલિ ફાંકી
ખુંજે તારે પાઈ કિ આંખિ?
એખોન પથે ફિરે પાબિ કિ રે?
ઘરેર બાહિર કરલિ જારે..................મન.

હે મન, તું જ્યારે જાગ્યું નહોતું ત્યારે તારા મનનો પરમ પુરુષ બારણે આવ્યો.

એના પાછા જવાનો અવાજ સાંભળીને તારી ઊંઘ ઊડી—પણ ઊંઘ ઊડતા ઊડતાંમાં તો અંધકાર છવાઇ ગયો હતો!

હવે એ પરમ પુરુષ જમીન ઉપર ઉપરણો પાથરી આ માઝમ મધ્ય રાત્રિનો સમય તારા વિના એકલો જ ગાળે છે. અંધકારમા તેની વાંસળી વાગે છે પણ તેને નજરે જોઈ શકાતો નથી.

અરે ભાઈ, એક વાર જેનાથી તું દૂર નાસી ગયું, તેને હવે શોધીશ તો પણ તને નજરે પડવાનો છે? હવે એને પથે પાછળ પાછળ રખડવાથી શું પામીશ? એક વાર જેને ઘરની બહાર કાઢી મૂક્યો, તે હવે શે મળે? કુરંગી દેસાઈ

# ડેમોક્લીસની તલવાર

મુકુલભાઈ

અસલના વખતમાં ઈટાલી નજીક આવેલા મીસીરી ટાપુ પર ડાયોનિશિયસ નામે રાજા રાજ્ય કરતો હતો તે સારો રાજા હતો, પણ નિયમપાલનમા ખૂબ જ કડક હતો જરા પણ કચાશ એ ચલાવી લેતો ન હતો. તેથી પ્રજાને તે ગમતો ન હતો. ઘણા લોકો એને ધીક્કારતા હતા. એ કારણે એની જિંદગી હંમેશાં જોખમમા મુકાવાનો એને ભય રહેતો

પરંતુ કેટલાક ઉમરાવો એના ખૂબ વખાણ કરતા રાજા જે કંઈ કરે તેની વાહ વાહ તેઓ કરતા અને એ રીતે રાજાની મહેરબાની મેળવવા મથતા એ ઉમરાવોમા ડેમોક્લીસ નામે ઉમરાવ હંમેશા રાજાના ખોટા વખાણ કર્યા કરતે.

તે વારે વારે કહેતો · "રાજા થવુ એ કેટલી મહાન વસ્તુ છે! પણ નામવર, આપના જેવા રાજા થવું એ એથીયે મહાન વસ્તુ છે. આપ ખરેખર વિદ્વાન છો, ન્યાયી છો, મહાન છો અને સુખી પણ છો. આપના જેવો રાજા બીજો એકેય નથી. અને આપના જેવો સુખી માણસ પણ બીજો કોઈ નથી"

રાજા એનો આવો લવારો વારંવાર સાંભળીને કંટાળી ગયો રાજાએ મનમા વિચાર્યું : "આ માણસની મૂર્ખાઈભરી નકામી વાતો સાંભળીને હવે હું કંટાળી ગયો. એને એક પાઠ શીખવવો જોઈએ."

તેથી એક દિવસે જ્યારે ડેમોક્લીસ રાજાના વખાણમાં ફૂંકતો હતો, ત્યારે રાજાએ તેને કહ્યું: "તું હંમેશાં કહે છે કે રાજા થવું એ બહુ આનંદદાયક છે તો પછી તારે

આરા…

રાજા બનીને એનો અનુભવ લેવો જોઈએ. આવતી કાલે હું મારા બધા ઉમરાવોને મિજબાની આપવાનો છું. તે વખતે તું મારી જગ્યાએ બેસજે, મારો તાજ પહેરજે, અને મારે બદલે થોડા કલાક માટે તું રાજા બનજે."

ડેમોક્લીસ આ સાભળીને રાજી રાજી થઈ ગયો. તે બોલ્યો, "મહારાજ! આપ કેટલા બધા સારા છો! મારા પર આપે ખૂબ મહેરબાની કરી છે."

બીજે દિવસે ડેમોક્લીસે રાજાનો પોશાક પહેર્યો અને મિજબાનીમા રાજાના સ્થાને પોતે જઈને તે બેઠો. બધા ઉમરાવો આવી આવીને એને નમન કરવા લાગ્યા. એ જોઈને એ ખૂબ ફુલાઈ ગયો. પોતે ખરેખર રાજા જ છે એવો એને અનુભવ થયો.

ડેમોક્લીસ વિચારવા લાગ્યો· "ખરેખર, રાજા બનવુ એ બહુ જ મહાન અને ગૌરવશાળી વાત છે રાજવી પોશાક પહેરવો, ગાદી પર બેસવુ, સારામાં સારી વાનીઓ એને સૌથી પહેલા પીરસવામાં આવે, અને સૌ કરતા ઊંચે સ્થાને એની ગણના થાય—આ કેટલું આનંદદાયક અને સુખમય છે!"

એવામાં તેની નજર માથા ઉપરની છત તરફ પડી. અને ત્યાં તેણે એવું કંઈક જોયું કે તેનું હૃદય ભયથી ધ્રૂજી ઊઠયું. એના માથાની બરોબર ઉપર જ એક તલવાર લટકતી હતી. એનો અણિયાળો છેડો નીચે હતો અને એને ઉપરથી એક જ વાળને આધારે લટકાવવામાં આવી હતી. ડેમોક્લીસ એને તાકીને જોતો બેસી રહ્યો. કારણ કે તેને બીક લાગતી હતી કે કઈ ક્ષણે વાળ તૂટી પડે અને તલવાર

માથામાં ભોંકાઈ જાય એ કહી શકાય એમ ન હતું. તેને પોતાની જિંદગી ભયમાં આવી પડેલી લાગી.

તેનો બધો આનંદ જતો રહ્યો. તેને તો પેલી તલવારનો જ ભય પીડી રહ્યો હતો. તેને ખાવાનું કે પીવાનું ગમે નહિ. તેના મહેમાનો સાથે પણ તેને વાતો કરવાનું ગમે નહિ. તે પોતાના સ્થાનેથી ખસી શકે એમ પણ ન હતું. મિજબાની પૂરી થાય ત્યાં સુધી તેને ત્યાં જ બેસી રહેવાનું હતું.

મિજબાની પૂરી થઈ અને છૂટકારો અનુભવતો હોય એમ ડેમોકલીસ દીર્ઘ નિઃશ્વાસ નાખીને ઊઠ્યો. તે ખૂબ ગમગીન બની ગયો હતો.

રાજાએ હસતા હસતા એને પૂછ્યું: "કેમ, મિજબાનીમાં મજા પડી ને?"

ડેમોકલીસ બોલ્યો: "જો આવી રીતે જ રાજા બનીને બેસવાનું હોય તો ક્યાંથી મજા પડે?"

રાજાએ કહ્યું: "હવે પછી તું મૂર્ખાઈ ભરી રીતે મારાં ખોટાં વખાણ કરતો અટકશે. હવે તને સમજાયું હશે કે રાજા થયું એટલે હંમેશાં ભયમાં જ એની જિંદગી રહે. એને માથે ભય હંમેશાં ઝઝૂમતો જ હોય. મારી આવી દશા છે. અને એ મારે સહન કરવી જ રહી.

ડેમોકલીસ તો આ સાંભળીને અવાક જ બની ગયો. તેને પોતાની ભૂલ સમજાઈ.

---

તરતાં જાણો છો કે નહિ – એક નવશિક્ષિત શહેરી બાબુ નાવમાં બેસીને નદી પાર જઈ રહ્યો હતો. તેણે આકાશની તરફ જોઈને ખલાસીને કહ્યું, 'ભાઈ, તમે નક્ષત્રવિદ્યા જાણો છો?' ખલાસીએ હસીને કહ્યું, 'બાબુજી, હું તો નામ પણ નથી જાણતો.' ત્યારે બાબુએ હસીને કહ્યું, 'ત્યારે તો તમારું ચોથા ભાગનું જીવન નકામું ગયું.' થોડીક વાર પછી બાબુએ ફરીથી પૂછ્યું: 'ભાઇ, તમે ગણિત ભણ્યા છો?' ખલાસીએ કહ્યું: 'બાબુજી, હું તો નથી ભણ્યો.' બાબુએ કહ્યું, 'ત્યારે તો તમારું અડધું જીવન મફતમાં ગયું.' ખલાસી બિચારો ચુપ રહ્યો. થોડીક વાર પછી નદીની બન્ને બાજુએ ઝાડોની ઘટા જોઈને બાબુ બોલ્યા, 'તો ભાઈ, તમે વૃક્ષવિજ્ઞાનશાસ્ત્ર તો જાણતા હશો?' ખલાસી બોલ્યો: 'બાબુજી, હું તો કોઈ શાસ્તર બાસ્તર નથી જાણતો. નાવ ચલાવીને ગમે તેમ પેટ ભરું છું.' બાબુજીએ હસીને કહ્યું: 'ત્યારે તો ભાઈ તમારા જીવનનો પોણો ભાગ નકામો વીત્યો.' આ વાતચીત ચાલી રહી હતી એટલામાં અકસ્માત જોરથી આંધી આવી. નાવ ડગમગવા લાગી, જોતજોતામાં નાવમાં પાણી ભરાઈ ગયું. ખલાસીએ નદીમાં કૂદીને તરતા તરતાં પૂછ્યું: 'બાબુજી, તમે તરતાં જાણો છો કે નહીં?' બાબુજીએ કહ્યું, 'તરતાં જાણતો હોત તો હું પણ કૂદી ન પડત? ભાઇ, બતાવ હવે શું થશે.' ખલાસી બોલ્યો: 'બાબુજી, હવે તો ડૂબવા સિવાય કોઇ ઉપાય નથી. તમે બધી વિદ્યાઓ ભણ્યા, પણ તરતાં ન આવડ્યું ત્યારે તો આખું જીવન વ્યર્થ છે. હવે તો ભગવાનને યાદ કરો!' ભવસાગરથી તરવાની ભજનરૂપી વિદ્યા એ સાચી વિદ્યા છે. તેને ન જાણતાં જે કેવળ લૌકિક વિદ્યાઓનો પંડિત બનીને અભિમાન કરે છે તેને તો ડૂબવું જ પડે છે.

છીએ, ન તો બીજાના દુઃખ અનુભવી શકીએ છીએ. પ્રભુનાં પગલા આપણે સાંભળી શકતાં નથી તેનુ કારણુ આપણો સ્વાર્થ છે, પ્રભુ નથી. સ્વાર્થ એક નાનકડી આંગળી જેવો છે આખ પર આગળી મૂકવાથી જે કાંઈ જીવનમા વિરાટ છે, ભવ્ય છે, વિશાળ છે—આકાશ, સૂર્ય વગેરે—એને આપણે જોઈ શકતા નથી; તે આગળી નીચે બધું ઢંકાઈ જાય છે.

વળી પ્રભુના પગલાનો અવાજ નીરવ—'નિઃશબ્દ'— છે તેથી પણ આપણે તે સાભળી શકતા નથી એક લેખકે કહ્યુ છે· "પ્રભુ ઘ ટ વગાડ્યા વિના આવે છે." તેની આ નિ શબ્દતામા પણ એક રહસ્ય છુપાયેલુ છે. પ્રભુ માણુસની હૃદય-ગુફામાં રહેલો છે. તેથી જ્યારે બહારની ગડબડ બધ થાય ત્યારે જ તે હૃદયની ગુફાની નિ શબ્દતામા પ્રભુનો આપણુને આભાસ થાય.

એવી નિ શબ્દતા અનુભવવાની ઘડી દરેક વ્યક્તિના જીવનમા આવે છે. પણ તે ઘડી ક્યારે આવશે એ કોઈ પહેલેથી કહી ન શકે પરંતુ એમ તો લાગે છે કે, જ્યારે કોઈ એવું શુભ મુહૂર્ત આવે છે જેમા માણુસ જીવનની સમન્વયતા અનુભવે છે, ત્યારે તેને પ્રભુની વિભૂતિ, શક્તિ તેમ જ હસ્તીની ઝાંખી થાય જ છે

એક નરોત્તમ નામે જાગીરદાર હતો એના મનમા કોઈક દિવસ અંદર અંદર એવો વિચાર જાગ્યો હશે કે પ્રભુનો આદેશ મને સંભળાય તો જીવન સુધન્ય બને અને સાથે સાથે સારી રીતે જાગીરદારી પણ કરી શકું. આ વિચાર બહુ સૂક્ષ્મ રીતે એનામાં કોઈક દિવસ જાગ્યો હશે.

એક વાર એ શિકાર કરવા ગયો શિકારની પાછળ પડતાં પડતા તે પોતાના સાથીઓથી વિખૂટો પડી ગયો. બપોરનો સમય થયો હતો ધરતી બળુ બળુ થઈ રહી હતી એ તો એક ઝાડ નીચે છાંયડામાં વિસામો લેવા બેઠો. એવામાં દૂરના ખેતરમાંથી એક ખેડૂત બીજા ખેડતને હાક પાડી બોલાવી રહ્યો હતો. "હે નરોત્તમ, હે નરોત્તમ" સંજોગવશાત્ પેલા ખેડૂતનું નામ પણ નરોત્તમ જ હતું. પરંતુ પેલા જાગીરદારના મનમાં આ દૂરથી આવતા અવાજે જુદી જ અસર ઉત્પન્ન કરી એને તો થઈ આવ્યું કે મારો પ્રભુ મને ક્યારનો નરોત્તમ, નરોત્તમ, કહીને બોલાવી રહ્યો છે, પણ હું તો આ બધી માયામાં ફસાઇ રહ્યો છું. તરત જ એને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને એ તો બધુ તજીને પ્રભુનો ભક્ત બની ગયો આમ કોઈ બીજાના જ અવાજમાં એણે પ્રભુનો આદેશ સાભળ્યો —

આવો જ એક બીજો સાચો પ્રસંગ મને યાદ આવે છે. એક પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ હતો તે રોજ રાતે જુદે જુદે સ્થળે ચોકી કરતા સિપાઈઓની હાજરી લેવા સાઈકલ પર બેસી નીકળતો હતો ચોકી કરતા સિપાઈ પાસે જઈ તે સાદ પાડતો: 'રામચંદ્ર!' તરત જ પેલો સિપાઇ જવાબ આપતો. "જી હાજર સા'બ!' પછી વળી આગળ જઈ તે સાદ પાડે. "મહાદેવ!' તરત જ બીજો સિપાઈ જવાબ આપે, "જી હાજર સા'બ!"

આમ એ દરરોજ તપાસ કરવા નીકળે એક દિવસે એ એક સિપાઇ પાસે જઇને બોલ્યો: "બાલકૃષ્ણુ!" પેલા સિપાઈએ જવાબ આપ્યો, "જી હાજર સા'બ" અને આવું તો એ દરરોજ સાભળતો, પણ આજે કોણ જાણે કેમ આ સવાલ અને જવાબે એના ઉપર જાદુઈ અસર કરી. એ તો એકદમ વિચારમાં પડી ગયો. તેને થયુ મારો .... [અનુસંધાન પાને



# બાપુની અનોખી વાતો

કાશિનાથ ત્રિવેદી

[ ૨ ]

વરસાદના દિવસો હતા. ઑગસ્ટ મહિનો ચાલતો હતો. બાપુ સેવાગ્રામમા રહેતા હતા. મહિલા–આશ્રમના આચાર્ય એક દિવસ અચાનક બીમાર પડી ગયા ઝાડા ઊલટી થવા લાગી. ડાક્તરોએ કહ્યું કે તેમને કોલેરા થયો છે. લોકો સાવધાન થઈ ગયા કોલેરાના રોગીને અલગ લઈ જવામાં આવ્યો અને તેમની સારી વ્યવસ્થા કરી. આશ્રમના ભાઇ બહેનો વારંવાર પોતાના આચાર્યની સેવા ચાકરી કરવા જવા લાગ્યાં. ડાક્તરોએ પણ પોતાની બધી શક્તિ વાપરી તથા સેવકોએ જીવને જોખમે સેવા કરી. પરિણામે આચાર્ય ઘાતકી રોગથી બચી ગયા. પણ આશ્રમના કમભાગ્યે આચાર્ય એક રોગમાથી છૂટ્યા કે બીજા રોગે તેમને પકડી લીધા. લોકોએ કેટલાય દિવસો સુધી રાતદિવસ જાગીને તેમની સતત સેવા ચાકરી કરી.

સંજોગવશાત્ એ જ સમયે વર્ધામાં પણ કેટલાક કાર્યકર્તાઓ એ જ રોગથી બીમાર પડ્યા. કેટલાક તેના ભોગ બની મરણ પામ્યા અને કેટલાક બચી ગયા. બાપુને તે બધાની ખૂબ ચિંતા થવા લાગી. તેઓ રોજ સવાર સાંજ બીમાર લોકોને જોવા આવવા લાગ્યા ચાર માઈલ ચાલીને આવતા હતા એ દિવસોમાં તેમણે ખુલ્લા પગે ચાલવાનો નિયમ લીધો હતો. વરસાદના દિવસો હતા એટલે રસ્તામાં કીચડ, કાંટા, કાંકરા બધું જ હતું. ઘણી વાર બાપુને કાંટા વાગ્યા, કાંકરા પેસી ગયા અને પગ લોહીલોહાણ થઇ ગયા છતાં એવી દશામાં પણ બાપુ રોગીઓને જોવા આવતા હતા

એક દિવસની વાત છે બાપુ સેવાગ્રામથી નીકળ્યા. રાત્રે વરસાદ વરસ્યો હતો. દિવસે વાદળ છવાયેલાં હતા. બાપુ સેવાગ્રામમાંથી નીકળ્યા ત્યારે પણ આકાશ કાળાં વાદળોથી ઘેરાયેલું હતું. બાપુ છત્રી કે કામળ લીધા વિના ચાલી નીકળ્યા અને મહિલા–આશ્રમ પહોંચ્યા. વારંવાર વીજળી ચમકતી હતી, અને ભારે ગડગડાટ અને ગર્જનાઓ થતી હતી. જાણે કે હમણાં વાદળાં વરસવા માંડશે અને મૂશળધાર વરસાદ તૂટી પડશે એવું લાગતું હતું.

બાપુએ આવીને મહિલા આશ્રમના આચાર્યની તબીયતના સમાચાર પૂછયા, મીઠી મશ્કરી કરી તથા હિંમત અને ધીરજની બે વાતો કહી. કરી પાળવાની સૂચના આપી તથા સેવકોને જાગ્રત કરી બીજા રોગીઓને જોવા ગયા. પાસે છત્રી ન હતી, પગમાં જોડા ન હતા અને એકલા ચાલ્યા જતા હતા! આકાશ ઉપરથી તૂટી પડે એવી સ્થિતિ હતી. વાદળ તૈયારી કરીને બેઠાં હતા ચોતરફ વાદળાં ઘેરાયેલા હતાં વરસાદ પડે તો બાપુની દશા કફોડી થાય એવો ડર હતો

મહિલા આશ્રમથી થોડેક દૂર નવભારત વિદ્યાલય હતું અને ત્યાંથી થોડેક દૂર હરિજન છાત્રાલય હતું. બાપુને છાત્રાલય સુધી જવું હતું. ત્યાં એક ભાઈ બીમાર હતા. કદાચ તે શ્રી કાકાસાહેબ કાલેલકર જ હતા. બાપુ તેમને જોવા જતા હતા. મોટર લાવવા કહ્યુ હતું પણ તે વેળાસર ન આવવાથી બાપુ. પગપાળા જ ચાલી નીકળ્યા હતા, નવભારત વિદ્યાલય સુધી ગયા એટલામાં સામેથી મોટર આવી બાપુએ મોટર જોઈ એટલે ઊભા રહ્યા. મોટર આવી અને બાપુ તેમાં બેઠા.

બાપુએ મોટરમાં પગ મૂકયો કે તરત જોરથી વરસાદ વરસવા લાગ્યો. એક ક્ષણ પણ મોટર મોડી આવત તો બાપુ પાણીથી તરબોળ થઈ જાત.

કોણ જાણે એ કેવો ચમત્કાર હતો! એ દિવસનું દશ્ય હું આજ પણ ભૂલી શકતો નથી. બાપુએ વાદળોને સાધી રાખ્યા હતાં કે વાદળોએ બાપુને માટે પોતાને સાધી લીધા હતા એ કહી શકાય તેમ ન હતુ.

પણ એક વાત તો સાચી છે: જે સૃષ્ટિના નિયમોનો આદર કરે છે અને પ્રકૃતિને અનુકૂળ બની પોતાનું જીવન વ્યતીત કરે છે તેની ચિંતા પ્રકૃતિ પણ કરે છે.

એ પ્રસંગે મને આ સત્યનાં દર્શન કરાવ્યા. બાપુને ચરાચરની ચિંતા હતી તો ચરાચરને બાપુની પણ એટલી જ ચિંતા હતી. કહો બેમાથી કોણ મોટું? બાપુ મોટા કે બાની માફક બાપુની ચિંતા રાખનાર પ્રકૃતિ મોટી?

આપણે કહીશું: બન્ને મોટાં

## સેવાની સુવાસ કયારે પ્રગટે?

પૈસો, બુદ્ધિ અને સત્તા એ જનસેવાનાં મુખ્ય સાધનો મનાય છે. તેથી ધન, બુદ્ધિ અને સત્તાવિહોણો માણસ સેવા શી રીતે કરી શકે? એવો પ્રશ્ન સામાન્ય રીતે ઊભો થાય છે. એ લોક પ્રશ્નનો ઉત્તર એક લોક કવિ સાદી ઉપમાથી સચોટ રીતે આપે છે:

યદ્યપિ ચન્દન વિટપી વિધિના ફલકુસુમવર્જિતો વિહિત: ।
નિજ વપુષૈવ પરેષાં સંતાપમપનયતિ ॥

જો કે ચંદનના વૃક્ષને કુદરતે ફળફૂલ વિહોણું બનાવ્યુ છે છતાં, તે પોતાના શરીરથી જ બીજાના સંતાપને દૂર કરે છે.

જીવમાત્ર પ્રત્યે સમભાવથી દ્રવતા હૃદયે જાત ઘસીને કરેલી સેવા, સુખડના લેપની પેઠે હૈયાને ઠંડક આપે છે અને આત્માને પવિત્ર તથા સુવાસિત બનાવે છે સેવાનો એ જ એક માર્ગ છે.

રામનારાયણ ના. પાઠક



# બાપુનો પરિવાર

## સંસ્કારપોષક કાકાસાહેબ

મુકુલભાઈ

"પ્રથમગ્રાસે નવનીતપ્રાપ્તિ:"

એવી સુભગ સુધન્યતા જ્યારે મારા વિદ્યાકાળ દરમિયાન કાકાસાહેબની 'સ્મરણયાત્રા'માંથી "આક્કા" નામક પ્રકરણ અમારા પાઠ્યપુસ્તકમાં શીખવા મળ્યું ત્યારે મે અનુભવી એમા કાકાસાહેબના બહેન વિષેના વિચારોએ તો મારા અંતરમા કાકાસાહેબને સ્નેહાળ સ્થાને જ સ્થાપી દીધા પોતાની સુશીલ બહેન વિશે લખતા કાકાસાહેબ કહે છે

"માણસની બધી શુભ વૃત્તિઓ કૌટુંબિક વાતાવરણમાં જ ખીલે છે. તેમાં પણ મા પછી ને ભારેમાં ભારે કોઇની અસર થતી હોય તો તે બહેનની છે.... જે સંબંધ સહેલાઈથી વ્યાપક થઈ શકે, આખી સ્ત્રીજાતિનો અંતર્ભાવ કરી શકે, એવો સંબંધ તો ભાઈ-બહેનનો જ. હું સમજણો થયો એના પહેલાં જ મારી બહેન ગુજરી ગઈ; તેથી જિંદગીનો મારો એ વિભાગ શૂન્યવત્ થઈ ગયો છે સ્ત્રીઓને હું દૂરથી પૂજું છું, પણ તેમની સાથે સ્વાભાવિક રીતે સંબંધમાં આવતાં મને આવડતું જ નથી. ભગિની પ્રેમની ભૂખ રહી જ ગઈ છે જેમ જેમ જીવનની વ્યાપકતા અને સર્વાંગસુંદરતાનો આદર્શ બંધાતો ગયો છે, તેમ તેમ મારે એક બહેન હોય તો કેવું સારુ, એવો વિચાર મનમાં આવી મન ઝૂરે છે એમાં પોતાને બહેન ન હોવાને કારણે નવી બહેન મેળવતાં ન આવડે એ મુશ્કેલી છે જ."

કાકાસાહેબના લખાણમા બધે ભાવભીનું કાવ્ય જ વહે છે એમની રગેરગમાં આર્ય-સંસ્કૃતિની ઉદાત્ત ભાવનાના સ્પંદનો જાગે છે. કાકાસાહેબ તો આર્યજીવનદર્શનની અદમ્ય ઝંખનાવાળા સૌન્દર્યાભિનિવિષ્ટ કવિ અને દ્રષ્ટા છે કાકાસાહેબના લખાણમા એવી સાત્વિકતા અને હૃદયની સરળતા સભરભરેલી છે કે એનુ અનુશીલન કરતા આપણને ઉચ્ચતમ આનંદનો અનુભવ થાય છે, આપણામા રહેલી બધી શુભ લાગણીઓને જગાડે છે અને અપરિક્વ દશામાં રહેલા આપણા સંસ્કારોને પોષે છે. કાકાસાહેબ તો છે પ્રાણવાન સાહિત્યના સ્રષ્ટા. એમનાં વાક્યે વાક્યે જીવનાનુભવનો નિચોડ અને ઉપનિષદો, ગીતા, રામાયણ, મહાભારત ઇત્યાદિ પ્રાચીન ગ્રંથોનો તેમ જ તુકારામ જ્ઞાનેશ્વરાદિ મહારાષ્ટ્ર સાધુ-સંતોની કૃતિઓનો ઊંડો અને તલસ્પર્શી અભ્યાસ દ્રષ્ટિએ પડે છે.

બાપુએ આવીને મહિલા આશ્રમના આચાર્યની તબીયતના સમાચાર પૂછ્યા, મીઠી મશ્કરી કરી તથા હિંમત અને ધીરજની બે વાતો કરી. ફરી પાળવાની સૂચના આપી તથા સેવકોને જાગ્રત કરી બીજા રોગીઓને જોવા ગયા. પાસે છત્રી ન હતી, પગમાં જોડા ન હતા અને એકલા ચાલ્યા જતા હતા! આકાશ ઉપરથી તૂટી પડે એવી સ્થિતિ હતી. વાદળ તૈયારી કરીને બેઠાં હતા. ચોતરફ વાદળાં ઘેરાયેલાં હતાં. વરસાદ પડે તો બાપુની દશા કફોડી થાય એવો ડર હતો.

મહિલા આશ્રમથી થોડેક દૂર નવભારત વિદ્યાલય હતું અને ત્યાંથી થોડેક દૂર હરિજન છાત્રાલય હતું. બાપુને છાત્રાલય સુધી જવું હતું. ત્યાં એક ભાઈ બીમાર હતા. કદાચ તે શ્રી કાકાસાહેબ કાલેલકર જ હતા. બાપુ તેમને જોવા જતા હતા. મોટર લાવવા કહ્યું હતું પણ તે વેળાસર ન આવવાથી બાપુ પગપાળા જ ચાલી નીકળ્યા હતા, નવભારત વિદ્યાલય સુધી ગયા એટલામાં સામેથી મોટર આવી બાપુએ મોટર જોઈ એટલે ઊભા રહ્યા. મોટર આવી અને બાપુ તેમાં બેઠા.

બાપુએ મોટરમાં પગ મૂક્યો કે તરત જોરથી વરસાદ વરસવા લાગ્યો. એક ક્ષણ પણ મોટર મોડી આવત તો બાપુ પાણીથી તરબોળ થઈ જાત.

કોણ જાણે એ કેવો ચમત્કાર હતો! એ દિવસનું દૃશ્ય હું આજ પણ ભૂલી શકતો નથી. બાપુએ વાદળોને સાધી રાખ્યાં હતાં કે વાદળોએ બાપુને માટે પોતાને સાધી લીધા હતા એ કહી શકાય તેમ ન હતું.

પણ એક વાત તો સાચી છે: જે સૃષ્ટિના નિયમોનો આદર કરે છે અને પ્રકૃતિને અનુકૂળ બની પોતાનું જીવન વ્યતીત કરે છે તેની ચિંતા પ્રકૃતિ પણ કરે છે.

એ પ્રસંગે મને આ સત્યનાં દર્શન કરાવ્યાં. બાપુને ચરાચરની ચિંતા હતી તો ચરાચરને બાપુની પણ એટલી જ ચિંતા હતી. કહો એમાંથી કોણ મોટું? બાપુ મોટા કે બાપની માફક બાપુની ચિંતા રાખનાર પ્રકૃતિ મોટી?

આપણે કહીશું: બન્ને મોટા.

---

## સેવાની સુવાસ ક્યારે પ્રગટે?

પૈસો, બુધ્ધિ અને સત્તા એ જનસેવાનાં મુખ્ય સાધનો મનાય છે. તેથી ધન, બુધ્ધિ અને સત્તાવિહોણો માણસ સેવા શી રીતે કરી શકે? એવો પ્રશ્ન સામાન્ય રીતે ઊભો થાય છે. એ લોક પ્રશ્નનો ઉત્તર એક લોક કવિ સાદી ઉપમાથી સચોટ રીતે આપે છે:

> યદ્યપિ ચન્દન વિટપી વિધિના ફલકુસુમવર્જિતો વિહિતઃ ।
> નિજ વપુષૈવ પરેષાં સંતાપમપનયતિ ॥

જો કે ચંદનના વૃક્ષને કુદરતે ફળફૂલ વિહોણું બનાવ્યું છે છતાં, તે પોતાના શરીરથી જ બીજાના સંતાપને દૂર કરે છે.

જીવમાત્ર પ્રત્યે સમભાવથી દ્રવતા હૃદયે જાત ઘસીને કરેલી સેવા, સુખડના લેપની પેઠે હૈયાને ઠંડક આપે છે અને આત્માને પવિત્ર તથા સુવાસિત બનાવે છે. સેવાનો એ જ શ્રેય માર્ગ છે.

રામનારાયણ ના. પાઠક



# બાપુનો પરિવાર

## સંસ્કારપોષક કાકાસાહેબ

મુકુલભાઈ

"પ્રથમમાસે નવનીતમાસિ:"

એવી સુભગ સુધન્યતા જ્યારે મારા વિદ્યાકાળ દરમિયાન કાકાસાહેબની 'સ્મરણયાત્રા'માંથી "આક્કા" નામક પ્રકરણ અમારા પાઠ્યપુસ્તકમાં શીખવા મળ્યું ત્યારે મેં અનુભવી. એમાં કાકાસાહેબના બહેન વિષેના વિચારોએ તો મારા અંતરમાં કાકાસાહેબને સ્નેહાળ સ્થાને જ સ્થાપી દીધા. પોતાની સુશીલ બહેન વિશે લખતાં કાકાસાહેબ કહે છે

"માણસની બધી શુભ વૃત્તિઓ કૌટુંબિક વાતાવરણમાં જ ખીલે છે. તેમાં પણ મા પછી જો બારેમાં બારે કોઇની અસર થતી હોય તો તે બહેનની છે... જે સંબંધ સહેલાઈથી વ્યાપક થઈ શકે, આખી સ્ત્રીજાતિનો અંતર્ભાવ કરી શકે, એવો સંબંધ તો ભાઈ-બહેનનો જ. હું સમજણો થયો એના પહેલાં જ મારી બહેન ગુજરી ગઈ; તેથી જિંદગીનો મારો એ વિભાગ શૂન્યવત્ થઈ ગયો છે. સ્ત્રીઓને હું દૂરથી પૂજું છું, પણ તેમની સાથે સ્વાભાવિક રીતે સંબંધમાં આવતાં મને આવડતું જ નથી. ભગિની પ્રેમની ભૂખ રહી જ ગઈ છે. જેમ જેમ જીવનની વ્યાપકતા અને સર્વાંગસુંદરતાનો આદર્શ બંધાતો ગયો છે, તેમ તેમ મારે એક બહેન હોય તો કેવું સારુ, એવો વિચાર મનમા આવી મન ઝૂરે છે. એમાં પોતાને બહેન ન હોવાને કારણે નવી બહેન મેળવતાં ન આવડે એ મુશ્કેલી છે જ."

કાકાસાહેબના લખાણમા બધે ભાવભીનું કાવ્ય જ વહે છે. એમની રગેરગમાં આર્ય-સંસ્કૃતિની ઉદાત્ત ભાવનાનાં સ્પંદનો જાગે છે. કાકાસાહેબ તો આર્યજીવનદર્શનની અદમ્ય ઝંખનાવાળા સૌન્દર્યાભિનિવિષ્ટ કવિ અને દ્રષ્ટા છે. કાકાસાહેબના લખાણમાં એવી સાત્ત્વિકતા અને હૃદયની સરળતા સભરભરેલી છે કે એનુ અનુશીલન કરતા આપણને ઉચ્ચતમ આનંદનો અનુભવ થાય છે, આપણામાં રહેલી બધી શુભ લાગણીઓને જગાડે છે અને અપરિપક્વ દશામાં રહેલા આપણા સંસ્કારોને પોષે છે. કાકાસાહેબ તો છે પ્રાણવાન સાહિત્યના સ્રષ્ટા. એમનાં વાક્યે વાક્યે જીવનાનુભવનો નિચોડ અને ઉપનિષદો, ગીતા, રામાયણ, મહાભારત ઇત્યાદિ પ્રાચીન ગ્રંથોનો તેમ જ તુકારામ જ્ઞાનેશ્વરાદિ મહારાષ્ટ્ર સાધુ-સંતોની કૃતિઓનો ઊંડો અને તલસ્પર્શી અભ્યાસ દૃષ્ટિએ પડે છે

કાકાસાહેબની મહત્તા એ છે કે એમનાં લખાણો પ્રત્યે આપણો વિદ્યાર્થી વર્ગ સહજ ભાવે આકર્ષાય છે અને એમાંથી જીવનદાયી પ્રેરણાનું પાન કરે છે એમનાં લખાણમાં રહેલી સાત્વિકતા, હૃદયની સચ્ચાઈ અને જીવનપોષક સંસ્કારિતાને લીધે વિદ્યાર્થીઓ એનું નિર્ભયતાપૂર્વક અનુસરણ કરી શકે એટલી આસ્થા આપણને સહેજે મનમાં ઉદ્ભવે છે. બાપુજીએ આપણી આગળ ઉચ્ચ આદર્શ મૂક્યા છે. એ ઉચ્ચ આદર્શ પ્રત્યે દોરી જવાની શક્તિ કાકાસાહેબમાં અવશ્ય છે, અને સૌ વિદ્યાર્થીઓ સર્વદા એ આદર્શને સમજવા માટે કાકાસાહેબ તરફ મીટ માંડે છે અને એમની પાસેથી પોતાની એ તૃષા છિપાવી તેઓ કૃતકૃત્ય થાય છે આનું કારણ એ જ છે કે કાકાસાહેબનું ખરું સ્વરૂપ શિક્ષકનું જ છે. બાપુજીએ કહ્યું છે, "લંકામાં બેઠેલો શિક્ષક પોતાના વર્તનથી પોતાના શિષ્યોના આત્માને હલાવી શકે" એવી જ કંઈક સ્થિતિ તરફ કાકાસાહેબનું પ્રયાણ છે. અહીં એક પ્રસંગનું સ્મરણ થાય છેઃ

૧૯૩૦ની લડત વખતે કાકાસાહેબ બોરસદમાં પકડાયા. આણંદમાં એમનો કેસ ચાલ્યો. કાકાસાહેબ એક ભાઈ સાથે એક લીમડા નીચે બેઠા હતા. તેવામાં પોલીસ અધિકારી સાહેબે ત્યાં આવીને કાકાસાહેબને પૂછ્યું, "મિ. કાલેલકર, તમારો ધંધો શો?"

કાકાસાહેબે સહજ ભાવે ઉત્તર આપ્યો, "શિક્ષક."

"પણ તમને જેલમાં કયો કલાસ આપવો તે માટે પૂછવામાં આવ્યું છે. 'જર્નાલિસ્ટ' લખાવું? એ' કલાસ તો જ મળશે!"

કાકાસાહેબે અનાયાસે, જરાયે વિચાર કર્યા વિના, થોભ્યા વગર, ગૂંચાયા વિના, કહ્યું, "ના, ના, બીજું કંઈ જ નહીં. હું શિક્ષક જ છું. કલાસ તો મને 'સી' જ આપજો."

આમ કાકાસાહેબ આપણી આગળ એક ઉચ્ચ આદર્શ રજૂ કરે છે અને સાચા શિક્ષક બની વિદ્યાર્થીઓ સાથે આત્મીયતા સાધે છે.

એમના જીવનની સુવાસ તો એમના ઉચ્ચ ચારિત્ર્યને જ આભારી છે. બાપુજીએ 'જીવન'ને જ વધારે મહત્તા આપી છે. કહેવા કરતાં આચરવું એ જ બાપુજીનો જીવનમંત્ર હતો. તેથી આપણે આજે કોઈનો પણ વિચાર કરવા બેસીએ ત્યારે એના જીવન તરફ સ્વાભાવિક રીતે વળીએ છીએ. કાકાસાહેબ પણ જીવનમાં સદાચાર અને ચારિત્ર્યને જ વધુ મહત્ત્વ આપે છે. તેથી જ એમનાં એકેએક લખાણો જીવનને કેંદ્રમાં રાખીને લખાયેલાં હોય છે. એમનાં પુસ્તકોનાં નામ જ જુઓને! 'જીવનનો આનંદ,' 'જીવન વિકાસ,' 'જીવન સંસ્કૃતિ,' 'જીવન ભારતી.' વળી એમનાં અન્ય પુસ્તકોમાં પણ જીવનને જ પ્રાધાન્ય અપાયેલું છે. આ કારણને લીધે કાકાસાહેબ આપણા ચિત્તંત્રને સ્પર્શે છે અને આપણી સાથે એકાત્મભાવ સાધે છે.

કાકાસાહેબનું લખાણ જીવનનાં સમગ્ર તત્ત્વોને આવરી લે છે. એમનો 'જીવનનો આનંદ' વિદ્યાર્થીઓને જીવનમાં આનંદ શોધવામાં અને તે આનંદ વ્યક્ત કરવાની ભાષા કેળવવામાં મદદરૂપ નીવડે છે. બ્રહ્માને થયું કે 'એકાકી ન રમતે।' આમ વિચાર કરી 'એકો અહમ્, બહુસ્યામ્।' એમ નિશ્ચય કરી તેમણે સૃષ્ટિ રચી આનંદ કદી એકલપેટો રહી શકતો નથી. તેથી જ કાકાસાહેબે જીવનનો આનંદ વ્યક્ત કરવાની શરૂઆત કરી 'હિમાલયનો પ્રવાસ' સાથે. એના જ અનુકરણમાં 'બ્રહ્મદેશનો પ્રવાસ લખાયો. સરકારે કાકાસાહેબને જેલમાં પૂર્યા [અનુ॰ પૃ॰ ૪૧ મે]



ચિ શારદા,

કંઈ લખવાપણું ન હતું એનો.
તે ન માનવા જેવી વાત લાગે.
મને મન ગમતું કામ ન કરનાર
ઘણાં બાળકો અને બાળા
લખ્યા કરે છે

તારી હાલત તારી જાતિને
શોભા નથી આપતી. નાજુક
શરીર એટલે કમાઈનું સાધન
બુદ્ધિબળ વધારી. કેવાનું તું
જાણે છે. એ વધારેનાં શરીર
બગાડે છે એ તું નથી જોતી.
કમાણી અર્થે જ્ઞાન મેળવવાનો
વિચાર જ હીન છે તું બાળ

રૂપ થશો એમ વિચારવું પણ
ભૂલ ભરેલું છે ગમે તેટલું
જ્ઞાન મેળવ્યા છતાં જો તું
ખાટલાવશ થાય તો ભાર
રૂપ થવાની જ છો એ કેમ
નથી સમજતી? તું જ્ઞાન
મેળવે એ મને ગમે. બાળ
ની જેમ તું કોલેજમાં ભણી
મોટી પદવી મેળવે તેનો
મને દ્વેષ ન હોય. પણ
શરીર બગાડીને નહીં જ.
શરીર સુધાર તારું પ્રથમ
કર્તવ્ય છે. પણ આ તો
મારો મત. ખરું તો તને સુઝે

ચિ૦ શારદા,

કંઈ લખવાપણું ન હતું એ તો તેં ન માનવા જેવી વાત લખી. મને મન ગમતું કામ ન કરનાર ઘણાં બાળકો અને બાળા લખ્યા કરે છે.

તારી દલીલ તો તારી બુદ્ધિને શોભા નથી આપતી. નાજુક શરીર એટલે કમાઈનું સાધન બુદ્ધિબળ વધારી કરવાનું તું લખે છે. એ વધારતાં શરીર બગડે છે એ તું નથી જોતી. કમાણી અર્થે જ્ઞાન મેળવવાનો વિચાર જ હીન છે. તું ભારરૂપ થશે એમ વિચારવું પણ ભૂલ ભરેલું છે. ગમે તેટલું જ્ઞાન મેળવ્યા છતાં જો તું ખાટલાવશ થાય તો ભાર રૂપ થવાની જ છો એ કેમ નથી સમજતી? તું જ્ઞાન મેળવે એ મને ગમે. બાળની જેમ તું કૉલેજમાં ભણી મોટી પદવી મેળવે તેનો મને દ્વેષ ન હોય. પણ શરીર બગાડીને નહીં જ. શરીર સુધાર તારું પ્રથમ કર્તવ્ય છે. પણ આ તો મારો મત. ખરું તો તને સૂઝે તે જ. હવે આરંભ કર્યો છે તો લખ્યા કરજે.

સેવાગ્રામ ૨૪-૧-૩૧

બાપુના આશીર્વાદ

પ્યારા બાપુ



મહારાષ્ટ્ર દેશમા એક સત થઈ ગયા તેઓ મહાત્યાગી હતા નદી કિનારે એક નિર્જન સ્થાનમા તેઓ વાસ કરતા હતા પાસેના ગામમા એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. તે કથા વાર્તા કરી પોતાના કુટુબનુ ભરણપોષણ કરતો હતો આ બ્રાહ્મણ ઘણો જ પવિત્ર હતો સમય જતા તે બહુ દરિદ્ર દશામા આવી પડ્યો અને પોતાના કુટુબનુ ગુજરાન કેમ ચલાવવુ તે બાબતની તેને બહુ ચિન્તા થવા લાગી પોતાની આ મૂઝવણમાથી સત મહાત્મા કાઈ માર્ગ બતાવશે એમ ધારી તે પેલા મહાત્મા પાસે ગયો અને પોતાની સ્થિતિ સબધી હકીકત તેને આથથી ઇતિ સુધી કહી સમજાવી પેલા સતે જવાબ આપ્યો કે તમારી સ્થિતિની હકીકત સાભળી બહુ દુખ થાય છે, પણ હુ શુ કરુ ? તમને હુ મદદ કરી શકુ તેમ નથી, કારણ કે મારી પાસે ધન નથી મે તો સસારનો ત્યાગ કર્યો છે આ સાભળી પેલો બ્રાહ્મણ નિરાશ થઈ તે સતને પગે લાગી ઘર તરફ જવા ઊઠ્યો તે દસ પદર પગલા ગયો હશે તેટલામા પેલા મહાત્માએ બૂમ મારી તેને પાછો બોલાવ્યો તે સતે કહ્યું "હુ ભૂલી ગયો હતો તે હવે મને યાદ આવે છે કે ઘણા માસ પહેલા પ્રાતકાળમા નદીમા સ્નાન કરવા જતા એક સ્પર્શમણિ જડ્યો હતો. મારે તેની જરૂર ન હતી, પણ કોઇ ગરીબને કોઇ દિવસ કામ લાગશે એમ ધારી મે તેને એક વૃક્ષની બખોલમા મૂકેલ છે તમે મારી સાથે ચાલો, હુ તમને તે સ્પર્શમણિ બતાવુ તેનાથી તમારુ દરિદ્રતાનુ દુખ ભાગશે તે મણિમા એવી શક્તિ છે કે તેનો સ્પર્શ થતા લોઢુ સુવર્ણ બની જાય છે પેલો ગરીબ બ્રાહ્મણ અને તે મહાત્મા બને મૂગે મોઢે તે વૃક્ષ આગળ ગયા ત્યા પેલી બખોલમાથી સતે એક મણિ કાઢ્યો અને પેલા બ્રાહ્મણને કહ્યુ 'આ સ્પર્શમણિ તમારી પાસે રાખો તે તમારી ગરીબાઇનુ દુખ દૂર કરશે " પેલો બ્રાહ્મણ આશ્ચર્યચકિત થઈ વિચારમાં પડ્યો, અને તે સ્પર્શમણિ તેમ જ તે મહાત્મા તરફ વારાફરતી જોવા લાગ્યો છેવટે તે બોલી ઊઠ્યો, "હે મહાત્મા હે દયાસાગર, આજે મારી આખ ખૂલી ગઈ છે આ સ્પશમણિ તો બહુ કીમતી વસ્તુ છે, પણ એવો તે કયો સુખનો ચિંતામણિ આપને પ્રાપ્ત થયો છે કે જેના સુખની આગળ આપને આ સ્પર્શમણિ એક ક્ષુદ્ર પથરા જેવો લાગે છે અને જેને આપે બેપરવાઇથી આ વૃક્ષની બખોલમા નાખી રાખ્યો છે ? મારે આ સ્પર્શમણિનુ હવે કામ નથી, આપ મને તે આપનો અદ્વિતીય સુખમણિ (આત્મતત્ત્વની પ્રાપ્તિ) આપો ! એમ કહી તેણે પોતાના હાથમાનો મણિ પાસે વહેતી નદીના પાણીમા ફેકી દીધો અને પોતે પેલા મહાત્માના ચરણમાં પડ્યો

પ્યારા બાપુ

એક જન્મ પૂરો થયો તેનો અર્થ એ નથી કે પરમાત્માથી સબંધ તૂટી ગયો જન્મ ભલે બદલાય, પણ તેનો સબંધ અટલ જ છે તેથી આ દુનિયા છોડી પરલોક ગયા અથવા એક જન્મ પૂરો કરી નવો જન્મ લીધો ત્યારે 'અજાણી જગાએ મારુ શું થશે' એવો ડર રાખી અધમુઆ થઈ જવુ એ નર્યું ગાંડપણ જ છે ભગવાનની લીલા જ એવી છે કે તે હંમેશા નવા નવા પરિચય કરાવીને એવો અનુભવ કરાવે છે કે બધે ઠેકાણે નવામા જૂનુ જ ભરેલુ છે આપણે એક વાત બરાબર ધ્યાનમા રાખવી જોઈએ કે આ જે અનતનો વિસ્તાર આપણને નજરે પડે છે, જે વિવિધતાનો વિલાસ અનુભવીએ છીએ તેના મૂળમા તે જ એક અદ્વિતીય છે આ પ્રતીતિને ઢીલી થવા દેવી ન જોઈએ

કત અજાનારે જાનાઇલે તુમિ, કત ઘરે દિલે ઠાંઈ
દૂરકે કરિલે નિકટ બન્ધુ પરકે કરિલે ભાઈ! – ધ્રુ.
પુરાણો આવાસ છેડે યાઇ જબે,
મને ભેવે મરિ, કિ જાનિ કિ હબે
નૂતનેર માઝે તુમ પુરાતન,
સે કથા ભુલિયા જાઇ!
જીવન મરણે નિખિલ ભુવને
જખનિ જેખાને લબે
ચિરજનમેર પરિચિત, ઓહે
તુમિઇ ચિનાબે સબે
તોમારે જાનિલે નાહિ કેહુ પર,
નાહિ કોનો માના નાહિ કિછુ ડર
સબારે મિલાયે જાગિતેછો તુમિ,
દેખા જેનો સદા પાઈ.

હે ભગવાન! કેટલાય અપરિચિત લોકો સાથે તે મારી ઓળખાણ કરાવી. કેટલાયે ઘરોમા મને પ્યારા આપુ

પ્રેમનું સ્થાન આપ્યુ. હે ચિર સખા, જે દૂર હતા તેમને નજીક લાવી દીધા, જેમને હુ પરાયા સમજતો હતો તેમને મારા ભાઈ બનાવ્યા. કોઈ પુરાણું પરિચિત સ્થાન છોડવુ પડે છે તો દિલમા બીક લાગે છે કારણ કે નવા સ્થળે કોઈનો પણ પરિચય નથી હોતો, ત્યા મારુ શુ થશે? અમે ભૂલી ગયા હોઈએ છીએ કે નવામા પણ પુરાતન તુ જ છે, ઘર બદલીએ તોપણ ઘરનો માલિક તુ પહેલા હતો તે જ છે

જીવનમા કે મૃત્યુમા આ અખિલ વિશ્વમા જ્યા જ્યા અને જ્યારે જ્યારે મને લઈને તુ જાય છે ત્યારે અનત જન્મોના પરિચિત સાથી જેવો તુ જ હોય છે સૌની સાથે મારો જે સબધ છે તે સમજાવનાર તુ જ છે તને ઓળખ્યો ત્યારે પછી કોઇને ઓળખવાનુ બાકી રહેતુ નથી, કોઇ પરાયુ રહેતુ નથી, કોઈ પ્રકારની મુશ્કેલી કે ડર રહેતો નથી જેટલા લોકો સાથે તુ સબધ બાધે છે તેટલામા તુ જ પ્રગટ થાય છે બધા લોકો સાથે ઓળખાણ કરાવવામા તુ તારી પોતાની જ ઓળખાણ કરાવે છે એટલુ હુ સમજી શકુ તો બસ. આ વિવિધ જગતને આત્મીયતાથી જોતી વખતે હરેકમા સ્વાભાવિક રીતે જ તારુ દર્શન થાય છે તે સમજવાની મને શક્તિ આપ.



હે વિશ્વસખા! જે દૂર હતા તેમને તુ નજીક લાવ્યો અને જે પરાયા હતા તેમને તે આત્મીય બનાવ્યા તારી કૃપા અપાર છે

સંસ્કાર પોષક કાકાસાહેબ [અનુ૰ પૃ૰ ૪૦થી ]

ત્યારે પણ ચાર દીવાલની અંદર આનંદ-યાત્રા ચાલુ જ રહી એમાંથી 'ઓતરાતી દીવાલો' ભાષાબદ્ધ થઈ. ભારત સંસ્કૃતિ જેવી અખંડ વહેતી ભારતની નદીઓ જોયા પછી એમને સ્મરણાંજલિ આપવી આવશ્યક હતી જ. એમાંથી 'લોકમાતા'નું સર્જન થયું. જીવન યાત્રાનાં થોડાંક સંસ્મરણો 'સ્મરણયાત્રા'માં જીવન્ત થયાં. કેળવણી દ્વારા જનતાની સેવા કરવાની સાધના દરમ્યાન જે કંઈ સાહિત્યનું મનન અને લેખન થઈ શક્યું તે 'જીવન ભારતી' રૂપે ગુજરાતને ચરણે ધરાયું. કાકાસાહેબને પ્રતીતિ થઈ કે, "અમેસર તેમ જ પશ્ચાત બધા જ સમાજોનો કૌટુંબિક ભાવથી વિચાર થવો જોઈએ. . દૈવીસ પતના વિકાસને જોરે માણસમાંથી અહિંસાપરાયણ દેવોની સૃષ્ટિ થવી જોઈએ. એ બધું સિદ્ધ કરવા માટે પ્રથમ એક સમગ્ર આદર્શનું ધ્યાન ધરવું જોઈએ, એની સાથે એને માટે ઉગ્ર સાધના સાધવી જોઈએ. જ્ઞાનપ્રચાર અને સેવા દ્વારા એની ઝાંખી અખિલ માનવસમાજને કરાવવી જોઈએ. અને સર્વોચ્ચ આદર્શોને વ્યવહારમાં આણવાનું જે એકમાત્ર સાધન ગણાય એ બલિદાન માટે શ્રેષ્ઠ લોકોએ તૈયાર થવું જોઈએ" આવા સાધનાક્રમથી ધ્યાનમાં અને ચિંતનમાં, સેવાના પ્રયોગમાં અને કેળવણીના અખતરાઓમાં જે કંઈ દૃષ્ટિએ પડ્યું તેનો નિચોડ 'જીવનસંસ્કૃતિ'માં અપાયો છે. વળી કાકાસાહેબ 'જીવનવિકાસ'નું મહત્ત્વ સમજાવતા લખે છે : "મારું બીજું લખાણ વિનોદ રૂપે લખાયેલું છે જ્યારે કેળવણી વિષેનું લખાણ જીવનનું એક મિશન સમજીને અને સામાજિક જીવનની મીમાંસાના એક મહત્ત્વના અંગ તરીકે લખાયેલું છે. ગુજરાતની પ્રજા મને ભૂલે નહિ ત્યાં સુધી મને સાહિત્યકાર તરીકે ન ઓળખે પણ કેળવણીકાર તરીકે ઓળખે એવી મારી આંતરિક ઇચ્છા છે." તેથી આ પુસ્તકમાં કાકાસાહેબનો ઉચ્ચાભિલાષ વ્યક્ત થયેલો દૃષ્ટિએ પડે છે. એ જ મુજબ એમનાં અન્ય લખાણો વિશે પણ કહી શકાય.

કાકાસાહેબના જીવનને સ્વામી વિવેકાનંદ, ગુરુદેવ અને બાપુજીનાં લખાણો અને જીવનથી નવીન બળ મળ્યું છે. તેમ જ સ્વ. રાનડે, શ્રી અરવિંદ, કુમારસ્વામી અને ભગિની નિવેદિતા, એઓની અસર પણ એમના પર અમુક અંશે થઈ છે. આ સૌ મહાપુરુષો અર્વાચીન હિંદના પ્રતિભાશાળી વિધાયકો છે અને એમની પાસેથી જે પોતાને પ્રાપ્ત થયું, તેને જીવનમાં ઉતારવા અને તે પ્રમાણે આચરવા અને હિંદવાસીઓને તેનો ઉપદેશ કરવા કાકાસાહેબે જાણે વ્રત લીધું હોય એમ એમનું જીવન જોતા પ્રતીતિ થાય છે. એ સૌમાં સૌથી પ્રબળ અસર બાપુજીની જ એમના પર થઈ છે. લોકમાન્ય ઇત્યાદિ મહારાષ્ટ્રના નરરત્નોએ એમનામાં રાષ્ટ્ર ભાવનાનાં બી રોપ્યાં, વિવેકાનંદ ઇત્યાદિએ એમની એ લાગણીને બહુ તીવ્ર અને આવેશ વાળી બનાવી. પછી તો ઋષિકુળ, હરદ્વાર, સિંધ, શાન્તિનિકેતન અને બ્રહ્મચર્યાશ્રમમાં કામ પણ તેમણે કરેલું અને વિખ્યાત પુરુષોનો સમાગમ શોધેલો. પણ એમના અંતરની તરસ તો મહાત્માજીએ જ તૃપ્ત કરી; ત્યારથી બાપુજીની શીળી છાયામાં તેઓ રહ્યા.

આજે બાપુજી વિનાનાં આપણને તેઓ એક આશ્વાસનરૂપ જ છે. બાપુજીના સાન્નિધ્યમાં રહી એમણે બાપુના જીવનની જે ઝાંખી કરી છે તે આપણને ખરેખર જીવન ઘડવાને માટે સહાયરૂપ બનશે જ. તેથી કાકાસાહેબ આપણી વચ્ચે રહી આપણા સંસ્કારોને સર્વદા પોષે એટલી ઇચ્છા ઊંડે ઊંડે રહ્યા જ કરે છે. અને જ્યાં સુધી આપણામાં ઉદાત્ત સંસ્કૃતિની ભૂખ હશે ત્યાં સુધી કાકાસાહેબ કદી ભુલાવાના નથી એ પણ એટલું જ નિશ્ચિત છે.

ઉજમવહુ કુમારીટ

ભૂગોળના એક વિદ્યાર્થીને નકશામાં 'સંગાપુર' ક્યાં છે? કાશી ક્યાં છે? હિમાલય ક્યાં છે? વગેરે પૂછવામાં આવે તો તે પોતાની આંગળી વડે જલદી બતાવી આપશે; કેમ કે તે બાબતનું તેને જ્ઞાન આપવામાં આવે છે. પણ કોઈ તેને પૂછે કે નાગ મિત્રનું ઘર ક્યાં છે? તો તે બતાવી શકશે નહિ ને મિત્રની મૃત્યુ-તિથિ કહી શકશે, પણ પોતાના બાપદાદાની મરણતિથિ તેને ખબર નહિ હોય. આ ઉપરથી ખબર પડે છે કે બહારની દુનિયાનું તો તેને સારું જ્ઞાન હોય છે, પરન્તુ પોતાના ઘરની બાબતથી ન અજાણ રહે છે આવી જ સ્થિતિ આજે આપણી છે.

આજનો માનવ બહારની દુનિયાનું જ્ઞાન તો પૂરેપૂરું મેળવે છે, પણ તેને પોતાના કર્તવ્યનું-ધર્મનું જ્ઞાન હોતું નથી તેથી સર્વ પ્રથમ માનવનું કર્તવ્ય શું છે? ધર્મ શું છે? તે સમજવાની જરૂર છે. માનવનો સૌથી પહેલો ધર્મ છે માનવ પ્રત્યે સમભાવ રાખવો. કોઈ મકાન બનાવે તો સૌથી પ્રથમ તેનો પાયો નાખવામાં આવશે, છાપરું નહિ બનાવવામાં આવે. છાપરાની જરૂર ભલે પણ પાયા વિના છાપરું કેવી રીતે બનાવાય? કદાચિત બનાવવામાં આવે તો પણ તેનું અસ્તિત્વ કેટલો સમય? ક્ષણિક જ. આજ રીતે આજે મનુષ્ય પણ પાયો નાખ્યા વિના છાપરું કરવાની તૈયારી કરી રહ્યા હોય છે! આજે કેટલાંયે માણસો બીડી-તરી, વગેરેનો ત્યાગ કરી રહેલ છે, પણ આ ત્યાગ પાયા વિનાનો હોય છે. માનવ-દયા એ ધર્મનો પાયો છે જેને પ્રથમ સ્થાન માનવ હૃદયમાં મળવું જોઈએ. માનવ-દયા વિના એકેન્દ્રિય જીવોની દયા પાળવી, એ પાયા વિના છાપરું બનાવવા જેવું છે ધર્મનો પાયો છે માનવ-દયા અને ત્યારબાદ જ પૃથ્વી, પાણી, વગેરે જીવોની દયા પાળવી જોઈએ. તેથી પ્રથમ પાયો મજબૂત કરવાની જરૂર છે ત્યાર બાદ જ ચિનાઈ છાપરું વગેરે બનવું જોઈએ.

એક ગામમાં હીરાભગત નામે એક ગરીબ ખેડૂત રહેતો હતો. આજનો માનવ જેમ તર્ક-પ્રધાન હોય છે તેમ તે તર્ક પ્રધાન ન હતો. જ્યારે તે કોઈ પણ ધાર્મિક વાત સાંભળતો ત્યારે તેના પર તેને શ્રદ્ધા બેસી જતી. એક દિવસ તેના ગામમાં એક સાધુઓનું સંમેલન થયું. સાધુઓએ ધર્મનો ઉપદેશ આપતાં કહ્યું, "જે મનુષ્ય મોટા માણસની સેવા કરે છે તે જન્મ મરણના ફેરામાંથી મુક્ત બને છે." આ ઉપદેશ તે ખેડૂતના હૃદયમાં કોતરાઈ ગયો અને તે સીધો પોતાના ગામના પટેલની પાસે ગયો જે તે ગામનો મોટો માણસ ગણાતો હતો અને બોલ્યો, 'હું આપની સેવામાં રહેવા ઇચ્છું છું.' પટેલે આનાકાની કરી, પરંતુ હીરાભગત તો પરાણે તેની સેવા કરવા રહ્યો અને રાત-દિવસ સેવા કરવા લાગ્યો. એક દિવસ બાદશાહ તે ગામમાં આવ્યો. પટેલે હીરાભગતને કહ્યું "આજે જરા વહેલી રસોઈ તૈયાર કરી આપજે!" હીરાભગતે વહેલી રસોઈ કરવાનું કારણ પૂછતાં, પટેલે કહ્યું કે બાદશાહ આજે આવ્યા છે હીરાભગતે પૂછ્યું, 'શા

આશાબાપુ,

તે કોઈ મોટો માણસ છે?' પટેલે ખુલાસો કરતાં કહ્યું, 'તે અમારા ઉપરી અમલદાર છે.' હીરાભગતે કહ્યું, 'ત્યારે હવે આપની સેવા પૂરી થઈ હું તો મોટા માણસની સેવા કરું છું.' હીરાભગત તે જ ક્ષણે થાણદાર પાસે જઈને તેની સેવા કરવા લાગ્યો. એક દિવસે થાણદારને ત્યાં કોઈ બીજો મોટો અમલદાર આવ્યો, એટલે હીરાભગત તેની સેવામાં ચાલ્યો ગયો. ધીમે ધીમે તે રાજા પાસે પહોંચી ગયો. તે જ્યાં જ્યાં ગયો ત્યાં બધાને પ્રિય લાગવા માંડયો. હીરાભગત રાજાનો પણ માનીતો થઈ ગયો. એક દિવસ રાજા હીરાભગતને સાથે લઈને જંગલમાં શિકાર કરવા નીકળ્યો. બંને જતાં જતાં રસ્તામાં બહુ દૂર નીકળી ગયા રાત પડી ગઈ. હીરાભગત સાથે હતો, એટલે રાજાને કોઈ ભય ન હતો. જંગલમાં જ રાત્રિ પસાર કરવાનું તેમણે વિચાર્યું. હીરાભગતના ખોળામાં માથું રાખીને રાજા તો સૂઈ ગયો થોડી વારમાં એકાએક અવાજ આવ્યો અને રાજાની ઊંઘ ઊડી ગઈ. રાજાએ કહ્યું, 'હીરા-ભગત, આ તો ભૂતોનું ટોળું આવી રહ્યું છે, તેમાંથી બચવા માટે આપણે ઝાડ પર ચઢી જવું જોઈએ.' એટલે પૂછયું, 'આપ શા માટે ડરો છો? શું તે આપના કરતાં પણ મોટા છે?' રાજાએ કહ્યું, 'ભાઈ, તે મારાથી તો શું, પણ મારા બાપદાદા કરતાં પણ મોટા છે.' હીરા-ભગતે કહ્યું, 'ત્યારે હવે આપની સેવા પૂરી થઈ. હું તો મોટા માણસની ચાકરી કરું છું.' રાજાને બચાવી તે ભૈરવનાથ પાસે ગયો અને બોલ્યો, 'હું આપની સેવામાં રહેવા ઇચ્છું છું.' ભૈરવનાથે તેને પોતાની પાસે રાખી લીધો. આગળ જતાં એક મંદિર આવ્યું જેમાં વિષ્ણુની એક મૂર્તિ હતી. તે જોઈને ભૈરવનાથ ડરી ગયો હીરાભગતે તેમને પૂછયું, 'શું તે તમારાથી મોટા છે?' ભૈરવનાથે કહ્યું, 'હા, તે અમારા કરતાં મોટા છે.' હીરાભગતે ભૈરવનાથને પણ 'રામ – રામ' કર્યા અને તે તો મંદિરમાં આવીને મૂર્તિ સામે બેસી ગયો. અચાનક એક માણસ ત્યાંથી નીકળ્યો. તેણે હીરાભગતને પૂછયું, 'અહીં કેમ બેઠો છે?' હીરાભગતે કહ્યું, 'મંદિરવાળા દેવની હું સેવા કરવા ઇચ્છું છું અને તેથી તેની રાહ જોઈને બેઠો છું.' તે માણસે કહ્યું, 'બે મહિના પછી અહીં એક મોટો મેળો ભરાશે જેમાં હજારો સ્ત્રી – પુરુષો એકઠાં થશે. તું તેમની સેવા કરીશ તો આ મંદિરમાં બેઠેલા દેવના દર્શન થશે.' હીરાભગત તો ત્યાં ઝૂંપડી બનાવીને રહ્યો, અને આવતા જતા માણસોની સેવા કરવા લાગ્યો. માણસોને આ પારથી પેલી પાર પણ લઈ જતો. મેળાનો દિવસ નજીક આવતો ગયો તેમ તેમ માણસો આવવા શરૂ થયા. હીરાભગત તે બધાને નદી ઊતરાવવાના કામમાં લાગ્યો. એક દિવસે રાત્રે કોઈએ તેની ઝૂંપડીનું બારણું ખખડાવ્યું. હીરા-ભગતે ઊભા થઈને જોયું તો નાનું બાળક ઊભું હતું. તેણે હીરાભગતને કહ્યું, 'મારા પિતાજી નદીની પેલી પાર ઊભા છે, મહેરબાની કરીને મને પણ ત્યાં પહોંચાડી આપો.' હીરાભગતે તે બાળકને પેલી પાર ઉતાર્યો ત્યારે તે દેવ સ્વરૂપે દેખાવા લાગ્યો. તેણે કહ્યું, 'હીરાભગત, તું મંદિરમાં રહેલ જે દેવની સેવા કરવા આતુર છો તે હું પોતે જ છું. તું મારી સેવા કરવા ઇચ્છતો હો તો માનવની સેવા કર તેમની સેવામાં જ મારી સેવા સમાયેલી છે.' તે દિવસથી તે અલ્પ શ્રદ્ધાળુ હીરાભગત મટીને ખરો હીરાભગત બની ગયો અને પોતાનું જીવન માનવસેવા કરવામાં જ વિતાવ્યું. માનવસેવા જ ધર્મનો પાયો છે. તે પાયો મજબૂત બનાવવાથી જ ધર્મરૂપી ઇમારત મજબૂત બને છે.

### વર્ધા

બાપુએ રાત્રે નવ વાગે અડધો કલાક મને વાતચીત માટે આપ્યો હતો. બાપુ ખૂબ હસ્યા અને હસાવતા ગયા પછી ગંભીરતાથી તેમણે કહ્યું, "હવે સાડા નવ થઈ ગયા હુ રાતના દોઢ વાગ્યે ઊઠ્યો છું અને બપોરે માત્ર પચીસ મિનિટ આરામ લીધો છે" રાતના દોઢ વાગ્યાથી રાતના નવ વાગ્યા સુધી, પૂરા વીસ કલાક! હું ચકિત થઈ ગયો મદ્રાસના ભાઈ હરિહર જેઓ તે વખતે ત્યા હતા તેમને મેં પૂછ્યુ, "બાપુ આટલી મહેનત શા માટે કરે છે?" તેમણે તરત જ જવાબ આપ્યો, "પ્રાયશ્ચિત કરવા. આપણે બધા આળસુ બની ગયા છીએ તેનુ બાપુ પ્રાયશ્ચિત કરી રહ્યા છે!"

### કાશી

બીજી ઑક્ટોબરનો દિવસ હતો. શ્રી પ્રકાશજીએ બાપુને કહ્યુ, "મહાત્માજી, આજે તો તમે વળી વધારે કામ કર્યું!" બાપુએ ઉત્તરમા કહ્યું, "ભાઈ, આજે મારી વર્ષગાંઠ છે ને!"

### હરિજન આશ્રમ, દિલ્હી

શ્રી હરિજીએ બાપુને પૂછ્યું, "મહાત્માજી આપનું ઘડિયાળ બંધ પડી ગયું હતું? આપ તો રાતના અઢી વાગ્યાથી કામ કરી રહ્યા છો!" બાપુએ જવાબ આપ્યો, "મારુ ઘડિયાળ તો બરાબર ચાલે છે પણ ઊંઘ પૂરી થઈ એટલે ટપાલનું કામ પતાવવામાં લાગી ગયો. હવે સાડા પાંચ વાગ્યા છે"

બિરધરચંદ બાપુજીના જીવનના આવા સેંકડો પ્રસગો લખી શકાય તેમ છે. તેઓ પોતાની હરેક ક્ષણનો હિસાબ રાખતા. તેમની તપશ્ચર્યા અદ્વિતીય હતી!

બાપુના જેવી જ સાધના બીજા એક તપસ્વીએ કરી હતી

સન ૧૯૧૯ની વાત છે. મોસ્કોની રેલવે કેટલીયે જગાએ તૂટી ગઈ હતી. રશિયાના મજૂરોએ તે વખતે પોતાને શનિવારની કાયદા મુજબ મળતી રજા સ્વેચ્છાએ રાષ્ટ્રને અર્પણ કરી દીધી હતી એટલે તે દિવસે પણ તેઓ કામે જતા. લેનિને એ વખતે કહ્યું હતુ, "મજૂરોનો આ ત્યાગ ઇતિહાસના અનેક સામ્રાજ્યવાદી યુદ્ધો કરતાં વધારે ઉલ્લેખ યોગ્ય તથા મહત્ત્વપૂર્ણ ઘટના છે"

લેનિનના ગળામા પીડા થઈ રહી હતી. એક દગાખોર સામ્યવાદી છોકરીએ તેના ઉપર છરાઓથી ભરેલી પિસ્તોલ છોડી હતી. પરિણામે લેનિનના ગળામા છરા પેસી ગયા હતા. હજુ પણ કેટલાક છરા ગળામાં રહી ગયા હતા, અને તેને ત્રાસ આપતા હતા પણ નવયુવક સિપાઈઓને કામમાં મદદ કરવા લેનિન પોતે લોઢાના પાટા પોતાના ખભા ઉપર ઉપાડી ઉપાડીને સવારથી સાંજ સુધી કામ કરતા હતા. લોકો તેમને કોઈ હળવુ કામ કરવા વિનંતી કરતા હતા પણ તે માનતા ન હતા. એક વર્ષ સુધી આ રીતે નિઃસ્વાર્થભાવે કામ કર્યા પછી એ યજ્ઞની વર્ષગાંઠ ઊજવી ત્યારે લેનિને કહ્યું હતું:

"સામ્યવાદીઓનો શ્રમ સમાજનું નિર્માણ કરવા માટે છે. તે કોઈ ઈનામ કે પુરસ્કાર માટે નથી પણ બહુજનહિતાય અર્પણ કરવામા

આવે છે. સ્વસ્થ શરીર માટે શ્રમ એક અનિવાર્ય વસ્તુ છે."

શ્રમનો મહિમા દર્શાવતાં ઉપરનાં બે દૃષ્ટાંતો આપણને પ્રેરણા આપવા પૂરતાં નથી? ૧૯૫ સોહીના દબાણમાં તડકામાં અડધો કલાક ચાલવું અને વીસ વીસ કલાક મહેનત કરવી તે હતી બાપુની સાધના, અને ગળામાં છરાઓ ભોંકાયેલા હોવા છતાં સવારથી સાંજ સુધી સિપાઇઓ સાથે ખભા ઉપર લોઢાના પાટા ઉપાડવા તે હતું લેનિનનું તપ!

અને આપણે લોકો જેઓ પોતાને ગાંધીવાદી, સમાજવાદી અથવા સામ્યવાદી કહેવડાવીએ છીએ તેઓ જીવનના હજારો કલાક નકામી વાતોમાં ગુમાવીએ છીએ.

આપણે વિન્ધ્ય પ્રદેશની એક વાત લઈએ. એક સુપ્રસિદ્ધ કાર્યકર્તાએ લખ્યું છે, "મંત્રીમંડળનો વિરોધ કરવા સિવાય અહીં બીજું કામ રહ્યું જ નથી." તે ભલા માણસને કોઈ પૂછે, 'આ પ્રદેશમાં હજી થયું છે જ શું? અહીંના ૯૭ ટકા લોકો અભણ છે. તેમને માટે કાળો અક્ષર ભેંસ બરાબર છે. ગામડાના લોકોનાં દુઃખોનું તો પૂછવું જ શું! ટીકમગઢ જિલ્લાના એકવીસસો માઇલના ક્ષેત્રફળમાં ફક્ત એક જ ઇસ્પિતાલ છે. અને ત્રણ દવાખાના અને નવસો ગામ છે! ગામડાના લોકોને સ્વચ્છતા અને આરોગ્યનું કશું ભાન નથી. અને ગાયમાતાની સ્થિતિ તો એવી છે કે કોઈ પણ સહૃદય માણસને રડવું આવ્યા વિના ન રહે!

આપણા અનેક કાર્યકર્તાઓ પોતાનો સમય મંત્રીમંડળ બનાવવામાં અને તોડવામાં ગાળે છે. થોડા દિવસ પછી ધારાસભાની ચૂંટણીઓ શરૂ થશે! એક લાખની વસ્તી માટે એક પ્રતિનિધિ ચૂંટાશે તેમાં બાકીના ૯૯,૯૯૯ માણસો માટે કોઇ કાર્યક્રમ રાખ્યો છે કે નહિ તે પ્રશ્નને ફાલતુ ગણી કાઢવામાં આવે છે.

વાસ્તવિક રીતે જોઈએ તો રચનાત્મક કાર્યક્રમનું મૃત્યુ થયું છે. ચૂંટણી, સભ્યોની તોડફોડ અને ક્ષુદ્ર ષડ્યંત્રોમાં જ કાર્યકર્તાઓનો વખત ચાલ્યો જાય છે. જે લોકો પ્રધાન કે ધારાસભ્ય બનવાના છે તેમને આ પ્રકારની ભાંજગડમાં રસ પડે એ સ્વાભાવિક છે પણ બાકીના માણસો શા માટે આ 'અવ્યાપારેષુ વ્યાપાર'માં લાગેલા છે તે અમારી સમજમાં આવતું નથી.

એક વખત ઓરિસામાં એવી જ નિરાશાજનક સ્થિતિ ઊભી થઇ હતી. કાર્યકર્તાઓ પરસ્પર લડી રહ્યા હતા. શ્રી ગોપબન્ધુદાસે બધી હકીકત બાપુને કહી સંભળાવી, અને કહ્યું, "મનમાં એવું થાય છે કે ક્યાંક એકાન્ત ગામમાં ચાલ્યો જાઉં અને ત્યાં મારી જાતને દાટી દઉં!" બાપુએ કહ્યું, "હા, જરૂર. પણ જીવતા દટાઈ જાઓ. કામમાં લાગી જાઓ એને ક્ષેત્રસંન્યાસ કહે છે. ભરતી આવે કે તોફાન આવે તમારી જગાએથી એક ઇંચ પણ ડગો નહિ. તમને જનક રાજાની એક વાત યાદ છે? તેમણે કહ્યું હતું કે મિથિલામાં આગ લાગે તો પણ હું મારી તપસ્યા છોડીશ નહિ. તમે પણ તમારે માટે કોઈ કામ પસંદ કરી લો. તમારી પરિમિત મર્યાદા જાણી લો અને પછી તમારા માર્ગથી જરાયે ડગશો નહિ."

આ ઉપરના શબ્દોમાં આપણા બધા માટે એક અમર સંદેશો છે. બે હજાર વર્ષ પૂર્વે એક બીજા મહાત્માએ પોતાના નિર્વાણ સમયે આ જ વાત કહી હતી. "આળસ કર્યા વિના ધ્યેય પ્રાપ્તિ કરો."



... ... ... ઉદ્યોગ ... નહી તો તે માત્ર શ્રમ જ રહેશે દા ત એક લુહાર હોય તે લોઢુ ટીપે પણ તેમા જરાય વિચાર ન કરે, તો તે જડ બની જાય છે અને સમાજમા પાછળ રહી જાય કેમ કે તે શાસ્ત્ર અને સિદ્ધાન્તો નથી જાણતો આપણે ત્યા આવુ જ થયુ છે જ્યારે પશ્ચિમના લોકોએ બુદ્ધિપૂર્વક કામ કરીને જૂની રીતોમા અનેક ફેરફારો કર્યા છે દા ત આપણે ત્યાના લુહારની કાતર જુઓ અને બીજી ત્યાની બનાવેલી કાતર જુઓ કેટલો બધો તફાવત! આપણે તો તેમા બે આગળી જાય તેવુ કાણુ જ રાખ્યુ, જ્યારે તેમણે અગૂઠો બરાબર બેસે તેવુ એક કાણુ રાખ્યુ અને એકમા ચાર આગળીઓ રહે તેવુ રાખ્યુ આ રીતે તેમની કાતર આગળ વધી, જ્યારે આપણે ઠેરના ઠેર રહ્યા જે વિચારક છે, તેની ક્રિયામા તો રોજ રોજ કુશળતા આવવી જોઈએ.

એક ભગી પણ જો તેના ધધાનુ શાસ્ત્ર જાણે અને તે પ્રમાણે જ્ઞાનપૂર્વક વર્તે અને સહેજે એને એમ થાય કે હુ શ્રેષ્ઠ છુ, મારો ધધો લોકોપયોગી છે, તો તેને હલકો કહેવાને કોઈ સમર્થ નથી પણ આજે તો તે પેટ ભરવા ધધા કરે છે તે તેના ધધાની ઉત્તમતા ન સમજ્યો, એટલે ત્યાનો ત્યા જ રહ્યો અને જડ મજૂરી કરીને પોતે પણ જડ બની ગયો

શિક્ષકો પણ પોતાની શાળામા ઉદ્યોગ દાખલ કરશે પણ તેઓ વિદ્યાર્થીઓને તેનુ શાસ્ત્ર કે સિદ્ધાત નહી સમજાવે, તો તે જડ થઈ જશે, અને શીખવનાર શિક્ષક પણ જડ મજૂર જેવો થઈ જશે

જેમ આજે શાસ્ત્રીઓ ભાગવતનો લીટે લીટો વાચી જાય છે, પણ તેનુ કશુ રહસ્ય જાણતા નથી અને કશુ જ નવુ શોધી શકતા નથી એવી દશા આપણી પણ થાય

ક્રિયાનુ અને એની પાછળનુ રહસ્ય જે નથી જાણતો તે દરેક મજૂર છે

જો આપણે પણ માત્ર ઉદ્યોગ કરાવીશુ અને તેનુ શાસ્ત્ર નહી શીખવીએ, તો મજૂર બનીશુ અને સામાના મન પર ઉદ્યોગ પ્રત્યે અશ્રદ્ધા પેદા કરીશુ માટે સૌ આ વસ્તુ સમજી તેનુ ચિતવન કરશો તો જ પચશે. જેમ ઢોર ખાધા પછી વાગોળે છે, તેમ આપણે પણ સાભળીને ચિતવન કરીએ એકલુ શ્રવણ તો આરપાર નીકળી જશે એટલે જ કહ્યુ કે શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવુ જોઈએ આટલુ થશે તો ગૃહઉદ્યોગ ફાયદાકારક નીવડશે અને દેશ ઊચો આવશે રવિશકર મહારાજ

મારાબાપુ

ગુરુદેવની ગીતાંજલિ...[અનુસંધાન ૩૬થી ચાલુ ]
પ્રભુ પણ મારું નામ લઈને સાદ પાડી મારી હાજરી લઈ રહ્યો છે, પણ હું તો કંઈ જવાબ જ આપતો નથી! બસ એને તો વૈરાગ્ય ઉત્પન્ન થઈ ગયો. એણે તો બીજે દિવસે રાજીનામું આપી દીધું. મોટા અમલદારો એને ખૂબ સમજાવવા લાગ્યા. વધારે મોટી પદવી આપવાની લાલચેય આપવા લાગ્યા, પણ પ્રભુના આદેશ આગળ આ બધું એને તુચ્છ લાગ્યું. અને એ બધાનો ત્યાગ કરીને પ્રભુને જવાબ આપવા નીકળી પડ્યો.

બીજો એક પ્રસંગ પણ સાથે સાથે કહી દઉં. એક માણસ હતો. તેને ઇશ્વરમાં શ્રદ્ધા ન હતી. ઇશ્વરના અસ્તિત્વમાં પણ એ માનતો ન હતો. એક દિવસે એને ઇશ્વર પર એવી તો ચીડ ચડી કે એણે પોતાના ઘરમાં મોટા અક્ષરે લખ્યું "God is nowhere"

પછી તો એ પરણ્યો. એને એક બાળક પણ થયું. છોકરો ધીમે ધીમે મોટો થવા લાગ્યો. એને નિશાળે મૂક્યો. ધીમે ધીમે એ વાંચતાં શીખ્યો. એને અક્ષરો વાંચતા આવડ્યું કે એના બાપુજી સાથે એ બહાર જાય, ત્યારે રસ્તા પર લગાડેલાં પાટિયાં પર લખેલા અક્ષરો વાંચી એ કહે, "બાપુ, આ 'B' છે, 'બાપુ આ 'M' છે!" આમ પોતાનું અક્ષરજ્ઞાન એ વ્યક્ત કરવા લાગ્યો. ઘેર પણ એ કહે, "બાપુ, આ 'G' છે," "આ 'O' છે," "બાપુ, આ 'D' છે."

પછી તો એ શબ્દો પણ વાંચતાં શીખ્યો. એક દિવસે એ એના બાપુ પાસે આવીને કહેવા લાગ્યો: "બાપુ બાપુ, હવે તો મને વાંચતાં આવડી ગયું. આ સામે ભીંત પર શું લખ્યું છે એ વાંચું? "God is now here."

આ સાંભળીને પેલો માણસ એકદમ ચમકી ગયો. એના બાળકે ઉચ્ચારેલા શબ્દોમાં એણે નવો જ ધ્વનિ સાંભળ્યો. બાળકે ભૂલમાં 'Nowhere' એ શબ્દ એક સાથે વાંચવાને બદલે 'Now here' એમ ભિન્ન શબ્દો વાંચ્યા. અને આમ એક શબ્દને બે શબ્દોમાં વિભક્ત કરી વાંચવાથી આખા વાક્યનો અર્થ જ ફરી ગયો! 'God is now here' (ઈશ્વર હમણાં અહીં છે.) અને એ વાક્યે પેલા માણસના મનમાં નવો જ તણખો મૂક્યો. એ તો તરત જ પ્રભુને માનતો થઈ ગયો અને ખૂબ ભાવથી પ્રભુની ભક્તિ કરવા લાગ્યો.

આ જોઈને એનો સ્વભાવ જાણનારા પૂછવા લાગ્યા: "કયા ગુરુના પ્રતાપે તમારામાં આટલું પરિવર્તન આવ્યું?" ત્યારે આંગળી ચીંધીને છોકરાને તે બતાવે અને જાણે કહેતો હોય. 'આ મારો છોકરો જ મારો ગુરુ છે!'

આમ ગુરુનાં દર્શન પણ ક્યારે થાય છે એ કંઈ કોઈને પહેલાંથી સમજાતું નથી અંગ્રેજીમાં કહેવત જેવું છે: If the disciple is ready, the master is at hand." જો શિષ્ય તૈયાર હોય તો ગુરુ હાજરાહજુર જ છે. એને શોધવા આમતેમ જવાની જરૂર નથી. આપણે જો તૈયાર હોઈએ, આપણામાં એટલી તીવ્રતા હોય તો આપણને યોગ્ય માર્ગે દોરનાર ગુરુ મળી રહે છે. આપણામાં એવી તાલાવેલી તીવ્રપણે થતી હોવી જોઈએ તો પ્રભુની આપણને ઝાંખી થાય, અને એના આદેશને પણ આપણે સમજી શકીએ.





# મણકો - ૩જો - અહિંસા

સંકલનકર્તા :- શ્રી ચંદુલાલ બ. પરેલ

અહિંસા પ્રચંડ શસ્ત્ર છે. તેમાં પરમ પુરુષાર્થ છે. તે ભીરુથી દૂર દૂર ભાગે છે તે વીર પુરુષની શોભા છે, તેનું સર્વસ્વ છે એ શુષ્ક, નીરસ, જડ પદાર્થ નથી. એ ચેતનમય છે. એ આત્માનો વિશેષ ગુણ છે તેથી જ તેને પરમ ધર્મ રૂપે વર્ણવ્યો છે તેથી કેળવણીમાં અહિંસાની દૃષ્ટિ એટલે કેળવણીના પ્રત્યેક અંગમાં નિત્ય નવો લાગતો ઊછળતો, ઊભરાતો, શુદ્ધતમ પ્રેમ. એ પ્રેમની સામે વેરભાવ ટકી જ ન શકે અહિંસારૂપી પ્રેમ સૂર્ય છે, વેરભાવ ઘોર અંધારું છે જો સૂર્ય છાબડે ઢાંક્યો છાનો રહે તો કેળવણીમાં રહેલી અહિંસાદૃષ્ટિ છુપાવી શકાય એવી અહિંસા જે વિદ્યાપીઠમાં પ્રગટશે ત્યાં અહિંસાના કોયડા પૂછવાપણું કોઈને હશે જ નહિ.

મારો દૃઢ વિશ્વાસ છે કે સત્ય અને અહિંસા એ જગતવ્યાપી ધર્મ છે. તેથી જ તેનો અર્થ શોધવામાં જીવનને ખપાવી દેતા હું રસને લૂંટી રહ્યો છું. એ રસ લૂંટવા બીજાઓને આમંત્રણ દઈ રહ્યો છું.

જે માણસ અહિંસાવ્રત પાળવાનો દાવો કરે તેનાથી પોતાનું હિત કરનાર ઉપર પણ ગુસ્સે ન થવાય, તે તેનું બૂરું ન ઇચ્છે, ભલું ઇચ્છે, તેને ગાળ ન દે કે તેના ઉપર હાથ ન ઉપાડે. સામેનો માણસ જે કંઈ ઈજા કરે તે પોતે સહન કરે. આમ અહિંસાવ્રત પાળનાર તદ્દન નિર્દોષ રહે. કોઈ પણ સજીવ વસ્તુ પ્રત્યે વેર ન હોય તેનું નામ શુદ્ધ અહિંસા. આથી જીવજંતુ પશુ સુદ્ધાં પ્રાણીમાત્રને અભયદાન મળે છે. આપણી હિંસકવૃત્તિ તૃપ્ત કરવાને પ્રાણીઓને પેદા કરવામાં નથી આવ્યા જો આપણે ઈશ્વરની લીલા કળી શકતા હોઇએ તો તો આ સૃષ્ટિમાં તેઓનું સ્થાન ક્યાં છે એ બહુ યે સમજાય. પ્રાણીમાત્ર વિષે શુભેચ્છા રાખવી એ અહિંસાનું સક્રિય રૂપ છે. તે શુદ્ધ પ્રેમ છે. હિંદુધર્મશાસ્ત્રો, બાઈબલ કે કુરાન દરેકમાંથી મને એ જ મળે છે

આપણાં શાસ્ત્રો એમ બોધ કરતાં જણાય છે કે, જે માણસ અહિંસાનું સંપૂર્ણતાથી ખરેખર પાલન કરે છે તેની આગળ દુનિયા પાણી ભરે છે. તે પોતાની આસપાસના વાતાવરણ ઉપર એટલી બધી અસર કરે છે કે સાપ અને બીજા ઝેરી જંતુઓ પણ તેને હેરાન કરતાં નથી એમ કહેવાય છે કે આસાઇના સેંટ ફ્રાંસિસનો આવો અનુભવ હતો.

નકારાત્મક રૂપમાં અહિંસાનો અર્થ કોઈ પણ જીવંત પ્રાણીને શરીર કે મનથી ઈજા ન કરવી એ છે. એટલે, અન્યાય કરનારના શરીરને નુકસાન ન પહોંચાડી શકાય, અથવા તેના પ્રતિ દ્વેષભાવ ન રાખી શકાય, અને તેમ કરીને તેને માનસિક વ્યથા પણ ન આપી શકાય.

ભાવાત્મક રૂપમાં અહિંસાનો અર્થ વિશ્વ-વ્યાપી પ્રેમ અને અનહદ ઔદાર્ય થાય છે હું અહિંસાનો સેવક હોઉં, તો મારે મારા શત્રુ ઉપર પ્રેમ રાખવો જોઈએ. હું જે નિયમ મારા અન્યાય કરનાર પિતાને કે પુત્રને લગાડું તે જ નિયમ મારે અન્યાય કરનારને – પછી તે મારો શત્રુ હોય કે અજાણ્યો માણસ હોય – તેને લાગુ પાડવો જોઈએ. આ ક્રિયાત્મક અહિંસામાં સત્ય અને નિર્ભયતાનો અવશ્ય સમાવેશ થઈ જાય છે. માણસ પ્રેમ-પાત્ર વ્યક્તિને છેતરી શકતો નથી. તે તેનાથી બીતો નથી તેમ તેને બિવડાવતો નથી. (ચાલુ)

## સાભાર - સ્વીકાર

એન. એમ. ત્રિપાઠી, મુંબઈ તરફથી :–

વ્યાજનોવારસ. લે૦ ચુનીલાલ મડિયા, કિં. ૪-૪-૦, ઈંધણ ઓછાં પડ્યાં : લે૦ ચુનીલાલ મડિયા, કિં. ૫-૮-૦, ભોજ અને કાલિદાસ : સંપાદક, લક્ષ્મીનારાયણ મો. પંડ્યા, કિં. ૪-૦-૦.

ભારતી સાહિત્ય સંઘ, ગાંધી રોડ, અમદાવાદ તરફથી :–

આસ્તિક : લે૦ સાને ગુરુજી, અનુ૦ જયન્ત પરમાર કિં. ૩-૦-૦; ભક્ત સુદામા : લે૦ રામનારાયણ ના. પાઠક, કિં. ૧-૪-૦; પુનર્જન્મ : લે. સાને ગુરુજી, અનુ૦ જયન્ત પરમાર, કિં. ૩-૦-૦, દૃષ્ટાંત કથાઓ : લે૦ નાનાભાઈ ભટ્ટ કિં. ૧-૪-૦; મનુબાપા : લે૦ સાને ગુરુજી, અનુ૦ સુશીલાબહેન દેશપાંડે, કિં. ૧-૮-૦, મિયાં ફુસકી, પુ૦ ૧-૫ : જીવરામ જોષી. દરેક પુસ્તકની, કિં. ૦-૧૨-૦.

અન્ય પ્રકાશકો તરફથી :–

સાધુતાની પગદંડી : લે૦ નવલભાઈ શાહ, પ્રકા૦ મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, અમદાવાદ, કિં. ૨-૦-૦; સર્વોદયનો સિદ્ધાંત : પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, કિં. ૦-૧૨-૦.

[પૃષ્ઠ ૪૪, 'મંગલ પ્રભાત' ૪૯, 'જીવન સાહિત્ય'માંથી]

## અનુક્રમણિકા........................................30 માર્ચ ૧૯૫૨

# ગ્રંથાવલોકન

**આસ્તિક**

લે૦ સાને ગુરુજી,
અનુ૦ જયન્ત પરમાર પ્ર૦ ભારતી મુદ્રણ સંઘ લિ૦, અમદાવાદ કિં ૩-૦-૦, પૃ૦ ૧૬૨

મહારાષ્ટ્રના સંત-લેખક સાને ગુરુજીની નવલકથાનો અનુવાદ શ્રી જયન્ત પરમાર ગુજરાતને અર્પે છે એ આનંદની વાત છે સ્વ સાને ગુરુજી આ નવલકથાને પોતાની શ્રેષ્ઠ કૃતિ તરીકે ગણતા હતા એટલે સ્વાભાવિક રીતે એનું અનુશીલન કરવાનુ આપણને મન થાય

શ્રી ગુરુજી 'બે શબ્દ'મા કહે છે: "માણસની સદ્‌વૃત્તિ પર વિશ્વાસ રાખીને માનવજીવનનો સર્વાંગીણ વિકાસ કરવા માટે જે મથે છે એ જ સાચો આસ્તિક આવા આસ્તિક જ માનવસમાજની આશા અને આજ એવાની જરૂર છે" આ નવલકથાના આસ્તિક મહર્ષિ નાગ અને આર્યનુ ઐક્ય સાધવા મથે છે અને સફળ થાય છે એવુ જ ઐક્ય આજે ભારત દેશમા સ્થપાય તો આપણો દેશ એક વિશાળ એવી સંમિશ્ર અને મનોહર સંસ્કૃતિ સર્જશે એમ ગુરુજીની મહત્ત્વાકાંક્ષા હતી

આમ તો ગુરુજી પાસે ઉચ્ચ વિચારો છે જ પણ આખી નવલકથા વાચતા એવી પ્રતીતિ થાય છે કે એ ઉચ્ચ વિચારોને મૂર્ત કરી શકે એવી સર્જન શક્તિ ગુરુજીમા નથી માત્ર ભાવના ઉચ્ચ હોય એથી કંઈ શ્રેષ્ઠ નવલકથા સર્જાતી નથી ગુરુજી એમની આ કૃતિને શ્રેષ્ઠ ગણતા હતા તે શું એમા વ્યક્ત થયેલ ઉચ્ચ ભાવનાને જ આભારી હશે? ગુરુજી તો જાણે ભિન્ન પ્રજા વચ્ચે લગ્નસંબંધ સાધીને જ ઐક્ય સ્થાપવા મથે છે! કેટલીક વાર એવા પ્રસંગો કૃત્રિમ રીતે જ જાણે ઊભા કરતા હોય એમ લાગે છે કાર્તિક અને કૃષ્ણીનો પ્રસંગ એવો ગણી શકાય

વળી, ગુરુજીના બધા જ પાત્રો તત્ત્વવેત્તાની જેમ વાતો કરે છે વાત વાતમા ઉચ્ચ વિચારો વ્યક્ત કરવામા આવે છે તેથી પાત્રો વચ્ચેની વાતચીત એકધારી (Monotonous) બની જાય છે અને જાણે ગુરુજી જ એ પાત્રો દ્વારા બોલતા હોય એવુ લાગે છે અને, નાના બાળકો પણ મોટેરાની માફક વાતો કરે છે!

આખી આખી નવલકથા વાચતા એવુ કહેવાનું મન થઈ જાય છે કે આ એક નવલકથા છે એટલી સભાનતા રાખ્યા વિના ગુરુજી જે કથનો કરે છે એને સમજવા પૂરતુ જ આ કૃતિનુ મહત્ત્વ છે નવલકથા જેટલી સિદ્ધિ આ કૃતિમા દેખાતી નથી. સાથે સાથે એવુ પણ કહેવાનુ મન થાય છે કે, ગુરુજીએ નવલકથા લખવાને બદલે એમના વિચારોને જ માત્ર જુદા તારવીને પુસ્તક રૂપે બહાર પાડ્યા હોત તો એ વિચારો વધારે અસરકારક બનત નવલકથાના સામાન્ય વસ્તુમા એ મોળા પડી જાય છે

અનુવાદ વિશે એટલુ કહેવુ જોઈએ કે અનુવાદક હજી અનુસ્વાર મૂકવામા ગોથા ખાય છે વળી 'તેને' અને 'તેમને' એવા સર્વનામો એક જ વ્યક્તિ માટે વાપરવામા આવે છે તેથી એકસૂત્રતા જળવાતી નથી અનુવાદ જરા ઉતાવળથી થયો હોય એમ લાગે છે શ્રી જયન્ત પરમાર મરાઠી અનુવાદમા પ્રગતિ કરતા જાય છે એ વાત નિઃશંક છે પણ હજી વધુ કાળજી તે લેશે તો એમને વધુ સફળતા-અવશ્ય પ્રાપ્ત થશે

સ્વ ગુરુજીના વિચારોના અભ્યાસીને આ પુસ્તક સહાયરૂપ થઈ પડશે મુ૦ કો૦

નમ્રાત્મક રૂપમાં અહિંસાનો અર્થ કોઈ પણ જીવંત પ્રાણીને શરીર કે મનથી ઇજા ન કરવી એ છે. એટલે, અન્યાય કરનારના શરીરને નુકસાન ન પહોંચાડી શકાય, અથવા તેના પ્રતિ દ્વેષભાવ ન રાખી શકાય, અને તેમ કરીને તેને માનસિક વ્યથા પણ ન આપી શકાય.

ભાવાત્મક રૂપમાં અહિંસાનો અર્થ વિશ્વ-વ્યાપી પ્રેમ અને અનહદ ઔદાર્ય થાય છે હું અહિંસાનો સેવક હોઉં, તો મારે મારા શત્રુ ઉપર પ્રેમ રાખવો જોઈએ. હું જે નિયમ મારા અન્યાય કરનાર પિતાને કે પુત્રને લગાડું તે જ નિયમ મારે અન્યાય કરનારને — પછી તે મારો શત્રુ હોય કે અજાણ્યો માણસ હોય — તેને લાગુ પાડવો જોઈએ. આ ક્રિયાત્મક અહિંસામાં સત્ય અને નિર્ભયતાનો અવશ્ય સમાવેશ થઈ જાય છે. માણસ પ્રેમ-પાત્ર વ્યક્તિને છેતરી શકતો નથી. તે તેનાથી બીતો નથી તેમ તેને બિવડાવતો નથી. (ચાલુ)

## સાભાર - સ્વીકાર

એન. એમ. ત્રિપાઠી, મુંબઈ તરફથી :–

વ્યાજનો વારસ : લે૦ ચુનીલાલ મડિયા, કિં. ૪-૪-૦, ઈંધણ ઓછાં પડ્યાં : લે૦ ચુનીલાલ મડિયા. કિં. ૫-૮-૦; ભોજ અને કાલિદાસ : સંપાદક, લક્ષ્મીનારાયણ મો. પંડ્યા, કિં. ૪-૦-૦.

ભારતી સાહિત્ય સંઘ, ગાંધી રોડ, અમદાવાદ તરફથી:–

આસ્તિક : લે૦ સાને ગુરુજી, અનુ૦ જયન્ત પરમાર કિં. ૩-૦-૦; ભક્ત સુદામા : લે૦ રામનારાયણ ના. પાઠક, કિં. ૧-૪-૦; પુનર્જન્મ : લે. સાને ગુરુજી, અનુ૦ જયન્ત પરમાર, કિં. ૩-૦-૦; દૃષ્ટાંત કથાઓ : લે૦ નાનાભાઈ ભટ્ટ, કિં. ૧-૪-૦; મનુબાપા : લે૦ સાને ગુરુજી, અનુ૦ સુશીલાબહેન દેશપાંડે, કિં. ૧-૮-૦, મિયાં ફુસકી, પુ૦ ૧-૫ : જીવરામ જોષી. દરેક પુસ્તકની, કિં. ૦-૧૨-૦.

અન્ય પ્રકાશકો તરફથી :–

સાધુતાની પગદંડી : લે૦ નવલભાઈ શાહ, પ્રકા૦ મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, અમદાવાદ, કિં. ૨-૦-૦; સર્વોદયનો સિદ્ધાંત : પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, કિં. ૦-૧૨-૦.

[પૃષ્ઠ ૪૪, 'મંગલ પ્રભાત' ૪૯, 'જીવન સાહિત્ય'માંથી ]

અનુક્રમણિકા........................................................૩૦ માર્ચ ૧૯૫૧

# ગ્રંથાવલોકન

**આસ્તિક** ........................................................ લે૦ સાને ગુરુજી; અનુ૦ જયન્ત પરમાર; પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ૦, અમદાવાદ, કિં. ૩-૦-૦; પૃ૦ ૧૯૨.

મહારાષ્ટ્રના સંત-લેખક સાને ગુરુજીની નવલકથાનો અનુવાદ શ્રી. જયન્ત પરમાર ગુજરાતને અર્પે છે એ આનંદની વાત છે. સ્વ. સાને ગુરુજી આ નવલકથાને પોતાની શ્રેષ્ઠ કૃતિ તરીકે ગણતા હતા એટલે સ્વાભાવિક રીતે એનુ અનુશીલન કરવાનુ આપણને મન થાય.

શ્રી ગુરુજી 'બે શબ્દ'મા કહે છે: "માણસની સદ્‌વૃત્તિ પર વિશ્વાસ રાખીને માનવજીવનનો સર્વાંગીણ વિકાસ કરવા માટે જે મથે છે એ જ સાચો આસ્તિક આવા આસ્તિક જ માનવસમાજની આશા બને; આજ એવાની જરૂર છે." આ નવલકથાના આસ્તિક મહર્ષિ નાગ અને આર્યનું ઐક્ય સાધવા મથે છે અને સફળ થાય છે. એવું જ ઐક્ય આજે ભારત દેશમાં સ્થપાય તો આપણો દેશ એક વિશાળ એવી સંમિશ્ર અને મનોહર સંસ્કૃતિ સર્જશે એમ ગુરુજીની મહત્ત્વાકાંક્ષા હતી.

આમ તો ગુરુજી પાસે ઉચ્ચ વિચારો છે જ. પણ આખી નવલકથા વાચતા એવી પ્રતીતિ થાય છે કે એ ઉચ્ચ વિચારોને મૂર્ત કરી શકે એવી સર્જનશક્તિ ગુરુજીમા નથી. માત્ર ભાવના ઉચ્ચ હોય એથી કંઈ શ્રેષ્ઠ નવલકથા સર્જાતી નથી ગુરુજી એમની આ કૃતિને શ્રેષ્ઠ ગણતા હતા તે શું એમાં વ્યક્ત થયેલ ઉચ્ચ ભાવનાને જ આભારી હશે? ગુરુજી તો જાણે ભિન્ન પ્રજા વચ્ચે લગ્નસંબંધ સાધીને જ ઐક્ય સ્થાપવા મથે છે! કેટલીક વાર એવા પ્રસંગો કૃત્રિમ રીતે જ જાણે ઊભા કરતા હોય એમ લાગે છે. કાર્તિક અને કૃષ્ણીનો પ્રસંગ એવો ગણી શકાય.

વળી ગુરુજીના બધા જ પાત્રો તત્ત્વવેત્તાની જેમ વાતો કરે છે વાત વાતમાં ઉચ્ચ વિચારો વ્યક્ત કરવામાં આવે છે. તેથી પાત્રો વચ્ચેની વાતચીત એકધારી (Monotonous) બની જાય છે અને જાણે ગુરુજી જ એ પાત્રો દ્વારા બોલતા હોય એવુ લાગે છે અરે, નાના બાળકો પણ મોટેરાની માફક વાતો કરે છે!

આથી આખી નવલકથા વાચતા એવું કહેવાનુ મન થઈ જાય છે કે આ એક નવલકથા છે એટલી સભાનતા રાખ્યા વિના ગુરુજી જે કથનો કરે છે એને સમજવા પૂરતુ જ આ કૃતિનું મહત્ત્વ છે. નવલકથા જેટલી સિદ્ધિ આ કૃતિમા દેખાતી નથી. સાથે સાથે એવુ પણ કહેવાનુ મન થાય છે કે, ગુરુજીએ નવલકથા લખવાને બદલે એમના વિચારોને જ માત્ર જુદા તારવીને પુસ્તક રૂપે બહાર પાડ્યા હોત તો એ વિચારો વધારે અસરકારક બનત. નવલકથાના સામાન્ય વસ્તુમા એ મોળા પડી જાય છે.

અનુવાદ વિશે એટલું કહેવું જોઈએ કે, અનુવાદક હજી અનુસ્વાર મૂકવામાં ગોથાં ખાય છે. વળી 'તેને'-અને 'તેમને' એવા સર્વનામો એક જ વ્યક્તિ માટે વાપરવામા આવે છે, તેથી એકસૂત્રતા જળવાતી નથી. અનુવાદ જરા ઉતાવળથી થયો હોય એમ લાગે છે. શ્રી જયન્ત પરમાર મરાઠી અનુવાદમાં પ્રગતિ કરતા જાય છે એ વાત નિ:શંક છે. પણ હજી વધુ કાળજી તે લેશે તો એમને વધુ સફળતા—અવશ્ય પ્રાપ્ત થશે.

સ્વ ગુરુજીના વિચારોના અભ્યાસીને આ પુસ્તક સહાયરૂપ થઈ પડશે.—મુ૦ કો૦

બાપુજી અને ગુરુદેવ એ બંને મહાવિભૂતિઓ આપણી સમીપ ઉચ્ચ આદર્શ મૂકી ગયેલ છે. અમે માનીએ છીએ કે, બાપુજી અને ગુરુદેવના આદર્શોનો સુભગ સમન્વય કરી એમાંથી નિષ્પન્ન થતા રચનાત્મક માર્ગનું અનુસરણ કરવામાં વ્યક્તિનું તેમ જ સમષ્ટિનું સાચું કલ્યાણ રહેલું છે. આ બંને મહા – વિભૂતિઓના ઉદાત્ત જીવના મિલાપોના સમન્વયથી જ આપણું ભાવિ ગૌરવશીલ બની શકશે, અને એમાં જ આપણું શ્રેય રહેલું છે તેથી અમે આવા સમન્વયને મૂર્ત કરે એવી સંસ્થા જૂનાગઢમાં સ્થાપવા નિશ્ચય કર્યો છે.




બાપુજી અને ગુરુદેવના આદર્શોના સમન્વયનો હેતુ સત્યની ઝાંખી કરવાનો છે. પરંતુ સત્ય તો અનેક રૂપે વ્યક્ત થઈ રહ્યું છે તેથી પ્રત્યેક વ્યક્તિ સત્યનું દર્શન પોતપોતાના સ્વભાવ અને પ્રજ્ઞા પ્રમાણે કરી શકે છે. ગુરુદેવ તો કવિ હતા, એટલે એમણે સત્યનું દર્શન સૌંદર્યમાંથી નિષ્પન્ન થતી સંવાદિતા (Harmony) દ્વારા કરવા પ્રયત્ન કર્યો; જ્યારે બાપુજી તો હતા કર્મયોગી, એટલે તેઓ તપ – સંયમશીલ કર્મમાંથી નિષ્પન્ન થતી સંવાદિતા દ્વારા સત્યનું દર્શન કરવા મથ્યા. આમ સત્યનાં બે મુખ્ય લક્ષણ સૌન્દર્ય અને તપ છે.

ગુરુદેવ તેમ જ બાપુ(
વ્યક્તિગત આત્મશક્તિ વં
એ ભિન્ન ભિન્ન માર્ગે પા
સત્યનું દર્શન કરી શક્યા
પરંતુ આપણે જો મા
જીવનમાં તપઃપરાયા
માર્ગે પ્રયાણ કરીએ તો
જીવનમાં શુષ્કતા આવી
જવાનો સંભવ રહે છે. ખરો
એ જ પ્રમાણે આપણે સૌંદર્યને જ પ્રાધાન્ય આપીએ તો એમાં સ્વચ્છંદતા આવી જવાનો ભય રહે છે. તેથી એ બન્નેમાંથી બચવા માટે તપપરાયણ માર્ગનો સંયમ અને સૌંદર્યદર્શી માર્ગનો આનંદ એ બન્નેનો સમન્વય કરવામાં આવે તો એ નૂતન માર્ગ આપણા વિકાસને અવશ્ય સહાયરૂપ થઇ શકે.

આવા સમન્વયનું બીજ માનવીના અંતરમાં રહેલી સર્જનશીલ સંવેદનામાં રહેલું છે. આવી સંવેદનાની દૃષ્ટિએ બાપુજીની રચનાત્મક પ્રવૃત્તિઓનું તેમ જ ગુરુદેવની સૌન્દર્યદર્શી પ્રવૃત્તિઓનું મહત્ત્વ સરખું જ છે.

તેથી 'રૂપાયતન'નો મુખ્ય હેતુ આવી સર્જનાત્મક સંવેદનાને જાગ્રત કરી એને સર્વઆદી એને સુસંવાદી કરવા પ્રયત્ને રહેશે. અને એ જ રીતે સત્યના આનંદની તેમ જ સત્યની તપસ્યાની અનુભૂતિ કાર્ય દ્વારા કરીને માનવી સંપૂર્ણતાનો સ્પર્શ કરવાને શક્તિશાળી થાય અને એમાં જીવનનો પરમ આનંદ અનુભવી શકે તો 'રૂપાયતન'નો આદર્શ સફળ થાય.

પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી. રૂપાયતન મુદ્રણાલય, ગિરિવિહાર હોસ્પિટલ રોડ, જૂનાગઢ.

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]



વર્ષ ૪ | ૩૦ એપ્રિલ-૧૯૫૨ | અંક ૩

કર્મના ફળની આશા ન રાખવાનો અર્થ એ નથી કે ફળ મળવાનું નથી. આશા ન રાખવાનો અર્થ તો એ છે કે કોઈ કર્મ અફળ જતું નથી, ને જગતની વિચિત્ર ઘટનામાં એવી ગૂંથણી છે કે ચડ કર્યું ને શાખા કઈ એની પણ ઓળખાણ નથી રહેતી તો પછી જે અનેક મનુષ્યોનાં અનેક કર્મના સમુદાયનું ફળ છે, તેમા એક વ્યક્તિના કર્મનું ફળ કયું એ કોણ જાણી શકે? એ જાણવાનો આપણને અધિકાર શો? એક રાજાના સિપાઈને પણ તેના કરેલા કર્મનું ફળ જાણવાનો અધિકાર નથી હોતો, તો પછી આપણે જેઓ આ જગતના સિપાઈ, તેને પોતપોતાનાં કર્મનાં ફળ જાણીને કરવું હતું શું? કર્મનું ફળ છે જ એ જ્ઞાન શું બસ નથી?

પણ તમને તો નથી રામનામ વિષે શ્રદ્ધા, નથી ઈશ્વર વિષે શ્રદ્ધા. કરોડોના અનુભવો ઉપર શ્રદ્ધા રાખવાની હું તમને ભલામણ કરું છું. ઈશ્વરની હસ્તી ઉપર જગત નભે છે. રામનામ એ ઈશ્વરનામ છે. રામનામનો દ્વેષ હોય તો ભલે રામને ઈશ્વર નામે કે તમને રુચે તે નામે પૂજો. અજામિલનું દૃષ્ટાંત ગપ છે, એમ માનવાનું કંઈ કારણ નથી.



सत्यमेव जयते

અજામિલ થઈ ગયો કે નહીં એ પ્રશ્ન નથી. પણ ઈશ્વરનામ લેતાં કોઈ તરી ગયો કે નહીં એ પ્રશ્ન છે. પુરાણીઓએ મનુષ્યજાતિના અનુભવો વર્ણવ્યા છે તેની અવગણના એ મનુષ્યજાતિના ઈતિહાસની અવગણના છે. માયાની સાથે યુદ્ધ તો છે જ. અજામિલ જેવાએ તે યુદ્ધ કરતાં નારાયણના નામનો જાપ જપ્યો. મીરાબાઈ સૂતાં, બેસતાં, ખાતાં, પીતા ગિરિધરનું નામ જપતી હતી. યુદ્ધની અવેજીમા એ નામ નથી, પણ યુદ્ધ કરતા એ નામ લઈને યુદ્ધને પવિત્ર બનાવવાની એ ક્રિયા છે રામનામ લેનાર, દ્વાદશમંત્ર ભણનાર, માયાની સાથે યુદ્ધ કરતાં થાકતો નથી પણ માયાને થકવે છે. તેથી કવિએ કહ્યું કે :

> માયા સહુને મોહ પમાડે
> હરિજનથી રહી હારી રે

રામરાવણનું દૃષ્ટાંત તો શાશ્વત છે. એ સંતોષ ન પમાડે એનો અર્થ એટલો જ કે અસંતુષ્ટ થનારે રામરાવણને ઐતિહાસિક પાત્રો માન્યાં. ઐતિહાસિક રામરાવણ તો ચાલ્યા જ ગયા પણ માયાવી રાવણ આજે પડ્યા છે ને જેના હૃદયમાં રામ વસી રહ્યા છે એવા રામભક્તો રાવણને આજે પણ હણી રહ્યા છે......

—ગાંધીજી



## શાંતિનિકેતનનાં ભજનો

જીવને જત પૂજા હોલોના સારા
જાનિ હે જાનિ તા, હાય નિ હારા
જે ફુલના ફુટિ તે ઝરે છે ધરણિ તે
જે નદી મરુ પથે, હારાલો ધારા–જાનિ હે

જીવને આજ જાહા રહે છે પીછે
જાનિ હે જાનિ તા, હોય નિ મિછે
આમાર અનાગત આમાર અનાહુત
તોમાર વીણા તારે બાજિ છે તારા–જાનિ હે

હું જાણુ છું, નકકી જાણું છું કે જે પૂજા આ જીવનમાં પૂરી નથી થઈ, તે સર્વાંશે ખોવાઈ ગઈ નથી.

જે ફૂલ ખીલવાને બદલે ધરતીમાં રોળાઈ ગયું છે, જે નદીનો પ્રવાહ મહા રણમાં સુકાઇ ગયો છે, તે ફૂલ ને તે નદી વાતાવરણમાંથી સદાકાળ માટે ખોવાઈ ગયાં નથી એની મને ખાત્રી છે

આજે જે મૃત્યુના આવરણને લીધે જીવન માટે પાછળ રહી ગયું છે, તે પણ મિથ્યા થયું નથી એ હું જાણું છું

આ દરેક રોળાએલા, પાછળ રહેલા જીવનના સ્વરો, જે અમારે માટે અગમ્ય અને ન સંભળાય તેવા છે, તે હે પ્રભુ, તારી વીણાના તાર ઉપર તો વાગ્યા જ કરે છે!

અનુ૦ કુરંગી દેસાઈ



# ગુરુદેવની ગીતાંજલિ

[ ગુરુદેવની 'ગીતાંજલિ'ના કાવ્યોનું અનુશીલન પૂજ્ય મલ્લિકજીને મુખેથી કરવું એ ખરેખર જીવનનો સુઅવસર લહાવો છે. એમની સ્નેહ નીતરતી આંખો, આપણાં હૈયાને પુલકિત કરે એવો ધીર, ગંભીર પ્રશાંત અવાજ, ગુરુદેવ પ્રત્યેના પૂજ્યભાવથી પ્લાવિત એમનું પ્રેમાળ હૃદય અને સ્વજનસમો સંપ, એ સૌના સુભગ સુમેળ વચ્ચે એમના મુખે ગુરુદેવના કાવ્યો વિશે સાંભળવાથી 'ગીતાંજલિ'ને સમજવા માટે આપણને નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. આ લેખમાળા સૌને મનનીય થઈ પડશે. ]

ફરી ફરીથી કેટલીય વાર મને એમ થાય છે કે કામ વગર વખત નકામો ગયો. આજનો દિવસ બગડયો.

પણ હે પ્રભુ, એ વખત બગડયો નથી હોતો. હે અંતર્યામી દેવ, એ બધી ક્ષણો તો આપે પોતે લીધેલી હોય છે. પ્રત્યેક વસ્તુના અંતરમાં ગુપ્ત રહીને આપ અકળ રીતે બીજમાંથી અંકુર ઉગાડો છો, કળીમાંથી રંગીન ફૂલ બનાવો છો.

હું થાકયો પાકયો ઊંઘરેટો થઈને આળસમાં આળોટતો આળોટતો માનતો હોઉં છું કે બધાં કામ એમનાં એમ પડયા છે.

પણ સવારમાં જાગીને આંખ ઉઘાડીને જોઉં છું તો મારો બાગ ભરપૂર ભર્યો હોય છે.

[ અનુ૦ નગીનદાસ પારેખ ]

ગુરુદેવ 'ગીતાંજલિ'નું આ ૮૧ મું કાવ્ય સમજાવતાં પૂ૦ મલ્લિકજી નીચે પ્રમાણે બોલ્યા

પ્રભુના ભક્તો તેમ જ જેઓ જીવનની સમગ્રતાનું સત્ય સમજે છે તેઓ જાણે છે કે, પ્રભુના રાજ્યમાં નિરાશા અને દુ:ખ જેવી કોઈ વસ્તુ અસ્તિત્વ ધરાવતી નથી. જેને આપણે નિરાશા અને દુ:ખ કહીએ છીએ તેમાં પણ આશા અને આનંદ અંકુરરૂપે છુપાયેલા હોય છે. માતાના ગર્ભમાં બાળક હોય છે પણ તે દેખાતું નથી, તેથી એમ ન કહી શકાય કે બાળકનું અસ્તિત્વ જ નથી. વસ્તુતાએ આપણે બાળકને ત્યારે જ જોઈ શકીએ છીએ જ્યારે તે માતાના ગર્ભમાંથી બહાર નીકળે છે. એવી જ રીતે નિરાશામાં આશા અને દુ:ખમાં સુખ રહેલા છે તેથી જો નિરાશાને અજન્મેલી આશા કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી. એ કારણે તો આપણે પ્રભુને આનંદમય અને આશા પૂર્ણ કરનાર કહીએ છીએ.

એક બીજું પણ તત્ત્વ સમજી લઈએ. પ્રભુ પૂર્ણ છે, એટલે જીવનના પ્રત્યેક વિકાસમાં, એ વિકાસના પ્રત્યેક સ્તરમાં પૂર્ણતા રહેલી છે. તેથી જીવનના વિકાસના કોઈ સ્તર પર વિકાસ અમુક અંશે 'અપૂર્ણ રહ્યો છે એમ આપણે ન કહી શકીએ. ઉદાહરણ તરીકે, ફૂલ પહેલાં કળીના રૂપમાં દેખાય છે. કળી તરીકે કળીના વિકાસમાં પૂર્ણતા છે, જો કે સંપૂર્ણ ફૂલની દૃષ્ટિએ કળી આપણને અપૂર્ણ દેખાય છે.

એકવાર અમારા પડોશમાં એક બાઈ બેજીવે હતાં. એક દિવસે ત્યાંથી ઘરનો માણસ આવીને મને કહેવા લાગ્યો : "ભાઈ, મારી સ્ત્રીને ખૂબ પીડા થાય છે જરા તમે જઈને દાક્તરને બોલાવી લાવોને?" હું તો તરત જ દાક્તરને ત્યાં જઈ એમને લઈને આવ્યો. દાક્તરે આવતાં પ્રશ્ન પૂછ્યો.

"Is Pain acute? (શું પીડા બહુ તીવ્ર છે?) પેલા ભાઈએ જવાબ આપ્યો, 'Yes, doctor." ત્યારે દાક્તરે કહ્યું, Then there is hope" (તો પછી આશા છે ખરી)

આ વાતચીત તો સામાન્ય હતી પણ એમાંથી જ મને બોધ મળ્યો. જો પીડા તીવ્ર હોય તો બાળક જીવંત છે એવી આશા દાક્તરે પ્રદર્શિત કરી. એ જ રીતે આપણામાં પણ ગુરુ મેળવવાની કે પ્રભુના આદેશને સમજવાની તીવ્રતા હોય તો જરૂર ત્યાં આશા છે, તે મહેચ્છા પૂર્ણ થવાનો સંભવ છે.

પરંતુ શરૂઆતમાં આપણી ઈચ્છા પૂર્ણ થતી નથી એટલે આપણે નિરાશ બની જઈએ છીએ પણ અંગ્રેજીમાં કહ્યું છે કે Man's disappointment is god's appointment." (માણસને મળતી નિરાશામાં જ આશા રહેલી છે) આપણને મળતી નિરાશામાં જ આશાનું કિરણ છુપાયેલું છે. એમાં જ આપણું શ્રેય રહેલું હોય છે. અહીં મને એક પ્રસંગ યાદ આવે છે.

શાંતિનિકેતનમાં ઉત્સવ હોય ત્યારે આસપાસથી ઘણા લોકો શાંતિનિકેતન આવી ઉત્સવમાં ભાગ લેતા. પણ કોઈક વાર એમાં નાના બાળકોનું અપહરણ પણ થતું અને ચોરી પણ થતી. તેથી ગુરુદેવે એવું નક્કી કર્યું કે શાંતિનિકેતનના વિદ્યાર્થીઓ અને શિક્ષકો રાતે ચોકી કરે. એક વાર મારો અને નંદલાલબાબુનો વારો રાતે દોઢથી સવારે પાંચ સુધીનો હતો. એક તરફ હું અને બીજે છેડે નંદબાબુ ચોકી કરતા હતા. હું તો હાથમાં લાઠી લઈ મારા વિચારમાં મસ્ત બની અને અવારનવાર ગીતો લલકારતો ચોકી કરતો હતો. લગભગ ચારેકનો સમય થયો હશે ત્યાં તો પામના ઝાડ નીચે એક જણ એકદમ જાગી ઊઠી મોટેથી ગીત લલકારતો આનંદમાં આવી નાચવા લાગ્યો. હું તો આભો બની એ જોવા જ લાગ્યો. શાંતિનિકેતનમાં હજી મને એકાદ વર્ષ થયું હતું આ બાઉલ સાધુનું આ વર્તન મને નવાઈ પમાડતું હતું મને આમ તો બંગાળી ભાષા સમજાતી તો હતી પણ બાઉલ જે Colloquial બંગાળીમાં ગીત ગાતો હતો તે બહુ સ્પષ્ટ સમજાતું ન હતું. તોયે એનો ભાવાર્થ પકડી શકાતો હતો એવામાં સવાર થવા આવી. અને માણસો જાગવા લાગ્યા. એટલે પેલો બાઉલ પાછો શાંત થઈ ઝાડ નીચે સૂઈ ગયો.

મારા મનમાં તો બાઉલે આ પ્રમાણે શા માટે કર્યું, એ પૂછવાની ઉત્કંઠા જાગી હતી. એટલે જ્યારે સૌ નવેક વાગે જાગ્યો ત્યારે હું એની પાસે ગયો અને નમસ્કાર કર્યા.

બાઉલે મને કહ્યું, "માફ કરજો ગતે મેં તમને બધાંને ખલેલ પહોંચાડી હતી

ખરું ને ?" મેં નમ્રતાથી કહ્યું, "ના, ના. એવું કંઈ નથી પણ તમે જે ગીત ગાતા હતા એનો ભાવાર્થ મને બરાબર સમજાયો નથી. માટે કૃપા કરી મને સમજાવશો તો ઉપકાર થશે."

બાઉલ હસીને બોલ્યો, "અરે ભાઈ, અમે તો ગાંડા ધૂની માણસ મનમાં જે કંઇ આવ્યું એ બબડ્યા કરીએ. હું તમને શી રીતે સમજાવી શકું ?" મેં કહ્યું, "તો પછી મને જે કંઈ ભાવાર્થ સમજાયો છે એ તમને કહી સંભળાવું એ સાચો છે કે ખોટો એ મને પછી કહેજો." એણે હકારમાં માથું હલાવ્યું.

મેં કહ્યું, "તમારા ગીતનો ભાવાર્થ કંઈક આવો છે, હે પ્રભુ તારે આજે મને મારા એક પ્રશ્નનો જવાબ આપવો જ પડશે, આપવો જ પડશે.

આટલાં આટલાં વર્ષો મેં જે આંસુ વહાવ્યાં એ બધાં ક્યાં ગયાં ? શું એ એળે જ ગયા ?

આજે આ પ્રશ્નનો જવાબ તારે આપવો જ પડશે.

ત્યાં તો પ્રભુ જવાબ આપે છે, "જ્યાં હું ઊભો છું ત્યાં તું પહેલાં આવ. મારી દૃષ્ટિથી તું તારાં આંસુઓને જો."

"હા, હા, હવે મને સમજાયું જ્યારે હું તારા તરફ અભિમુખ થઈને જોવા લાગ્યો ત્યારે મને સમજાયું કે એ આંસુ તો તારાં ચરણ આગળ વહીને કમળરૂપે વીકસેલા છે.

તારા તરફ અભિમુખ થઈને જોયું ત્યારે જ આ સમજાયું."

ગુરુદેવના કેટલાએક કાવ્યોમાંથી પણ આવો જ ધ્વનિ નીકળે છે. પ્રભુ આપણી ઇચ્છાઓને નિષ્ઠુર બનીને પણ નકારે છે. એ નિષ્ઠુરતામાં જ એની કૃપા સમાયેલી હોય છે, ડાક્તર દરદીના અંગ પર શસ્ત્ર ક્રિયા કરે છે એ ભલે બાહ્ય રીતે નિષ્ઠુર કૃત્ય દેખાતું હોય પણ એમાં જ દરદીનું ભલું સમાયેલું છે. એવું જ પ્રભુ વિશે પણ કહી શકાય. આટલું જો આપણે સમજીએ તો આપણી કેટલીયે વ્યથા, નિરાશા તેમ જ કેટલાયે દુઃખોનો અંત આવે.

---

'સંતોના હૃદય દયાથી કેવા ભરેલાં હતાં: નામદેવને ઝાડની છાલ ઉખાડતાં રડવું આવતું, કેમ કે એમને એવો ભાસ થતો જાણે પોતાની કુહાડીના ઘા વાગતાં ઝાડના થડમાંથી લોહી વહેવા લાગે છે. એટલે ઝાડને કેવી વેદના થતી હશે એનો અનુભવ લેવા તેમણે પોતાના શરીર પર કુહાડીનો ટચકો મારી જોયો. શેખ મહમદને એમના પિતાએ કસાઈનો ધંધો કરવા મોકલ્યા. જાનવરને કેવું દુઃખ થતું હશે એ જોવા તેમણે પહેલાં છરા વડે પોતાની આંગળી કાપી જોઈ તેમ કરવાથી જે દુઃખ થયું તે જોઈ તેમણે કસાઈનો ધંધો છોડી દીધો; અને જે સંસારમાં પેટ ભરવાને આવો ધંધો કરવો પડે છે તે સંસાર ઉપરથી મન ઊઠી જવાથી સંસારનો પણ ત્યાગ કર્યો. તુકારામ ખેતર સાચવવા ગયા ત્યાં એમના જતાવેંત ચકલાં ઊડી ગયાં; એટલે એમને લાગ્યું કે હું એમને પજવવા નથી માગતો છતાં તે ઊડી ગયાં, માટે મારામાં કંઈક ખામી હોવી જોઈએ'

# સાચો

એક રાજા હતો. એને પુત્ર...ત્રણ છોકરા હતા. એક દિવસે રાજાએ પોતાના છોકરાઓને બોલાવીને કહ્યું: "હવે હું ઘરડો થયો છું. કોણ જાણે કે કેટલા દિવસ જીવીશ પણ તમને એક સવાલ પૂછવાની મને ઈચ્છા થાય છે. બોલો, તમે મને કેટલો ચાહો છો?"

મોટા છોકરાએ કહ્યું, "બાબા, મારો પ્રેમ તમારા પર સમુદ્ર જેટલો અગાધ છે. હું તમને ખૂબ જ ચાહું છું."

વચલો છોકરો કહે: "બાબા, મારા પ્રેમની તો કોઈ સાથે સરખામણી થઈ શકે એમ નથી."

સૌથી નાનો છોકરો બોલ્યો, "બાબાજાન, હું તો એટલું જ જાણું છું કે તમને મારા અબ્બાજાન તરીકે ચાહું છું."

પછી રાજાએ ત્રણે છોકરાઓને વિદાય કર્યા.

થોડા દિવસ પછી રાજાએ પોતાના પ્રધાનને બોલાવીને કહ્યું, "વજીરજી, હવે હું ઘરડો થયો. મારી ઈચ્છા મક્કાની હજ કરવાની છે. તેથી હું આવતી કાલે જઈશ. મારી ગેરહાજરીમાં તમે રાજકારભાર ચલાવજો. અને જો હું રસ્તામાં મરણ પામું તો મારું રાજ્ય ત્રણે ભાઈઓ સાથે મળીને ચલાવે, એવો બંદોબસ્ત કરજો."

રાજા તો બીજે દિવસે હજ કરવા ગયો. બે એક મહિના પછી એવા સમાચાર આવ્યા કે રાજા રસ્તામાં મરણ પામ્યો છે. આ સમાચાર સાંભળીને આખા રાજ્યમાં શોક ફેલાઈ ગયો. અને વજીરે રાજાજીની ઈચ્છા પ્રમાણે રાજ્યની વ્યવસ્થા કરી.

નવા રાજાના રાજ્યના અમલને એક વર્ષ થયું છે. એક દિવસે એક વૃદ્ધ ફકીર રાજધાનીના દરવાજા આગળ આવીને બેઠો. એણે ત્યાં જોયું કે એક જુવાન માણસ ચીંથરેહાલ દશામાં ગમગીન બનીને થોડે દૂર બેઠો છે. ફકીર એની પાસે ગયો અને બોલ્યો, "અરે જુવાન, તું આમ ઉદાસીન શા માટે બેઠો છે? તારા પર એવું તે શું દુઃખ આવી પડ્યું છે?"

એ સાંભળીને જુવાનની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. તે ગદ્ગદ્ કંઠે બોલ્યો, "સાંઈબાબા, મારા અબ્બાજાન એક વર્ષ ઉપર મક્કાની હજ કરવા ગયેલા તે રસ્તામાં જ મરણ પામ્યા. મને એમના પર ખૂબ જ પ્રેમ હતો. એમની ગેરહાજરી મને સાલે છે. મારા બીજા ભાઈઓની માફક હું એમને ભૂલી શકતો નથી." એમ કહીને તે પાછો રડવા લાગ્યો.

પેલા ફકીરે પૂછ્યું, "ત્યારે તારા બીજા ભાઈઓ શું કરે છે?"

પેલો જુવાન બોલ્યો, "સાંઈબાબા, મારાથી નાનો ભાઈ તો અબ્બાજાન ગયા પછી મોજશોખમાં પડી ગયો છે. બાબાએ ભેગી કરેલી મિલકતને વેડફી નાખે છે અને મન ફાવે તેમ વર્તે છે." ફકીરે પૂછ્યું, "ત્યારે રાજ્યનો બંદોબસ્ત કોણ સંભાળે છે?"

તેણે જવાબ આપ્યો: "મારો સૌથી નાનો ભાઈ એ બધું સંભાળે છે. અમારા અબ્બાજાનના મરણ પછી તે વધારે કાળજીવાળો બન્યો છે. અમારા અબ્બાજાનની માફક તે રાજ્યનો કારભાર ચલાવે છે. વળી એના કારભારથી મારા બાબાની આબરૂ પણ વધી છે અને હંમેશ મારા બાબાને હમેશ યાદ કરે છે અને મારા એ સૌથી નાના ભાઈને બધા ખૂબ ચાહે છે. એ મારા બાબાની ખોટ કોઈને લાગવા દેતો નથી. બધાં એમ જ માને છે કે મારા બાબા જ જાણે રાજ્ય કરે છે."

ફકીર પછી ત્યાંથી ઊઠીને સીધો રાજદરબારમાં ગયો. નવા રાજાએ ફકીરને માનથી બોલાવ્યો.

પરંતુ ફકીર તો પાસે જઈને એને એકદમ ભેટી પડ્યો અને બોલ્યો: "બેટા, તેં મારી મુરાદ પૂરી કરી! હું તારો બાબાજાન છું. તમારી કસોટી કરવા મેં ખોટા સમાચાર મોકલ્યા હતા. તું જ મારો સાચો પુત્ર છે અને તું જ મને સાચી રીતે ચાહે છે. જે પિતાનું અધૂરું રહેલું કામ ચાલુ રાખે છે અને એની આબરૂમાં વધારો કરે છે એ જ પુત્ર કહેવાને લાયક છે. આજથી તું જ આ રાજ્યનો સાચો રાજા છે." —મુહમ્મદભાઈ

# બાપુની ટપાલ

આચાર્ય નિત્યાનંદ સારસ્વત

આજ કાલ આપણા જીવનમા પત્રો લખવાનુ કામ પણ ખૂબ મહત્ત્વનું છે. ઘણાં ખરાં કામ પત્રોને લીધે જ સહેલાઈથી થઈ જાય છે. બાપુજીએ જેટલા પત્રો લખ્યા છે એટલા પત્રો લખનારા દુનિયામાં બહુ ઓછા હશે એક નાની પોસ્ટ ઑફિસમાં જેટલી ટપાલ આવે છે તેટલી બાપુની આવતી હતી. દુનિયાના લગભગ બધા દેશો તેમની સાથે પત્રવ્યવહાર કરતા હતા એવુ અનુમાન કરવામાં આવે છે કે તેમના અત્યત મહત્ત્વના પત્રો છપાવવામાં આવે તો તે હજારો પાનાં રોકે



આટલા બધા પત્રો લખનાર બાપુ પાસે એ કામ માટે ખાસ કોઇ અલગ માણસ ન હતો. ઘણા મોટા પુરુષો પોતાની સાથે શોર્ટહેન્ડ જાણનાર સેક્રેટરી રાખે છે તેથી મોઢે બોલેલા પત્રો શોર્ટહેન્ડ લખીને ટાઈપ થયા પછી કેવળ સહી કરવાનું કામ જ મોટા માણસોને માટે રહે છે. પરંતુ બાપુનુ તો દરેક કાર્ય અનોખું હતું. તેઓ તો પરબીડિયાં તથા કાર્ડ પર સરનામાં પણ પોતે જ લખતા.

કોઈ દિવસ ટપાલનું કામ વધી જતું ત્યારે બાપુ સવારમાં જલદી ઊઠતા કોઈ કોઈ વાર તો રાતના બે વાગ્યા સુધી તેઓ લખવા વાંચવાનું કામ કરતા જણાતા હતા. લખતાં લખતાં જમણો હાથ થાકી જતો ત્યારે તેઓ ડાબા હાથે લખવા લાગી જતા. મહત્ત્વના બધા કાગળો તેઓ પોતે જ લખતા. ખુશી સમાચારના કાગળ હોય તો બીજાઓ પાસે લખાવી લેતા, પણ કોઈના દુઃખદ સમાચાર મળે ત્યારે તો ગમે તેવી પરિસ્થિતિમા પણ પોતાના હાથથી જ પત્ર લખતા હતા. એવા પત્રો ભારતમાં જ નહીં, દુનિયાના બીજા દેશોમાં પણ ઘણા લખ્યાં છે. અને તે પત્રોને તેઓ અમુલ્ય સંપત્તિ ગણે છે.

આમ તો બાપુ પ્રત્યેક કાર્યમાં નિયમિતતાના આગ્રહી હતા પણ ટપાલ વખતસર રવાના કરવાની બાબતમા તો ખૂબ જ આગ્રહ રાખતા. તેઓ યાત્રામા જ્યાં રોકાતા ત્યાં ટપાલ ક્યારે જાય છે એ પહેલાં પૂછી લેતા. યાત્રામાં પણ તેમની ટપાલ નિયત સમયે પહોંચે એવી વ્યવસ્થા હતી. પ્રવાસમા વિવિધ કામોમાં રોકાયેલા રહેતા, છતાં પત્રોના ઉત્તર સમયસર લખી દેતા. પત્રો લખ્યા પછી તે યોગ્ય સમયે પોસ્ટ ઑફિસમા પહોંચી ગયા છે કે નહિ તેનું પણ ધ્યાન રાખતા.

જે દિવસે 'હરિજન' વગેરે છાપાંઓને છાપવાની સામગ્રી મોકલવામાં આવતી ત્યારે ટપાલનું સૌથી મનોરંજક દૃશ્ય જોવા મળતું હતું. એક બાજુ લેખોના હિંદી, અંગ્રેજી, ગુજરાતી, અને ઉર્દૂમાં બીજી ભાષામાંથી અનુવાદ થતા તો બીજી તરફ ટાઈપ કરવાનું મશીન ઝડપી ગતિથી ચાલતું તથા પરબીડિયાં પર ટિકિટો લગાડવામાં આવતી. સામગ્રી કયાં સુધી તૈયાર થઈ છે તેની સૂચના બાપુને આપવામાં આવતી. સામગ્રી પૂરી નહીં થાય એવી શંકા પડતી તો બાપુ બીજાં કામો છોડીને પહેલા તે કામ પૂરું કરવા લાગી જતા. બીજા માણસોએ લખેલા લેખો અને ટાઈપ કરેલા પત્રોને પણ પોતે જોઈ જતા. શ્રી. મહાદેવભાઈના લખેલા લેખો પણ તેમના હાથમાથી પસાર થયા પછી જ પોસ્ટમાં જતા.

એ વખતે ટપાલ મોકલવાનો સમય થાય એ પહેલાં બધુ તૈયાર થઈ જતું. આજે ટપાલ લઈને કોણ જશે તે પણ બાપુ ધ્યાન રાખતા. કોઈવાર પરબીડિયામાં કોઈ જરૂરી કાગળ બીડવાનું રહી જાય અને ટપાલનો સમય થઈ ગયો હોય તો તે કાગળ લઈ તારથી જાય કે કોઈ માણસ લઈને જાય, પણ ટપાલ રોકાતી નહિ. આ કારણને લીધે જ બાપુની ગમે તેવી લાંબી યાત્રામાં પણ તેમનાં સાપ્તાહિક પત્રો કદાપિ મોડાં પડતાં નહોતાં.

તમે જોયું હશે કે સામાન્ય માણસ પણ પત્ર લખવા માટે સારો અથવા આકર્ષક કાગળ વાપરે છે. પણ બાપુ તો લોકો તેમને જે કાગળ લખતા તે કાગળમાં જ જવાબ આપતા. જ્યારે આપણે બચેલો કાગળ ફાડી લેતા નથી બાપુજી આવેલાં પરબીડિયાંને વ્યવસ્થિત કરી અથવા સરનામું રદ કરી નવી ટિકટ લગાવી તેમાં જ કાગળ રવાના કરતા. એક બાજુએ લખેલા કાગળોની પાછળ અને છાપાંઓ ઉપરની કોરી જગ્યામાં તે પોતાના લેખ, ભાષણ અને પત્રો લખતા. આ રીતે નવા કાગળોનો ઉપયોગ બહુ ઓછો કરતા.

પોતાના પરબીડિયાં અને કાર્ડ છપાવીને તેમાં પત્રો લખવા એમાં મોટાઈ માનવામાં આવે છે. પણ બાપુ સાદાં પરબીડિયાં અને સાદાં પોસ્ટકાર્ડ જ વાપરતા. તે માનતા કે પોસ્ટ ઑફિસને પૂરા પૈસા આપવામાં આવે છે તો પછી ઘરનાં પરબીડિયાં અને 'કાર્ડ' શા માટે વાપરવાં જોઈએ. તેથી પૈસાની બચત થતી. બચતના ખ્યાલથી તેઓ ઘણું ખરું કાર્ડ જ લખતા.

પોતાની પાસે આવેલાં કાર્ડ ઉપર પણ બાપુ ખૂબ ધ્યાન આપતા. કોઈ સારી વાત કાર્ડમાં આવતી તો તેના ઉપર તે સમાચાર તારથી આવે અને જેટલુ ધ્યાન આપે તેટલુ ધ્યાન આપતા. સાચી વાત તો એ છે કે આપણે ટપાલની બાબતમાં પણ બાપુનાં કામોથી ઘણું શીખી શકીએ છીએ.

---

હજારો માણસોમાંથી કોઈક જ સિદ્ધિ માટે યત્ન કરે
અને યત્ન કરનારા હજારોમાંથી કોઈક જ મને
ખરી રીતે સમજી શકે છે.—ગીતાજી



# બાપુની અનોખી વાતો

મણિનાથ ત્રિવેદી

[૩]

સન ૧૯૨૯ની વાત છે. એ દિવસોમાં બાપુ સાબરમતી આશ્રમમાં રહેતા હતા. આશ્રમની નજીકના ભુધાભાઇના કેટલાક મકાન હતાં તે ભાડે રાખવામાં આવ્યાં હતાં તે મકાનો પૈકી એકમાં શ્રી ભણસાળીભાઈ રહેતા હતા. સાથે તેમના વિધવા ભાભી અને તેમના બાળકો પણ હતા. ભણસાળીભાઈ અધ્યાપક થઈ ચૂકયા હતા. વિલાયત પણ ગયા હતા. ઑક્સફર્ડની એમ. એ. પરીક્ષા અંગ્રેજીમાં ઘણા સારા ગુણ મેળવી પાસ કરી હતી. તેમણે બાપુના નવજીવન કાર્યાલયમાં પણ કામ કર્યું હતું, અને સાબરમતી આશ્રમમાં પણ રહ્યા હતા. સન '૨૯માં તેમણે આશ્રમની બાજુના પોતાના-ઘરમાં ઉપવાસ શરૂ કર્યા. મનમાં વિચાર ઉદ્‌ભવ્યો, મંથન કર્યું, નિશ્ચય કર્યો અને ઉપવાસ શરૂ થઈ ગયા. એ દિવસોમાં બાપુ આશ્રમમાં નહોતા. તેઓ કયાંક પ્રવાસ કરી રહ્યા હતા. અહીં આશ્રમમાં ભણસાળી ભાઈના ઉપવાસ ચાલતા હતા. અઠવાડિયું થયું, બે અઠવાડિયાં થયાં મહિનો થયો પણ ભણસાળીભાઈના ઉપવાસ ન તૂટ્યા. આશ્રમમાં સૌ કોઈ એ કારણથી ચિંતાતુર હતા. ભણસાળીભાઈ એ વખતે આશ્રમવાસી ન હતા પણ આશ્રમવાસી બધા તેમને પોતાના સાથી અને ભાઈ ગણતા હતા. સવા મહિનો થયો, દોઢ મહિનો થવા આવ્યો, લોકો વ્યાકુળ થઈ ગયા. ભણસાળીભાઈ પણ દિવસે દિવસે કમજોર થવા લાગ્યા. સમજાવનારા તેમને સમજાવતા પણ ભણસાળીભાઈ ઉપવાસ છોડવા રાજી ન હતા. સૌ કોઈ કહેવા લાગ્યું કે હવે તો બાપુ આવીને સમજાવે ત્યારે જ ભણસાળીભાઈ માનશે. સંજોગવશાત્ થોડા દિવસોમાં જ બાપુ પોતાનું એક ભ્રમણ પૂરું કરી સાબરમતી પાછા ફર્યા. ત્યાં સુધીમાં ભણસાળીભાઈએ એકાવન દિવસના ઉપવાસ પૂરા કર્યા હતા. ખૂબ અશક્ત થઈ ગયા હતા પણ મન સ્વસ્થ અને પ્રસન્ન હતું. બાપુને ખબર પડી કે તરત જ તેઓ તેમને મળવા ગયા, તેમણે ભણસાળીજીને સમજાવ્યા. તેમની સાથે ચર્ચા કરી. ભણસાળીભાઈને વાત ગળે ઊતરી અને

ઉપવાસ છોડવા તે તૈયાર થયા. શ્રાવણના દિવસે બાપુના હાથે ફ્રૂટનો રસ લઇ પોતાના લાંબા ઉપવાસનાં પારણાં કર્યાં. સૌ ચિંતામુક્ત થયાં. અને મનથી ભગવાનનો આભાર માનવા લાગ્યા. તે દિવસે આશ્રમમાં બધાં ખુશ હતાં. પણ તે ખુશી વધુ સમય ન ટકી. બીજે જ દિવસે જાણવા મળ્યું કે ભણુસાળીભાઈની તબિયત વધારે બગડી ગઈ છે, અને તેઓ ઘડી બે ઘડીના જ મહેમાન છે. સદ્ભાગ્યે બાપુ આશ્રમમાં જ હતા. તેમણે તરત જ ભણુસાળીભાઈની સારવારની ઉત્તમ વ્યવસ્થા કરાવી. અમદાવાદના સારામાં સારા દાક્તરો બોલાવવામાં આવ્યા. તેમણે ખૂબ કાળજીપૂર્વક મહેનત કરી. બાપુએ પોતાની દેખરેખ નીચે બધી વ્યવસ્થા કરાવી. આશ્રમના કેટલાક સાથીઓ ભણુસાળીભાઈની સેવા–ચાકરી માટે ચોવીસે કલાક હાજર રહેવા લાગ્યા. સૌનાં મન ઉદાસ અને વ્યથિત હતા ભણુસાળીભાઈ આ બીમારીમાંથી જલદી સાજા થઈ જાય એમ બધા ઇચ્છતાં હતાં. છેવટે ભગવાને કૃપા કરી અને ભણુસાળીભાઈ પોતાની માંદગી પર વિજય મેળવી ભયમુક્ત થયા. સૌના દિલમાં જીવ આવ્યો અને સૌએ ભગવાનનો આભાર માન્યો.

પણ હજી એક પરીક્ષા બાકી હતી. માંદગી ચાલી ગઈ. ભય પણ મટી ગયો. ભણુસાળીભાઈ સ્વસ્થ થવા લાગ્યા પણ તેમનામાં એક નવી વસ્તુ ઉત્પન્ન થઈ. તે જૂની બધી વસ્તુઓ ભૂલી ગયા. લખેલું, વાંચેલું, જાણેલું, ઓળખેલું બધું તેમના ધ્યાનમાંથી ચાલ્યું ગયું. મનમાં એક પ્રકારની શૂન્યતા પેદા થઈ ગઈ. આ નવી વસ્તુએ બધાંને ફરી પાછાં વ્યથામાં નાખ્યાં.

એટલામાં બાપુને પ્રવાસે જવાનો સમય આવી પહોંચ્યો. બાપુએ ભણુસાળીભાઈને ઉપવાસની જગાએથી આશ્રમમાં બોલાવી લીધા. ત્યાં તેમની સેવા – ચાકરીની સંપૂર્ણ વ્યવસ્થા કરી દીધી. આશ્રમમાં નીકળતી વખતે ભણુસાળીભાઈને મળવા અને તેમની વિદાય લેવા ગયા. બાપુએ તેમને હિંમત આપી અને કહ્યું, "હવે જલદી તબિયત સુધારી લો અને સાજા થઇ જાઓ. મન ઉપર કોઇ વાતનો બોજો ન રાખો. ખુશ રહો અને ભગવાનનું ભજન કરો."

ભણુસાળીભાઈએ બાપુને પ્રણામ કર્યા. તેમનું ગળું રૂંધાઇ ગયું હતું. આંખોમાં આંસુ હતાં. તેમણે બાપુ પાસે એક 'વરદાન' માગી લીધું. તેઓ બોલ્યા, "આપ આ ભ્રમણમાં ગમે ત્યાં રહો, પણ મારા પર રોજ આપના હાથે લખેલો એક પત્ર જરૂર રવાના કરજો. તેથી મને ખૂબ શાંતિ મળશે."

બાપુએ કહ્યું, "બસ, એટલી જ વાત? ઠીક ત્યારે, તમે કહો છો તે પ્રમાણે થશે." અને બાપુ આશ્રમમાંથી સંયુક્ત પ્રાંતના પ્રવાસ માટે રવાના થયા.

સન '૨૯ના ઑગસ્ટ – ડીસેમ્બરની આ વાત છે. એ દિવસોમાં બાપુ સંયુક્તપ્રાંતના જુદા જુદા જિલ્લાઓમાં સતત બે – અઢી મહિના ફર્યા હતા. આશ્રમમાં પાછા આવ્યા નહીં ત્યાં સુધી દરરોજ પોતાના હાથે લખેલો એક પત્ર ભણુસાળીભાઈ ઉપર લખી ટપાલમાં નાખતા રહ્યા. આ રીતે બાપુએ એ તોફાની ભ્રમણના દિવસોમાં પણ ભણુસાળીભાઈને સાઠથી વધારે પત્રો લખ્યા હતા. પત્રો બધા ગુજરાતીમાં હતા. કોઇ દિવસ બાપુ ખૂબ કામે લાગેલા હોય અથવા ખાસ કશું લખવાનું ન હોય તો 'તમને યાદ કરું છું.' એટલું જ લખી પત્ર રવાના કરતા!

પોતાના સાથીનું દિલ રાખવા અને આપેલા વચનનું પાલન કરવા બાપુ કેટલી કાળજી રાખતા હતા, તેનો જીવતો જાગતો દાખલો આ પત્રવ્યવહાર છે.

બાપુ ધન્ય હતા, અને ધન્ય છે એ સાથીઓ જેઓ તેમનો પ્રેમ સંપાદન કરી શક્યા!

# રાજમાતા

લે૦ રસિકલાલ છોટાલાલ પરીખ   નાટ્યરૂપાન્તર: ચુનીલાલ મડિયા

સ્થળ : શોણ નામે ઓળખાતો હિરણ્યવાહુ મહાનદનો કાંઠો.

સમય : આથમતી સંધ્યાનો. નરસિંહગુપ્ત બાલાદિત્યની માતા અને અનુચરો નદીકાંઠે વિસામો ખાય છે.

રાજમાતા (અનુચરોને) : ગિરિવ્રજથી વિહાર કરતાં કરતાં આપણે કેટલો પથ કાપ્યો?

અનુચર : આપણે લગભગ પાટલિપુત્ર નજીક આવી પહોંચ્યાં છીએ..

રાજમાતા : ઓહોહો ! બહુ પથ કાપી નાખ્યો !

અનુચર : જી હા ! માતાજી

(રાજમાતાની બાજુમાં થઈને એક તીર સડસડાટ ચાલ્યું જાય છે)

રાજમાતા (ચોંકી ઊઠતા) : આ શર કોણે છોડ્યું ?

અનુચર : એ તો નગરના પ્રાકાર (કિલ્લા) ઉપરના રક્ષકોએ આપણી તપાસ કરી. મેં એમને સંજ્ઞા કરી દીધી, એટલે હવે વધારે શર નહિ છોડે.

રાજમાતા : વાહ ! શી મારી પ્રજાની સાવધાની છે !

અનુચર : સાવધાની તો રાખવી જ પડે ને ? પેલો અનાર્ય હૂણ મિહિરકુલ શાકલમાં બેઠો બેઠો આર્યોના લોહીની નદીઓ વહાવે છે.

રાજમાતા : હું આથમતી સંધ્યા જોઉં છું ને આર્યોનાં લોહી યાદ આવે છે. આજે આ શોણનાં પાણી પણ મને જાણે કે લાલ લાલ લાગે છે

અનુચર : માતાજી, મિહિરકુલ ઘણો જ ક્રૂર છે, ખરું ?

રાજમાતા : હા. એના સૈન્યમાં મરાતા માનવોનું ભક્ષણ કરવા ઉત્સુક ગીધડાં અને કાગડા ઉડતા જોઈને મિહિરકુલ નજીકમાં છે એમ આપણા સેનાપતિઓ ગણતરી કરી શકે છે.

અનુચર : પૂરેપૂરો અનાર્ય !

રાજમાતા : હા; એની અનાર્યતાએ જ પુત્ર નરસિંહને પાટલિપુત્રમાંથી નસાડીને ગિરિવ્રજમાં પીછો પકડ્યો છે ને ! (દૂર દેખાતા ભવનશિખરો તરફ નજર કરતાં) મારું પ્રિય પાટલિપુત્ર આજે સ્મશાન જેવું સૂનું લાગે છે.

(સામેથી એક ઊંચી, પાતળી આકૃતિ ચપળ પગલે આવીને ઊભી રહે છે. રાજમાતા હર્ષોલ્લાસમાં આવી જાય છે)

ઓહોહો ! કોણ ? ભદન્ત આર્યસિંહ ?

આર્યસિંહ : હા

રાજમાતા : ભગવાન તથાગતના સ્થવિરને મારાં વંદન.

(આર્યસિંહના પગમાં પડી જાય છે.)

આર્યસિંહ : ઉપાસિકા ! ઊઠો ! એક સમાચાર આપું.

રાજમાતા (ગભરાતા) : શા સમાચાર છે ? અનાર્ય મિહિરકુલે બૌદ્ધ સાધુઓના એથી વધારે સંઘનો સંહાર કર્યો ?

આર્યસિંહ : ના, ના, રાજમાતા ! એથી ઊલટા જ સમાચાર છે આપના પુત્ર નરસિંહગુપ્ત બાલાદિત્યનો વિજય થયો છે અને મિહિરકુલ કેદ પકડાયો છે.

રાજમાતા : વાહ ! ભગવાન તથાગતના સંઘનો નાશ થતો અટકશે. આર્યાવર્તનું એકીકરણ અને સંગઠન કરવા માટે મેં સ્થાપેલો રાજસંઘ સફળ થયો. હવે ભગવાન તથાગતનો સંઘ સુરક્ષિત થયો.

આર્યસિંહ : તથાગતનો સંઘ તો સુરક્ષિત થયો. પણ તથાગતના ધર્મનો લોપ થશે એનું શું ?

રાજમાતા (આશ્ચર્ય પામતા) : શું બોલો છો, ભદન્ત ! આજે સમસ્ત બૌદ્ધ સંઘને મારા પુત્રે અભયદાન બક્ષ્યું છે. અતાર્યં હુણ કેદ પકડાયો ...

આર્યસિંહ : બૌદ્ધ સંઘ તો અભય થયો, પણ બૌદ્ધ ધર્મનો લોપ થયો. ક્ષમા, અ-વેર અને અહિંસાના મૂળભૂત સિધ્ધાંતનો ભંગ થયો. ધર્મના લોપ પછી સંઘનું શુષ્ક જીવન જગતને ભાર-રૂપ થશે.

રાજમાતા : કેવી વાત કરો છો, ભદન્ત ! આપ એક રક્તપટ હોવા છતા એ હકીકત નથી જાણતા કે દુષ્ટ મિહિરકુલે બૌદ્ધ ધર્મના તત્ત્વો જાણવા માટે એક સ્થવિરને પ્રવચન કરવા તેડાવેલા ત્યારે રક્તપટ-ધારી એક વૃદ્ધ રાજસેવકને મોકલવામા આવતાં, આ તુચ્છકારથી હૂણનો ક્રોધ ભભૂકી ઊઠ્યો અને તેણે આખા શ્રમણસંઘનો સંહાર કરવાનો સંકલ્પ કર્યો છે ? શાકલથી મિહિરકુલે આદેશ આપ્યો છે કે આ વર્ષે આર્ય રાજાઓએ ખંડણી પેઠે બીજું કશું નહિ પણ બૌદ્ધ શ્રમણોનાં માથા મોકલવા એ તમે જાણો છો ?

આર્યસિંહ : હા, ઉપાસિકા ! સારી પેઠે જાણું છું. શાકલના દૂતનો સંદેશો તો એવો હતો કે, 'રક્તપટોનાં રક્તસ્રવતાં મૂંડાનો ઉપહાર કરો !'

રાજમાતા : અને છતાં એ ધર્મસંહારક રાક્ષસના પરાજયથી તમને આનંદ નથી ઊપજતો, ભદન્ત ?

આર્યસિંહ : નહિ, જરાયે નહિ ઊલટાનો શોક ઊપજે છે કે તથાગતના સંઘનું રક્ષણ કરવા જતાં તથાગતની જ આજ્ઞાનો ભંગ થયો-ભંગ કરવો પડ્યો.

રાજમાતા : શી આજ્ઞાનો ભંગ થયો ?

આર્યસિંહ : કાં ભૂલી જાઓ, ઉપાસિકા ?

નહીં વેરેણ વેરાણિ સમ્મન્તિ, કુદાચના।
અવેરેણ હિ સમ્માન્તિ, એસ ધમ્મો સનાતનો॥

વેરથી વેર શમતું નથી. અ-વેરથી જ વેર શમે, ઉપાસિકા ! એ સનાતન ધર્મનો લોપ થાય પછી સંઘ જીવતો રહે તો પણ શો લાભ ? પછી તો સંઘ વિષયભોગનું એક નિમિત્ત જ બની જાય ભગવાન તથાગતે જ એક પ્રવચનમાં શિષ્યોને કહ્યું હતું કે હે આયુષ્યમાનો ! તમે મારા ધર્મદાયાદ થાઓ, ધર્મના વારસદાર થાઓ, પણ આમીષના-ભોગના દાયાદ ન થશો.

રાજમાતા ( નિરાશાથી ) : ખરું ભદન્ત !

આર્યસિંહ : અપ્રસન્ન ન થશો, ઉપાસિકા ! ભગવાનના સંઘના શ્રમણો તમને અને પુત્ર નરસિંહને ધન્યવાદ આપે છે ! પણ ઉપાસિકા, આજથી હવે નિશ્ચયપૂર્વક સમજી લ્યો કે સંઘ કરતાં ધર્મ વધારે શ્રેયસ્કર છે !

રાજમાતા : ભદન્ત, હજી હું સાવ સામાન્ય કોટીની જ ઉપાસિકા રહી છું. આપના જેવું કેમ નથી થવાતું ? કેમ કશું સૂઝતું નથી ? (ભગદન્તના ચરણોનું આલંબન લેવા નજીક આવતાં) : ભગવન્ત, આલંબન આપો ! આપની સાથે એકના પામવા દો !

આર્યસિંહ ( શાન્ત, સ્વરે ) : ભગવાન બુદ્ધને શરણે જાઓ, ઉપાસિકા ! નિર્વાણમાં સહુ એક થાય છે. માટે, નિર્વાણ સમાધિની આરાધના કરો.

રાજમાતા : પણ [ અનુસંધાન પૃ૦ ૭૫મે ]

ચિ૰ શારદા,

જે મનુષ્ય જ્ઞાનપૂર્વક ખાદી પહેરે તે તેની સાદાઈ સારુ, તેથી ભૂખે મરતાને મળતી મદદને સારુ, તેની પવિત્રતાને સારુ પહેરે. આ જ્ઞાન વિકારોને શાંત કરનારું છે તેથી જ્ઞાનપૂર્વક વપરાતી ખાદી બ્રહ્મચર્યની પોષક છે એમ હું કહું. સમજી?

તા. ૨૨-૧-૩૩ બાપુના આશીર્વાદ

* * * *

જે સત્યનું પાલન કરવા ઇચ્છે છે તેની પાસે છાનો રાખવા જેવો એક પણ વિચાર હોવો ન જોઈએ. કાલાઘેલા વિચારો પણ જગત જાણે તેની ફિકર નહીં હોવી જોઈએ. ફિકર તો પાપની હોવી જોઈએ. મારી રોજનીશી કોઈ જોઈ જશે તો, એ ભયના મૂળમાં પોતે હોઈએ તેના કરતાં સારા દેખાવાપણું છે. અને જે પુરુષ આખું જગત પોતાની ડાયરી જુએ તોય ફિકર ન કરે, તે પોતાની સ્ત્રી પામે તો સંતાડે જ કેમ?

* * * *

જ્યાં લગી મિત્ર મિત્ર વચ્ચે પણ હું અને તું નો ભેદ છે, જે પતિપત્નીને વિષે રહ્યો જ છે, શરીરધારીને સારુ અનિવાર્ય છે, ત્યાં લગી એકબીજાની વસ્તુ તેની રજા વિના ન જ લે. પાછી તે જ જગ્યાએ મૂકી દેવાનો નિશ્ચય આમાં મદદગાર નથી; તેનું એક મહાકારણ તો એ કે નિશ્ચય કરનારને પોતાને ક્યાં ખબર છે કે બીજી ક્ષણે તે પોતે જીવતો હશે કે નહીં, અથવા તેના કબજામાં આવ્યા પછી તે વસ્તુ ઊપડી જશે કે નહીં. આ નિયમનું પાલન કરવામાં કોઈ વેદિયાપણાનો કે એથીયે વધારે બૂરો આરોપ મૂકે તો તે સહન કરવા યોગ્ય છે.

* * * * *

જે વિશ્વાસપાત્ર નથી તેનો વિશ્વાસ ન કરાય એ તારું લખવું બરોબર છે. મારા લખવાનો હેતુ એ હતો કે આપણે કોઈને વહેમની નજરે ન જોવા. જેમ આપણા વચન ઉપર જગત વિશ્વાસ રાખે એમ આપણે ઇચ્છીએ તેમ સામેનાના વચન ઉપર પણ વિશ્વાસ રાખીએ. તે વિશ્વાસપાત્ર ન નીવડે ત્યારે પસ્તાઈએ નહીં. વિશ્વાસ રાખનારે જગતમાં આજ લગી કંઈ જ ખોયું નથી, વિશ્વાસનો ઘાત કરનાર કરોડો મેળવવા જતાં ખુએ જ છે. આપણો આત્મા અભડાય ત્યારે આપણે ખોયું; ધન દોલત તો આવે છે ને જાય છે. તે જાય તેનો શોક ન જ કરીએ.

* * * * *

સરજનહાર વિષે તેં બહુ સારું લખ્યું છે. ભણવાનો અર્થ જ ખોટો છે. જે ગણી ન જાણે તે ભણ્યા નથી. જે ગણી શકે તે ભણ્યા છે. નિશાળમાં જ જાય તો જ ભણાય એ પણ વહેમ છે. જે ધર્મ આચરી શકે તે ભણ્યા કહેવાય. પછી અક્ષરજ્ઞાન હોય તો તે એક વધારે સાધન ગણાય ને અવસર મળ્યે તે લઈ લઈએ. આ સમય અનુભવરૂપી વધારે જ્ઞાન પામવાનો છે.

* * * * *

ચિ. ..........

તમારો કાગળ મળ્યો. દુઃખદ કથા છે જે સાચા છે તેને હું ત્યાગું એમ નથી. કેમ કે તેની આશા હું કદી છોડતો નથી. પાપ તો બધાથી થઈ જાય છે. પણ પાપની સાથે યુદ્ધ કરવામાં પુરુષાર્થ છે અને જે યુદ્ધ કરે છે તેને જય મળે જ છે. તમે એવો જય મેળવજો કદી હારતા નહીં. હૃદય હળવું કર્યું છે એટલે હવે મને લખ્યા કરજો. બનતાં લગી શાહી વાપરજો. અક્ષર સારા કરજો. ઉકેલવામાં મને હરકત નથી આવતી પણ સારા અક્ષર કરવાનો મનુષ્યમાત્રનો ધર્મ છે. અક્ષર ગમે તેવા કરવામાં અવિચાર અને હિંસા છે. વળી પાપમાંથી છૂટનારને પ્રત્યેક કામ સુઘડ કરવાથી પાપમુક્તિમાં મદદ મળે છે.

તા.૧-૧-૩૧ બાપુના આશીર્વાદ

# અનેક દેવદેવીઓ શા માટે?

જ્ઞાનયોગી ચંદુભાઈ

પ્રશ્ન : આપણા ધર્મમાં આટલા બધા દેવો ને દેવીઓ શા માટે? દરેક સંપ્રદાયવાળા પોતાના દેવને મોટો ગણે છે, દેવોની જાત-જાતની મૂર્તિઓ બને છે, તેના મોટાં મોટા મંદિરો બંધાય છે. આ બધી જંજાળ, આ બધી ઝંઝટ શા માટે? આપણે એક જ પરમાત્માની ઉપાસના કેમ ન કરીએ? કોઈક વળી મૂર્તિને જ ન માનો એમ કહે છે. કોઈ ચાર છ કલાક પૂજનમાં ગાળે છે, છતા એમનું જીવન તો જોવું ન ગમે દેવોના પૂજનથી કંઈ જ લાભ ન હોય તો પછી શા માટે એને વળગી રહેવુ?

ઉત્તર : મહિમ્નઃસ્તોત્ર તો આવડે છે ને? એ પુષ્પદંતનુ લખેલુ છે. પરમાત્માની સ્તુતિનુ એ ખૂબ સુંદર કાવ્ય છે. એમા એક શ્લોક છે તેનો ભાવાર્થ આ છે

"જગતમા જેટલા મત-પંથો છે તે બધા એક જ પરમાત્માને પહોંચવાના રસ્તા છે. વેદ કે સાંખ્ય, શાસ્ત્ર કે યોગ, શંકર અથવા વૈષ્ણવ સંપ્રદાય, દરેક મત યા પંથથી તે એક જ પરમાત્માને પહોંચાય છે દરેક માણસની રુચિ સરખી હોતી નથી. દેશકાળને અનુસરીને આ બધા પંથો યોજાયા છે છતા જેમ બધી નદીઓનાં પાણી ગમે તેમ વહીને છેવટે તો સમુદ્રને જ મળે છે તેમ આ બધાયે મતપંથોનું વિવેકપૂર્વક પાલન કરવામા આવે તો અંતિમ ધ્યેયને પમાય છે. અત્યારે છે એથી સેંકડો ગણા મતપંથો વધી જાય તેથી ગભરાવાની જરૂર નથી. ખરું જોતાં જગતમાં જેટલા મનુષ્યો છે તેટલા પંથો છે. દરેક માણસને જુદુંજુદું શરીર છે, જુદુંજુદું મન છે, એટલે દરેક જુદી રીતે જ વિચાર કરશે. બે સગાભાઈઓના વિચાર પણ ભિન્ન ભિન્ન હોય છે તો સમાજના માણસોના વિચારો ભિન્નભિન્ન હોય તેથી ગભરાવાનુ ન હોય. દરેક માણસ પોતપોતાની ભાવના પ્રમાણે પરમાત્માને કલ્પે છે. પરમાત્મા પણ એટલો દયાળુ છે કે તે માણસની ભાવના જ જુએ છે. આપણે આપણી ભાવના શુદ્ધ રાખીએ, આપણને જે દેવ, દેવી કે પરમાત્મા ઉપર વિશ્વાસ હોય તેનું ખરા દીલથી ભાવપૂર્વક સ્મરણ કરીએ તો આપણને આગળ શુ કરવુ તે સમજાયા કરે છે. જરૂર છે માત્ર હૃદયની શુદ્ધિની, અને સાચા હૃદયનો પ્રયત્ન હશે તો તે મનુષ્ય પરમાત્માને માર્ગે આગળ વધશે જ.

"લંડનમા મે જોયું છે કે પતિ પ્રોટેસ્ટંટ ધર્મ પાળતો હોય અને પત્ની રોમન કેથોલિક હોય બને ઘર આગળથી સાથે નીકળે છે, પતિ પોતાની પત્નીને એના દેવળમાં મૂકે છે અને પોતે પોતાના દેવળમા જાય છે. બંને પોતપોતાની ઢબે પ્રાર્થના કરે છે. પાછા ફરતા પતિ પત્નીને તેના દેવળમાંથી લેતો આવે છે. બંનેનો સંસાર સુખપૂર્વક ચાલે છે, આ પ્રમાણે થવું જોઇએ.

"આપણે ત્યાં પણ એવાં કુટુંબને જાણું છું જેમા ઘરનો વડીલ એક સંપ્રદાયનો હોય, દીકરો બીજા પંથનો હોય, દીકરાની પત્ની ત્રીજામાં જ માનતી હોય અને માતા વળી ચોથું માંતી હોય છે. છતાં બધાનો વ્યવહાર રીતસર ચાલતો રહે છે. કુટુંબમાં એક જ દેવ મનાતો હોય તો શ્રદ્ધા-નિષ્ઠા વધારવા માટે એ સારું પડે છે એ મે જોયું છે. છતાં સૌને પ્રમાણિકપણે લાગે કે મારે માટે તો અમુક-દેવ સારો છે તો તે તેમ કરે."

"હવે મૂર્તિપૂજા વિષે કંઈક. ખરું જોતાં આપણે મૂર્તિપૂજક જ નથી પણ મૂર્તિ દ્વારા પ્રભુપૂજક છીએ, શંકરના મંદિરમાં જઈને એક બાજુ મહિમ્નસ્તોત્રનો પાઠ કરે છે. એમાં તે સત્-ચિત્-આનંદ પરમાત્માની જ પ્રાર્થના કરે છે એક શ્લોક તો ખૂબ સુંદર છે

"મોટા હિમાલય પર્વત જેટલો શાહીનો ગાંગડો લઈએ સમુદ્ર જેટલો ખડિયો લઈએ, કલ્પતરુ વૃક્ષની કલમ બનાવીએ અને પૃથ્વી જેટલો કાગળ લઈએ આટલું કરીને વિદ્યાની -વિદ્યાની દેવી શ્રી શારદા પોતે જ લખવા બેસે, અને એ શારદા દેવી હંમેશાં લખ્યા જ કરે તોયે હે પરમાત્મા ! તારા ગુણનો પાર નથી આવતો. આ એ શ્લોકનો ભાવ છે. આ શ્લોકથી એક બાજુ પ્રાર્થના કરે તો એને મૂર્તિની પ્રાર્થના કરે છે એમ શી રીતે કહી શકાય ? હા, તે જો એમ કહે કે, હે શંકરની મૂર્તિ ! તને આબુના પર્વતમાંથી ખોદીને આણી હતી, તને ખંભાતના ઘડનારે ઘડી, તને આગગાડીમાં મૂકીને અહીં આણી, આમના બ્રાહ્મણોએ તારી પ્રતિષ્ઠા કરી, તારી આંખ સુંદર છે, નાક સુંદર છે, ઈત્યાદિ તો એ મૂર્તિની પ્રાર્થના થઈ ગણાય. પણ આમ કોઈ કરે છે ખરું કે ? દરેકે દરેક દેવ યા દેવીના પ્રાર્થનામંત્રો જોઈ જાઓ. બધા મંત્રો એક જ પરમાત્માની પ્રાર્થના કરે છે.

"શ્રી રામકૃષ્ણ પરમહંસ કાળી માતાના બાળ હતા. તેમને કાળી માતા દ્વારા સત્ય સમજાયું. એમના જ શિષ્ય સ્વામી શ્રી વિવેકાનંદ થયા. તેમને ઉપનિષદો દ્વારા સત્ય સમજાયું. નિઃસ્વાર્થભાવે, શુદ્ધ હૃદયથી ગમે તે દેવદેવીનું પૂજન અથવા ભક્તિ કરવામાં આવે તો તે જરૂર માનસિક શાંતિ આપે છે. માનસિક શાંતિ આવે એટલે વિચારો શુદ્ધ થવા લાગે છે, વિવેકબુદ્ધિ ખીલે છે, અને આગળ શું કરવું એ સમજાયા કરે છે પણ જુઓ, એક વાત કહી

આ દેવીદેવતાઓનું પૂજન કેવળ ભક્તિરસ જાગ્રત કરવા પૂરતું ઉપયોગી છે. ભક્તિરસ જાગ્રત થયા પછી પણ એને વળગી રહેવું અને એ છૂટી જશે તો કંઈનું કંઈ થઈ જશે એવા વિચાર રાખવા એ ઠીક ન ગણાય બાળકે હંમેશા બાળપોથી જ ગોખ્યા કરવાની નથી. બાળપોથી તો અક્ષરજ્ઞાન શીખવાની પ્રથમ પોથી છે. તેમ દેવદેવીઓની પૂજનવિધિ, એના પ્રાર્થનામન્ત્રો, એનો શણગાર બધું જ ભક્તિરસ જાગ્રત કરવા પૂરતું ઉપયોગી છે. ભક્તિરસ જાગ્રત થવો એટલે હૃદય કોમળ થવું, દયાથી ભરાઈ આવવું, એક પ્રકારની નમ્રતા આવવી, એકાગ્રતા વધવી, બીજાનાં દુઃખને પોતાનું દુઃખ સમજવું સેવાવૃત્તિ જાગ્રત થવી—આ બધાં ભક્તિરસ જાગ્રત થવાનાં ચિહ્નો છે આટલું થયું કે સાધકે આગળ વધવું જોઈએ. પ્રાર્થના હૃદયપૂર્વકની હોય તો તે આગળ વધે છે.

"ખરું કહું તો સત્યનાં દર્શન કરવાની આપણામાં તીવ્ર ઈચ્છા નથી. આપણે તો કંઈને કંઈ સ્વાર્થ ખાતર જ દેવદેવીઓને પૂજીએ છીએ. દેવ અમને પૈસા આપે, સંતાન આપે, ઘર, જમીન આપે, અમારાં સગાં-સંબંધીને સારાં રાખે, ઈત્યાદિ આપણામાંના મોટા ભાગની ઈચ્છા હોય છે। પછી આપણને સત્ તત્ત્વ શી રીતે સમજાય ? એક સામાન્ય સગાને મળવા માટે જેટલી તાલાવેલી થાય, તેના વિયોગથી જેટલું દુઃખ લાગે, તેટલું તેવું ઓછામાં ઓછું દુઃખ તો પરમાત્માના વિયોગથી થવું જોઈએ ને ? એક સામાન્ય કામ કરવું હોય છે તોયે એકાગ્રતા એકનિષ્ઠા અને સતત મંડી રહેવાની વૃત્તિ જોઈએ તો આ તો અનેક જન્મોના સંસ્કાર ધોવાના રહ્યા એટલે એમાં એથી કેટલાયે ગણી એકાગ્રતા, એકનિષ્ઠા અને સાવધાની પરમાત્માની પ્રાપ્તિ માટે જોઈએ. પરમાત્મા બુદ્ધિયોગ આપે છે એટલે ઉદ્દેશબુદ્ધિ યા વિવેકબુદ્ધિ આપે છે. પણ તે બધાને નથી મળતી, જે પ્રેમપૂર્વક હંમેશાં મંડેલા રહે તેને જ મળે, બીજાને નહિ. એ ગીતાનું વચન ભૂલશો નહિ. [અધ્યાત્મ વાર્તાલાપમાંથી]



# રવીન્દ્ર મનન

કાકા કાલેલકર



"આમિ ચેયે આછિ તોમાદેર સબા પાને"

કીર્તનકારો અને કથાકારો કહે છે કે પરમાત્માને સકામ ભક્તિ કરનાર ભક્તો સરળ અને સુવિધાપૂર્ણ લાગે છે; કારણ કે તેમને સહેલાઈથી રીઝવી શકાય છે. જ્યાં સુધી માણસને ઐહિક ધનદોલત, સુખસાધન, માનપ્રતિષ્ઠા અને ઐશ્વર્યની લાલસા છે, ત્યાં સુધી તે ઈશ્વરની નજદીક પહોંચી શકતો જ નથી. આ પ્રકારનો માણસ સમાજનો ત્યાગ કરે, અને નિર્જન વનમાં જઈ ધ્યાન-ભજન કે કોઈ ઉગ્ર સાધના કરતો રહે તો ઈશ્વરની સમીપ જવું તેને માટે એથી પણ દુષ્કર બનશે. કારણ કે જે માણસ જીવન-વિમુખ થયો તે ઈશ્વર તરફ અભિમુખ થશે જ એ શંકાસ્પદ છે. અને તેને સન્મુખતા મળશે જ એમ પણ ન કહી શકાય. ઊલટું વનવાસ દ્વારા સાંસારિક દુઃખોમાંથી કંઈક અંશે મુક્તિ મળવાને કારણે તેનો પશ્ચાત્તાપ શિથિલ થવાનો ડર છે.

તેથી સાચી સાધના કરવી હોય તો તે લોકોની વચ્ચે રહીને જ કરવી જોઈએ. લોકોની વચ્ચે, તેઓ રહે તે રીતે રહીને, તેમની સેવા કરતાં કરતાં આપણે બિલકુલ નિઃસંગ અને અલિપ્ત રહી શકીએ, લોકોની વચ્ચે રહેવા છતાં કોઈ રીતનો પ્રપંચ પેદા ન થાય એવી કળા અને દક્ષતા આપણે સિદ્ધ કરીએ ત્યારે જ ઈશ્વર આપણી પાસે આવશે અને આપણે તેની કૃપાના અધિકારી બનીશું.

આ પ્રકારની સાધનાની સિદ્ધિ માટે જે રીતે ઈશ્વરકૃપા જોઈએ તે રીતે સમાજની અનુકૂળતા પણ ખૂબ આવશ્યક છે.

દરેક સાધકે એટલું તો જાણવું જ જોઈએ કે જનતાના અવિરોધથી કૃપા-આશીર્વાદથી જ તેની સાધના પૂર્ણ થવાની છે.

એટલા માટે ઈશ્વરને પ્રાર્થના કરવાને બદલે કવિએ જનતાને પ્રાર્થના કરી છે કે, 'કૃપા કરીને મને એવી રીતે પુલ્લો અને નગ્ન બનાવી દો કે જેથી મારા માર્ગમાં કોઈ જાતનો અવરોધ પેદા ન થાય' મોટા મોટા સિદ્ધ પુરુષો કહેતા આવ્યા છે કે, સમસ્ત પ્રાણિમાત્રમાં ઈશ્વરને જોવાની કળા હસ્તગત કરવી જોઈએ. એ ત્યારે જ બની શકે જ્યારે કોઈના પ્રત્યે આપણને આસક્તિ ન રહી હોય. જનતામાં વસતા જનાર્દનને ઓળખવો હોય, જનતાના સાચા સ્વરૂપને ઓળખવું હોય તો જનતા સાથે સંપર્ક રાખવા છતાં કોઈ એક વ્યક્તિ કે અમુક માણસો સાથે કોઈ ખાસ સંબંધ ન હોવો જોઈએ. જનતામાં પોતાને માટે પણ કોઈ વિશિષ્ટ સ્થાન ન હોવું જોઈએ સાધનાની દૃષ્ટિએ આ ખૂબ જ જરૂરી છે એ જ પ્રાર્થના કવિએ અહીં જનતાને કરી છે.

আমি চেয়ে আছি তোমাদের সবা পানে.

આમિ ચેયે આછિ તોમાદેર સબા પાને.
સ્થાન દાઓ મોરે સકલેર માઝખાને.
નીચે, સબ નીચે, એ ધૂલિર ધરણીતે
જેથા આસનેર મૂલ્ય ના હય દિતે,
જેથા રેખા દિયે ભાગ કરા- નેઈ કિછુ,
જેથા ભેદ નાઈ માને આર અપમાને,
સ્થાન દાઓ સેથા સકલેર માઝખાને.

જેથા બાહિરેર આવરણ નાહિ રય.
જેથા આપનાર અકુંઠ પરિચય.
આમાર બસિયા દિતુ નાઓ એઇખાને,
એ સત્ય જેથા નાહિ ઢાકે આપનારે,
ગે થાય ઢાંકાયે નિલાજ દૈન્ય મમ
ભરિયા લઈઓ તોમાર પરમ દાને
સ્થાન દાઓ મોરે સકલેર માઝખાને.

હું આપ બધા લોકોની સામે (આશાથી) જોઈ રહ્યો છું. કૃપા કરીને બધા લોકોની વચ્ચે મને એક એવુ સ્થાન આપો કે જ્યા નીચે માટીથી ભરેલી જમીન ઉપર હું બેસી શકુ. જ્યા બેસવા માટે કંઈ ગૂલ્ય આપવુ પડતુ નથી. જ્યાં જમીન ઉપર સીમા ચિહ્ન દોરીને આ મારી જમીન અને આ બીજાની એવો ભેદ કરવો ન પડે એવી જગાએ બધા લોકોની વચ્ચે મને સ્થાન આપો.

જ્યાં કોઈ પ્રકારનું બાહ્ય આવરણ ન હોય એવી જગાએ મને સ્થાન આપો. ત્યાં તમારા બધાનો મને, સ્વચ્છ અને ખુલ્લો પરિચય થાઓ. 'આ મારું છે' એમ કહેવા જેવું કંઈ નથી. આ સત્ય જ્યાં પોતે પોતાને છુપાવીને રહી ન શકે એવી જગાએ મને સ્થાન આપો.

ત્યાં ઊભો રહીને, જેને કોઈ પણ પ્રકારની લાજ-શરમ રહી નથી એવી મારી દીનતાને હું એ પરમપિતાના પરમદાનથી ભરી દઈશ અને પછી ખરેખર ધન્યધન્ય થઈશ જ્યારે અહીંનું કંઈપણ બાકી નહીં રહે ત્યારે ત્યાનુ દાન પ્રાપ્ત કરવાનો હું અધિકારી થઈશ. એટલા માટે કૃપા કરીને મને એવુ સ્થાન આપો કે જ્યા બધા લોકોની વચમાં, તેમની નીચે, તદ્દન ખુલ્લી જગામાં અકિંચન થઈને હું રહી શકુ.

---

એક રાજધાનીમાં એક સંન્યાસી પધાર્યા હતા તેઓ વિદ્વાન પણ હતા. ત્યાં ચાતુર્માસ રોકાયા હતા અને હંમેશા કથા વાર્તા કરી લોકોને ઉપદેશ કરતા હતા. ત્યાં રાજા પોતે પણ સત્સંગ કરવા જતા હતા. ચાતુર્માસ પૂરાં થતાં તેમના પ્રયાણ વખતે રાજાએ તેમની પૂજા કરી કાંઈ પણ અર્પણ કરવા તેમના દીવાન પ્રત્યે ઈચ્છા દર્શાવી દીવાને જણાવ્યું કે, સ્વામીશ્રી કાંઈ પણ દ્રવ્યાદિ વગેરે લેતા નથી તેથી રાજાએ છેવટે વિચાર કર્યો કે, એક સારી શાલ અર્પણ કરવી પછી રાજા, પ્રધાન, મંત્રી, અમલદારવર્ગ વગેરે સભા સહિત બધા સ્વામીશ્રી પાસે ગયા અને પૂજા કરવાને બધી સામગ્રી આરતી વગેરે તૈયાર થયેલી જોઈ સ્વામીશ્રીએ કહ્યુ કે, પૂજા વગેરે કરાવવાનો અમારો ધર્મ નથી ત્યારે મહારાજાએ બહુ જ વિનતિ કરી તેથી માત્ર ચન્દન પુષ્પ જ ચડાવવા દીધાં. પછી રાજાએ એક જરીની ખૂબ કીમતી શાલ સ્વામીશ્રીને ઓઢાડી. તરત જ તેમણે કાઢી એક બાજુ મૂકી દીધી ત્યારે રાજાએ કહ્યું કે, પૂજ્યશ્રી! આપ આટલું તો ગ્રહણ કરો! સ્વામીશ્રીએ કહ્યુ, શાલ ઓઢવાનો શું અમારો ધર્મ છે? શાલ લાવવાની શી જરૂર હતી? ત્યારે રાજાએ કહ્યુ, અમારો તો આપવાનો ધર્મ છે ને? સ્વામીશ્રીએ કહ્યું, એ બરાબર છે. આપનો આપવાનો ધર્મ છે પણ અમારો તે ફેંકી દેવાનો ધર્મ છે ને?




એક ઠાકોર હતા. એક વખત તેમની સાથે અફીણ સંબંધી વાતો થઈ. વળી મને ભાષણ કરવાની કુટેવ; એટલે મેં તેના પર થોડું ભાષણ કર્યું. તેમણે તે દહાડાથી અફીણ લેવાનું છોડી દીધું. પણ પંદર વીસ દહાડા થયા પછી તેમના તરફ ગયો, ત્યારે તેમણે કહ્યું, "બધાને આવો જ ઉપદેશ દેતા ફરજો. જોજો, હવેથી કોઈને ઉપદેશ દેતા! કોઈને મારી નાખશો!" એમણે આ બધું મને મિત્રભાવે કહ્યું હતું. મેં પૂછયું, "થયું શું?" ત્યારે તેમણે આપવીતી સંભળાવા માંડી:

"તમારા ગયા પછી મને તો ઝાડા થઈ ગયા. અને બોલવા ચાલવાના હોશ પણ રહ્યા નહી. લગભગ બેભાન થઈ ગયો. પછી તો મે ઈશારતો ફરીને મેરાંને બોલાવ્યાં અને ઈશારાથી સમજાવ્યું કે મને અફીણ ખવડાવો. જ્યારે મે અફીણ ખાધું, ત્યારે માંડ જરા હોશ આવ્યા."

પણ પછી તો મેં પણ ઠાકોરને ઝાટકયા મેં કહ્યુ, "ભૂપતસિંહ ઠાકોર, અફીણ ખાધા વગર મરી ગયા હોત, તો દુનિયામાં તમારા વિના શું ખાટું મોળું થઈ જવાનું હતું? વળી ક્ષત્રિય બચ્ચા થઈને ટેક પણ ન પાળી શકયા, ત્યારે ક્ષત્રિય શાના? અને મરવાને વખતે બૈરાના હાથે જીવતા રહ્યા. વળી, હવે તમારે અફીણ તો ખાવા જોઈશે અને કમાવા તો જતા નથી. એટલે પૈસા માટે તમારી પાસે જમીન છે, તે પણ ગુમાવવાના. એના કરતાં મરી ગયા હોત, તો આવા બે વીઘા જમીનમાં તમારાં બૈરાં નિરાંતે રોટલા તો ખાત! બોલો, તમે જીવીને શું વધારે સારું કર્યું? વળી તમે તમારી જાતને ક્ષત્રિય કહેવડાવો છો. એ તો ઠીક, પણ અફીણ જેવી ચીજ પણ તમને હરાવી ગઈ? તેના વિના તમે મરવા પડયા? અને આટલું બધું કરવું પડયું? એટલે તમે તો તમારું ક્ષત્રિયપણું પણ ગુમાવ્યું ત્યારે હવે તમે જીવતા હો કે મરેલા—બંને સરખું જ છે જો તમે વીર હોત તો જીતત; પણ તમે હાર્યા અને અફીણ જીત્યું."

આટલું સાંભળતાં જ ઠાકોરને તો એટલું પાણી ચડયું કે અફીણનો ડાબડો ફેંકી દીધો. અને થયું પણ એમ કે ન તો તેમને ઝાડા થયા કે ન બેભાન થઈ ગયા. કારણ આ વખતે તેમની પાસે સંકલ્પ બળ હતું. અમારા એક રાસવાળા ભાઈ છે તે હજુય કહે છે કે, બીડીની ધૂણી આવે છે, ત્યાં તો બેસવાનું જ મન થાય છે. જાણે બીડી પીતા હોઈએ તેટલો રસ પડે છે તેમણે પંદરેક વર્ષ થયાં બીડી છોડી છે, છતાં તેમને આમ થાય છે! જેલમાં કેટલાયને બીડી છૂટી ગઈ હતી પણ જેલના દરવાજે આવીને તે બેસી જ રહી હતી જે કોઈ કાચા પોચા નીકળે, તેને વળગી જ પડે. એટલે, તમે જે કંઈ છોડો, તે બધું જ્ઞાનપૂર્વક છોડજો. આર્થિક અને નૈતિક દૃષ્ટિએ પણ વ્યસન છોડવાં અગત્યનાં છે.—રવિશંકર મહારાજ

# ગાંધીજીના માતુશ્રી.......... ... ....... ❀

મુકુલભાઈ

મા એટલે સમગ્ર જગતની પવિત્રતા. માનવના હૃદયમાં માનું સ્થાન અનુપમ અને અજોડ છે. એના હૃદયનું ઘડતર જ માના વાત્સલ્યથી થયેલું હોય છે. માતા એ જ માનવીની પ્રથમ ગુરુ છે. અણજાણ રીતે મા જ માનવીને સુમાર્ગે દોરનારી ધ્રુવતારલીસમી બની જાય છે. જગતમાં મા જ એક એવી છે જે સુખમાં કે દુખમાં આપણી રહે છે. બહુ ઊંડા ઊતરીને વિચારીએ તો જણાય છે કે મનુષ્યના અંતરમાં ઈશ્વર પછી જો કોઈનું સ્થાન હોય તો માનું જ છે

માની યાદ ભલભલા માણસને શાંતિરૂપ બને છે. માનું સ્મરણ થતાં જ દરેક માનવીનું હૃદય ઉચ્ચ ભાવોથી છલકાઈ જાય છે. થોડા દિવસ પર મારે સત્યાગ્રહાશ્રમ સાબરમતી જવાનું થયું હતું ત્યાંની શાળાના એક શિક્ષિકાબહેને ધોરણ ત્રીજાના વિદ્યાર્થીઓને 'મારી બા' એ વિષય પર થોડું લખવા કહ્યું. નાનાં બાળકો તો બાને બહુ જ સારી રીતે ઓળખે. બાળકોનાં હૃદય એમનાં લખાણોમાં સાકાર પામ્યાં. એક બાળાએ તો જાણે સનાતન સત્યને જ પોતાના શબ્દોમાં વ્યક્ત કર્યું :

"બા મને ખૂબ વહાલ કરે છે....કોઈ કોઈ વાર મને મારી બા મારે પણ ખરી. મને બા વહાલ કરે છે એટલે મને એ ગમે છે."

આમ માનું સ્મરણ સૌ કોઈને–નાનાને મોટાંને સ્ત્રીને કે પુરુષને–ઘેલાં બનાવી મૂકે છે. એનું નિર્મળ સ્મરણ એ જ જીવનનું અમૃત છે.

આપણા ગાંધીજીને પણ એમની માનું સ્મરણ એટલું જ જીવનપોષક બને છે. મા વિશે લખતાં તેઓ કહે છે :

"માતા સાધ્વી સ્ત્રી હતી એવી મારા ઉપર છાપ રહેલી છે. તે બહુ ભાવિક હતી. પૂજાપાઠ વિના કદી ન જમે. હવેલીએ હમેશાં જાય. હું સમજણો થયો ત્યારથી તેણે કદી ચાતુર્માસ છોડ્યા હોય એવું મને સ્મરણ નથી. કઠણમાં કઠણ વ્રતો તે આદરતી અને નિર્વિઘ્ને પૂરાં કરતી લીધેલાં વ્રત માંદી પડે તોપણ ન જ છોડે. એવો એક સમય મને યાદ છે કે જ્યારે તેણે ચાંદ્રાયણ વ્રત લીધેલું, તેમાં માંદી પડેલી પણ વ્રતને ન છોડેલું. ચાતુર્માસમાં એકટાણાં કરવાં એ તો તેને સામાન્ય વાત હતી. એટલેથી સંતોષ ન વાળતાં એક ચાતુર્માસમાં તેણે ધારણાંપારણાં કરેલાં. બે ત્રણ સામટા ઉપવાસ એ એને મન નજીવી વાત હતી. એક ચાતુર્માસમાં તેનું એવું વ્રત હતું કે સૂર્યનારાયણનાં દર્શન કર્યા પછી જ જમાય. આ ચોમાસે અમે છોકરા વાદળ સામું જોઈ રહીએ કે ક્યારે સૂર્ય દેખાય ને ક્યારે મા જમે. ચોમાસામાં ઘણી વેળા દર્શન દોહ્યલાં થાય એ તો સહુ જાણે છે. એવા દિવસો યાદ છે કે જ્યારે સૂર્યને અમે જોઈએ, 'બા, બા, સૂરજ દેખાયો' કહીએ ને બા ઉતાવળી ઉતાવળી આવે ત્યાં તો સૂરજ ભાગી જાય. 'કંઈ નહિ, આજે નસીબમાં ખાવાનું નહિ હોય' કહી પાછી જાય ને પોતાના કામમાં ગૂંથાઈ જાય."

માની આ અસર ગાંધીજીના જીવનમાં પણ ડગલે ને પગલે જણાઈ આવે છે. તેઓ પણ વ્રતપાલનમાં તેમ જ ઉપવાસાદિમાં એટલા જ દૃઢ સંકલ્પવાળા હતા.

એક વાર શ્રી મહાદેવભાઇએ બાપુજીને કહ્યુ, 'તમારી માતાના કડણ વ્રતો એકાદશી, ચાતુર્માસ, ચાન્દ્રાયણ વગેરેની વાત કરી છે, પણ આપે તો શબ્દ Saintliness (પવિત્રતા) વાપર્યો છે અહી પવિત્રતા કરતા તપશ્ચર્યા આપ કહેવા નથી ઇચ્છતા? નો શબ્દ Austerity ન લખાય?'

બાપુએ કહ્યુ 'ના મે પવિત્રતા હેતુ પૂર્વક વાપર્યો છે પણ પવિત્રતા એ તો આંતર ગુણ છે મારી માતાના આંતરજીવનનો પડઘો એની તપશ્ચર્યામા પડતો મારામા કશી પવિત્રતા જોતા હો તો તે મારા પિતાની નથી પણ મારી માતાની છે મારી માતા ચાળીસ વરસે ગુજરી ગયેલા એટલે મે એની ભર જુવાની જોઈ છે પણ કદી એને છીછરી કે ટાપટીપવાળી કે કાંઈ પણ શોખ કે આડંબર કરનારી મે જોઈ નથી. એની પવિત્રતાની જ છાપ હમેશને માટે મારા ઉપર રહી ગઈ છે

ખરેખર, મા તે મા જ છે

મા જો પવિત્ર સદ્‌ગુણી અને ઉચ્ચ ચારિત્ર્યશીલ હોય તો બાળકનુ જીવન સુધન્ય બને વંદે માતરમ્।

---

'જેની ઇચ્છાઓ તૃપ્ત થતી નથી તે ગરીબ છે'

એક સન્યાસીએ પોતાનુ ધન કોઈ ગરીબને દેવાને વિચાર્યું આ સાભળી ઘણા ગરીબ લોકો તેની પાસે આવ્યા. એકે કહ્યુ 'મારી પાસે વસ્ત્ર નથી.' બીજાએ કહ્યુ મારી પાસે અનાજ નથી માટે મને તમારુ ધન આપો." સન્યાસીએ તે બધાને કહ્યુ તમારા માટે આ ધન નથી તમારાથી પણ વધુ ગરીબને આ દેવાનુ છે

એક દિવસે રાજાની સવારી ત્યાથી નીકળી તે સન્યાસીએ પોતાનુ બધુ ધન રાજાને સોંપી દીધુ રાજાને આશ્ચર્ય થયુ અને બોલ્યો 'મહારાજ તમારુ ધન મને કેમ આપો છો? કોઈ ગરીબને આપો તો કેમ?' સન્યાસી શાંતિથી બોલ્યા "રાજન, તમારી વાત બરાબર છે ગરીબને જ મારુ ધન આપવાની મારી ઇચ્છા હતી અને તેવા માણસની શોધ કરતો હતો આપ સૌથી વધુ ગરીબ માલુમ પડયા તેથી તે ધન હુ આપને આપી રહ્યો છુ" રાજા વધુ આશ્ચર્ય પામ્યો અને બોલ્યો 'મહારાજ, હુ તો રાજ્યનો માલિક છુ, છતા મને ગરીબમા કેમ ગણો છો?" સન્યાસીએ કહ્યુ "રાજન, જેની ઇચ્છાઓ તૃપ્ત થતી નથી તે મારી દૃષ્ટિમા ગરીબ છે તેથી આપ જ મારા ધનનો સ્વીકાર કરો"

પૈસા ઓછા હોવા છતા પણ જે પોતાની ઇચ્છાઓ પર કાબુ મેળવી શકે છે તે શ્રીમન્ત છે ધનનો ઢગલો હોવા છતા પણ જે પોતાની ઇચ્છાઓ પોતાના કાબુમા રાખી શકતો નથી, જે ઇચ્છાનો દાસ છે તે ધનવન હોવા છતા પણ ગરીબ છે —ઉજ્જવલ કુમારીજી



બધા શિષ્યોને ગુરુ હમેશા કહેતા કે મહાન દોષો કરતાં પણ નાના દોષો માણસ માટે વધારે ભયંકર નીવડે છે. નાનકડું કણું ચેન લેવા દેતું નથી. કોઈ ભિક્ નાના ઘર્ષણો જ મહાન આપત્તિ લાવે છે. માટે મોટા દોષો કરતાં પણ નાના દોષો વિષે વધારે સંભાળ લેવી જરૂરી છે. શિષ્યોને એ વાત કોઈ રીતે મનમાં ઉતરે નહિ. એને એમ થાય કે કોઈની જરાક અમસ્તી વાત કરી કે થોડીક આઘી પાછી કરી એ કાંઈ મહાન પાપ નથી બનતું, મહાન પાપ જુદાં હોય છે.

ગુરુને મોંએ બધા હા હા કરે. પણ એ બધામાંથી એક શિષ્યનુ મન આ વાત માને નહિ. અને ગુરુ સાથે દલીલ કરે. ગુરુએ જાણ્યું કે અનુભવ વિના આ માને તેમ લાગતું નથી

એણે એક મસક મંગાવી રાખી શિષ્ય આવ્યો ત્યારે કહ્યુ કે તારે સામે કાંઠે જવાનું છે ને નદી ઉતરીને એક કામ કરવાનુ છે. આ મસક ભેગી રાખ, એનાં વડે નદી તરી જવાશે.

શિષ્યે તો મસક સાથે લીધી, ને પોતે સારો તરૈયો હતો એટલે તેણે હિંમતથી નદી ઉતરી જવાની તૈયારી કરી નાંખી.

નદી ઉતરવા મંડયો અને અર્ધેક રસ્તે ગયો હશે ત્યાં પેલી મસકમાં એક નાનકડું કાણું એણે જોયુ. એમાંથી પાણી અંદર પેસે.

એના તો રામ રમી ગયા. એને લાગ્યું કે હવે જો થાક્યા તો આ મસક નકામી છે, એમાં નાનકડું તો નાનકડું પણ કાણું છે, એ ખરે વખતે શું કામ આપવાની હતી. ?

તે દિવસે એ કામ તો પતાવીને પાછો આવી ગયો, પણ રાત્રે ગુરુ સાથે વાર્તાલાપ કરતો હતો ત્યારે એ બોલ્યો: 'મસક તો નકામી નીવડી. ગુરુદેવ! એમાં એક નાનકડું કણું હતું.!' ગુરુએ કહ્યું, 'એમા તો શું વાંધો આવે? નાનકડુ કાણું કાંઈ મસકને તદન નકામી બનાવી દે?' શિષ્ય બોલ્યો, 'હોય કાંઈ? પાણી તો ઝપાટાબંધ માર્ગ શોધી કાઢે ને પછી તો ખરે વખતે એ શુ કામ આપે?' ગુરુએ શાંતિથી કહ્યુ: 'ત્યારે મસકમાં એક નાનકડું કાણુ હોય તો પણ એ નકામી કાં?' 'હા ગુરુદેવ!' 'સાવ નાનકડું હોય તો પણ?' 'હા ગુરુજી! નાનકડુ તો વધારે ભયકર! ખબર પણ ન પડવા દે.', ગુરુજી બોલ્યા, 'એમ?! ત્યારે મનમા જરાક નાનકડો દોષ હોય તો એ ખરે વખતે દગો ન દઈ બેસે? વર્ષો સુધી શાંત જણાતા માણસો અચાનક કોઈ ભયંકર કામ કરી બેસે છે. એની પાછળ આવા નાના નાના દોષોનુ લશ્કર કેમ બેઠું ન હોય?' શિષ્યની તો આંખ ઉઘડી ગઈ. વાત તદન સાચી હતી. મન, એ કાંઈ રમવા માટેનું કોઈ મેદાન ન હતું; એ તો સંસ્કાર ઘડતરની ભુમિકા હતી. એમા એક પણ દોષને આવવા કેમ દેવાય? દોષને નાનો કે મોટો ગણવો એ જ મહાદોષ નથી? નાનો કે મોટો દોષ એ દોષ એમાં મોટો શું ને નાનો શું? પણ તે દિવસથી એ જાગ્રત બની ગયો.

રાજમાતા: [અનુસંધાન પૃ૦ ૬૮થી ચાલુ] પ્રભુ એ સ્થિતિની પ્રાપ્તિ શી રીતે કરવી?

આર્યસિંહ: તે સ્થિતિની પ્રાપ્તિ પહેલા ચિત્તસરને શુદ્ધ કરવાની જરૂર રહે છે. જુઓ પેલું ઊગે એ પ્રભા! આ વહી જાય એ શોણ નદ, ને આ શોણ નદનું પુલિન! સાંભળો, સર્વત્ર કેવી નીરવતા છે! જુઓ, સર્વત્ર કેવી નિર્મળતા છે! શાન્ત શુકલનું ધ્યાન ધરો'

રાજમાતા: પણ ભદન્ત, મારૂં ચિત્ત તાજા પકડેલા પક્ષીની જેમ ફફડે છે. જડ પ્રકૃતિની નીરવતા મનને નિર્મળ નથી બનાવતી. શીલ, સમાધિ અને પ્રજ્ઞાની આરાધનામાં રત રહું છું, છતાં 'વેરી થવાના કોડ તો હજી વણપૂર્યા જ રહ્યા. દીર્ઘકાળની સતત સમાધિ પછી ઉપશમનું સુખ તો પ્રાપ્ત કરી શકી છું. છતાં નિર્વાણપ્રાપ્તિ સુધી પહોંચવાનું...

આર્યસિંહ: ઉપાસિકા, આજની રાત તો શોણ-કાંઠે સમાધિમાં તેમ જ તથાગતના ઉપદેશના ચિન્તનમાં ગાળો. પ્રાતઃકાળે પાટલી પુત્રમાં ધર્મક્રિયા કરવા જઈશું

## દૃશ્ય બીજું

પાટલીપુત્રમાંનો નરસિંહગુપ્ત બાલાદિત્યનો ખાનગી દરબાર.

રાજમાતા: ભદન્ત, કેદ પકડાયેલા મિહિરકુલનું હવે શું કરવું એ પ્રશ્ન મને મૂંઝવે છે

આર્યસિંહ: ઉપાસિકા તરીકે ઉપશમ પ્રાપ્ત કર્યા પછી પણ આવા પ્રશ્નો તમને મૂંઝવે છે એ તમારા ચિત્તની અસ્થિરતા સૂચવે છે.

રાજમાતા: એટલે જ, મિહિરકુલને શી સજા કરવી એનું સૂચન તમારી પાસેથી જ જાણવા માગું છું. પરાજિતને શો દંડ દેવો યોગ્ય છે?

આર્યસિંહ: ભગવાન તથાગતના માર્ગને અનુસરવાની તો એક જ રીત છે. વિજયનું ફળ પરાજિતને પાછું આપી દેવું એ!

રાજમાતા: પણ ભગવન્ત, સમસ્ત પ્રજા તો મિહિરકુલનો દેહાન્ત માગી રહી છે, પાટલીપુત્રના રાજમાર્ગો ઉપર ભિક્ષાર્થે વિહરી રહેલ શ્રમણોનાં ટોળાં પણ આજે શાસ્ત્રચર્ચા છોડીને, દેહાન્તદંડ પામ્યા પછી હત્યારો મિહિરકુલ કયા નરકમાં પડશે એની ચર્ચાઓ કરી રહ્યા છે.

આર્યસિંહ: એ જ બતાવે છે કે બુદ્ધ શ્રમણોએ પણ ભગવાન તથાગતનો જીવન સંદેશ હજી પચાવી જાણ્યો નથી. એઓ ભૂલી જાય છે કે નહીં વેરેણ વેરાણી સમ્મન્તિ કુદાચન ...અવેરેણ ચ સમ્મન્તિ એસ ધમ્મો સનાતનો!!

[નરસિંહગુપ્ત, અનુચરો અને મિહિરકુલ પ્રવેશે છે મિહિરકુલે પોતાનું મોં ઢાંકી રાખ્યું છે]

બાલાદિત્ય. માતાજી, મિહિરનો ન્યાય કરવા એને તમારી સમક્ષ લાવ્યો છું.

રાજમાતા: બહુ સારું કર્યું, બેટા! મિહિરનું મોઢું જોવાનું મને બહુ મન છે. મારી સમક્ષ લાવ.

[મિહિર રાજમાતા સમીપ આવીને ઊભો રહે છે.]

બેટા, આમ આવ. અહીં મારી પાસે બેસ!

[શરૂમાં જરા અચકાતો, પણ પછી આજ્ઞાંકિત બાળકની જેમ એ રાજમાતાની પાસે બેસી જાય છે.]

બેટા, તારું મોં તો જોવા દે! તું બહુ રૂપાળો છે એમ મેં સાંભળ્યું છે.

[મિહિરકુલ મોં ઉઘાડે છે; પણ માથુ તો નીચુંજ રાખે છે.]

શરમાય છે શા માટે, બેટા ? તને શાની શરમ આવે છે? આમ ઊંચે નજર કર. મને તારી મા ના જ સમજ.

મિહિરકુલ : માજી, મને હારની શરમ આવે છે. પરાજય ડંખે છે. આ મિહિર આર્યાવર્તનો સમ્રાટ હતો, આજે એ જ મિહિર આપના પુત્ર નરસિંહગુપ્તનો ગુલામ છે.

રાજમાતા : બેટા, હારજીત એ શરમની વસ્તુ નથી. તથાગતનાં તત્ત્વો બરાબર સમજે તો તને જણાશે કે લાભાલાભ અને જયાજય બધું મરણુ જ છે. તુ શા માટે મુઝાય છે?

મિહિરકુલ (રોષપૂર્વક). બાલાદિત્ય માતા! હું કેદી છું માટે મારુ અપમાન કરો છો? બૌદ્ધ સઘમાં કોઈપણ લાયક માણુસ નથી માટે તો તેનો ધ્વસ કરવાની મે પ્રતિજ્ઞા લીધી છે.

[આર્યસિંહ ઊઠીને મિહિરની સમીપ આવી ઊભે છે. રક્તપટને જોઈને મિહિર ઊભો થઈ જાય છે.]

રાજમાતા (મિહિરને પાછો બેસાડતા)· બેસ બેટા, નીચે બેસ; તારા ચિત્તસંસ્કારોને શાન્ત કર.

આર્યસિંહ (શાન્ત, સ્થિર મધુર સ્વરે) : આયુષ્યમાન મિહિરકુલ! બૌદ્ધસંઘ હીન હશે. પણ તથાગતનો ધર્મ તો તારા ચિન્તનને લાયક છે જ.

રાજમાતા : બેટા મિહિર, તારા શ્રવણુ માટે હું ઉત્તમોત્તમ આચાર્યો લાવી આપીશ. અને ફરીથી આર્યાવર્તમાં કોઈ પણ જિજ્ઞાસુ ધર્મથી વચિત ન રહે એ માટે હું મોટો વિહાર સ્થપાવીશ.

આર્યસિંહ : આયુષ્યમાન મિહિરકુલ રાજમાતા ભલે મોટો વિહાર સ્થાપે પણ તાર ચિત્તસંસ્કારોની શુદ્ધિ તો તારે પોતાને હાથે જ કરવી પડશે.

રાજમાતા (મિહિરને વિચારમગ્ન દેખીને): શો વિચાર કરે છે, બેટા?

મિહિરકુલ : સ્થવિર આર્યસિંહ મારું અપમાન કરે છે, એનો વિચાર કરું છું. અહીં જ પ્રતિજ્ઞા કરું છું કે અહીથી છૂટો થઈશ તો આ આર્યસિંહનો ઘાત કરીને આખા આર્યાવર્તમાંથી બૌદ્ધસઘને નામશેષ કરીશ.

આર્યસિંહ (મીઠું હાસ્ય વેરતાં) : આત્મ સંસ્કારો શુદ્ધ કરવા માટે પણ અનેક ભવોની જરૂર પડે છે.

[કંચુકી પ્રવેશે છે.]

કંચુકી : માજી, આખા નગરનાં જનપદ દ્વાર ઉપર ભેગાં થયાં છે. અને મિહિરકુલને શો દંડ કરો છો તે જાણુવા માટે ઉતાવળ કરી રહ્યાં છે.

[મિહિર ઓચિન્તો ઊભો થઈને સ્થવિર આર્યસિંહનાં પગમાં પડી જાય છે. રાજમાતા પ્રસન્ન ચિત્તે એ જોઈ રહે છે.]

રાજમાતા : બેટા નરસિંહગુપ્ત! આ મિહિરને હું મારો બીજો પુત્ર અને તારો બધુ બનાવું છું; એ જ એનો દંડ! જાઓ, બહાર પ્રજાજનોને એ દંડની જાણુ કરો!

[કચુકી વિદાય થાય છે.]

રાજમાતા [થોડો સમય મુંગા રહ્યા બાદ]: ભદન્ત, અંતે મિહિરકુલનું કૂણુ હૃદય આર્ય થયું ખરું! કેવળ પરાજય જ જેનામાં આટલી બધી લજ્જા ઉત્પન્ન કરતો હતો તેનામાં અધર્મ કૃત્યોની પણ પીડા ઉત્પન્ન થઇ ખરી! ખરેખર, તથાગતનું વચન ભૂતાર્થ છેઃ વેરથી વેર શમતું નથી, અ-વેરથી જ વેર શમે છે.

આર્યસિંહ તથાગતના વચનો તો સદૈવ ભૂતાર્થ જ છે પણ એની સફળતા તો એ અંગેની ભાવના તમારા ચિત્તમાં કયા પ્રકારની છે એ ઉપર અવલંબે છે

રાજમાતા (ખિન્ન થતાં) ભદન્તને મારી ભાવના અંગે હજી કાંઈ શંકા છે?

આર્યસિંહ હા, મિહિર મારા પગમાં પડ્યો એ પછી જ તમે એને અભય આપ્યું!

રાજમાતા ખોટી વાત ભદન્ત મેં જ્યારે મિહિરને મારી સમક્ષ બોલાવ્યો ત્યારે જ એને બચાવી લેવાનો મનમાં સંકલ્પ કરી નાખ્યો હતો

આર્યસિંહ ઉપાસિકા, એ સત્ય હશે પણ તમારા મનમાં એવી કપટયુક્તિ તો હતી કે મિહિર જીવવાની લાલચે બૌદ્ધ થાય એ તમારી વાસના!

રાજમાતા એ વાસનાની તો હું ના પાડી શકું એમ નથી પણ ભદન્ત મિહિરના મનમાં મારી મૈત્રીભાવનાનું કાંઈ પણ પરિણામ નહિ આવ્યું હોય?

આર્યસિંહ પ્રથમ તો, ઉપાસિકા તમારી મૈત્રી અકૃત્રિમ ન હતી તેમાં મિહિરનું ધર્મ પરિવર્તન કરવાની લાલચ હતી બીજું

રાજ (અધીરપણે) બીજું શું ભદન્ત?

આર્યસિંહ માણસને ધર્મસંસ્કાર પામવા માટે પણ કાળ જોઈએ છે – કદાપી અનેક ભવ પણ કરવા પડે. મિહિરકુળને તમારી લાલચોએ વધારે અનાર્ય અને ક્રૂર બનાવ્યો છે આ રીતે તથાગતનો ધર્મ નહીં ટકે સંઘ ભલે લાંબો કાળ જીવે પણ તે તો ધર્મહીન હશે. અને જરા સરખા ધક્કાથી પણ સંઘનો ગઢ તૂટી પડશે

દૃશ્ય ત્રીજું

અશોકવૃક્ષ તળે રાજમાતા સમાધિમાં બેઠાં છે થોડીવારે ભાનાદિત્ય અને વૃદ્ધ સચિવ પ્રવેશ કરે છે

ભાનાદિત્ય માતાજી હજી સમાધિમાંથી પરવાર્યાં નથી

રાજમાતા (આંખો ઉઘાડીને) કોણ? બેટા નરસિંહ? મારી સમાધિ તો ક્યારની પૂરી થઈ ગઈ છે પણ ભદન્ત આર્યસિંહના આસનથી પવિત્ર થયેલ આ બેઠક અને આ વૃક્ષ એવાં તો શાતાદાયી છે કે નિર્વાણસુખનો અનુભવ થયા કરે છે રાજસૂત્ર કેમ ચાલે છે બેટા?

ભાનાદિત્ય વસ્તુસ્થિતિ દિવસે દિવસે વણસતી જાય છે માતાજી!

રાજમાતા મારા મિહિરના શા સમાચાર છે?

ભાનાદિત્ય મિહિર અહીંથી શાકલ પાછો ગયો ત્યારે તેણે જોયું કે શાકલનું રાજ્ય પોતાનો નાનો ભાઈ પચાવી બેઠો છે ત્યાંથી મિહિર કાશ્મીર ગયો કાશ્મીરપતિએ મિહિરને એક નાના પ્રાન્તનો રાજા બનાવ્યો આ ભલ મનસાઈનો બદલો મિહિરે કાશ્મીરપતિનું આખું રાજ્ય પડાવી લઈને આપ્યો.

રાજમાતા (દુઃખી થતાં) અરેરે! એના ચિત્તસંસ્કારો હજી સુધર્યા નહીં આપણે એને આપણા કુટુમ્બની કન્યા પરણાવી એ પ્રસંગની યાદમાં નાલંદામાં વિહાર પણ બંધાવ્યો, પણ એ તો હજી એવો જ અનાર્ય રહ્યો છે કે?

ભાનાદિત્ય હા, માતાજી! હજીય એ બૌદ્ધ શ્રમણોના રક્ત – ટપકતા મૂંડનો ઉપહાર માગે છે

રાજમાતા [મુંઝાતાં] પ્રભુ, પ્રભુ! ચિત્તસંસ્કારોની શુદ્ધિ માટે અનેક ભવની જરૂર રહે છે એમ ભદન્ત કહેતા હતા. [વિચાર કરીને આત્મપરીક્ષણ કરીને] તે પછી મારી મૈત્રીની ભાવના જ કપટી હતી એમાં

નૈસર્ગિક અને નિખાલસ પ્રેમભાવના ન હતી એનું આ પરિણામ હશે ?

સચિવ પણ આનો ઉપાય શો એ બતાવશો ?

રાજમાતા (બે-તમાથી) : જેમ થાય તેમ થવા દો ! પદાર્થો પોતાના ધર્મને અનુસરે છે.

સચિવ (ક્ષોભ સાથે) : માતાજી, રાજકારણમાં બૌદ્ધધર્મની દૃષ્ટિ હાનીકારક છે, એવા મારા અભિપ્રાયને આપે કયારેય ધ્યાનમા ન લીધો તેનું આ પરિણામ આવ્યું !

રાજમાતા - હું....

સચિવ આપે મિહિરકુલનો સત્કાર કર્યો ત્યારે માત્ર આર્યસિંહની સલાહને જ માન આપ્યુ. અમારો તો મત પણ ન પૂછયો !

રાજમાતા (નિખાલસતાથી) આર્યસિંહની એમાં કાંઈ પણ સલાહ કે સૂચના ન હતી મેં જ અહંકારથી મારો મહિમા વધારવા મિહિરનો સત્કાર કર્યો હતો

સચિવ લોકસંગ્રહની દૃષ્ટિએ, જેનો વધ કરવો ઘટે એનો વધ તો કરવો જ જોઈએ, એ ભગવદ્ગીતાના ઉપદેશને આપ ન અનુસર્યા એનું આ ફળ આવ્યુ. હવે ભારતવર્ષને કોણ બચાવશે ?

રાજમાતા ધર્મ જ બચાવશે

સચિવ (રોષથી) એ તો ભારતવર્ષમાથી બૌદ્ધ ધર્મનો નાશ થશે અને વૈદીક ધર્મ નિષ્કંટક શાસન ચલાવશે ત્યારે જ થઈ શકશે.

રાજમાતા (સમર્થન કરતાં) મિહિરકુલ પણ એ જ મતનો છે!

બાલાદિત્ય માતાજી, ધર્મ અને વ્યવહાર વચ્ચે ભેદ તો રહેવાનો જ. મિહિરનો વધ ન કરવામાં આપણી ભૂલ થઈ.

રાજમાતા નહી બેટા, ધર્મ અને વ્યવહાર વચ્ચે કદી ભેદ ન હોઈ શકે. વેરથી વેર શમે નહીં, અવેરથી જ વેર શમે, એ ધર્મસિદ્ધાંત વ્યવહારમા પણ સાચો છે. એટલે જ મિહિરનો વધ ન કરવામાં ભૂલ નથી થઈ, ભૂલ તો મેં કરેલા એના કૃત્રિમ, કપટયુક્ત સત્કારમાં થઈ છે મારા સત્કારમાં સચ્ચાઈનો અભાવ હતો, મૈત્રીની ભાવના શુદ્ધ નહોતી. એ જ મોટી ભૂલ ! ત્યાં જ તથાગતના ધર્મનો લોપ !

બાલાદિત્ય તો હવે બગડતું જતું રાજસુત્ર સુધારવુ શી રીતે ?

રાજમાતા રાજકારણમાં હવે પછી મારી સલાહ નિરર્થક છે....આર્યસિંહનો એ સૂત્રોચ્ચાર યાદ આવે છે....નહી વેરેણ... આ અશોક વૃક્ષમાથી એ ગાથાના પડઘા ઉઠે છે. એસ ધમ્મો સનાતનો !....

[એક શ્રમણ ઉતાવળે પ્રવેશ કરે છે.]

બાલાદિત્ય પધારો ! કયાંથી વિહાર કરતા આવો છો ?

શ્રમણ કાશ્મીરથી આવુ છું. સ્થવિર આર્યસિંહે મને રાજમાતા પાસે મોકલ્યો છે.

રાજમાતા. શી આજ્ઞા છે ભદન્તની ?

શ્રમણ ભદન્તે કહેવડાવ્યુ છે- કે મારા વધના સમાચાર સાભળીને મિહિરકુલ વિષે મૈત્રીની ભાવના કરશો તો તથાગતનો ધર્મ સચવાશે.

બાલાદિત્ય રકતપટ આર્યસિંહનો વધ?

શ્રમણ હા. અને આ એમનો અંતિમ સંદેશો છે ! મિહિરકુલે ત્રેવીસમા સ્થવિરની હત્યા કરી છે.

બાલાદિત્ય માતાજી !... -

સચિવ માતાજી, કશું બોલતાં કેમ નથી? (ગભરાઈને નજીક જઈ જુએ છે) અરે ! માતાજીનું તો માથું ઢળી પડયું છે !

સચિવ અરે, માતાજીનું મૃત્યુ ?! અને તે પણ જે જગ્યાએ આર્યસિંહજીનું આસન રહેતું તે જ સ્થળે ?!



# મણકો - ૩ જો - અહિંસા

સંકલનકર્તા શ્રી ચંદુલાલ બ પટેલ

અભયદાન સર્વ દાનોમા શ્રેષ્ઠ છે જે માણસ ખરેખર તે આપે છે તેની પાસે સર્વ વિરોધ શમી જાય છે જે પોતે ભયગ્રસ્ત છે તે અભયદાન આપી શકતો નથી માટે, તેણે પોતે જ નિર્ભય થવું જોઇએ એટલે અહિંસાનુ સેવન અને ભીરુતા એક સાથે હોઈ શકતા નથી અહિંસાના પાલનને અત્યંત શૌર્યની અપેક્ષા છે

અહિંસા સૈનિકના ગુણો કરતા પણ અનંત રીતે ચડિયાતી છે જે સૈનિકને રક્ષણ માટે એક લાકડીની પણ જરૂર પડે છે તે એટલે અંશે સૈનિક ઓછો છે સાચો સૈનિક તો તે છે કે જે મરવુ કેમ તે જાણે છે અને જે ગોળીઓના વરસાદમા પણ જરાયે ખસતો નથી આવો એક અંબરીષ હતો દુર્વાસાએ તેને બહુ પજવ્યો છતા તેણે આંગળી સરખી ઉગામી નહિ પણ પોતે મક્કમ જ રહ્યો

અહિંસા, મારા નમ્ર મત પ્રમાણે, રીતસર સમજવામા આવે તો ઐહિક તેમ પારલૌકિક સર્વ દુ ખોને મટાડવા માટે ચિંતામણિરૂપ છે તેનુ અતિશય સેવન કરવુ શક્ય નથી અત્યારે તો આપણે તેનુ જરા પણ સેવન કરતા નથી અહિંસા બીજા ગુણોના સેવનની આડે નથી આવતી પરંતુ અહિંસાનુ પ્રાથમિકરૂપે પણ સેવન થઇ શકે તે પૂર્વે બીજા ગુણોનુ સેવન આવશ્યક છે મહાવીર અને બુદ્ધ સૈનિકો હતા, તેમજ ટૉલ્સ્ટૉય પણ હતા તેઓને જ પોતાની પ્રવૃત્તિનુ ગંભીર સ્વરૂપ યથાર્થ રીતે ધ્યાનમા આવ્યુ હતુ તેઓ જ યોગ્ય, સુખી ઉદાત્ત અને દૈવી જીવનનુ રહસ્ય મેળવી શક્યા હતા આપણે આ ઉપદેશકોના સહભાગી બનીશુ, તો આપણો દેશ ફરીથી પાછો દેવોનુ નિવાસ સ્થાન બનશે

અહિંસા વિષેનુ આ અમર સૂત્ર ઋષિએ પોતાના અનુભવમાથી જ ઘડ્યુ છે 'અહિંસાની પ્રતિષ્ઠા થતાની સાથે જ વેરઝેર શમી જાય છે' 'અહિંસાનો વ્યક્ત અર્થ પ્રેમ છે, કેમ કે તેને આપણે પ્રેમ રૂપેજ વ્યક્ત કરી કે ઓળખી શકીએ પ્રેમને વિષે બાઇબલમા કેટલાક સુંદર વચનો છે તેમા આવે છે કે 'પ્રેમ પડોશીનુ ભૂડું ઇચ્છતો નથી, પ્રેમને સૌનો વિશ્વાસ છે, પ્રેમને સદા આશા રહે છે, પ્રેમ કદી નિષ્ફળ જતો નથી'

જડ પદાર્થોમા એક બીજાને વળગી

રહેવાની શક્તિ છે તેવી જ શક્તિ ચેતન પદાર્થમાં એટલે આપણામાં હોવી જોઇએ. આકર્ષણ શક્તિનું નામ પ્રેમ છે. એ પ્રેમ વિના જગત ન નભે. એવો પ્રેમ આપણે પિતા પુત્ર વચ્ચે, ભાઈ બહેન વચ્ચે, મિત્ર મિત્ર વચ્ચે તો અનુભવીએ છીએ. પણ આખા જગત પ્રત્યે રાખતાં શીખવું તેમાં ઇશ્વરની ઓળખ છે. જ્યાં પ્રેમ છે ત્યાં જ ક્ષેમ છે. પ્રેમ તો પારસમણિ છે. પ્રેમબીજનું ફળ અગણિત પ્રેમફળ જ હોય. એટલે મોટામાં મોટું આપણું કાર્ય પ્રેમનો વરસાદ વરસાવવાનું છે. પ્રેમ વરસાવવો એટલે ભળી જવું એમ નહિ. એ તો મોહ કહેવાય, એ તો મહિયારું ગણાય. આપણો વિરોધ કરતા હોય તેમની ઉપર પણ પ્રેમ રાખવો, તેમને ભૂરખ ન માનવા, તેમની સેવા કરવી, એ પ્રેમ છે.

અહિંસા એટલે પ્રેમ એ જગતમાં સૌથી સફળમાં સફળ બળ છે. શામળ ભટ્ટ કહે છે: 'અવગુણ ઉપર ગુણ કરે તે જગમાં જીત્યો સહી.' આમાં 'જીતવાની' વાત લખી છે તેનો અર્થ એ છે કે એ ખરો અહિંસક થયો. તિરસ્કાર ઉશ્કેરનારી વસ્તુઓ તો જ્યાં જોઇએ ત્યાં નજરે ચડ્યા જ કરે છે. પ્રાચીન ઋષિઓએ એ સત્યનું દર્શન કર્યું હતું: દ્વેષને પ્રેમથી જ જીતી શકાય, ક્રોધ અક્રોધથી જ જીતી શકાય. એટલે આ પ્રેમ શક્તિ પ્રગટ ત્યારે થઈ શકે છે કે જ્યાં તિરસ્કાર ઉત્પન્ન કરનારાં કારણો તેની સામે ઊભાં હોય. સાચી અહિંસા તિરસ્કારનાં કારણો આગળ આંખ નથી મીંચતી. પણ આંખ બરાબર ઉઘાડી રાખી એ કારણો નિપજાવનારા માણસ ઉપર અસર પાડવામાં એની ખૂબી રહેલી છે.

અહિંસાનો—દુષ્ટતાની સામે સાધુતા ધરવાનો, શત્રુને પણ પ્રેમથી વશ કરવાનો—કાયદો 'શત્રુનાં દૂષણનું' જ્ઞાન સ્વીકારી લે છે. એટલે જ શાસ્ત્રો કહે છે કે: ક્ષમા વીરસ્ય ભૂષણમ્।

અહિંસા એ નિર્બળનું નહિ પણ બળવાનનું શસ્ત્ર છે. અહિંસા એટલે ઘાનો પ્રતિકાર નહિ પણ ક્ષમા. ક્ષમા એ વીરનું ભૂષણ છે. યુધિષ્ઠિરે જ્યારે વિરાટની અપાર પજવણી છતાં તેને ક્ષમા આપી એટલું જ નહિ, પણ મહારાજ યુધિષ્ઠિરનું અપમાન કરી તેમને ઈજા કરનાર વિરાટનો વધ કરવા તત્પર થયેલા અર્જુનના ક્રોધની સામે તેની રક્ષા કરી, ત્યારે તેમણે એ ક્ષમાવૃત્તિનું પ્રદર્શન કર્યું.

[પૃ૪, ૬૯ 'મંગલ પ્રભાત'માંથી]

## અનુક્રમણિકા

...............૩૦ એપ્રિલ ૧૯૫૧

# ગ્રંથાવલોકન

(૧) જ્ઞાનયોગી ચંદુભાઈ સાધિનો અધ્યાત્મ વાર્તાલાપ: સંગ્રાહક: શ્રી નારણશંકર ભટ્ટ સંપા॰ શ્રી ચેકુંઠલાલ ઠાકોર; કિ. ૩-૦-૦; પૃ॰ ૪૦૦.

(૨) જ્ઞાનયોગી ચંદુભાઈ સંપા॰ શ્રી ચેકુંઠલાલ ઠાકોર; કિ. ૩-૦-૦; પૃ॰ ૪૭૮.

બંનેના પ્રકાશક શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ

રાંદેર (સૂરત)ના સ્વ॰ શ્રી ચંદ્રશંકર ઉર્ફે ચંદુભાઈ એક શ્રેષ્ઠ સાધુપુરુષ હતા તેઓ સંસારમા રહીને પણ સંસારના સ્પર્શથી નિર્લિપ્ત રહ્યા તેમની સાધનાનુ તત્ત્વ એક જ હતુ આપણો આત્મા સર્વદા સાક્ષીરૂપે દરેક સ્થાને અને દરેક પ્રવૃત્તિમા હાજર રહે છે તેથી આત્મા શુ છે, આ પ્રશ્નનો હંમેશ વિચાર કરવો મનુષ્યને આત્માનો ફક્ત બુધ્ધિથી કાંઈક ખ્યાલ નહી આવી શકે તો પણ તેનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. દરેક વિચાર, વૃત્તિ, કૃતિ, અને આકૃતિમા જો સાક્ષીભાવ કેળવાઈ જાય તો માણસને આત્માની નિત્યતા અને સાચી આન્તરિક શાન્તિ અને શક્તિ તેમ જ સુદૃઢતાનો ભાસ થાય છે

"આપણે જે જે ક્રિયા કરીએ (ચાહે શરીરદ્વારા, અંતઃકરણ કે પ્રાણ-દ્વારા) તેના સાક્ષી ચોવીસ કલાક એક સરખા છીએ એ જ ખરુ ધ્યાન છે, એ જ ખરો યોગ છે, એ જ સાચી ભક્તિ છે અને ખરું કર્મ છે"

પહેલી ચોપડીમા આ તત્ત્વ ઘણી સરળતાથી તેમ જ ઉદાહરણ, અનુભવ અને વાર્તાની મદદથી સમજાવવામાં આવ્યુ છે અને બીજી ચોપડી શ્રી ચંદુભાઇના પત્રોનો એક સંગ્રહ છે એ પત્રો એમણે પોતાના અમુક મિત્રોને લખ્યા હતા. એ પત્રોમા પણ "સાક્ષી - સાધના" પર જ વારંવાર ભાર મૂકવામા આવ્યો છે.

બન્ને પુસ્તકો દરેક જિજ્ઞાસુ અને સાધકને માટે ઘણા ઉપયોગી છે

શ્રી ચંદુભાઇને ગાંધીજીના આદર્શો અને તેમની પ્રવૃત્તિઓમા ઘણો વિશ્વાસ હતો.

"અત્યારે તો શાન્તિના દૂત મહાત્મા ગાંધીજી છે એમની વિચારશ્રેણી હાલ ભલે ભૂલભરેલી લાગે, છતા લોકોને એ માર્ગ રુચિકર થઈ પડવાનો છે" શુ૦ મ૦

## "પ્યારાબાપુ"

વ્યવસ્થા :—

આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે.

પ્રગટ તારીખ પછી દસ દિવસમા અંક ન મળે તો ટપાલમા તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવુ. ગ્રાહકોએ પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂ ૬) છે પરદેશ માટે શિલિંગ ૧૨) છે. તે કાર્યાલયને સરનામે મ.ઑ.થી મોકલવું પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે. જ્યાં સુધી સિલકમાં હશે ત્યા સુધી પાછલા અંકો મળશે લવાજમ મ ઑ થી મોકલતા મ ઑ ની કૂપન પર પૂરું ઠેકાણુ વગેરે સ્પષ્ટ લખવુ

એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે.

'પ્યારાબાપુ' કાર્યાલય જૂનાગઢ (...)

બાપુજી અને ગુરુદેવ એ બંને મહાવિભૂતિઓ આપણી સમીપ ઉચ્ચ આદર્શ મૂકી ગયેલ છે. અમે માનીએ છીએ કે, બાપુજી અને ગુરુદેવના આદર્શોનો સુભગ સમન્વય કરી એમાંથી નિષ્પન્ન થતા રચનાત્મક માર્ગનું અનુસરણ કરવામાં વ્યક્તિનું તેમ જ સમષ્ટિનું સાચું કલ્યાણ રહેલું છે. આ બને મહા – વિભૂતિઓના ઉન્નત જીવના-શિલ્પોના સમન્વયથી જ આપણું ભાવિ ગૌરવશીલ બની શકશે, અને એમાં જ આપણું શ્રેય રહેલું છે. તેથી અમે આવા સમન્વયને મૂર્ત કરે એવી સંસ્થા જૂનાગઢમાં સ્થાપવા નિશ્ચય કર્યો છે.




બાપુજી અને ગુરુદેવના આદર્શોના સમન્વયનો હેતુ સત્યની ઝાંખી કરવાનો છે. પરંતુ સત્ય તો અનેક રૂપે વ્યક્ત થઈ રહ્યું છે તેથી પ્રત્યેક વ્યક્તિ સત્યનું દર્શન પોતપોતાના સ્વભાવ અને પ્રજ્ઞા પ્રમાણે કરી શકે છે. ગુરુદેવ તો કવિ હતા, એટલે એમણે સત્યનું દર્શન સૌંદર્યમાંથી નિષ્પન્ન થતી સંવાદિતા (Harmony) દ્વારા કરવા પ્રયત્ન કર્યો; જ્યારે બાપુજી તો હતા કર્મયોગી, એટલે તેઓ તપ – સંયમશીલ કર્મમાંથી નિષ્પન્ન થતી સંવાદિતા દ્વારા સત્યનું દર્શન કરવા મથ્યા. આમ સત્યનાં બે મુખ્ય લક્ષણ સૌન્દર્ય અને તપ છે.

ગુરુદેવ તેમ જ બાપુ[illegible] વ્યક્તિગત આત્મશક્તિ વ[illegible] એ ભિન્ન ભિન્ન માર્ગે પ[illegible] સત્યનું દર્શન કરી શક્ય[illegible] પરંતુ આપણે જો આ[illegible] જીવનમાં તપ:પરાય[illegible] માર્ગે પ્રયાણ કરીએ તો જીવનમાં શુષ્કતા આવ[illegible] જવાનો સંભવ રહે છે ખરો. એ જ પ્રમાણે આપણે સૌંદર્યને જ પ્રાધાન્ય આપીએ તો એમાં સ્વચ્છંદતા આવી જવાનો ભય રહે છે. તેથી એ બન્નેમાંથી બચવા માટે તપ:પરાયણ માર્ગનો સંયમ અને સૌંદર્યદર્શી માર્ગનો આનંદ એ બન્નેનો સમન્વય કરવામાં આવે તો એ નૂતન માર્ગ આપણા વિકાસને અવશ્ય મહાયરૂપ થઈ શકે.'

આવા સમન્વયનું બીજ માનવીના અંતરમાં રહેલી સર્જનશીલ સંવેદનામાં રહેલું છે. આવી સંવેદનાની દૃષ્ટિએ બાપુજીની રચનાત્મક પ્રવૃત્તિઓનું તેમ જ ગુરુદેવની સૌન્દર્યદર્શી પ્રવૃત્તિઓનું મહત્ત્વ સરખુ જ છે.

તેથી 'રૂપાયતન'નો મુખ્ય ધ્યેય આવી સર્જનાત્મક સંવેદનાને જાગ્રત કરી એને સર્વગ્રાહી અને સુસંવાદી કરવા પ્રત્યે જ રહેશે. અને એ જ રીતે સત્યના આનંદની તેમ જ સત્યની તપસ્યાની અનુભૂતિ કાર્ય દ્વારા કરીને માનવી સંપૂર્ણતાનો સ્પર્શ કરવાને શક્તિશાળી થાય અને એમાં જીવનનો પરમ આનંદ અનુભવી શકે તો 'રૂપાયતન'નો આદર્શ સફળ થાય

પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી. રૂપાયતન મુદ્રણાલય, ગિરિ[illegible]

આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]



વર્ષ ૪ | ૩૦ મે-૧૯૫૨ | અંક ૪

ગોરક્ષા એ મનુષ્યના આખા વિકાસ ક્રમમાં મને સૌથી અલૌકિક વસ્તુરૂપે ભાસી છે. ગાયનો અર્થ હું માણસની નીચેની આખી મૂંગી દુનિયા એવો કરું છું. ગાયને બહાને એ તત્ત્વદ્વારા માણસને આખી ચેતનસૃષ્ટિ જોડે આત્મીયતાનો અનુભવ કરાવવાનો એમા પ્રયત્ન છે આવો દેવભાવ ગાયને જ કેમ આપવામાં આવ્યો હશે એ પણ મને તો સ્પષ્ટ છે. ગાય જ હિંદુસ્તાનમા માણસનો સૌથી સાચો સાથી–સૌથી મોટો આધાર–હતી એ જ એક હિન્દુસ્તાનની કામધેનુ હતી. તે માત્ર દૂધ જ આપનારી નહોતી, આખી ખેતીનો એ આધારસ્તંભ હતી

ગાય એ દયાધર્મની મૂર્તિમત કવિતા છે. આ ગરીબ અશરાફ પ્રાણીમાં આપણે કેવળ દયા જ ઊભરાતી જોઈએ છીએ લાખો કરોડો હિંદીઓને ઉછેરનારી એ માતા છે એ ગાયની રક્ષા તે ઈશ્વરની આખી મૂક સૃષ્ટિની રક્ષા છે. જે અજ્ઞાત ઋષિ કે દ્રષ્ટાએ આ ગોપૂજા ચલાવી તેણે ગાયથી શરૂઆત કરેલી. એથી નિરાળું બીજું કશું એનુ ધ્યેય હોઈ જ ન શકે. આ પશુસૃષ્ટિની અરજ મૂગી છે તેથી વળી વધારે જ અસરકારક છે. ગોરક્ષા એ હિંદુ ધર્મે દુનિયાને આપેલી બક્ષિસ છે. અને હિંદુ ધર્મ પણ જ્યા સુધી ગાયની રક્ષા કરનારા હિંદુઓ છે ત્યાં સુધી જ રહેશે.

એ ગાયની રક્ષા કઈ રીતે થાય? રસ્તો એ જ છે કે ગાયને બચાવવા જાતે મરવું. ગાયને બચાવવા ખાતર માણસને મારવા તૈયાર થવું એ તો હિંદુધર્મ તેમ જ અહિંસા ધર્મ બન્નેનો ઇનકાર કર્યા સમાન છે.

આ મૂગા પશુઓ પર ઘાતકીપણાના પ્રત્યેક કર્મથી આપણે હિંદુધર્મનો અને ઈશ્વરનો ઇનકાર કરીએ છીએ. હું નથી માનતો કે દુનિયાના બીજા કોઈ પણ દેશમાં તેના ઢોરોની હાલત હિંદુસ્તાનના કરતા ભૂંડી હોય. આમાં આપણી ગરીબી આપણે નહી ગાઈ શકીએ. આપણાં ઢોરોની આ દુર્દશા આપણી ઘાતકી બેદરકારી સિવાય બીજા કશાની જ સૂચક નથી

હિંદુઓની પરીક્ષા ટીલાં કર્યાથી, સ્વર-શુદ્ધ મંત્રો ભણ્યાથી, તીરથજાત્રાઓ કર્યાથી કે ન્યાતફિરકાઓના ઝીણામાં ઝીણા નિયમો ચીવટથી પાળ્યાથીયે નહીં, પણ ગાયને બચાવવાની તેમની શક્તિથી જ થવાની છે. અત્યારે તો ગોરક્ષા ધર્મનો દાવો કરનારા આપણે ગાયને અને તેના વંશને ગુલામ બનાવી જાતે ગુલામ બન્યા છીએ. —ગાંધીજી



## શાંતિનિકેતનનાં ભજનો

આકાશ જુડે શુનિનુ, ઓઈ બાજે, ઓઈ બાજે
તે મારિ નામ સકલ તારાર માઝે – ઓઈ બાજે
સેઇ નામખાનિ નેમે એલો ભૂંયે
કખન આમાર લલાટ દિલો છુંયે?
શાંતિ ધારાય વેદન ગેલો ધૂયે
આપન આમાર આપનિ મરે લાજે – ઓઇ બાજે
મન મિશે જાય આજ ઓઈ નીરબ રાતે
તારાય ભરા ઓઈ ગગનેર સાથે
એમની કરે આમાર એઈ હૃદય
તોમાર નામે હોકના નામ મય
આંધારે મોર તોમાર આલોર જય
ગભીર હોયે થાક જીવનેર કાજે – ઓઈ બાજે

આકાશમાં લક્ષ રાખીને સાંભળ્યું તો તારું જ નામ એકેએક તારમાં ગુંજી રહ્યું છે–એ ગુંજે.

એ જ નામ ધ્વનિ તારાઓમાંથી નીચે ભૂમિ ઉપર ઊતરી આવ્યો ને કોણ જાણે ક્યારે મારે કપાળે સ્પર્શ કરી ગયો! એ સ્પર્શ થતાં જ મારી બધી વેદના શાંતિધારામાં ધોવાઈ ગઈ. એ નામની મહત્તા હું ન સમજ્યો તે વિચારથી મારો આત્મા અંદર ને અંદર શરમાઈ મરે છે.

હવે આજે મારું મન નીરવ રાત્રિમાં એ તારા ભર્યા આકાશ સાથે મળી જાય છે; તેવી જ રીતે મારું હૃદય એ તારાઓ પાછળ છૂપાયેલા તારા નામ સાથે નામમય થઈ જાય એ મારી અભિલાષા છે. મારા આ અંધાર ભર્યા માનવજીવનમાં પણ તારો પ્રકાશ પ્રત્યેક જીવન કાર્યના ઊંડાણમાં વસવાટ કરતો બને, ને એ પ્રકાશનો સદાય જય થાય. [અનુ૦ કુરંગી દેસાઈ]

# અહિંસાનો ઉ.પ

અહિંસા એ ઉચ્ચ પ્રેમનુ–સર્વવ્યાપી પ્રેમનું સ્વરૂપ છે એનુ સ્વરૂપ જેટલુ વ્યાપક કરી શકાય એટલુ ઓછુ જ છે એ ઉચ્ચ પ્રેમની દૃષ્ટિએ જોઈએ તો–

‘વિશાળે જગવિસ્તાર નથી એક જ માનવી
પશુ છે પખી છે પુષ્પો, વનોની છે વનસ્પતિ’
(ઉમાશંકર જોષી)

પણ આ અહિંસા સત્યમાથી જ પરિણમે જ્યા સત્ય છે ત્યા હિંસાનો વિચાર જ ન સભવે જ્યારે સત્યને વીસરી જવામા આવે છે અને અસત્યનુ આચરણ કરવામા આવે છે ત્યારે જ હિંસા થાય છે તેથી હિંસાનુ મૂળ અસત્ય છે માનવી જ્યારે સત્યને સ્થાને અસત્યને પ્રાધાન્ય આપે છે ત્યારે એની પ્રેમની ભાવના લુપ્ત થાય છે અને બીજાને મારીને એ પોતે જીવવા મથે છે

પરતુ આ કઈ જીવનની પ્રકૃતિ નથી એ તો એની વિકૃતિ છે એ કઈ જીવનનુ સત્ય નથી. તેથી એ સનાતન પણ નથી એ ક્ષણિક છે નાશવત છે દુખપ્રદ છે

પણ માનવના અતરના અતરતમ ખૂણે સત્ય જ રહેલુ છે અને એ જ્યારે કાર્યમા વ્યક્ત થય છે ત્યારે જ માનવી માનવ બને છે સત્યના આવિર્ભાવમા જ માનવીની માનવતા રહેલી છે જ્યારે માનવી સત્યને બાજુએ મૂકીને વર્તે છે ત્યારે જીવનમા પાશવતા જન્મે છે અને માનવી ભાન ભૂલી હિંસાને માર્ગે વળે છે પરતુ જ્યારે એનામા રહેલુ સત્ય પ્રગટ થાય છે ત્યારે એ ઉચ્ચ માનવતા દાખવે છે અહિંસાને પ્રસ્થાપિત કરે છે

પ્યારાબાપુ

●

મુકુલભાઈ

વર્ષો પહેલાની એક વાત છે રશિયા અને જર્મની વચ્ચે ખૂનખાર યુદ્ધ ફાટી નીકળ્યુ બન્ને પક્ષે એ વહેલી સવારથી ઘોર સગ્રામ ચલાવ્યો. કેટલાયે સૈનિકોનો સહાર થયો બધે હિંસાનુ વિકરાળ સામ્રાજ્ય પ્રસરી ગયુ માનવી ભાન ભૂલી માનવીને જ ક્રૂરતાથી મારી રહ્યો હતો.

રાત પડી, એટલે લડાઈ બધ થઈ રણસગ્રામ પર અસખ્ય સૈનિકો ઘવાયેલા તેમ જ મરેલા પડ્યા હતા બધે શાતિ પ્રસરી ગઈ હતી પણ વચ્ચે વચ્ચે કયાક કયાકથી ઘવાયેલા સૈનિકોની હૃદયદ્રાવક ચીસો સભળાતી હતી અને તેથી શાતિ વધારે ભયાનક લાગતી હતી.

શિયાળાના દિવસો હતા. રાતે ઠડી સખત વાવા લાગી બધે ઠડો પવન સુસવાટા ભેર ધસતો હતો

એવામા એક ઘવાયેલા રશિયન સૈનિકે પડખુ ફેરવ્યુ તેણે જોયુ તો એની બાજુમા સામા પક્ષનો એક ફ્રેન્ચ સૈનિક ટાઢે ઠુઠવાતો પડયો છે રશિયન સૈનિકને થયુ “મને તો જીવલેણ ઘા વાગ્યો છે સવાર સુધી જીવીશ કે કેમ એ જ નિશ્ચિત નથી આ ફ્રેન્ચ સૈનિક જીવશે એવુ લાગે છે પણ એ બાપડો ટાઢથી થથરે છે મારો આ હુફાળો રૂવાટીવાળો કોટ મને શા ખપનો છે? લાવને એને જ ઓઢાડી દઉ !

એમ વિચાર કરી તે પોતાની થોડીઘણી શક્તિ વડે ધીમે ધીમે ખસતો પેલા ફ્રેન્ચ સૈનિક પાસે ગયો. તેણે પોતાનો કોટ કાઢીને થથરતા ફ્રેન્ચ સૈનિકને ઓઢાડી દીધો.

[ અનુસધાન જુઓ પૃષ્ઠ ૧૦૮મુ ]

# સ્વામી શિવાનંદજી 

સ્વામી શિવાનંદજીના મૃત્યુ વખતની છેલ્લી પળોએ તો યોગી અને તત્ત્વજ્ઞાનીઓને પણ ઝાંખા પાડી દીધા. રાતે ૧।। વાગે આનંદાને વીંધતી ગોળી વાગે છે. તેમના મુખેથી "ૐ સચ્ચિદાનંદ"ની આછી ચીસ નીકળી. બાજુમા સૂતેલા સાથી બાબુભાઈ જાગ્યા. પૂછ્યું, "શું થયું સ્વામીજી?" સ્વામી બોલ્યા, "જુઓ તો, કંઈક જીવડું કરડી ગયું લાગે છે" એટલામા બીજા સાથીઓ પણ ઊઠ્યા. એક ભાઈ આયોડીન લાવ્યા. ફાનસ કરીને જોયું તો ચારે બાજુ લોહી વહેતું હતું. સ્વામીજીની પથારી લોહીથી તરબોળ હતી. બાબુભાઈએ ધ્રુજતા કહ્યું, "આ તો ગોળી વાગી છે" સ્વામીજી હસતા બોલ્યા, "વાહ સરસ મૃત્યુ!"

આશ્રમના અને ગામના લોકો સ્વામીજીને વીંટળાઈ વળ્યા. બધાની આંખો આંસુથી ઊભરાઈ. સ્વામીજી હિંમત આપતા બોલ્યા, "રડો છો શા માટે? એણે એનું કામ કર્યું. આપણે આપણું કામ કરવાનું છે. હું તો આ કામ માટે ફરીથી જન્મ લેવાનો છું. આથી રૂડું બીજું કયું મૃત્યુ?"

વેદના વધતી હતી. સુરેન્દ્રનગર આયરિશ મિશન હૉસ્પિટલમા સવારના સાડા પાંચના સુમારે લઈ જવામા આવ્યા. ગામડાના રસ્તા ખાડા ટેકરાવાળા તેથી મોટરના હડદોલા તેમને વધુ દર્દ આપી રહ્યા હતા. બાબુભાઈએ પૂછ્યું, "પીડા થાય છે નહિ?" ત્યારે હસતા હસતા સ્વામીજી જવાબ આપે છે, "એ તો ગોળી પેટમા રમી રહી છે ને!"

સવારના દશ થયા. મૃત્યુ નજદિક આવી રહ્યું હતું તે વખતે તેમના એક જૂના સાથી દાર આવી પહોંચ્યા. તેમને જોતા જ સ્મિત કરતા સ્વામીજી બોલ્યા, "વાહ કેવું સરસ, ખાટલામા પડીને મરવાનું ન આવ્યું અને આવું મૃત્યુ આવ્યું"

હાકનરોને સ્થિતિ હવે ગંભીર લાગવા માંડી ચીટગાઇને મળવા બધા બીજા ઓરડામાં ગયા ફક્ત પેલા સાથીદાર રહ્યા. સાથીદારે પૂછ્યું, 'સ્વામીજી, આપનો જુદા પડવાનું નજીક આવ્યું હોય તેમ દેખાય છે એટલે થોડી વાતો કરી લઈશું ?'

"હા ભલે,' સ્વામીજી સ્વસ્થતાથી બોલ્યા

'તમારે કાંઈ કહેવાનું હોય તે કહો "

'મારે શું કહેવાનુ હોય? જે કાંઈ કહેવાનું હતુ તે ફૂલપગમાં ભાભુભઈને લખાવી દીધું છે હું તો આવી રીતે જવાનું મળ્યું છે એટલે લહેરમાં છું લહેરથી જઈશ ખાટલે પડી રહેવા કરતા અંત આવી જાય તો ફરીથી જન્મ ધારણ કરુ અને આજ મમમાં જલદી લાગુ"

' તમે પુનર્જન્મમાં માનો છો ?

' હા "

તો અહીં જ આવવાનો નિર્ધાર કર્યો છે?

' મે તો હમેશા પ્રેમજ માગ્યુ છે '

'તો તમારી રાહ જોઉ ને?

"હા જરૂર

અને જીવન અને મૃત્યુ બન્ને વચ્ચેના અંતરને ભુંસી નાખતું મધુર સ્મિત તેમના મુખ પર પથરાઈ ગયું જાણે કે આ ગામ જાઉં છું કાલે પાછો આવીશ અને બાકી રહેલુ કામ પૂરું કરીશ' મૃત્યુનો આથી વિશેષ કંઈ જ અર્થ એમને મન ન હતો.

આમ સ્વામીજી તો ચાલ્યા ગયા પણ મૃત્યુ વખતની અગ્ની શક્તિ તેમણે કયા બળે મેળવી એ શોધવા માટે તેમની યુવાનીના દિવસો જોવા જોઈએ

વઢવાણ શહેરના દરબારગઢ પાસે જ્યાં આજે હોટેલ છે ત્યાં છત્રીસ વર્ષ પહેલા એક દરજી કપડા શીવવાનો સંચો ફેરવી રહ્યો છે તેની આસપાસ યુવાન વિદ્યાર્થીઓનું ટોળુ વીંટળાયેલુ છે કામ કરતા કરતા દરજીભાઈ મગજ આખાની વાતુ કરે છે અને યુવાનોના હૃદયમાં દેશની ગુલામીનું ભાન કરાવે છે તેમની નસોમા આઝાદીના બી રોપે છે બંગભંગની વાતો થાય છે સુરેન્દ્રનાથ બેનરજીના ભાષણો વંચાય છે અને ખુદીરામ બોઝનું નામ પડે છે ને યુવાનો થનગની ઊઠે છે અને કંઈક કરી છૂટવાની તમન્ના જાગે છે

આ દરજી કોણ? ગાંધીજીએ જ્યારે સહુથી પ્રથમ તેમને જોયા ત્યારે તેમણે આ દરજીમાં શુ જોયુ અને કહ્યુ, "સત્ય તો મે મોતીલાલની આંખમા જ જોયુ'

હવે આ મોતીભાઈના યુવાનોના પગના તાલે તાલે એક જ બોલ ગૂંજી ઊઠે છે 'કિસ્મત ક્યાંથી ભારત હિત કાજ હશે ?'

પોષ માસની કડકડતી ઠંડી છે વઢવાણ જંકશને પાલિતાણાના યાત્રાળુઓ આવ્યા છે મજૂરો મળતા નથી યુવાન દુકડીમાંનો એક યુવાન 'શિવા' સ્ટેશને પહોંચે છે હારી નાખે એવી ઠંડીમાં એક પહેરણ ભેર દોડી જાય છે યાત્રાળુઓના પોટલા ઊંચકવા તેમને હૂંફ આપવા.

મોતીભાઈ બોલી ઊઠે છે, 'અરે શિવા કંઈક ઓઢીને કે બંડી પહેરીને તો આવ'

પણ શિવાને તો ગંજી બંડી પહેરવાનો પણ ક્યાં વખત છે! તેની સામે ધ્રૂજતા યાત્રાળુઓ દેખાય છે દુખિયા યાત્રાળુઓની ઠંડી દૂર કરવી છે તે પોતાને ભૂલી ગયો તેને એક જ ધૂન છે 'કિસ્મત ક્યાંથી ભારત હિત કાજ હશે?'

ઉનાળો પોતાનુ ખરુ સ્વરૂપ બતાવી રહ્યો છે બળબળતા બપોર [illegible] ચામડીને

બાળી રહ્યા છે તેવે વખતે આ શિવો ઉઘાડે માથે, ઉઘાડા પગે, બાવરા ભૂતની માફક વઢવાણ જંકશનના સ્ટેશને યાત્રાળુઓના પોટલાં હડીસેર ઊંચકી રહ્યો છે. મોતીભાઇના હૃદયમાં આનંદ છે છતાં મમતા એવી છે કે કે તેનાથી આ જોયું નથી જતું. ઠપકાથી બોલ્યા, "શિવા! તું આવો ને આવો ક્યાં સુધી રહીશ?"—— —— –

શિવાના મુખ પર રાહત આપ્યાની ટાઢક છે અને હસતો હસતો "કિસ્મત ક્યાંથી ભારત હિત કાયા હળે રે...." ગાય છે.

ઝાલાવાડની મરૂભૂમિમાં દર ઉનાળે પાણીનું દુઃખ. વઢવાણમાં પાણી માટે હેકારો બોલે છે. વીરડા ઊંડા ઉતરી ગયા છે. ગામની બહેનો પાણી માટે જ્યાં ત્યાં વલખા મારી રહી છે.

આ વખતે મોતીભાઈને કંઈક સૂઝયું. તેમના મંડળે કોદાળી પાવડા લીધા. દરેકના હાથમાં કોદાળી પાવડા રમવા લાગ્યા. પણ આજે શિવાનું કંઈક જુદું જ સ્વરૂપ હતું. તેના મુખ પર કોઇ ઓર તાજગી હતી આવા કામ માટે તેનું હૃદય અનેરી ભાવનાથી ભરાઈ જતું

કાનેટીના કુવાના ઊંડાણમાં બધા જુવાનોના ઘા પડતા હતા. પણ શિવાના કોદાળીના ઘાથી તો કુવો ગાજી ઊઠતો. તે આજે પોતાને ભૂલ્યો હતો. થાક તેની પાસે આવતા ડરતો હતો એમ લાગતું હતું. બીજા જુવાનો જરા લાંબા થઈને વચ્ચે વચ્ચે વિશ્રાંતિ લઈ લેતા પણ શિવો તો અવિરત પણે ઘા કર્યે જ જતો હતો. મોતીભાઈનું દિલ નાચી ઊઠયું અને "શાબાશ શિવા" બોલી ઊઠ્યા. આ બોલના જવાબરૂપે શિવાની કોદાળીના ઘામાંથી સંગીત રચાતું, "કિસ્મત ક્યાંથી ભારત હિત કાયા હળે રે...."

સૂરજ આથમી રહ્યો છે. પણ કૂવામાંથી પાણીની સેર પણ ફૂટતી નથી. બધા યુવાનોના પરસેવાથી જમીન ભીની થઈ રહી. બધાના મુખ પર નિરાશાની છાયા પથરાઈ; પણ શિવો તો ફળની આશા રાખ્યા વગર કર્મયોગમાં ગરકાવ છે. સંધ્યાના ઓળા પથરાયા. પણ તેના હાથમાંથી કોદાળી છુટતી નથી. ઉછળી ઉછળીને ઘા ઝીંકયે જાય છે અને છેવટે પાણીની સેર છુટી શિવો નાચી ઊઠ્યો

કોદાળી પાવડાનું તાંડવ નૃત્ય ચાલ્યું. મોતીભાઈ બોલી ઊઠ્યા, "શિવા ઝટ કર, ઉપર આવ" પણ શિવો તો આજે દુનિયા ભૂલ્યો હતો. તેના નૃત્યમાં-તાલમાં-ગાનમાં-સૂરમાં "કિસ્મત ક્યાંથી ભારત હિત કાયા હળે રે...."નું નૃત્ય હતું.

આ વાતને કેટલાયે વર્ષો વીતી ગયા. કેટલીયવાર લડતોમાં ભાગ લઈને શિવાનંદજી જેલમાં ગયા. અને છેવટે દેશી રાજ્યોના વિલીનીકરણથી જે ખેડૂત ગરાસદારોના સવાલ ઉભા થયા હતા તેમાં ખેડૂતોના સાથી બનતાં તેમને ગોળી ઝીલવી પડી. તે ગોળી ઝીલતા પણ છેવટ સુધી આજ રટણ રહ્યું. "કિસ્મત ક્યાંથી ભારત હિત કાયા હળે રે...."

---

સૂર્યનો મહિમા તો સારાયે જગત માટે છે. પણ તેથી ઘરદીવડાનો મહિમા કહિયે ઓછો અંકાયો નથી ગુલામીના અંધકારથી ઘેરાયેલા ભારત માટે ગાંધીજી જો સૂર્ય હતા તો રાજાશાહીની બેવડી ગુલામીના અંધકારમાં ઘેરાએલાં સૌરાષ્ટ્ર માટે શિવાનંદજી ફક્ત કોડિયાં જેવા જ નહિ પણ એક મશાલ જેવા ઘરદીવડા અવશ્ય હતા. માનવીની મહત્તા સિદ્ધિઓમાં નહિ. પણ સાધનામાં હોય તો શિવાનંદજી સૌરાષ્ટ્રની પ્રખર ગાંધી-છાયા હતા.



# ગુરુદેવની ગીતાંજલિ

[ગુરુદેવની 'ગીતાંજલિ'ના કાવ્યોનું અનુશીલન પૂજ્ય મહિસકજીને મુખેથી કરવું એ ખરેખર જીવનનો અનન્ય લહાવો છે. એમની સ્નેહ નીતરતી આંખો, આપણા હૈયાને પુલકિત કરે એવો ધીર, ગંભીર, પ્રશાંત અવાજ, ગુરુદેવ પ્રત્યેના પૂજ્યભાવથી પ્લાવિત એમનું પ્રેમાળ હૃદય અને સ્વજનસમો સંપર્ક એ બધાના સુભગ સુમેળ વચ્ચે એમના મુખે ગુરુદેવના કાવ્યો વિશે સાંભળવાથી 'ગીતાંજલિ'ને સમજવા માટે આપણને નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. આ લેખમાળા સૌને મનનીય થઈ પડશે.]

જે બાળકને તું રાજાના જેવા વેશે શણગારે છે, અને જેને તું મણિ અને રત્નોના હાર પહેરાવે છે, તેનો રમતનો બધો આનંદ ઊડી જાય છે, તેને વસ્ત્રો અને આભૂષણો ભારે બોજારૂપ થઈ પડે છે.

રખેને આંચકો લાગે અને ફાટી જાય, ધૂળ લાગે અને ડાઘ પડી જાય. એ બીકે તે બધાથી દૂરને દૂર રહે છે અને તેને ચાલતાં પણ વિચાર થઈ પડે છે.

મા, આવા રાજાના જેવા શણગાર શા કામના? આ મણિ અને રત્નોનો હાર શા કામના? તું જો બારણું ખોલી દે તો હમણાં હું રસ્તામાં દોડી જાઉં અને તડકામાં ને પવનમાં, ધૂળમાં ને કાદવમાં રમવા મંડી પડું.

જે બાળકને તું રાજાના જેવા વેશે શણગારે છે, અને જેને તું મણિ અને રત્નોના હાર પહેરાવે છે, તે વિશ્વજનના મેળાની દિનભરની વિવિધ રમતોમાં અને ચોપાસ હજારો સુરે ગાજતા વિરાટ સંગીતમાં ભળવાનો અધિકાર ખોઈ બેસે છે.

[અનુ૦ નગીનદાસ પારેખ]

અત્રેજી 'ગીતાંજલિ'નું આ ૮મું કાવ્ય સમજાવતાં પૂ૦ મહિસકજી નીચે પ્રમાણે બોલ્યા:

જીવન વસ્તુતાએ એક-રૂપ છે, જો કે એનો વિકાસ અનેક રૂપોમાં થાય છે તેથી પ્રકૃતિ અને માનવસમાજમાં એકતા એ એક મહાન સત્ય છે. એ ઐક્યભાવનો જે કોઈ વ્યક્તિ, વસ્તુ અથવા જનસમૂહ વિરોધ કરે છે તે જીવનના વિકાસમાં એક બાધા નાખે છે.

માણસો આત્મા જીવનની એકતાને પ્રજ્ઞા Intuition-દ્વારા સમજે છે અને અનુભવે છે અને જ્યારે જ્યારે તેના આ ઐક્યના અનુભવમાં અથવા આ ઐક્યના સત્ય પર

પોતાના વ્યક્તિગત કે સામાજિક જીવનમાં કોઈ બાધા ઊભી થાય છે, ત્યારે તેનો આત્મા પોકારી ઊઠે છે. "મારે જીવનના પ્રવાહથી જુદું નથી રહેવું. મારે સૌની સાથે એ પ્રવાહમાં તણાઈ જવું છે. જુદાઈ તો એક ઝેર છે; તેથી મને જો મારી ધન કે જ્ઞાનની સત્તા, સામાજિક સ્થિતિ કે પદવી, મારી નાત-જાત, મારો પહેરવેશ કે મારા ખોરાકની પદ્ધતિ બીજાઓથી જુદી પડતી હોય તો મને આ બધું નહિ જોઈએ, નહિ જોઈએ. મારો સાચો આનંદ અને મારું સાચું કલ્યાણ સર્વની સાથે મળીને કામ કરવામાં અને રમવામાં જ છે."

આ કાવ્યમાં પણ બાળક માને કહે છે કે "જો તું મને સારાં સારા કપડાં પહેરાવીને મારા બીજા સાથીઓની સાથે રમતગમતમાં ભળતાં અટકાવતી હોય તો મને સારાં કપડાં નથી જોઈતાં."

પરંતુ જો આત્માનું વલણ એકતા તરફ હંમેશ રહે તો બુદ્ધિનું-મનનું-વલણ અનેકતા તરફ હંમેશ રહે છે. બુદ્ધિ-મન-ને દરેક વસ્તુ અથવા વ્યક્તિને જુદા રાખવામાં જ મજા પડે છે. તેથી જ તો એક બૌદ્ધ શાસ્ત્રમાં લખ્યું છે: "Mind is the slayer of the Real." (મન તો જે સત્ય છે તેને હણનાર છે) અને એ જ શાસ્ત્રમાં "જુદાઈ સંબંધે એક જગાએ લખ્યુ છે: જુદાઈ તો 'The dire heresy of seperateness' (ભેદભાવનું સખત કાફરપણું) છે."

બાળકોમાં એકતા અનુભવવાની વૃત્તિ અને શક્તિ કુદરતી રીતે હોય છે. એનાં ઉદાહરણો આપણને ઘણે ઠેકાણે અને વારંવાર મળે છે. દષ્ટાંત તરીકે, દરિયા કિનારે જુદી જુદી જાતિઓ જુદા જુદા ધર્મો અને દેશોનાં નાનાં બાળકો સરળતા અને વિના સંકોચે એકબીજા સાથે રમતાં દેખાય છે. એ બાળકો વચ્ચે કોઈ જાતનો ભેદભાવ દેખાતો નથી. એટલા માટે જ તેઓ સ્વર્ગના અધિકારી છે. કારણ કે સ્વર્ગ તો કેવળ માણસની માનસિક, બૌદ્ધિક, આત્મિક અવસ્થાનું જ નામ છે. એવી જ અવસ્થામાં બાળક હોય છે. એ વખતે તે જીવનમાં એક અનુભવતું હોય છે અને જીવનમાં ઉતારતું હોય છે.

---

ઈશુ ભગવાન પાસે એક યુવક આવ્યો અને બોલ્યો: "મને કોઈ એવો ઉપાય બતાવો કે જે વડે મારું કલ્યાણ થાય."

ઈશુએ કહ્યું: 'ભાઈ, તમે તમારા પાડોશી સાથે પ્રેમ કરો, ગરીબોની સેવા કરો અને દુઃખીઓને સહાયતા કરો. આથી તમારું કલ્યાણ થશે."

યુવકે કહ્યું: "આ બધું તો હું કરું છું. આ સિવાય બીજો કોઈ ઉપાય હોય તો બતાવો."

ઈશુએ કહ્યું: "જો તમારે તમારું કલ્યાણ ખરેખર સાધવું હોય તો તમારી બધી સંપત્તિ સારા કાર્યોમાં દાન આપી દો."

ભલા, ધનવાનને આવી વાત રુચે ખરી? તે યુવકને પણ આ વાત ન રુચી. તે તરત જ ઘેર પાછો ફર્યો, ત્યારે ઈશુએ પોતાના શિષ્યને ઉપદેશ આપતાં કહ્યું: "સોયના કાણાંમાંથી ઊંટને નીકળવું સહેલું છે પણ ધનવાનને માટે સ્વર્ગમાં દાખલ થવું મુશ્કેલ છે."



# બાપુના પરિવાર

## આશાદેવી ...... ૭

અનસૂયા આનંદ

આશાદેવી વિષે લખવાનું મેં ખૂબ ઉત્સુકતાથી કબૂલ્યું છે. વીસ બાવીસ વર્ષોનો અમારો પરિચય, એટલે મને થયું કે હું સહજ રીતે એમના વિશે લખી શકીશ. પરંતુ જ્યારે લખવા બેઠી ત્યારે જુદો જ અનુભવ થયો. શાળા કોલેજના કેટલાયે સંસ્મરણો જાગ્રત થયા. કાંઈ પણ લખવા કરતાં આંખો મીંચીને એ સંસ્મરણોના ચિત્રો જોતાં બેસવામાં જ મને સમાધાન મળતું લાગ્યું. હું ચિત્રકાર કે કવયિત્રી હોત તો કદાચ જૂની સ્મૃતિ વ્યક્ત કરી શકી હોત પણ ગદ્યમાં એને શી રીતે વ્યક્ત કરું? આશાદેવીનું જીવન એક સંગીત જ છે. તેનો અન્વય–અર્થ–કરવાનો મને ખ્યાલ સુદ્ધાં આવ્યો નથી. સંગીતની પેઠે એમની પાસે એવું કંઈક મુગ્ધ કરનારું છે. એમનું જીવન જોવા જઈએ તો સાવ સરળ છે, પણ તેમાં કાવ્ય સભર ભરેલું છે. એમનામાં પ્રખર ધ્યેયનિષ્ઠા છે.

### જન્મ અને બાળપણ

૧૯૦૨માં અધિકારી અટકવાળા એક બંગાળી કુટુંબમાં આશાદેવીનો જન્મ થયો હતો. એમના પિતા સંસ્કૃત અને તત્ત્વજ્ઞાન વિષયોમાં પારંગત હતા. પં. માલવીયજીના કાશી વિશ્વવિદ્યાલયમાં પ્રાધ્યાપક તરીકે તે હતા. અંત સુધી તે ત્યાં રહ્યા હતા. આશાદેવી એમની સૌથી મોટી પુત્રી હતી. પાંચ વર્ષની હતી ત્યારથી જ એમના પિતાએ એમને અમરકોશ અને લઘુકૌમુદી શીખવવાની શરૂઆત કરી હતી. શાળામાં આશાદેવીનો વર્ગમાં હંમેશાં પહેલો નંબર રહેતો. મેટ્રીકની પરીક્ષામાં આશાદેવીનો સર્વ વિદ્યાર્થીઓમાં પહેલો નંબર આવ્યો હતો. એમ એ.ની પરીક્ષા સુધી પહેલો વર્ગ લેવાની પોતાની પરંપરા એમણે ચાલુ રાખી હતી. એમની બુદ્ધિમત્તા ઊંચા દરજ્જાની તો ખરી જ પણ ગમ્મતની વાત તો એ છે કે તે એટલાં જ ભાવનાપ્રધાન પણ છે. ચાર બહેનો પછી ઘણાં વર્ષો પછી એમને એક ભાઈ થયો. પિતા આશાદેવીને 'બેટા' કહીને બોલાવતા. છોકરાની પેઠે જ આશાદેવીને શિક્ષણ આપવામાં આવતું હતું. એમના બાળપણની એક વાત મને હંમેશા યાદ આવે છે એ વખતે તે ૧૦–૧૧ વર્ષનાં હશે. પરીક્ષાનું પરિણામ બહાર પડ્યું અને આશા

દેવી રડતાં રડતાં ઘેર આવ્યાં. એમના પિતાએ એમને જોઈ એટલે તરત જ પાસે લીધી અને પૂછ્યું, "બેટા, શું થયું ?" આશાદેવીએ કહ્યું, "બાપુજી, મારી સહચરી પહેલી ન આવી અને બીજી આવી." પિતાએ પૂછ્યું, "ત્યારે પહેલું કોણ આવ્યું ?" આશાદેવીએ રડતાં રડતાં જ જવાબ આપ્યો, "હું !"

એમ. એ.ની પરીક્ષા પસાર કર્યા પછી થોડા દિવસ તે અલાહાબાદની કૉલેજમાં શીખવતાં હતાં. પછી બનારસ યુનિવર્સિટીમાં છોકરીઓની કૉલેજમાં મુખ્ય અધ્યાપિકા તરીકે એમની નિમણૂક થઈ. આટલી મોટી જગ્યા મળી, પગાર પણ નાનોમૂનો ન હતો, પરંતુ એમના ચિત્તને એ કામમાં સમાધાન મળે નહીં. પોતાનાં માતપિતાને તેમ જ અમને બધાંને એ બાબતની હંમેશાં વાત કરે, "મને બેચેની થાય છે. કંઈક નવું કરવું જોઈએ એમ મને થાય છે. નકી કરેલાં પુસ્તકોથી લદાયેલું શિક્ષણ આપવાનું ગમતું નથી. દેશનું દારિદ્ર અને અજ્ઞાન દૂર કરે એ જ ખરી વિદ્યા."

### ગુરુદેવના શાંતિનિકેતનમાં

એમના પિતાનો ગુરુદેવ સાથે ઘણો જૂનો સ્નેહસંબંધ હતો. એમની સાથે આશાદેવી અને બીજી બહેનો હંમેશ શાંતિનિકેતન જતાં. એમની નાની બહેન પ્રીતિ તો શાંતિનિકેતનમાં ઉજવાતા ઉત્સવોમાં અચૂક ભાગ લેતી. ગુરુદેવની આ કુટુંબ પર કૃપાદૃષ્ટિ હતી. ગુરુદેવ જ્યારે યુરોપ–અમેરિકાના પ્રવાસે જવાના થયા ત્યારે તેમણે આશાદેવીને પૂછ્યું, "મારી ગેરહાજરીમાં મારા શિશુ-નિવાસની તું સંભાળ લેશે કે ?" આશાદેવીએ તરત જ જવાબ આપ્યો "ખૂબ જ ખુશીથી સંભાળીશ." તેમણે બનારસના હિંદુ વિદ્યાલયની મોટા પગારની નોકરી છોડી દીધી અને તે શાંતિનિકેતન આવ્યાં. શાંતિનિકેતન જેવા કલા અને શિક્ષણના પરમધામમાં કામ કરવાની ગુરુદેવે પોતે જ એમને તક આપી એ માટે તેમણે ધન્યતા અનુભવી.

### રાવણની મંદોદરી

શાંતિનિકેતનમાં શિશુનિવાસમાં કામ કરતાં હતાં ત્યારે એક મજાનો પ્રસંગ બન્યો. ત્યાંના છોકરાંઓએ દર વર્ષ પ્રમાણે એક નાટક ભજવવાનું વિચાર્યું. રામાયણનો એકાદ ભાગ નાટક માટે નક્કી કર્યો. રામ કરતાં રાવણની જ ભૂમિકા બાળકોને વધારે આકર્ષક લાગે તો એમાં નવાઈ જેવું નથી. બાળકોએ ઠરાવ્યું કે રાવણ બનવાનું માન આપણી શાળાના સૌને પ્રિય એવા આર્યનાયકમને જ આપવું ઘટે. આર્યનાયકમ સીલોનના રહેવાસી, એટલે એ દૃષ્ટિએ પણ બાળકોને આ વાત ગમી હશે. આર્યનાયકમ અમેરિકાથી મોટી પદવી લઈને પાછા ફર્યા હતા. પણ મોટા પગારની સરકારી નોકરી કરવાને બદલે ગુરુદેવના મંત્રી બનીને શાંતિનિકેતનમાં રહ્યા. બાળકોએ રાવણની ભૂમિકા તો એમને આપી જ, પણ હવે મંદોદરી કોણ બને એ પ્રશ્ન નીકળ્યો ત્યારે એ કામ આશાદેવીએ કરવું એવો આગ્રહ બાળકોએ કર્યો. તે વખતે એમણે ના પાડી, પણ આખરે એમને જ મંદોદરી બનવું પડ્યું !

### ગાંધીજીના સેવાગ્રામમાં

શાંતિનિકેતનની શાળામાં ખાસ કરીને મધ્યમ વર્ગનાં જ બાળકો આવતાં. હિંદનાં ગામડાંમાં પ્રસરેલાં દારિદ્ર અને અજ્ઞાન શી રીતે આ શિક્ષણથી દૂર થશે એ મૂળભૂત પ્રશ્ન તેમને ફરીને સતાવવા લાગ્યો. ગ્રામ જનતાના રોજબરોજના જીવન સાથે નિકટનો સંબંધ રાખ્યા સિવાય શિક્ષણ નિર્જીવ અને પુસ્તકિયું બની જાય છે એવી પ્રતીતિ એમને થઈ હતી.

સદ્ભાગ્યે ૧૯૩૮ના અરસામા ગાધીજીએ સેવાગ્રામમા પાયાની કેળવણીની પ્રયોગશાળા શરૂ કરવાનુ ઠરાવ્યુ અને આશાદેવી તેમ જ આયનાયકમ્ એ બંને જણ સેવાગ્રામ જવા તૈયાર થયા સેવાગ્રામ જેવા ગામડામા રહેવુ અને ઝૂપડામા શાળા ચલાવવી એ કલ્પના સુદર તો છે પરતુ કષ્ટદાયક પણ છે, તેથી એમના માતાપિતાને તેમજ ઘરના બીજા સ્વજનોને એમનુ સેવાગ્રામ જવુ પસદ ન પડયુ. પણ આશાદેવીએ ગાધીજીનુ નિમત્રણ સ્વીકાર્યુ સેવાગ્રામમા તે રહેવા ગયા પછી બે વર્ષ બાદ હુ તેમને મળવા ગઈ હતી, ત્યારે મને લાગ્યુ કે જેની શોધમા આશા અનેક વર્ષોથી હતી તે શોધ છેવટે સફળ થઈ આશાને તેનુ શ્રેય છેવટે સાપડયુ તેની વૃત્તિમા એક અપૂર્વ સમાધાન અને આનદ દેખાવા લાગ્યા

### સેવાગ્રામ શાળાના બાળકોની મા

આશાદેવીની છોકરી 'મિતુ' નાની હતી ત્યારે તેમને કહેતી, મને પહેલા એવુ લાગતું કે તુ મારી એકલીની જ મા છે, પણ હુ જોઉ છુ કે તુ તો ગામના બધા બાળકોની મા છે"

સેવાગ્રામની શાળાના બધા બાળકો તેમને 'મા' કહીને સંબોધે છે, અને આયનાયકમને 'બાબા' કહે છે પેટના બાળકોની માફક તેમને બધા બાળકો પર અખૂટ પ્રેમ છે

સેવાગ્રામમા આ શાળામા એકાદ દિવસ રહીએ તો ત્યાનુ વાતાવરણ બાળકોનુ વર્તન અને બધા કામો ખેલદીલીથી અને ઉત્સાહથી કરવાની આનદી વૃત્તિ જોઈને આ શિક્ષણ પદ્ધતિની શ્રેષ્ઠતાની આપણને પ્રતીતિ થયા વિના રહે નહિ બાળકોની બાળસભા અને રોજની પ્રાર્થના તો મને ખૂબ જ ગમી ગઈ

આશાદેવીના સાન્નિધ્યમા રહેતા બાળકો સસ્કારી થયાં વિના રહે ખરા? આશાદેવી જેવા શિક્ષક-શિક્ષિકાઓ જ આ શિક્ષણ-પદ્ધતિને યશસ્વી કરી શકશે

### ફરીદાબાદમા નિર્વાસિતો વચ્ચે

દિલ્હી પાસે ફરીદાબાદમા ચાળીસ હજાર નિર્વાસિતો માટે એક છાવણી તૈયાર થઈ, સહકારી પદ્ધતિ પ્રમાણે ખેતીના પ્રયોગો શરૂ થયા પછી ત્યાના બાળકોના શિક્ષણની વિકટ સમસ્યા ઊભી થઈ ત્યારે પડિત નેહરુએ પોતે આશાદેવીને સેવાગ્રામથી દિલ્હી બોલાવ્યા અને નિર્વાસિત બાળકોના શિક્ષણની જવાબદારી એમને સોપી મે એમને પૂછયુ, "સેવાગ્રામ છોડીને તમે અહી શા માટે આવ્યા?" ત્યારે એમણે જવાબ આપ્યો, "હુ પડિતજીના નિમત્રણે અહી આવી એ ખરુ, પરતુ આ છાવણી જોવા માટે ફરીદાબાદમા હુ પહેલા બધે ફરી અને નિર્વાસિતોના બાળકોને માટીમા, તાપમા રમતા મે જોયા બાળપણમા જ તેમના મુખ પર પથરાયેલુ ગાભીર્ય જોયુ અને મારી આખોમા આસુ ભરાઈ આવ્યા. નિર્વાસિત તરીકે આવેલા ઘણાખરા સ્ત્રી-પુરુષોનુ જીવન નકામુ જવાનુ તો છે જ, પરતુ એમની આવતી પેઢીને તો બચાવી લેવી જ જોઇએ એવુ મને લાગ્યુ અને મે અહી રહેવાનુ નક્કી કર્યુ"

સેવાગ્રામના બાળકો એમને છોડવા રાજી ન હતા આશાદેવીએ નિર્વાસિત બાળકોની કરુણ કથા પોતાના વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને કહી સભળાવી અને ફરીદાબાદ જવાની અનુમતિ એમની પાસેથી મેળવી. સાત વર્ષની પાયાની તાલીમ પૂરી કરવાથી વિદ્યાર્થીઓ કામમા મદદ કરી શકે એવા બને છે ૧૪-૧૫ વર્ષના છોકરાઓ વર્ગ ચલાવી શકે છે અને

બીજાં કામો પણ કરે છે છોકરાંઓ પ્રમાણે વિધવા બહેનો માટે પણ કંઈ કરવું જોઈએ એમ એમને લાગવાથી હાલ એમણે એ કામ હાથ ધર્યું છે.

આશાદેવી હંમેશાં કામમાં પરોવાયેલાં હોય છે. સેવાગ્રામની સારી રહેણીકરણી અને નિયમિતતા એમનાં અંગોમાં ઓતપ્રોત થઈ ગઈ છે. એમના એકેએક વર્તનમાં જ્ઞાનના તેજનો અને નિયમનો સુમેળ દેખાઈ આવે છે. નાનાં બાળકો હોય તો તે તેમની સાથે એકરૂપ બની જાય છે.

"અમે સર્વ તમારી જ સેના"

આપણા પ્રમુખ શ્રી રાજેન્દ્રપ્રસાદ ફરીદાબાદની છાવણીની મુલાકાતે આવ્યા હતા ત્યારે ત્યાં બનેલી એક વાત ઘણી આનંદદાયક છે. સરહદ પ્રાંતના છ સાત જિલ્લાઓમાંથી આવેલા કેટલાક ખુદાઈ ખિદમતગાર નિર્વાસિતો એક હારમાં ઊભા હતા. શ્રી રાજેન્દ્રબાબુથી દરેક ડગલાં આગળ આશાદેવી ચાલતાં હતાં. એમને જોઈને તરત જ તેઓ બોલ્યા, "માતાજી, તમે અમારી હારમાં પહેલાં ઊભાં રહો. અમે તમારી સેના છીએ." ફરીદાબાદની છાવણીમાં નિર્વાસિતોનાં મન આશાદેવીએ કેવાં વશ કરેલાં છે તે એ ઉપરથી જણાઈ આવે છે.

દિલ્હીના પ્રખર તાપમાં, વરસાદમાં, કીચડમાં, વાવાઝોડાથી ઊડી જતા તંબૂઓમાં વસતાં લોકો સાથે આશાદેવી સુખ–સમાધાનથી રહે છે અને ત્યાંનાં નિર્વાસિત વિધવા બહેનો અને બાળકો સાથે દિનરાત મહેનત કરે છે. ફરીદાબાદમાં કંઈ પણ મુશ્કેલી આવે ત્યારે આબાલવૃદ્ધોનાં મુખમાં એક જ વાક્ય હોય: "એમને પૂછો એમની સલાહ લો." આશાદેવીના અંતઃકરણમાં રહેલી સેવાવૃત્તિ વડે તેમણે સૌનાં મનને જીત્યાં છે.

બબડતાં ન બેસતાં, લોભ સંગ્રહમાં ન અથડાતાં, મહત્ત્વાકાંક્ષાના ફંદમાં ન ફસાતાં પ્રાપ્ત થયેલી પરિસ્થિતિમાં સહકારથી શ્રમ કરીને અડચણોનો સામનો કરવો એને જ 'જીવન' કહેવામાં આવે છે. એ માટે અંતઃકરણમાં સહાનુભૂતિ અને ઉત્સાહ હોવાં જોઈએ. નિર્લોભ સહકાર્ય એ જ જીવનસંગ્રામનું પ્રભાવી અસ્ત્ર છે. એ જીવનશિક્ષણ આપવાનો પાયાની કેળવણીમાં પ્રયત્ન છે. જીવનવીર નિર્માણ કરવો એ આ શિક્ષણનો હેતુ છે. આ આદર્શ જેના જીવનમાં સાકાર થયેલો છે એવો શિક્ષક જ આવું શિક્ષણ આપી શકે. શિક્ષકનું જીવન જ આ પદ્ધતિમાં અમોઘ પાઠ છે. આશાદેવીનું જીવન એટલું બોધદાયક છે તેથી જ તે યશસ્વી શિક્ષિકા બની શક્યાં છે.

---

ગુરુદેવ કહે છે: "સંયમથી વિકાસ થાય છે. ઝાડને મૂળોએ જમીન સાથે જકડી રાખ્યું છે, એટલે જ ઝાડ ઊંચે જાય છે અને ફળફૂલથી શોભાયમાન બને છે. ઝાડ જો કહેશે કે આ મૂળનાં બંધન શાને માટે? મને ઊંચે ઊડવા દો; તો શું એ ઝાડ ઘેર ગંભીર બનશે કે છાયાદાર થશે? તે સુકાઈ જશે. તે બાંધેલું છે એટલે જ ઊંચે વધે છે. નદીની બન્ને બાજૂ કિનારાનું બંધન છે એટલે જ તેને ગતિ છે, ઊંડાઈ છે. સિતારને તાર બાંધેલા છે એટલે જ તે તાર દિવ્ય સંગીત સુણાવે છે." આવો આ સંયમનો મહિમા છે. સંયમ વિના સુસંસ્કૃતિ નથી, વિકાસ નથી.

વપરાય છે. બહેન પરણે ત્યારે ભાઈની સાથે નથી રહેતી 'ચારિણી'માં જીવન પર્યંત સાથે રહેવાની ગંધ છે. અને શબ્દનો અર્થ રૂઢ થઈ ગયો છે એટલે બદલવું મુશ્કેલ છે. જરૂર પણ નથી.

૨૪-૧-૩૨ બાપુ

ચિ.......

જેમ મોરનું તેમ આપણું જાણું. રૂપાળા લાગતા સ્ત્રી પુરુષો પણ મૃત્યુ પછી જોવાં નથી ગમતા ને તેને ઝટ બાળી મૂકીએ છીએ. એથી જ શરીર ઉપર મોહ નથી રાખવો

ઉપરી કહે તે ધર્મ પાળતા કોઇના દોષ વિષે તેને કહેવું તેમાં દ્વેષ નથી પણ દોષ કરનારને હેતપૂર્વક ચેતવણી આપવી

સહધર્મચારિણીનો અર્થ મુળે તો તું કરે છે તે જ છે. પણ તહેવારમા પત્નીને જ સારુ વપરાય છે. બહેન પરણે ત્યારે ભાઈની સાથે નથી રહેતી 'ચારિણી'માં જીવન પર્યંત સાથે રહેવાની ગંધ છે અને શબ્દનો એક અર્થ રૂઢ થઇ ગયો છે એટલે બદલવું મુશ્કેલ છે. જરૂર પણ નથી.

૨૪-૧-૩૨ બાપુ

એક યુવક યુવતી ભિન્ન વર્ણોના છે. સાથે ઊછરેલાં છે. સમાનશીલ વ્યસન છે. એકબીજા વચ્ચે શુદ્ધ પ્રેમ થયેલો માને છે. વિવાહ કેમ ન કરીએ? પણ વર્ણાન્તરનું બંધન નડે તેનું શું? વડીલોને કેમ સંતોષવા? અને ભાવી પ્રજાનું શું? અને આ સવાલનો નિકાલ બહુ લંબાય તો અધીરાઈથી અનાચાર થાય એવો ભય. એટલે ઉતાવળે નિકાલ જોઇએ છે! બાપુએ આ પ્રેમીઓની મૂંઝવણ ટાળતા લખ્યું.

ચિ........

"જ્યા શુદ્ધ પ્રેમ હોય ત્યા અધીરાઈને સ્થાન હોતું નથી. શુદ્ધ પ્રેમ દેહનો નહિ, પણ આત્માનો જ સંભવે. દેહનો પ્રેમ તે વિષય છે. તેના કરતા વર્ણબંધન-વિશેષ-છે આત્મપ્રેમને કશું બંધન નડે નહિ પણ એ પ્રેમમાં તપશ્ચર્યા હોય અને ધીરજ તો એટલી હોય કે મરણ સુધી વિયોગ રહે તોય શું? તમારું પ્રથમ કાર્ય તમારી મુશ્કેલી વડીલોની પાસે મૂકવાનું છે, અને તે જે કહે તે સાંભળવાનું અને વિચારવાનું છે છેવટમાં.. યમનિયમાદિના પાલનથી તમારું અંતઃકરણ શુદ્ધ થાય અને તેમાંથી જે અવાજ નીકળે તેને માન આપવું એ ધર્મ.



# રવીન્દ્ર મનન



કાકા કાલેલકર

## અખૂટ લીલા

જીવન અને દોહનમા એક પ્રકારનુ સામ્ય છે. ગાય દોહવા બેઠા, જેટલુ દૂધ દોહી શકાય તેટલુ દોહી લીધુ મનમા ખાતરી થઈ કે હવે એક ટીપું દૂધ પણ બાકી રહ્યુ નહી હોય ગાયને ચરવા છોડી મૂકી સાજે ગાય એની મેળે ઘેર આવી જોયુ તો તેના આચળ પહેલાંની જેમ જ દૂધથી ભરપૂર, જાણે ફાટુ ફાટુ થઈ રહ્યા ન હોય!

સુપુષ્પિત લતાના બધા પુષ્પો ચૂટી લીધાં, એક ફૂલ પણ બાકી ન રાખ્યું બીજે દિવસે જોયું તો લતા નવોઢાની જેમ ફૂલોથી સજેલી! બાર બાર કોસ જોડી સાજ સુધી કૂવામાથી પાણી બહાર કાઢયુ તળિયા સુધી ખોતરી ખોતરીને બધુ પાણી કાઢી લીધુ સવારે ઊઠીને જોયુ તો કૂવો જેવો ને તેવો પાણીથી છલોછલ ભરેલો!

અમારા હિમાલયના પ્રવાસમા સવારે જ અમે એક ગગનચુબી શિખરને સામે જોયુ જોતાં લાગ્યું કે એનાથી વધારે ઊંચુ બીજુ કઈ હોઇ જ ન શકે છાતીમા પ્રાણ ભરી આખો દિવસ ચાલ્યા કર્યું અને સાજે તે શિખર ઉપર પહોચ્યા રસ્તે ચાલતા એ જ વિચાર કરતા હતા કે, એ શિખર ઉપર પહોચ્યા પછી કાં તો ઉતાર હશે અથવા તો સપાટી હશે. પરતુ શિખરની ટોચ ઉપર ચઢીને જોયુ તો એ તો એક બીજા પ્રચડ પહાડનુ નાનુ શિખર માત્ર હતુ પહેલો પર્વત બીજા પર્વતના ચરણોમા હોવાથી જાણે કે છુપાઈને બેઠો હતો એટલું જ. થાકીને પથારીમા પડ્યા. સવારે નવી તાજગી મેળવી નવો પર્વત ચઢવાનુ શરૂ કર્યું, અને મનમા ગાઠ વાળી કે આજે તો અમને ખરેખરુ શિખર મળશે જ સાજ પડી અને પાછી એ જ ઘટના! પહેલા બે દિવસ તો એટલોય વિશ્વાસ હતો કે સાજ પડતા અમારુ ચઢવાનુ પૂરુ થઈ જશે પણ ત્રીજે દિવસે તો તે વિશ્વાસ પણ ન રહ્યો. ભાગ્યમા હશે તે થશે એમ વિચાર કરી ચાલ્યા ચઢવુ તે અમારા લલાટનો લેખ છે, આજીવન ચાલતા રહેવુ એ જ અમારુ કામ છે. અરે, આને ગિરિ-આરોહણ કોણ કહેશે? આ તો છે સ્વર્ગારોહણ! મનમા નક્કી કરી લીધું કે અહી ચઢાણ વધતુ જાય તો આશ્ચર્ય પામવા જેવુ નથી, ઘટે તો ખરેખર આશ્ચર્ય! શરૂ શરૂમા શિખરે પહોચવાની ફગાશા પ્રેરક હતી. પછી તો ચઢવુ, માર્ગ કાપવો, આગળ વધવુ અથવા ચાલતા રહેવુ-બસ, આ નિષ્કામ કર્મ જ અમને અખડ પ્રેરણા આપવા લાગ્યુ

જીવન પણ એવું જ છે. એકવાર આપણે માની લઈએ કે નાટક પૂરું થયું, પણ ફરી પડદો ઊપડે છે, અને પછી ભાન થાય છે કે જેને આપણે સપૂર્ણ નાટક માની બેઠા હતા તે તો માત્ર પહેલો અક જ હતો. ખરુ નાટક તો હવે પછી ભજવવાનું છે

જ્ઞાનેશ્વર જેવા કવિ કોઈ સિદ્ધાંતને સ્પષ્ટ કરવા કોઈ સુદર ઉપમા આપી તેનો

વિસ્તાર કરી બતાવે છે, ત્યારે એવી કંઈક તૃપ્તિ થાય છે કે જાણે એથી વધારે સુંદર રીતે બીજું કોણ બતાવી શકશે? તૃપ્તિનો આ આનંદ હૃદયમાં ઊભરવા લાગે છે, એટલામાં તો જ્ઞાનદેવને વળી એથી વધુ સુંદર ઉપમા સૂઝે છે જાણે આપણે આ દુનિયામાંથી કોઈ બીજી જ દુનિયામાં જઈ પહોંચ્યા ન હોઈએ! મન પોકારી ઊઠે છે–બસ, બસ, બસ, અહીં જ જ્ઞાનેશ્વરે કમાલ કરી! એટલામાં તો એથીયે ચઢિયાતું ત્રીજું રૂપક હાજર થાય છે! આ માધુર્યના નશામાં કલ્પના એવી મુર્છિત જેવી બની જાય છે કે, મન હાર્ને કારણે થાકીને પોકારી ઊઠે છે કે, અહો! આ જ્ઞાનદેવને શું કહીએ!

જ્ઞાનેશ્વરની પ્રતિભાની આ દશા છે તો ભગવાનની પ્રતિભાને સીમા ક્યાંથી હોય!

આપણને ઘણી વાર લાગે છે કે બસ હવે આપણો જમાનો ચાલ્યો ગયો! જે કરવાનું હતું તે પૂરું કર્યું. આપણે હાથે જે થવાનું હતું તે થઈ ગયું, હવે આપણા જીવનનો ઢોલ વાગી ચૂક્યો; માત્ર પોલ જ બાકી રહી ગયું છે. બધું પૂરું કરી દીધું! હવે તો એક ખૂણામાં બેસી મોતની રાહ જોતા રહેવાનું છે. આમ જીવનના આનંદને રાજીનામું આપી વિષાદનું પેન્શન મેળવવાની તૈયારી કરવા લાગ્યા એટલામાં તો નવું જ નિયુક્તિપત્ર હાથમાં મૂકવામાં આવે છે અને આપણા પર એક નવો પ્રદેશ કબજે કરવાની જવાબદારી આવી પડે છે! આપણે તો જાણતા હતા કે જીવન પૂરું થયું, પણ તે તો ભાવિ કર્તૃત્વનો અરુણોદય નીકળ્યો! આજ સુધીની તે નોકરી ન હતી; પણ ઉમેદવારી હતી. ભગવાનને ત્યાં હમેશાં આ જ ઘટમાળ ચાલ્યા કરે છે.

ભેબેછિનુ મને જા હબાર તારિ શેષે
જાત્રા આમાર બુઝિ થેમે ગેછે એસે.
નાઈ બુઝિ પથ, નાઈ બુઝિ આર કાજ,
પાથેય જા છિલ ફુરાયે છે બુઝિ આજ,
જેતે હબે સ'રે નીરબ અન્તરાલે
જીર્ણ જીવને છિન્ન મલિન બેશે.
કી નિરખિ આજિ, એ કી અફુરાન લીલા,
એ કી નબીનતા બહે અન્તશીલા.
પુરાતન ભાષા મરે એલ જબે મુખે,
નબ-ગાન હયે ગુમરિ ઉઠિલ બુકે;
પુરાતન પથ શેષ હયે ગેલ જેથા
સેથાય આમારે આનિલે નૂતન દેશે.

કવિ કહે છે, મેં માન્યું હતું કે મારો કાર્ય–કાળ પૂરો થયો, મારા જીવનમાં જે કંઈ થવાનું હતું, જે કામ કરવા આવ્યો હતો તે હવે પૂરું થયું. હવે કોઈ પ્રકારનો ઉત્સાહ રહ્યો નથી. હવે અમારું મગજ કામ કરતું નથી, હાથપગની ગતિ મંદ પડી ગઈ છે–જાણે કે જીવનયાત્રા એની અન્તિમ મંજિલે પહોંચી ગઈ છે. આગળનો રસ્તો દેખાતો નથી, નવું કોઈ કામ સૂઝતું નથી. પ્રવાસ માટે સાથે જે પાથેય બાંધી લાવ્યો હતો, તે પણ ખૂટી ગયેલું માલમ પડે છે. બસ, હવે વૃદ્ધાવસ્થાના જીર્ણ જીવનમાં જર્જરિત અને મેલાં વસ્ત્ર પહેરી, નીરવ શૂન્યતામાં પ્રવેશ કરીએ એટલું જ બાકી રહ્યું છે.

પણ આજે આ શું આશ્ચર્ય હું જોઈ રહ્યો છું! કેવી છે આ અખંડ અનંત લીલા! અચાનક મારા અંતરમાં આ નવીનતા ક્યાંથી ફૂટી નીકળી?

પુરાણી બોલી હોઠ પર સુકાઈ રહી છે એટલામાં હૃદયના અંતરતમ ભાગમાંથી ગીતની



પ્યારા બાપુ

એક નવી જ કળી ખીલી ઊઠે છે, એક નૂતન સગીતનો ફુવારો ઊડી રહ્યો છે જે બહાર આવવા અધીર થઈ ગયો છે

પુરાણો રસ્તો પૂરો થયો મે માની લીધુ કે આગળ કશુ નથી પણ આશ્ચર્ય! સામે એક અદ્ભુત નવો પ્રદેશ દેખા દે છે અને હુ વિચારમા પડી જાઉ છુ કે જૂના માર્ગનો હેતુ મને આ નવા પ્રદેશની સીમા સુધી પહોચાડવાનો તો નહી હોય?

એ તદ્દન નવા અને અજાણ્યા પ્રદેશમા મે પ્રવેશ કર્યો. કેટલીયે જમીન મારા પગોથી અકિત થવાને માટે પ્રત્યેક ક્ષણે મારી સામે આવીને પડેલી છે! ભગવાનની પ્રતિભા ખરેખર અનત છે! જીવનેશ્વરે બક્ષેલુ આ જીવન-દાન કદાપિ પૂરુ થતુ જ નથી જેમ અધકારમા અરુણોદય ચમકી ઊઠે છે, વૃદ્ધાવસ્થામા જેમ નવા બાળકને જન્મ આપવામા આવે, તેમ એક જીવન-વિસ્તાર સુકાવા લાગે કે નૂતન જીવનના વસતાકુરો ફૂટતા દેખાય છે ધન્ય છે આ 'અકુરાન' લીલા

---

શ્રી કૃષ્ણ ભગવાનને હમેશા અર્જુન પાસે જવાની ટેવ હતી, તે જોઈ રુક્મિણીજીને ઘણુ ખોટુ લાગતુ અને વારવાર કહેતા કે હુ આ૫ની સેવામા હાજરને હાજર રહુ છુ, છતા આપ અર્જુન પાસે હમેશા દોડો છો, તો એવુ અર્જુનમા શુ છે? એક દિવસ ભગવાન હમેશના નિયમ મુજબ અર્જુન પાસે જવાની તૈયારી કરતા હતા, તે દિવસે યાદવોને તેમની હાજરીની ખાસ જરૂર હતી, એટલે રોકાવા માટે તેઓએ તેમને આગ્રહ કર્યો રાણીઓને પણ તે દિવસે કઈ ઉત્સવનો પ્રસગ હતો તેથી રુક્મિણી વગેરે બધી પટરાણીઓએ પણ તેમને રોકાવા વિનતી કરી, છતા હમેશના રિવાજ પ્રમાણે શ્રીકૃષ્ણ તો અર્જુન પાસે ગયા જ તેઓ ત્યા પહોચ્યા ત્યારે અર્જુન શિકારેથી થાકીને આવ્યા હતા આથી સ્નાન કરી પાટ ઉપર સૂતા હતા અને દ્રૌપદી નીચે બેસી તેમના ભીના કેશ કોરા કરતા હતા તેમને આવેલા જોઈને દ્રૌપદી તરત જ તેમને માટે આસન લેવા ગયા એટલે કૃષ્ણ દ્રૌપદીની જગ્યાએ બેસી અર્જુનના કેશ કોરા કરવા લાગ્યા આટલા અત્યાગ્રહ છતા શ્રીકૃષ્ણ અર્જુન પાસે ગયા, તેથી રુક્મિણીજી ગુસ્સામા આવી જઈને શ્રીકૃષ્ણ ત્યા જઈને શુ કરે છે, તે જોવાના કુતૂહલથી તેમની પાછળ ગયા ત્યા આવી પહોચતા શ્રી કૃષ્ણને અર્જુનના કેશ કોરા કરતા જોઈ તેઓ વધારે ગુસ્સે થયા પણ અર્જુન નિદ્રાવશ હતા તેમાથી જાગ્રત ન થાય તેવા આશયથી શ્રીકૃષ્ણે રુક્મિણીજીને મૌન રહેવા સજ્ઞા કરી અને તુ પણ કેશ કોરા કરવામા મદદ કર એમ ઈશારાથી કહ્યુ આથી તે પણ અર્જુનના કેશ કોરા કરવા લાગ્યા શ્રીકૃષ્ણે રુક્મિણીને ઈશારાથી સમજાવ્યુ કે, કેશ કોરા થાય છે કે નહિ તેની ખાતરી માટે ગાલે કેશ લગાડી જોજો. આ સાભળતા રુક્મિણીજીનો ગુસ્સો ખૂબ વધતો ગયો પણ શ્રીકૃષ્ણની આજ્ઞાને આધીન થઈ, કેશ કોરા થયા કે નહિ તેની ખાતરી કરવા ગાલે કેશ લગાડતા અર્જુનના દરેકે દરેક કેશમાથી 'કૃષ્ણ' કૃષ્ણ' એવો સતત નાદ થતો રુક્મિણીએ સાભળ્યો એટલે શ્રીકૃષ્ણ પરના પોતાના અતુલ પ્રેમનુ અભિમાન ટળી ગયુ અને અર્જુનનો શ્રીકૃષ્ણ પર કેવો અપૂર્વ પ્રેમ છે તે સમજાઈ ગયુ અને શરમાઈ ગયા

૧૨૭બાપુ



# બાપુની અનોખી વાતો

કાશિનાથ ત્રિવેદી

[૪]

ગાંધીજીનો આશ્રમ સાધુ સંતોનો નર્યો અખાડો નહોતો. તે સ્વરાજ્યના સાધકોનો આશ્રમ હતો. એ આશ્રમને પોતાના કેટલાક નિયમો અને વ્રતો હતા. હરેક આશ્રમવાસીને અગિયાર વ્રતોનું પાલન કરવું જરૂરી હતુ. એ વ્રતોમાં એક વ્રત અપરિગ્રહનુ પણ હતુ. પરિગ્રહ એટલે સંચય. જરૂરી તેમ જ બિન-જરૂરી ચીજોને આજુબાજુથી એકઠી કરી રાખવી તેને પરિગ્રહ કહેવાય છે. જેનું કામ બે ધોતી, બે ખમીસ અને બે ટોપીથી ચાલે તેમ હોય તે જ્યારે પોતાની પાસે ૧૦ ધોતી, ૧૦ ખમીસ અને ૧૦ ટોપી રાખે ત્યારે તે પરિગ્રહી કહેવાય. ગાંધીજીએ પોતાના આશ્રમમાં આ પ્રકારના બધા પરિગ્રહોની મનાઈ કરેલી હતી. કોઈપણ આશ્રમવાસી પોતાની રોજની જરૂરિયાત કરતાં કોઈ વસ્તુ વધારે રાખી શકતો ન હતો. પછી તે ચીજ ખાવાપીવાની હોય, પહેરવા-ઓઢવાની હોય કે કોઈ કામ-ધંધાની હોય રૂપિયા, પૈસા, સોનુ-ચાંદી, વિવિધ પ્રકારનાં ઘરેણાં એવી કોઈ વસ્તુ કોઈ રાખી શકતું જ નહીં જેની પાસે એવી કોઈ વસ્તુ હોય તો તે તેને આશ્રમના કાર્યાલયમાં જમા કરાવવી પડતી. જૂના આશ્રમવાસીઓ પણ પોતાની પાસે પૈસા રાખી શકતા ન હતા આશ્રમમાં સ્ત્રીઓ તથા બાળકોને સોના ચાંદીના ઘરેણાં પહેરવાની મનાઈ હતી પુરુષ તો કંઈ પણ પહેરી શકતો જ નહોતો. જેમની પાસે એવાં ઘરેણા હોય તેમણે આશ્રમમાં દાખલ થતાં જ બધાં ઘરેણા આશ્રમના કાર્યાલયમાં જમા કરાવવાનો નિયમ હતો.

સિદ્ધાન્ત અને આદર્શની ભાવના સાથે એ નિયમનો વ્યવહારિક ઉપયોગ પણ હતો. આશ્રમની ચારે બાજુ ખુલ્લી જગા હતી. એક તરફ જંગલ હતું બીજી બાજુ નદી હતી. નજીકમાં એક સરકારી જેલખાનુ હતું અને બીજી બાજુ સ્મશાન હતું. નજીકમાં બીજી કોઈ વસ્તી નહોતી. એટલે રાતના સમયે એકાન્તનો લાભ લઈ કેટલાક આજુ બાજુના લોકો ચોરી કરવાના ઈરાદાથી અંદર

# હજારોમાંથી કોઈક જ સિદ્ધિને માટે યત્ન કરે છે ........................

ધીરેન ગાંધી

ગરીબ ઘરમાં તેનો જન્મ થયો. દુઃખના ઓછાયામાં રમતો રખડતો તે તેર વરસનો થયો. તેના ભણતર માટે બાપ પાસે પૈસા નથી. બાપ થોડું કમાય છે તેમાંથી રોટલાનાં બટકાં મળે છે. માબાપની ચિંતા ટાળવા, માબાપનાં દુઃખો દૂર કરવાના વિચારમાં તેને હવે રમત ગમતમાં રસ નથી પડતો.

એક દિવસે તે છોકરો નોકરીની શોધમાં નીકળી પડ્યો. એક છાપખાનાંમાં રહી ગયો. છોકરો ચતુર અને ચાલાક હતો. તેનામાં કંઈક કરી નાખવાની વૃત્તિ હતી. છાપખાનાંમા બીજા ઘણા માણસો કામ કરતા હતા તે બધાને જોઈને, તેઓના જીવન જોઈને તે વિચારમાં ગરકાવ થવા લાગ્યો. શા માટે આ મજૂરોની આવી જિંદગી છે? આમાં કોનો દોષ? તેઓની પાસે સારાં કપડા, સારાં મકાનો વગેરે કેમ નથી? શું મારે પણ જિંદગી આમ પસાર કરવી પડશે? આમ જ જીવન આખું ઢસડવું પડશે? ના, ના, મજૂરી કરવા છતાં જો આમ જીવનનો પ્રવાહ વહે એ શા કામનો?...

આમ એ રોજ વિચાર્યા કરે. વિચારે તેને શું ન સૂઝે? છોકરાને એક વાત સૂઝી. વિચાર આવતા જ તેણે અમલમાં મૂકવાનો નિશ્ચય કર્યો. બસ, એમ જ કરીશ. જરાય ઢગીશ નહિ. અને તેના મોં પર સંતોષની છાયા પથરાઈ. તેને એક માયાળુ કાકી પણ હતા. કાકીને પત્ર લખ્યો. તેમાં લખ્યું કે, હું અહીં નોકરી કરું છું ત્યાં ઘણા મજૂરો કામ કરે છે કોઈના શરીર પર પૂરતાં કપડાં નથી, કોઈને રહેવાના ઠેકાણાં નથી, તેઓ જેટલું કમાય છે તેટલું જેમ તેમ મોજ–શોખમાં ઉડાવી નાખે છે. બધાને કંઈને કંઈ વ્યસન ચોંટયું છે. મેં સંકલ્પ કર્યો છે કે મારે જો આવા જીવનમાંથી મુક્ત થવું હોય તો મારે ખૂબ સાદાઈ અને સંયમથી રહેવું જોઈશે. કપડાં અને ખાવામાં જ પૈસા વાપરીશ. તેમાય કરકસર કરીશ. તે સિવાય ખોટા ખર્ચમાં એક પાઈ પણ નહિ વાપરું. વ્યસનમાં તો હરગીઝ નહિ જ. આમ દર મહિને થોડા થોડા પૈસા બચાવીશ. બરાબર દસ વરસ પછી મારી પાસે અમૂક રકમ એકઠી થશે. તેમાંથી એક નાનકડું છાપખાનું લઈશ અને છાપખાનાંનું બધું કામ હું પોતે જ કરીશ. અને મારો વિકાસ કરીશ.

આ પત્ર વાંચીને કાકી અને ઘરનાં બધા હસ્યાં. બધાંનાં મોંમાંથી શબ્દો સર્યા, કે ગાંડો છે ગાંડો. એવું તે કંઈ થઈ શકે?

દસ વરસ પસાર થયા. છોકરામાંથી તે તેવીસ વરસનો યુવાન બન્યો. તે પોતાની ટેકને બરોબર વળગી રહ્યો. ઘણા પ્રલોભનો આવ્યાં તેનો સામનો હસતા હસતા કર્યો. તેની ગણત્રી સાચી પડી. નાનકડાં છાપખાનાં માટે પૈસા ભેગા થઈ ગયા. તેણે છાપખાનું લીધું બધું કામ હાથે જ કરે છે. દરેક કામમાં પોતાનો પ્રેમ રેડે છે. કામમાં પ્રાણ પૂરે છે ઘરાકોને જરાય છેતરતો નથી. બધા ઘરાકો તેના કામથી સંતોષ પામે છે. આમ બધાંનો પ્રેમ જીતી લઈને તે મહાન બન્યો. આ છોકરો તે કોણ? આ છોકરો તે મિ૦ આર્થર કેપર. અમેરિકાનો રઈશ. આજે તેની પાસે કરોડો રૂપિયા છે. મોટાં મોટાં કેટલાંય છાપખાનાં ચલાવે છે. ટેક, મહેનત અને ખંતથી માણસ શું ન કરી શકે?

ગીતાના સાતમા અધ્યાયના ત્રીજા શ્લોકની પહેલી કડી આંખ સામે આ વખતે દોડતી આવે છેઃ મનુષ્યાણાં સહસ્રેષુ કશ્ચિદ્યતતિ સિદ્ધયે। "હજારો માણસોમાંથી કોઈક જ સિદ્ધિને માટે યત્ન કરે છે."



# બાપુની અનોખી વાતો

કાશિનાથ ત્રિવેદી

[૪]

ગાંધીજીનો આશ્રમ સાધુ સંતોનો નથો અખાડો નહોતો તે સ્વરાજ્યના સાધકોનો આશ્રમ હતો. એ આશ્રમને પોતાના કેટલાક નિયમો અને વ્રતો હતા. હરેક આશ્રમવાસીને અગિયાર વ્રતોનું પાલન કરવું જરૂરી હતું એ વ્રતોમાં એક વ્રત અપરિગ્રહનું પણ હતું પરિગ્રહ એ લે સંચય જરૂરી તેમ જ બિન જરૂરી ચીજોને આજુબાજુથી એકઠી કરી રાખવી તેને પરિગ્રહ કહેવાય છે જેનું કામ બે ધોતી, બે ખમીસ અને બે ટોપીથી ચાલે તેમ હોય તે જ્યારે પોતાની પાસે ૧૦ ધોતી, ૧૦ ખમીસ અને ૧૦ ટોપી રાખે ત્યારે તે પરિગ્રહી કહેવાય ગાંધીજીએ પોતાના આશ્રમમાં આ પ્રકારના બધા પરિગ્રહોની મનાઈ કરેલી હતી. કોઈપણ આશ્રમવાસી પોતાની રોજની જરૂરિયાત કરતાં કોઈ વસ્તુ વધારે રાખી શકતો ન હતો પછી તે ચીજ ખાવાપીવાની હોય, પહેરવા–ઓઢવાની હોય કે કોઈ કામ–ધંધાની હોય રૂપિયા પૈસા, સોનું–ચાંદી વિવિધ પ્રકારના ઘરેણા એવી કાંઈ વસ્તુ કોઈ રાખી શકતું જ નહીં જેની પાસે એવી કોઈ વસ્તુ હોય તો તે તેને આશ્રમના કાર્યાલયમાં જમા કરાવવી પડતી જૂના આશ્રમવાસીઓ પણ પોતાની પાસે પૈસા રાખી શકતા ન હતા. આશ્રમમાં સ્ત્રીઓ તથા બાળકોને સોના ચાંદીના ઘરેણા પહેરવાની મનાઈ હતી પુરુષ તો કંઈ પણ પહેરી શકતો જ નહોતો જેમની પાસે એવા ઘરેણા હોય તેમણે આશ્રમમાં દાખલ થતાં જ બધા ઘરેણા આશ્રમના કાર્યાલયમાં જમા કરાવવનો નિયમ હતો.

સિદ્ધાન્ત અને આદર્શની ભાવના સાથે એ નિયમનો વ્યવહારિક ઉપયોગ પણ હતો. આશ્રમની ચારે બાજુ ખુલ્લી જગા હતી એક તરફ જંગલ હતું બીજી બાજુ નદી હતી. નજીકમાં એક સરકારી જેલખાનું હતું અને બીજી બાજુ સ્મશાન હતું નજીકમાં બીજી કોઈ વસ્તી નહોતી. એટલે રાતના સમયે એકાન્તનો લાભ લઈ કેટલાક આજુ બાજુના લોકો ચોરી કરવાના ઈરાદાથી અંદર

પેસી જતા અને લાગ ફાવે ત્યાંથી કોઈ પણ વસ્તુ ઉપાડી જતા. ચંપલ, લોટા, થાળી, વાટકો, લોટો, પ્યાલો, ફાનસ પહેરવા ઓઢવાના કપડા, ખાવાપીવાની વસ્તુઓ તથા બાળવાનાં લાકડાં તથા કોલસા સુદ્ધા તેઓ ચોરી જતા. કોઈ કોઈવાર આવા લોકો આશ્રમના ઘરોમાં ખાતર પાડીને ખાવાપીવાની વસ્તુઓ ચોરી જતા. તેથી આશ્રમમા રોજ ચોકી પહેરાની જરૂર પડતી હતી.

આ રીતે રાત્રે થતી નાની મોટી ચોરીઓ સિવાય કોઈ કોઈ વાર દિવસે પણ ચોરી થતી. આ ચોરીઓ લોકો અહીંનાંહિ જ કરતા હતા, તેથી તેની ભાળ કરવી મુશ્કેલ થઈ પડતી.

સને '૨૯ના ઑક્ટોબર-નવેમ્બરની વાત છે. તેના થોડા મહિના પહેલાં જ જૂની પરંપરામા ઊછરેલી ૧૪-૧૫ વર્ષની એક છોકરી આશ્રમમાં આવી હતી. તેનુ લગ્ન થઈ ગયું હતુ. તેના પતિ આશ્રમમા કામ કરતા હતા પતિના આગ્રહથી જ તેને આશ્રમમા આવવું પડ્યુ હતુ. આવી ત્યારે લાજ કાઢતી હતી, મિલના કપડા પહેરતી હતી તથા શરીર પર સોનાં ચાંદીના કેટલાંક ઘરેણાં પણ પહેરતી હતી. આશ્રમમાં આવ્યા પછી તેણે લાજ કાઢવાનું છોડી દીધું. ખાદીનાં કપડાં પહેરવા લાગી તથા ઘરેણા પણ ઘણાખરા ઉતારી દીધાં. આવી ત્યારે તેને લખતા વાંચતા આવડતું ન હતું. પણ આશ્રમના વાતાવરણની તેના પર અસર થઈ અને ધીમે ધીમે તેનામાં ફેરફાર થવા લાગ્યો. તેની હિંમત તથા જ્ઞાન વધ્યાં, પણ પોતાનાં ઘરેણાં પ્રત્યે તેને એટલી તો આસક્તિ હતી કે તેમને તે કાર્યાલયમાં જમા કરાવવા તૈયાર ન થઈ. પોતાની પેટીમાં બંધ કરીને રાખી મૂકયાં. આશ્રમમા આવી તે પહેલાં ચાંદીનાં વજનદાર સાંકળાં પહેરતી હતી. આશ્રમમાં આવ્યા પછી તે પગમાંથી કાઢી પોતાની પેટીમાં મૂકયાં અને પેટીને તાળું વાસ્યું. મહિનાઓ સુધી તે સાંકળાં તેની પેટીમાં પડી રહ્યા.

એક દિવસે સવારમાં તેની ચાવીઓનો ઝૂમખો ખોવાઇ ગયો. તે બેબાકળી બની ગઇ ને બધે શોધવા લાગી. આખો દિવસ શોધ કરી છતાં તે મળ્યો નહીં. આશ્રમમાં તેની સાથે રહેતી બીજી મોટી બહેનોએ પણ તેને શોધવામા મદદ કરી પણ ઝૂમખો ન જ મળ્યો. છેવટે બધાંનાં અભિપ્રાયથી તે છોકરીની પેટીનું તાળું તોડવામાં આવ્યું. પેટી ઊઘડી અને છોકરીએ પોતાનો સામાન જોયો તો તેમાં તેને પોતાના ચાંદીનાં સાંકળાં ન દેખાયા. તે રોવા લાગી. આશ્રમની મોટી બહેનોએ તેને આશ્વાસન આપ્યુ. તેના પતિને ખબર આપવામાં આવી. પતિએ આવી તેને સમજાવી અને આશ્રમના કાર્યાલયમાં તેની ખબર આપી.

બાપુ એ દિવસોમાં સંયુક્ત પ્રાંતના ભ્રમણ કરી રહ્યા હતા. આશ્રમના મંત્રીએ તેમને આ ચોરીના સમાચાર પહોંચાડ્યા. તે છોકરીના પતિએ પણ બાપુને પત્ર લખ્યો. છોકરી પોતે પણ છેલ્લા કેટલાક મહિનાઓમા થોડુંક લખતાં વાંચતાં શીખી ગઇ હતી. તેણે પણ પોતાની ભાંગી-તૂટી ભાષામા બાપુને પોતાના નુકસાનની વાત લખી મોકલી.

આવા પ્રસંગો વખતે બાપુ પત્રોનો જવાબ તરત જ આપતા હતા. તેમણે અલી ગઢથી પોતાના મૌનવાર (સોમવાર)ના દિવસે નીચે લખેલો પત્ર મોકલ્યો.

ચિ........

તારા ઘરેણાં ગયાં તે વાત દુઃખની નહીં પણ સુખની માનજે. તેં આશ્રમના નિયમનું ઉલ્લંઘન કર્યું તેની ઈશ્વરે તને શિક્ષા કરી છે. ઘરેણાં તને કાંઈપણ જરૂરનાં ન હતાં. હવે મારું કહેલું માનવું હોય તો જે ઘરેણાં તું પહેરે છે તે પણ ઉતારી નાખ.

બાપુના આશીર્વાદ

તેને વેચી દે અને તેના પૈસા બેંકમાં મૂક. તારું મન પ્રસન્ન હશે. મને લખ્યા કરજે.

બાપુના આશીર્વાદ

બાપુના આ સુંદર પત્રથી છોકરી પોતાનું દુઃખ ભૂલી ગઇ. ઘરેણાંની ચોરીની તેના મન પર કંઈ અસર ન રહી તેણે તરત બાપુને લખ્યું કે તેનુ મન પ્રસન્ન છે અને તે ચોરીથી થયેલા દુઃખને ભૂલી ગઈ છે.

બાપુને તેનો પત્ર મળ્યો ત્યારે તેઓ પ્રવાસમા ફરતા ફરતા કાલા કાકર પહોંચી ગયા હતા. ત્યાંથી તેમણે ૧૪-૧૧-'૨૯ના રોજ તે છોકરીને બીજો પત્ર લખ્યો.

ચિ ......

તારો પત્ર મળ્યો છે ઘરેણા ગયાનુ દુખ ભૂલી ગઇ તે સારું થયુ. જો આપણે સારી રીતે વિચાર કરીએ તો આપણને લાગશે કે આ દુનિયામાં એક પણ વસ્તુ ખાસ એક વ્યક્તિની નથી. અમુક વસ્તુ આપણી માની ચાલીએ છીએ અને જ્યારે તે ખોવાઈ જાય છે કે નાશ પામે છે ત્યારે આપણને દુખ થાય છે કોઇ ચીજને આપણી માનવાને બદલે તેને ઇશ્વરની માનીએ તો આપણું બધુ દુઃખ નાશ પામે. ત્યારે પ્રશ્ન ઊઠે છે કે, કોઈ ચીજ કોઇની નથી તો તેનું રક્ષણ શા માટે અને કોણ કરે? તેનો જવાબ એ છે કે, તે ચીજના આપણે માલિક નથી પણ આપણી મહેનતથી જે ચીજ આપણા હાથમાં આવી અથવા કોઈ યોગ્ય સાધનથી આપણી પાસે આવી તો તેના ઈશ્વર તરફથી આપણે પ્રતિનિધિ અથવા રક્ષક છીએ. અને તેથી તેનું રક્ષણ કરવું એ આપણો ધર્મ થઈ પડે છે. અને આળસ કર્યા વગર તેનું રક્ષણ કરીએ, છતાં તે વસ્તુ નાશ પામે કે ગુમ થઈ જાય તો આપણે તેને માટે દુઃખી થવું જોઈએ નહીં.

બાપુના આશીર્વાદ

બાપુના આ બે પત્રોએ તે છોકરીને ઘરેણાં વિશે એવો સુંદર પાઠ શીખવી દીધો કે તે પછી તેણે ઘરેણાં પહેરવાની તથા નવાં બનાવવાની હઠ કરી નહીં. સાદા કપડાં અને સાદી સજાવટમાં તે પોતાના મનને સંતુષ્ટ રાખવા લાગી. પોતાની એ નાની ઉમરમાં બાપુ પાસેથી અપરિગ્રહનો જે પાઠ તે શીખી તેને તે જીવનભર ભૂલી નહીં.

આ વાતને આજે ૨૧ વર્ષ થઈ ગયા છે તે છોકરી આજે પણ હયાત છે, પણ તેની સાદાઇ હતી તેની તેજ છે

બાપુ કેવા મહાન અને સાચા શિક્ષક હતા, અને તેમનુ શિક્ષણ કેટલું સફળ નીવડતું હતું તેનું આ એક જીવંત ઉદાહરણ છે.

આ રીતે બાપુએ કેટલાય લોકોને પોતાના જીવનનાં વ્રતોની દીક્ષા આપી હતી. દીક્ષા આપનાર અને દીક્ષા લેનાર આ રીતે ધન્ય થયાં!



જે જ્ઞાન અને અનુભવથી તૃપ્ત થયો છે, જે અવિચલ છે,
જે ઇંદ્રિયજિત છે અને જેને માટી, પથ્થર અને સુવર્ણ
સરખાં છે એવો ઈશ્વરપરાયણ મનુષ્ય

# આજનો યુગધર્મ ....................................... ૭

મહાસતી ઉજ્જવલકુંવરજી

યુગ ધર્મ શબ્દ સાંભળતાં જ આપના મનમાં એ જિજ્ઞાસા ઉદ્‌ભવશે કે યુગ પરિવર્તનની સાથે ધર્મમાં પણ પરિવર્તન થઈ શકે છે કે શું? તેનો જવાબ 'હા' અને 'ના' બંનેમાં આપી શકાય છે.

પ્રત્યેક ધર્મશાસ્ત્રના ત્રણ ભાગ છે: સિદ્ધાન્ત વિભાગ, કથા–પુરાણ વિભાગ અને આચાર વિભાગ. અંગ્રેજીમાં તેને Principles, ritual Mythology કહે છે. જૈન શાસ્ત્રકારોએ દ્રવ્યાનુયોગ, કથાનુયોગ, ગણિતાનુયોગ અને ચરણ કરણાનુયોગ–એમ ચાર વિભાગ પાડ્યા છે.

સિદ્ધાન્ત વિભાગ અર્થાત્ અહિંસા, સત્ય, અચૌર્ય અપરિગ્રહ ક્ષમા, દયા અને દાનરૂપે ધર્મ તો બધા દેશોમાં, બધી જાતિઓમાં, બધા યુગોમાં અને બધા કાળમાં એક જ છે. સિદ્ધાન્ત વિભાગમાં કદી પરિવર્તન થતું નથી, આ દૃષ્ટિયે કહી શકાય કે યુગ પરિવર્તન થવા છતાં પણ ધર્મમાં પરિવર્તન થતું નથી.

હવે બીજી દૃષ્ટિએ જોઈએ તો દેશ અને કાળ અનુસાર ધર્મશાસ્ત્રના બીજા બે વિભાગોમાં પરિવર્તન થાય છે. સ્વામી વિવેકાનંદે કહ્યું છે કે – Customs of one age, of one yuge have ont been customs of another. And as yuga comes after yuga, they will still have to change.

આ રીતે ધર્મ નહીં, પરન્તુ ધર્મના સાધનોમાં યુગ પરિવર્તન સાથે પરિવર્તન થતું રહે છે.

એક જમાનો ભક્તિયોગનો હતો; એક જમાનામાં જ્ઞાનયોગ અને રાજયોગની ધૂન લાગી હતી, ત્યારે આજનો યુગ કર્મયુગ છે. બીજા શબ્દોમાં કહીએ તો આજે સેવાધર્મનો જમાનો છે. ભક્તિયોગના યુગમાં કબીર અને મીરાંબાઈ જેવા ભક્તો થયાં; ભગવાન મહાવીર અને બુદ્ધ જેવા જ્ઞાનયોગી અને રાજયોગી થયા, પરંતુ આજના યુગને કર્મયોગીઓની આવશ્યકતા છે. મૂગાં સેવકોની જરૂર છે; વધેલી અસમાનતા અને વિષમતા દૂર કરવા માટે કર્મવીરોની જરૂર છે.

જ્યાં બધા સુખી હોય ત્યાં કર્મયોગને સ્થાન નથી; જ્યાં વિષમતાનું વિષ વિશેષ ફેલાઈ જાય છે ત્યાં તેને સમાવવાની આવશ્યકતા રહે છે; તેમ છતાં સામ્યવાદના પરિપૂર્ણ આદર્શ અપનાવવામાં પ્રજાકીય જીવનની વ્યવસ્થા રહી શકશે નહિ.

બુદ્ધિમાન અને મજૂર બંનેને કદાચિત સમાન પૈસા મળે તો બુદ્ધિવાન વિચારશે કે સાધારણ મજૂરીથી જ જો આટલા પૈસા મળતા હોય તો વ્યર્થ મગજમારી કરવાથી લાભ શો? શિક્ષક અને શોધક પણ એમ વિચારીને પોતાનું કાર્ય છોડી દેશે અને મજૂરી પસંદ કરશે. આમ થતાં અવ્યવસ્થા વધી જશે અને કોઈ પણ અધિક મગજમારીનું કાર્ય કરવાનું પસંદ નહી કરે. તે માટે બધામાં થોડો ઘણો તફાવત તો રાખવો જ પડશે.

જૈન દર્શનના કર્મના સિદ્ધાન્ત અનુસાર, પૂર્ણ સામ્યતા અસંભવિત છે; પ્રાણીમાત્રના ભિન્ન ભિન્ન કર્મ હોય છે અને કર્માનુસાર ફળ પણ ભિન્ન ભિન્ન મળે છે. આજે તો એટલું જ આપણું કર્તવ્ય છે કે અત્યંત વધેલી વિષમતાને પાછી હટાવવી.

એક વર્ગ વધુમાં વધુ શ્રમ કરે છે, જ્યારે બીજી બાજુ બીજો વર્ગ દિનભર

વિશ્રામ લે છે; શ્રમ અને વિશ્રામની આ અમર્યાદિત ક્રિયાઓ બનેના સ્નાયુઓ નિર્બળ બનાવી દે છે બંનેને નુકશાન થાય છે; બંને દુખી થાય છે; બંને શરીર શક્તિ ગુમાવી દે છે; બંનેની વિષમતા દૂર કરીને બનેને સુખી બનાવવા એ આજનો યુગધર્મ છે.

એક આદમી સત્તા અને શ્રીમતાઈના મદમાં અકડ બનીને ચાલે છે, જ્યારે બીજો દીનતાથી ગરદન ઝુકાવીને ચાલે છે, બને પાપનુ સેવન કરે છે. કેમ કે દીનતા અને અભિમાન બનેમાં સમાન જ પાપ છે. બનેને પાપથી મૂક્ત કરવા, બંને ગૌરવપૂર્ણ સીધી ગરદને ચાલી શકે એવી વ્યવસ્થા કરવી એ આજના કર્મવીરનું કર્તવ્ય છે

એક આદમી ગગનચુંબી હવેલીઓમા રહે અને બીજાના નસીબમા એક જીર્ણ ઝૂંપડી ન હોય, એકની પાસે એક કબાટ ભરીને વસ્ત્ર હોય અને બીજાઓની પાસે શરીર રક્ષા માટે ચીંથરા પણ ન હોય, એક અજીર્ણથી પીડાતો હોય અને બીજો ભૂખથી પીડાતો હોય, એક બાજુ સત્તાનો નશો હોય અને બીજી બાજુ ગુલામીની જંજીરો જકડાયેલી હોય-આ છે આજની ભયંકર વિષમતા

આ વિષમતાને દૂર કરવાનું કાર્ય શ્રીમંતો માટે જેટલું સહેલું તેટલું સાધારણ વર્ગ માટે નહી પરન્તુ મોટા ભાગના શ્રીમતો પાસે પૈસા આવ્યા તે સાથે જડવાદ લઇને આવ્યા. આજકાલ ગરીબોના હૃદયમા કોમળતા દેખાય છે, પરન્તુ શ્રીમંતોના હૃદય તો પત્થર જેવા કઠણ જ દેખાય છે, તેથી જ ઇસુ ખ્રિસ્તે કહ્યું છે કે સોયના છિદ્રમાંથી ઉંટને નીકળવું સહેલુ છે, પરન્તુ શ્રીમંતોને સ્વર્ગના દ્વારમાં પ્રવેશવું મુશ્કેલ છે. ભગવાન મહાવીરે તો મહા પરિગ્રહી માટે નરકની ગતિ બતાવી છે. આવા લોકો પોતાનો સ્વાર્થ સાધવામાં જ સંતોષ માને છે; તેથી જ કોઇએ કહ્યુ છે કે- પ્યારાબાપુ

Their kitchen is their Shrine, the cook their priest, the table their Alter and their belly their god ' અર્થાત્ શ્રીમંતોને મન રસોડું એ તેમનુ તીર્થસ્થાન છે, રસોઈઓ એ ધર્મગુરુ છે, ભોજનશાળા એ તેમની યજ્ઞવેદી છે અને પેટ જ તેમને મન દેવતુલ્ય છે આ કારણે જ તેમનું પેટ એ રોગનું ઘર હોય છે. જેવી રીતે વધુ અનાજ ભરેલુ હોય ત્યા વિશેષ ઉંદર હોય છે તેવી જ રીતે જે વધારે ખાય છે તે વિશેષ રોગી હોય છે આથી શ્રીમતોએ વિચારવુ જોઈએ કે પોતાના તેમજ જનતાના હિત માટે તેઓ સમાનતાના પથ પર આવે.

એક માણસ કુવામા પડેલો છે; તે રસ્તેથી એક વ્યક્તિ ચાલી આવે છે; કુવામાં પડેલો માણસ તેને બહાર કાઢવાની વિનતિ કરે છે, કાઢનારના થોડા કષ્ટથી, તેની સારી જિંદગી બચી જાય તેમ છે. કાઢનારના થોડા કષ્ટથી નિકળનારને કરોડગણુ સુખ મળે તેમ છે કાઢનાર પોતાને થોડી ઘણી મુશ્કેલી પડે તે માટે તેને ન કાઢે તો તે નિર્દયી કહેવાશે. તેવી જ રીતે જે લોકો સુખી છે તે પોતાના વિલાસની ચીજો, નાટક, સિનેમા વગેરેનો ત્યાગ કરીને હજારોની જિંદગી બચાવી શકશે છતા જો તે એટલુ પણ ન કરી શકે તો તે કુવામાં પડેલને ન બચાવનાર મનુષ્યની જેમ નિર્દયી કહેવાશે

તેવી જ રીતે દરિદ્રનારાયણની સેવા એ આજનો યુગ ધર્મ છે એક વખતે એક પંજાબી ગૃહસ્થ, સ્વામી વિવેકાનંદ પાસે વેદાન્તની ચર્ચા કરવા આવ્યો. તે વખતે પંજાબમાં દુષ્કાળ પડ્યો હતો. સ્વામીજીએ દુષ્કાળ પીડિતોની હાલત પૂછી; તેની વ્યવસ્થા અંગે પણ પ્રશ્નો પૂછ્યા. પછી સમાજોન્નતિની કેટલીક વાતો કરી અને મૌન રહ્યા. તે ગૃહસ્થ જતી વખતે બોલ્યો કે, 'હું વેદાન્તની ચર્ચા માટે આવ્યો હતો. આજનો મારો દિવસ

નિષ્ફળ ગયો.' સ્વામીજીએ ગંભીરતાથી જવાબ આપ્યો, 'ભાઈ! જ્યાં સુધી મારા દેશનો એક કૂતરો પણ ભૂખ્યો રહે ત્યાં સુધી તેને ખવરાવવો અને તેની સંભાળ લેવી એ મારું પ્રથમ કર્તવ્ય છે તે સિવાયનો બધો અધર્મ છે–જૂઠો ધર્મ છે.' વિવેકાનંદજીનો આ ઉત્તર પણ દરિદ્રનારાયણની સેવાનો જ આજનો યુગધર્મ સાબિત કરે છે.

યુગ ચાર બનાવવામાં આવ્યા છે. સત્ય યુગ, દ્વાપરયુગ, ત્રેતાયુગ અને કલિયુગ આજનો યુગ કલિયુગ છે. કર્મયોગથી આ કલિયુગને પણ સત્યયુગ બનાવવો એ આજનો યુગધર્મ છે. કલિ અર્થાત્ કજીઆનો યુગ. આજે સંપત્તિ માટે અને સત્તા માટે ઝગડા થાય છે. ધન અને ધર્મ માટે ઝગડા થાય. પરંતુ જો ખરી સમજ આવે તો આ બધુ દૂર કરી શકાય.

કોઈ આને કલયુગ પણ કહે છે. આ જમાનામાં માણસો વર્તમાનને ભૂલી જાય અને ગઈ કાલનો અફસોસ કરે અથવા આવતી કાલનો વિચાર કરે અને વર્તમાન કાળ નકામો ગુમાવી દે તેનું નામ કલયુગ છે. આજે તેવા જ હાલ છે. આજની વ્યક્તિ ભૂતકાળનો અફસોસ કરે છે જેમાં કાંઈ પરિવર્તન થઈ શકે તેમ નથી; ભવિષ્યની કલ્પેલી મુશ્કેલીની ચિંતા કરે છે. જે કષ્ટો કદાચ આવે પણ નહિ, કદાચ આવે તો પણ પહેલાથી ચિંતા કરીને શા માટે બળી મરવુ ? તેથી શું લાભ? તેથી જે ભવિષ્ય અને ભૂતકાળનો વિચાર છોડીને વર્તમાન સુધારી લે છે તે જ બાજી જીતી જાય છે અને તેના પૂરતો કલિયુગ સત્યયુગ બની જાય છે. કલિયુગનો માનવી આજનું કાર્ય કાલ પર છોડવાને ટેવાયેલો હોય છે. કાલ પર ન છોડતાં તે આજે જ તે કામ કરી લે તો તે કલિયુગને સત્યયુગ બનાવી શકશે.

'કલ'નો બીજો અર્થ મશીન – યંત્ર છે તેમણે આજે દુઃખનો દાવાનળ સળગાવ્યો છે. ગામમાં એક લોટ દળવાની ઘંટી આવી અને સેંકડો વિધવા બહેનોની કમાણી પર લાત પડી. સેંકડો બહેનોની રોટી તે એકલી ખાઈ જાય છે. નળ આવતાં પાણી ભરનારની, સીવવાનું મશીન આવતાં હાથે શીવનારની, તેલની મીલ આવતાં ઘાણીવાળાની અને મીલ આવતાં હજારો વણાટકામ કરનારની આજીવિકાનો નાશ થયો. આ રીતે 'કલ' જ આજે આફત ઉભી કરી છે, મશીનને સ્થાને જો ગૃહઉદ્યોગ આવે તો સતયુગનું સુખ મળે.

પરન્તુ પ્રશ્ન એ છે કે આપને ગૃહ ઉદ્યોગની વસ્તુઓ સારી લાગે છે ખરી? પરદેશી લોકો આપણને શું કહે છે તે વિચારવાની જરૂર છે. તેમની નજરમાં આપણો દેશ Nation of Coolies અથવા કૂલીઓ–મજુરોનો દેશ ગણાય છે. કુલીઓની માતા કહેવરાવવું એ હિંદમાતા માટે ઓછું શરમ જનક છે? આફ્રિકામાં ઊંચામાં ઊંચા હિંદીને કૂલી માનવામાં આવે છે, આપણે આપણો બોજો આપણી જાતે ન ઉપાડ્યો તેના પરિણામે બીજાનો ભાર ઉપાડનાર કૂલી બન્યા. પોતાનો બોજો પોતાની મેળે ઉપાડનાર 'સ્વાધીન પુરુષ' કહેવાય છે. જે બીજાનો બોજો સ્વેચ્છાએ ઉપાડે છે તે પરોપકારી કહેવાય છે, પરંતુ જે બીજાનો બોજો પોતાની ઇચ્છા વિરુદ્ધ, બીજાના કહેવાથી ઉપાડે છે તે 'કૂલી' કહેવાય છે.

આપણે પણ માનચેસ્ટરની મીલોનો ભાર ઉપાડીએ છીએ. જો ખરબચડી ખાદીનો બોજો આપણે સ્વેચ્છાએ ઉપાડવાનું પસંદ કરીએ તો આ ભૂમિ–Nation of coolies ને બદલે Nation of Soldiers વીરોની ભૂમિ બની જાય દેશ સુખી બને, દરિદ્રનારાયણોનો ઉદ્ધાર થાય અને વિષમતા દૂર થઈ જાય.

પ્યાગબાપુ

# જીવન અને કળા

મુકુલભા

એક વાર એક સાહિત્ય રસિક ભાઈ બોલ્યા, 'બધાને ગાંધીજીના ફોટાનો શો મોહ લાગ્યો છે? મને તો ગાંધીજીના ફોટામાં સમતા –Symmetry દેખાતી નથી. એમના કાન જુઓ, એમનું નાક જુઓ. ક્યાંય સમત્વ દેખાય છે?'

ભાઈની વાત સાંભળીને મન જરા અસ્વસ્થ થઈ ગયું. કેટલીક વાર કોઈ કોઈ માણસોના ઘરમાં સિનેમાના નટ-નટીઓના ચિત્રો જોઈને થઈ આવે છે કે આ લોકોને આમાંથી શી પ્રેરણા મળતી હશે? માસિકો વગેરેમાં પણ નટી વિના જાણે અંધારું વ્યાપી જતું હોય એમ લાગે છે! માણસોની વૃત્તિ આવી કેવી? એવા કેટલાયે વિચારો ઊઠે છે. પણ આવા સાહિત્યરસિક ભાઈ જ આમ સ્થૂળતાને પ્રાધાન્ય આપતા હોય તો પછી એ ક્ષેત્રથી અજ્ઞાત એવા બીજા લોકોને કશું શી રીતે કહી શકાય?

આપણે ઘરમાં બાનો કે પિતાનો ફોટો રાખીએ છીએ શા માટે? શું એ સુંદર આકૃતિ હોવાથી પ્રેરણાદાયી થઈ પડે એટલા માટે રાખીએ છીએ? ખરી રીતે બાના કે આપણા કોઈ ગત સ્વજનના ફોટાની પાછળ આપણા હૃદયના જે ભાવ છે એ જ મુખ્ય છે. બાહ્ય આકૃતિ એ તો માત્ર નિમિત્ત જ છે. સાચી વસ્તુ તો અંતરની છે. એક રાજાએ એક વાર પોતાના સીદી નોકરને કહ્યું, "મારો કુંવર એકલો એકલો રમે છે. એને સંગાથ આપે એ માટે નગરમાંથી સારામાં સારો છોકરો શોધી લાવ." સીદી નોકર સાંજે આવીને રાજાને કહે, "રાજાજી, હું આખા ગામમાં ભટક્યો. પણ એવો એકેય છોકરો જડ્યો નહિ જે રાજકુંવરને ગમી જાય. મારો છોકરો મને એવો લાગ્યો. જે રાજકુંવર સાથે રમી શકે માટે હું એને લઈ આવ્યો છું." આ વાત પરથી જણાય છે કે સીદી પિતાને તો પોતાના પુત્રમાં જ એવું દર્શન થયું. એની સૌન્દર્ય-દૃષ્ટિ પિતા-પ્રેમથી જ અંકિત થઈ હતી. સૌન્દર્ય એ તો અંતરની વસ્તુ છે, બહારની વસ્તુ નથી. એનો આસ્વાદ અંતરથી જ માણી શકાય.

જો આપણે આટલી વસ્તુ સમજીએ તો જીવન અને કળામાં જે સામંજસ્ય સ્થપાવું જોઈએ, એનો ખ્યાલ આવી શકે. કળાને પણ જીવન સાથે સંકલિત કરવી જોઈએ. સાચી કળા એ જીવનની જ કળા છે. સાચો કળાકાર એ જ હોઈ શકે જેનું જીવન ઉન્નત હોય, ચારિત્ર્યશીલ હોય, વિશુદ્ધ હોય. ટૉલ્સ્ટૉય પણ એ જ વિચાર જગત આગળ મૂકે છે. તેઓ તો ઈશુ ખ્રિસ્ત, બુદ્ધ, કૉન્ફ્યુશિયસ જેવા મહાત્માઓને સાચા કલાકાર માનતા. કારણ કે સાચી કળાનો હેતુ માનવકર્તવ્ય તથા માનવકલ્યાણને વ્યક્ત કરવું એ જ છે. અને આ મહાપુરુષોએ ત્યાગ અને કષ્ટ સહન કરીને, પોતાના જીવનને ઉન્નત કરી, પોતામાં રહેલી શક્તિનો બીજાના કલ્યાણને અર્થે ઉપયોગ કરવા માટે માનવધર્મ સ્વીકારી પોતાની અદમ્ય અનુભૂતિને જગત આગળ ધરી છે.

બાપુજી પણ એ જ માન્યતાએ વિચાર કરતા હતા. એ વિશે તેઓ કહે છે, "જીવન સર્વ કળા કરતાં ઊંચું છે, અને ઊંચું હોવું જોઈએ. હું તો એટલે સુધી આગળ જઈને કહું કે જે મનુષ્યનું જીવન સંપૂર્ણતાની સમીપ પહોંચ્યું છે, એ મોટામાં મોટો કળાકાર છે, કારણ કે ઉમદા ચારિત્ર્યના પાયા

વગરની કળા શા કામની?" તેથી જ્યાં જીવનનું સત્ય છે ત્યાં જ કળાનું સૌન્દર્ય મૂર્ત થાય છે. બાપુજી કહેતા, "સાચી રીતે સત્યથી ભિન્ન સૌન્દર્ય જેવી વસ્તુ જ નથી." તેઓ એના સમર્થનમાં સોક્રેટીસનું ઉદાહરણ આપી કહેતા, "સોક્રેટીસ તેના જમાનામાં કદરૂપામાં કદરૂપો માણસ ગણાતો, છતાં તેની સત્યશીલતા અને તેના અંતરની પવિત્રતાથી કેવળ બાહ્ય રૂપોમાં મુગ્ધ સૌન્દર્ય જોનાર ફિડિયાસ જેવો ચિતારો પણ એનું સૌન્દર્ય કબૂલ કરે છે." કારણ કે સોક્રેટીસે જીવનમાં સત્યનો આવિર્ભાવ કરવા અહર્નિશ અનિરુદ્ધ મંથન અનુભવ્યું હતું તેથી જ એમનામાં આપણને સત્યમાંથી ઉદ્ભવતા સૌન્દર્યનું દર્શન થાય છે.

ટૉલ્સ્ટૉય પણ કહેતા, "અસત્યમાંથી કદી સત્ય ઉત્પન્ન થતું નથી." જીવનમાં સત્યની ઝાંખી કરવા મથનાર કલાકાર જ સુંદર કૃતિઓનું સર્જન કરી શકે છે. પરંતુ કોઈ કોઈ વાર એથી ઊલટું પણ આપણને દેખાય છે. તેથી એક જણે બાપુજીને એક વાર પૂછ્યું હતું, "બાપુ, જેમનાં ચારિત્ર્ય સદા સુંદર ન હતાં તેવાઓએ પણ સુંદરમાં સુંદર કૃતિઓ ઉત્પન્ન કરી છે તેનું શું કારણ?" ત્યારે બાપુજીએ કહ્યું, "તેમાં શું? એનો અર્થ એટલો જ કે ઘણીવાર સત્ય અને અસત્ય ભેગાં મળી આવે છે; સારાની સાથે નરસું જોવાનું મળે છે. કળાકાર એક વખત સત્યને ઓળખે છે અને બીજી વખતે અસત્યના આવરણમાં આવી જાય છે. પણ સંપૂર્ણ સૌન્દર્યવાળી તો સત્યકળાની જ હોઈ શકે."

આ રીતે દુનિયાના દરેક મહાપુરુષોએ જીવનને મહત્ત્વ આપી પ્રત્યેક વિષયનો વિચાર કર્યો છે. સત્ય હકીકત તો એ જ છે કે આપણે જીવનને બાતલ કરીને કોઈનો પણ વિચાર કરી શકીએ એમ નથી. જે કલાકાર સત્યશોધક છે અને પોતાના જીવનને ઉન્નત કરવા તેમ જ બીજાના હિતને ખાતર ત્યાગ આત્મવિસર્જન કરવા તત્પર થયા છે તે જ આત્માના ઊંડાણને વ્યક્ત કરી શક્યા છે, અને એ લોકો જ ભારે આદર પામે છે. બાપુજીનું જીવન પણ એ રીતે સાચા કલાકારનું જ દર્શન કરાવે છે. બાપુજીએ પોતાની આસપાસ દારિદ્ર, કંગાલિયત, દુઃખ અને પરાધીનતા નિહાળ્યાં. અને તેઓ બસ એક જ વસ્તુ ઝંખતા હતા :

'રાજ્ય માગૂં નહીં, સ્વર્ગ માગૂં નહીં,
મુક્તિ કી નીંદમેં ક્યા મઝા હૈ?
દીન કે દુઃખ ભવ ભવ મિટાતા રહું-
દીનબંધો! યહી વર મુઝે દે.'

તેથી જ બાપુજી કહે છે: "મારી ચારે બાજુ જ્યારે લોકો ભૂખથી મરી રહ્યા હોય ત્યારે તેમને અન્ન ભેગા કરવા એ જ મારે માટે એક માત્ર ધંધો હોય. લોકો જ્યારે દુષ્કાળમાં રિબાતા હોય અને કામધંધા વિનાના બેઠા હોય ત્યારે તેમનો પરમેશ્વર કામ અને તેના પરિણામે મળતું અન્ન એ જ હોઈ શકે.' વળી બાપુજીએ એક વાર કહ્યું હતું: "કબીરનું ભજન ગાઈને હું દુઃખથી પીડાતા દર્દીઓને શાંતિ નથી આપી શક્યો; દુઃખથી રિબાતાં હિંદના કરોડો બાળક એક જ કાવ્યની આશા રાખે છે: સત્ત્વ આપનારા અનાજની!"

બાપુજીએ આ રીતે જીવન અને કળા વચ્ચે સંવાદિતા સાધવાનો વિચાર આપણામાં સ્પંદિત કર્યો છે. એ માર્ગ ઉગ્ર સાધનાનો છે. એમાં અખૂટ ધીરજ અને ઈશ્વર પ્રત્યેની અચળ શ્રદ્ધાની આવશ્યકતા રહે છે. અને એ માર્ગે જતાં જતાં એક દિવસ આપણને જીવનનું સત્ય લાધશે અને આપણે બોલી ઊઠીશું:

'એષા અસ્માકમ્ પરમા સિદ્ધિ: ।'

પ્યારઅલી બાપુ




ગામડાંમાં જશો એટલે તમારી સામે એક વિરાટ દુનિયા ખુલ્લી થશે. અનેક સ્ત્રી પુરુષો જોડે તમારે સંબંધ થશે. તેમના સદ્‌ગુણો તરફ જ તમારી નજર જવી જોઇએ, દોષો તરફ જોવાની પ્રવૃત્તિ ન થવી જોઇએ માણસના ચિત્તને હું ઘરની ઉપમા આપુ છુ ઘરને ભીંતો હોય છે અને દરવાજા હોય છે. માણસના ગુણોને તેના ચિત્તના દરવાજા અને દોષોને ભીંતો કહીએ ગરીબમાં ગરીબ માણસના ઘરને પણ ઓછામાં ઓછું એક બારણું હોય છે. તે જ પ્રમાણે તદ્દન ગુણહીન કહેવાતા માણસમાં પણ એકાદ ગુણ હોવાનો જ. એ ગુણ દ્વારા જ માણસના ચિત્તમા પ્રવેશ કરવો જોઇએ. દરવાજામાંથી સહેલાઇથી દાખલ થઈ શકાય છે. ભીંતમાથી ઘૂસવાનો પ્રયત્ન કરીએ તો માથું ફૂટ્યા વિના ન રહે. દોષ વાટે માણસના ચિત્તમા પ્રવેશ કરવા માગનારની એવી વલે થાય. એટલા માટે ગુણગ્રાહક વૃત્તિ જરૂરની છે. વાસ્તવિકપણે, બધા સ્ત્રી પુરુષ આપણને ભગવાનની મૂર્તિઓ જેવાં દેખાવાં જોઇએ એમ થાય તો આપણું કામ સહેલું થાય.

આપણે દુનિયામાં જાતજાતના વાદો સાંભળીએ છીએ, અનેક પક્ષો જોઈએ છીએ પણ સેવકોએ બધા વાદોથી અને પક્ષોથી દૂર રહેવું જોઈએ. આપણે માટે આખી દુનિયામાં બે જ પક્ષ છે : એક સેવક, અને બીજો સ્વામી. સેવક આપણે પોતે અને સ્વામી બાકીના બધા લોકો. સ્વામીની સેવા કરી છૂટવું, એ સેવકનો ધર્મ છે સેવકને પક્ષભેદ સાથે શી લેવાદેવા? ગામડાંમા પક્ષો પાર વગરના હોય છે. તેમની પાછળ કોઈ તત્ત્વ હોય છે એવું પણ નથી. સામાન્યપણે દ્વેષ અને સ્વાર્થ હોય છે. આવા કોઈ પણ પક્ષમા સેવકે સંડોવાવું ન જોઈએ તેણે નિષ્પક્ષ રહી સેવા કરવી જોઈએ સેવા કરવી એટલુ જ એનુ કામ આપણી સેવાથી કોણ રાજી થયો અને કોણ નારાજ થયો એ જોવાની શી જરૂર? અંતરમાં વસતો પરમાત્મા પ્રસન્ન રહે એટલે થયું.

— વિનોબાજી.

એક દિવસે પત્તારનો એક છોકરો મને રસ્તામાં મળ્યો તેણે કહ્યું, "મને ફોલ્લા થયા છે, શુ કરું?" એટલે તેને ટૂંકમાં એક મંત્ર આપી દીધો, "રોજ સવારે ગાયની તાજી છાશ પી, એટલે તારો રોગ જશે" ગામડાના મારા બધાં અનુભવ પરથી હું એવા નિર્ણય પર આવ્યો છું કે, ગાયની તાજી છાશ ગામડાનું એક મોટું તારક તત્ત્વ છે. એને માટે મે સંસ્કૃતમાં એક સૂત્ર રચ્યું છે: તક્રં તારકમ્।

— વિનોબાજી

બાપુ

અહિંસાનો ઉદય... (અનુસંધાન પૃષ્ઠ ૮૩થી ચાલુ)

સવાર પડી. ફ્રેન્ચ સૈનિકની આંખ ઉઘડી. ત્યારે એણે જોયું કે એના શરીર ઉપર રુવાટીવાળો સૂંવાળો કોટ ઓઢાડીને એક રશિયન સૈનિક ચિરનિદ્રામાં પોઢેલો પડ્યો છે, અવસાન પામ્યો છે.

પેલા ફ્રેન્ચ સૈનિકની આંખમાંથી પ્રેમનાં અશ્રુ વહેવા લાગ્યાં અને તે રશિયન સૈનિકના ચરણે નમી પડ્યો.

આમ અસત્યનું તિમિર–આવરણ દૂર થતાં સત્યનું દિવ્ય તેજ બન્ને ઝળકી ઊઠ્યું. હિંસાનો નાશ થયો અને અહિંસાનો–પ્રેમનો–ઉદય થયો.

ખરેખર, સત્યમાં જ માનવીનો ઉત્કર્ષ રહેલો છે, એમાંથી જ અહિંસા–પ્રેમ–પ્રગટે છે. અને એની ઝાંખી થતાં આપણને થઈ આવે છે.–

'નથી યુદ્ધમાં લોકકલ્યાણ કોયે;
ટૂંકા સ્વાર્થ કાજે લડે ભાઈ ભાઈ,
નથી મારવામાં જરાયે ભલાઈ.

જગતના બધા કલેશને ટાળવાનો,
કરી ન્યાય, સ્વાતંત્ર્ય સંભાળવાનો,

ખરો માર્ગ ન્યાયાર્થ સૌ દુ:ખ જાતે
સહી પ્રેમથી સત્યને રાખવું તે.'

(કિ૦ ધ૦ મ૦)

---

જે જે કર્મ હાથમાં લ્યો તેમાં હૃદય રેડો. આપણું હૃદય એ તો અમૃતનો ઘડો છે હૃદયમાના પ્રેમની ગુલાબદાનીમાંથી પાણી, પ્રત્યેક કમ ઉપર છાંટતા જાવ. તે કર્મ સતેજ બનશે, તાજગીવાળું બનશે. તે કર્મનો તમને ભાર લાગનાર નથી. તે ઉપરાંત એવાં સતેજ કર્મો સમાજને પણ તેજસ્વી બનાવ્યા સિવાય રહેનાર નથી.

સૂર્યને રવિવારની છૂટી નથી. નદીને ક્યારેય છૂટી નથી. તેમનાં કર્મ રાત ને દિવસ ચાલુ જ હોય છે. તે પ્રમાણે જે કોઈ પોતાના કર્મમાં અંતરાત્માને ભેળવશે, તેને થાક લાગનાર નથી, કંટાળો આવવાનો નથી. કર્મમાં જ તેનો આનંદ, કર્મમાં જ તેનો મોક્ષ

---

[પૃ. ૯૫ 'મંગલ પ્રભાત'માંથી]

---

અનુક્રમણિકા...................................................................૩૦ મે ૧૯૫૧

# ગ્રંથાવલોકન

[૧] જીવન પગલ: સં૦ નદલાલ ભોગીલાલ શાહ; કિ૦ દસ આના, પૃ૦ ૧૧૦
[૨] તુજ ચરણે સં૦ નદલાલ શાહ હેમન્તકુમાર નીલકંઠ, કિ બે આના પૃ૦ ૨૮
[૩] મનન સં૦ હેમન્તકુમાર નીલકંઠ કિ૦ ત્રણ આના, પૃ૦ ૩૪
નિવેદન સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ અને મુબ

જીવન પગલ — આ તેમ જ બીજા પુસ્તકોના સુજ્ઞ લેખક પોતાનુ નામ પ્ર ત પામે મૂકવા માગતા નથી એમના પરિચયમા આવનાર દરકને એમના સરળતા અને સૌજન્યનો અનુભવ થાય છે એમનુ જીવન સાધનાશીલ છે તેથી એમના સર્જનમા એ ઉચ્ચતા દૃષ્ટિએ પડ્યા વિના રહેતી નથી

આ સગ્રહ જીવનપથ જોનારા કાવ્યસગ્રહ છે લેખક પોતાના અનુભવની વાનગીરૂપે સ્વજનોને તમની જીવન-સાધનામા માર્ગદર્શક થઈ પડે એ હેતુથી છૂટક છૂટક લખેલા કાવ્ય નો આમા નમાવેશ થાય છે એ કાયો વાચતા લેખકનુ હૃદય સ્વજનપ્રેમી પણ છે એનો ખ્યાલ સહેજે આવે છે વળી લેખક સૌને નિત્યના જીવન-વ્યવહા મ જ રહીને જીવનને ઉન્નત કરવાની સૂચનાઓ આપે છે તેથી સાધકની તેમ જ ગૃહસ્થની ઉપયોગિતા પૂર્ણ કરી શકે એવા કા ના એમા છે

અવશ્ય એમના કાવ્યામા કાવ્યના શિલ્પ વ્યવસ્થા તત્ત્વો દેખાવાનો ઓછો સભવ છે તોયે એમના કાવ્યોથી આપણને ઉચ્ચ સસ્કારનુ જે થોડથોડ પાન કરવા મળે છે એ અગત્યનુ છે

(૨) તુજ ચરણે આ એક સ્તવન પુસ્તિકા છે પરમા માના ઉચ્ચ તત્ત્વને સમજવા મથતા અને તેનુ શરણ લેતા ભક્તનુ એમા દર્શન થાય છે લેખકનુ હૃદય તો પોકારી ઊઠે છે

'પા થા ઈશ પ્રભુ, બૂમ નન હુ નિત્ય
ના આપને જ્યાહી સુધી પ્રભુ માગુ હુ જે,
એવી આર્દ્ર સ્તુતિ આ કા યમા
નમા થઈ છ

(૩) મનન આ નાનકડી પુ ક મના નિગ્રહ માટેના જરૂરી અભ્યાસમા ઉપયોગી થાય એવી માર્ગદર્શિકા છે એમા લેખકનુ મનોમથન વ્યક્ત થયુ છ

આમા માને..' એ કા યમા મા નસ્યેના લેખકના ઉચ્ચ ભાવ વ્યક્ત થયા છ

અત આ ત્રણે પુસ્તકો આત્માથીને સહાયરૂપ થાય એવા છે — મુ૦ ક૦

## "પ્યારાબાપુ"

આ માસિક દર મહિનાની ૩૦મી ત રીખે પ્રસિદ્ધ થાય છ એટલે ત મહિનાનો અક ત્રનુ મહિના ની પહેલી અથવા બીજી તારીખે મળશે

નગર તારીખ પછી દસ દિવસમા અક ન મળે તો ટપાલમા તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવુ ગ્રાહકોએ પત્ર વ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નબર અવશ્ય જણાવવા વિનતી છે

વાર્ષિક લવાજમ રૂા ૩) છે પરદેશ માટે શિલિંગ ૧૨) છે તે કાર્યાલયને સરનામે મ ઑ.થી મોકલવુ

નયમ અંકથી ગ્રાહક થવુ આવશ્યક છે જ્યા સુધી સિલકમા હશે ત્યા સુધી પાછલ અ કો મળશે લવાજમ મ ઑ થી મોકલતા મ ઑ ની કુપન પર પૂરૂ ઠેકાણ વગેરે સ્પષ્ટ લખવુ

એક અકના બાર આના મળેથી નમૂનાનો અક મોકલી અપાશે.

પ્યારાબાપુ' કાર્યાલય જૂનાગ૦ (સૌરાષ્ટ્ર)

# 'રૂપાયતન'

બાપુજી અને ગુરુદેવ એ બંને મહાવિભૂતિઓ આપણી સમીપ ઉચ્ચ આદર્શ મૂકી ગયેલ છે. અમે માનીએ છીએ કે, બાપુજી અને ગુરુદેવના આદર્શોનો સુભગ સમન્વય કરી એમાથી નિષ્પન્ન થતા રચનાત્મક માર્ગનુ અનુસરણ કરવામા વ્યક્તિનુ તેમજ સમષ્ટિનુ સાચુ કલ્યાણ રહેલુ છે. આ બંને મહા – વિભૂતિ ઓના ઉન્નત જીવના ભિન્નપોના સમન્વયથી જ આપણુ ભાવિ ગૌરવશીલ બની શકશે, અને એમા જ આપણું શ્રેય રહેલુ છે. તેથી, અમે આવા સમન્વયને મૂર્ત કરે એવી સંસ્થા જૂનાગઢમાં સ્થાપવા નિશ્ચય કર્યો છે.




બાપુજી અને ગુરુદેવના આદર્શોના સમન્વયનો હેતુ સત્યની ઝાંખી કરવાનો છે. પરંતુ સત્ય તો અનેક રૂપે વ્યક્ત થઈ રહ્યું છે તેથી પ્રત્યેક વ્યક્તિ સત્યનું દર્શન પોતપોતાના સ્વભાવ અને પ્રજ્ઞા પ્રમાણે કરી શકે છે. ગુરુદેવ તો કવિ હતા, એટલે એમણે સત્યનું દર્શન સૌંદર્યમાંથી નિષ્પન્ન થતી સંવાદિતા (Harmony) દ્વારા કરવા પ્રયત્ન કર્યો; જ્યારે બાપુજી તો હતા કર્મ-યોગી, એટલે તેઓ તપ – સંયમશીલ કર્મ–માંથી નિષ્પન્ન થતી સંવાદિતા દ્વારા સત્યનું દર્શન કરવા મથ્યા. આમ સત્યનાં બે મુખ્ય લક્ષણ સૌન્દર્ય અને તપ છે.

ગુરુદેવ તેમ જ બાપુજી વ્યક્તિગત આત્મશક્તિ વડે એ ભિન્ન ભિન્ન માર્ગે પણ સત્યનું દર્શન કરી શક્યા. પરંતુ આપણે જો માત્ર જીવનમાં તપઃપરાયણ માર્ગે પ્રયાણ કરીએ તો જીવનમાં શુષ્કતા આવી જવાનો સંભવ રહે છે ખરો. એ જ પ્રમાણે આપણે સૌંદર્યને જ પ્રાધાન્ય આપીએ તો એમાં સ્વચ્છં-દતા આવી જવાનો ભય રહે છે. તેથી એ બન્નેમાંથી બચવા માટે તપઃપરાયણ માર્ગનો સંયમ અને સૌંદર્યદર્શી માર્ગનો આનંદ એ બન્નેનો સમન્વય કરવામાં આવે તો એ નૂતન માર્ગ આપણા વિકાસને અવશ્ય સહાયરૂપ થઇ શકે.

આવા સમન્વયનું બીજ માનવીના અંતરમાં રહેલી સર્જનશીલ સંવેદનામાં રહેલું છે. આવી સંવેદનાની દૃષ્ટિએ બાપુજીની રચનાત્મક પ્રવૃત્તિઓનું તેમ જ ગુરુદેવની સૌન્દર્ય-દર્શી પ્રવૃત્તિઓનું મહત્ત્વ સરખું જ છે.

તેથી 'રૂપાયતન'નો મુખ્ય ઝોક આવી સર્જનાત્મક સંવેદનાને જાગ્રત કરી એને સર્વગ્રાહી અને સુસંવાદી કરવા પ્રત્યે જ રહેશે. અને એ જ રીતે સત્યના આનંદની તેમ જ સત્યની તપસ્યાની અનુભૂતિ કાર્ય દ્વારા કરીને માનવી સંપૂર્ણતાનો સ્પર્શ કરવાને શક્તિશાળી થાય અને એમાં જીવનનો પરમ આનંદ અનુભવી શકે તો 'રૂપાયતન'નો આદર્શ સફળ થાય.


પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી. રૂપાયતન મુદ્રણાલય, ગિરિ વિહાર કૉલેજ રોડ, જૂનાગઢ.

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]



વર્ષ ૪ ૩૦ જુન–૧૯૫૨ અંક ૫

આજે એક મને અદ્ભૂત લાગી એવી નિશાળની વાત લખુ છુ એક બે ભાઇ અને એક બે બહેન મળીને ચલાવે છે. તેમની માન્યતા એવી છે કે મૂઢમાં મૂઢ બાળક પણ પ્રેમના કાયદાને વશ થાય છે તેથી તેઓએ નાખી દેવાએલા એવા મા–બાપ વિનાના ને મૂઢ જેવા બની ગયેલા બાળકોને કેળવવાનુ કામ હાથ ધર્યું છે. તેમના ગુરુએ પ્રેમના પ્રયોગોમાથી કેટલાક નિયમો શોધી કાઢ્યા છે. તે પ્રમાણે આ નિશાળ ચાલે છે. આ બહેનો અને ભાઈઓએ પોતાનુ બધું આ બાળકોને અર્પ્યું છે. બાળકો જાણુતા નથી કે તે ભિખારી કે માબાપ વિનાનાં છે તેઓને ખુલ્લી હવામા, તડકામાં, વિશાળ ખુલ્લી જગ્યામા મકાન બનાવી રાખવામાં આવ્યા છે. તેમને મુખ્યત્વે સગીતથી સારા કરવામા આવે છે. સગીતની સાથે એ બાળકો કેટલીક બીજી કળાઓ કરે છે ને તેમા તેઓ પરોવાય પણ રહે છે શિક્ષિકાઓ બાળકોને પોતાનાં જ હોય એમ રાખે છે. તેઓની સાથે ખાય પીએ છે. ને તેઓને આખો વખત આનંદમાં, રમતગમતમાં રાખે છે. ને એમ કરતાં કરતા તેઓને મૂઢતામાંથી ઉગારી લેય છે આ પ્રયોગ આ પરોપકારી ભાઇબહેનો બેચાર વર્ષ થયા જ કરી રહ્યા છે જ્યાં મિ૰ હોરેસ ઍલેક્ઝાંડર રહે છે ને તેની નજીકમા જ આ અદ્ભૂત નિશાળ છે. એ જોઈ મારું માથુ નમ્યુ ને મે જોયુ 'પ્રેમ શું ન કરે, મુંગાને બોલાવે, પંગુને પર્વત ચડાવે'

× × × ×

તમારા પુત્રને તમારી સાથે રાખી શીખવવો એ ઉત્તમ મોંટિસોરી છે તેની પાછળ તમારે તમારું ચારિત્ર શુદ્ધ રાખવું જ રહે એટલે બેવડો લાભ થાય આમ કરો તો પુત્ર પ્રત્યેની ફરજ અદા કરી ગણાય.

× × × ×

માતા પોતાના બાળકને પોતાનું માની બગાડે છે. પોતાનું ન માનતાં ઈશ્વરે આપેલું સપેતરું છે એમ સમજી તેને ઉછેરે તો એ તુરત ઠેકાણે આવી જાય છે. —ગાંધીજી



## શાંતિનિકેતનનાં ભજનો

તમારી આગળ મારું આ છેલ્લું નિવેદન છે :

અંતરના ઊંડાણમાં રહેલી મારી સકળ ક્ષીણતા દૃઢ બળથી છેદી નાંખો, મારા પ્રભુ.

સુખની સાથે મને એવું બળ આપો કે સુખને હું કઠણ કરી લઉં;

દુઃખમાં મને એવું બળ આપો કે દુઃખ પોતે જ સુખ પર શાંત સ્મિત ફરકાવીને પોતાની ઉપેક્ષા કરી શકે;

મારી ભક્તિને એવું બળ આપો જેથી તે કર્મમાં ફલિત થાય, પ્રીતિ અને સ્નેહ પુષ્પરૂપે પ્રફુલ્લે;

મને એવું બળ આપો જેથી ક્ષુદ્ર જનોને હું હીન ન સમજું–બળને ચરણે શિર ન ઝુકાવું;

મને એવું બળ આપો કે જેથી હું મારા ચિત્તને દૈનંદિન તુચ્છતાથી પર એકાકી રાખી શકું;

મને એવું બળ આપો કે જેથી તમારે ચરણે શિર ઢાળીને હું અહર્નિશ પોતાને સ્થિર રાખી શકું. —અનુ૦ નગીનદાસ પારેખ

મહાસતી ઉજ્જ્વલકુંવરજી

આપણે બધા લાંબુ જીવન જીવવા ચાહીએ છીએ કોઈ મનુષ્ય કોઈને કહે કે અમુક દિવસે તારું મૃત્યુ થવાનુ છે તો તે સાભળીને તે ગભરાઈ જાય છે અને તે મૃત્યુને ટાળવાનો પ્રયત્ન કરે છે બુદ્ધિમાન પુરુષોએ કહ્યુ છે કે માનવે લાંબુ જીવન જીવવાની ચિંતા કરવી ન જોઈએ, ભલે થોડુ જીવાય પણ સારુ જીવન કેમ જીવાય તે જ વિચારવુ જોઈએ ગજસુકુમાલ પોતાની નાની જિંદગીમા કેવળ ૧૨ વર્ષની ઉમરમા જ મોક્ષ પ્રાપ્ત કરી ગયા! આપણે ૧૦૦ વર્ષ જીવીને પણ દુનિયાના ભલા માટે કંઈ કરી શકતા નથી તો પછી આટલા લાબા જીવનનો અર્થ શો? અંગ્રેજ મહાકવિ લોંગ ફેલોએ એક જગ્યાએ કહ્યુ છે 'આપણે કેટલુ લાબુ જીવન જીવીએ તેને બદલે આપણે કેવી રીતે જીવન જીવીએ છીએ એ પ્રશ્ન મહત્વનો છે"

દુનિયામા મુસાફરીના ત્રણ માર્ગ છે આકાશમાર્ગ, જમીનમાર્ગ અને જળમાર્ગ તેવી જ રીતે જીવનની મુસાફરીના પણ ત્રણ માર્ગ છે આધિભૌતિક, આધિદૈવિક, અને આધ્યાત્મિક આને આપણે જડવાદ, બુદ્ધિવાદ અને આત્મવાદના નામોથી પણ ઓળખી શકીએ છીએ જડવાદ એટલે જમીન પર ચાલવુ, બુદ્ધિવાદ એટલે પાણી પર ચાલવુ, આત્મવાદ એટલે આકાશ પર ચાલવુ

હવે આ ત્રણ માર્ગમાથી આપણે કયે માર્ગે ચાલવુ તેનો વિચાર કરવો જરૂરી છે જડવાદના માર્ગ પર ચાલનારનું જીવન, જમીન પર પેટ ઘસડીને ચાલનાર કીડાઓના જેવું હોય છે સંપત્તિ એકઠી કરવી અને તેનો ઉપભોગ કરવો એ જ તેનુ ધ્યેય રહે છે આજના ધનવાન લોકો બીજું શું કરે છે? તેઓ તેમાજ સુખ સમજે છે પણ તેઓની આ માન્યતા ખોટી છે રણમા માણસે પાણીના ભ્રમથી ફર્યા કરે છે પણ પાણી મળતું નથી. જડવાદ પર ચાલનારની આવી જ દશા થાય છે તે પૈસામા સુખ સમજે છે પણ મૃગની જેમ તેને પણ સુખ મળતુ નથી, સુખ તેનાથી દૂર ભાગે છે આમ છતા આજે જ્યા જોઈએ ત્યા આ જ વાદની પુષ્ટિ થઈ રહી છે માનવ 'જડ'ની પાછળ દિવાનો બની રહ્યો છે તેની રક્ષા માટે વિજ્ઞાને અણુબોમ્બની શોધ કરી છે પણ ચોક્કસ માનજો કે અણુ બોમ્બ અથવા અણુબોમ્બનું વિરોધી શસ્ત્ર કદાચ શોધવામા આવે, આથી માનવજાતને કદી શાંતિ વળવાની નથી

વિજ્ઞાને આજે મનુષ્યત્વ છિનવી લીધુ છે અને તેને સ્થળચર અને જલચર બનાવી દીધેલ છે, તેથી જડવાદ પર ચાલવુ એ માણસનું કર્તવ્ય નથી ઉપનિષદમા કહ્યુ છે "સત્યનુ મોઢું સુવર્ણના ઢાકણથી ઢાકવામા આવેલ છે સત્યના દર્શન માટે સાધક ઈશ્વર પાસે પ્રાર્થના કરે છે કે હે ઈશ્વર! તુ આ સુવર્ણના પાત્રને ખેચી લે અને મને સત્યનુ દર્શન કરવા દે" જ્યા સુધી આપણા હૃદય પર સુવર્ણનુ ઢાકણ હશે ત્યા સુધી આપણે સત્યનુ દર્શન નહી કરી શકીએ

એક ધર્મગુરુની પાસે એક માણસ આવ્યા અને બોલ્યો "ઈશ્વર ક્યા છે? મને તો દેખાતો નથી" ધર્મગુરુએ એક કાગળ પર 'ઈશ્વર' લખ્યુ અને તેને પૂછ્યુ "આ શુ

લખ્યુ છે?" આવનારે વાચ્યુ, 'ઈશ્વર' પછી ધમગુરુએ તેના પર એક સોનાની મહોર મૂકી અને પૂછ્યુ, 'આ શુ છે? તે માણસે કહ્યુ 'સોનાની મહોર' ધર્મગુરુએ તેને સમજાવતા કહ્યુ "ભાઈ, જેમ સોનાની મહોર નીચે ઈશ્વર દબાઈ ગયેલ છે અને જોવામા નથી આવતો તેમ મનુષ્યની નજર જ્યા સુધી જડ વસ્તુઓ તરફ જાય છે ત્યા સુધી તે ઈશ્વરને જોઈ શકતો નથી તે સમયે તેને પોતાની કે બીજાની ભલાઈ નથી દેખાતી આ સ્થિતિમા ઈશ્વરત્વના દર્શન કેમ થઈ શકે?'

જડવાદની વસ્તુઓ એકઠી કરવા માટે કેટલુ પાપ કરવુ પડે છે? જ્યા સુધી માણસ બીજાની સપત્તિ ન લૂટે ત્યા સુધી તેની પાસે પૈસો એકઠો થઈ શકતો નથી આ જાણીતી વાત છે કે જેવી રીતે જુગારીની પાસે એક તરફ માટીનો ઢગલો હોય છે તો બીજી તરફ ખાડો તેવી જ રીતે પૈસાદારોએ પણ એ સમજી લેવુ જોઈએ કે તે ભલે એક બાજુ તિજોરી ભર્યા કરે, પણ બીજી બાજુ તિજોરી ખાલી પણ થાય છે

આજે આપણુ જીવન હિસક પશુઓથી પણ ખરાબ થઈ ગયુ છે એક સમયની વાત છે એક રાજકુમાર શિકાર ખેલવા ગયો જગલમા જતા તેણે એક હરણ જોયુ અને તેની પાછળ પોતાનો ઘોડો દોડાવ્યો હરણ આગળને આગળ ભાગતુ હતુ અને રાજકુમાર પણ તેની પાછળ પાછળ પોતાનો ઘોડો દોડાવી રહ્યો હતો ઘણુ દૂર જતા સામે એક ખાડી આવી જ્યા હરણ રોકાઈ ગયું હવે આગળ જવાનો કોઈ માર્ગ રહ્યો નહી રાજકુમાર ત્યા આવી પહોચ્યો તેણે નિશાન તાકીને હરણનો શિકાર કર્યો

રાજકુમારે શિકાર તો કર્યો પણ તે રસ્તો ભૂલ્યો કોઈ પગદંડીની શોધમા હતો ત્યા એક સન્યાસીને તેણે જોયો જે બહુ મસ્ત દેખાતો હતો રાજકુમારે હરણનો શિકાર કર્યો છે જાણી સન્યાસી રાજી થયો અને પોતાના આશ્રમમા તેને લઈ ગયો રાજકુમાર માટે ભોજનની વ્યવસ્થા કરાવી પોતે સગીતમા તલ્લીન થઈ ગયો થોડી વારે સગીત બધ થયુ ત્યારે રાજકુમાર સન્યાસી પાસે ગયો અને બોલ્યો "મહારાજ, આવુ સગીત તો મે આજ સુધીમા મારી જિદગીમા નથી સાભળ્યુ એવી ઇચ્છા થાય છે કે જો મારા વિવાહ ન થયો હોત તો હુ કદી આપને છોડત નહી"

સન્યાસીએ રાજકુમારને કહ્યુ 'ભાઈ રાત ઘણી ગઈ છે માટે તમે અહી જ રહી જાઓ મને પણ શિકારનો શોખ છે આપણે બન્ને રાતના શિકાર કરવા નીકળીશુ'

રાજકુમારના મનમા અથડામણ તો થઈ પણ શિકાર માટે ત્યા રોકાવાનુ તેને મન થઈ ગયુ રાતના ૧૨ વાગ્યે બન્ને શિકારે ઉપડ્યા ચાલતા ચાલતા બન્ને એક આડ પાસે આવ્યા જ્યા કેટલાક માણસો બેઠા હતા તેમના તરફ ઈશારો કરી સન્યાસીએ કહ્યુ 'રાજકુમાર, તુ આનો શિકાર કર, આ ચોર લોકો છે જે ગરીબ માણસોને તગ કરી ધન લૂટી લે છે હિસક પશુઓ કરતા પણ આ લોકો વધુ ભયકર છે" રાજકુમારે પોતાની બદુક ઉપાડી ત્યારે સન્યાસીએ કહ્યુ "ઊભા રહો, આથી પણ સારો શિકાર આગળ મળશે' બને આગળ વધ્યા ચાલતા ચાલતા સન્યાસીએ એક વૃક્ષ પર ચડીને રાજકુમારને કહ્યુ 'જુઓ, આ મકાનમા સફેદ વસ્ત્ર ધારણ કરેલ એક ઠગ બેઠેલો છે જે સુદર જુવાન રમણીઓ સાથે હાસી-મશ્કરી કરી રહ્યો છે આ દિવસનો મહન્ત અને રાતનો વિલાસી છે તુ આનો શિકાર કર" રાજકુમાર નિશાન

તાકે છે પણ સન્યાસીએ તેને અટકાવતા કહ્યુ ‘થોભો, આગળ આથી પણ સારો શિકાર મળનાર છે” અને ત્યાથી આગળ જતા એક હાઈકોર્ટમા પહોચ્યા. જ્યા માણસનો ઈન્સાફ થતો હતો સન્યાસીએ કહ્યુ, “રાજકુમાર, અહી દિવસના ન્યાય થાય છે પરતુ રાત્રે તે પૈસાથી વેચવામા આવે છે જુઓ, ત્યા શુ અવાજ થઈ રહ્યો છે?’ બન્ને ચૂપચાપ ઊભા થઈને સાભળવા લાગ્યા એક પૈસાદાર માણસ ન્યાયાધીશને કહી રહ્યો હતો ‘સરકાર આ દશ હજાર રૂપિયા લો અને મને બચાવી લો.’ રાજકુમારે આ જોઈ ગોળી ચલાવવા મડી પણ સન્યાસીએ કહ્યુ, ‘હજુ થોભો આથી પણ સારો શિકાર આગળ મળનાર છ’ પછી તે વ્યાપારીઓ પાસે તેને લઈ ગયો અને બોલ્યો ‘તુ આનો શિકાર કર, કેમ કે તે ગરીબોને લૂટીને પોતાનુ ઘર ભરે છે, કાળા બજાર કરે છે અને મોજમજા કરે છે આ રીતે સન્યાસી જ્યા જ્યા રાજકુમારને લઈ જાય છે ત્યા ત્યા તે ધર્મને સ્થાને અધર્મ અને સ્વાર્થનુ પોષણ થતુ જુએ છે આખરે સન્યાસી તેને બધે ફેરવીને પોતાના આશ્રમમા લાવે છે અને આ રીતે દુનિયાનુ ખરુ દર્શન કરાવીને સૂર્યોદય થતા વિદાય કરે છે અહી કહેવાનુ તાત્પર્ય એ છે કે જડવાદ તમામ અનિષ્ટોની જડ છે

બીજો માર્ગ છે–બુદ્ધિવાદ અથવા જ્ઞાન માર્ગ કેટલાક માણસો બુદ્ધિથી સિદ્ધ થાય તે જ વસ્તુ માને છે તર્કથી સિદ્ધ થાય તેવી વાતો પર જ તે વિશ્વાસ રાખે છે પણ વિચારવાની વાત છે કે જે કામ હથોડાથી કરી શકાય તે કામ હાથથી નથી થતુ અને કરવામા આવે તો હાથ તૂટી જવાનો ભય રહે છે તેવી જ રીતે જે વસ્તુ વિશ્વાસથી માનવાની હોય છે તે તર્કથી કેવી રીતે સમજી શકાય? કેમ કે તર્ક તો સત્ય વાતમા પણ ચલાવી શકાય છે અને અસત્ય વાતમા પણ તર્ક તો ચાલે છે

હવે ત્રીજો માર્ગ છે આત્મવાદનો–આધ્યાત્મિક માર્ગ આ માર્ગે આપણે ઊચે ચડી શકીએ છીએ આધ્યાત્મિક માર્ગનો અર્થ કોઈ સમજે કે આ માર્ગે ચાલનાર મનુષ્યે સસારમા ન રહેવુ જોઈએ તો તે બરાબર નથી સાધુ બની કે દુનિયા છોડીને જગલમા જઈએ પણ આપણે ઈર્ષા, દ્વેષ, છળ, કપટથી મુક્ત ન બનીએ તો તે પણ સસાર જ છે તેથી સસારને છોડી સાધુ વેષધારી બનવાથી કઈ લાભ નથી, પરતુ સમજપૂર્વક ત્યાગ કરી આધ્યાત્મિક માર્ગ તરફ આગળ વધવામા જ લાભ છે જે પુરુષના હૃદયમા આત્મવિશ્વાસ હોય અને હમેશા પ્રસન્ન મુખે રહેતો હોય તે આધ્યાત્મિક માર્ગે ચાલી શકે છે અને તેને જ આધ્યાત્મિક માર્ગે ચાલનારો સમજવો જોઈએ

અગ્રેજીમા કહ્યુ છે કે તમે બધુ ભુલી જાઓ પણ બે વસ્તુ કદી ન ભૂલો દાન દેવાનુ અને ક્ષમા કરવાનુ આ બે વાતોને યાદ રાખવાથી જ તમારુ જીવન સફળ થશે તમારી પાસે જે કઈ હોય તે ઉદાર હાથે આપી દો. અને કોઈ તમારુ બૂરુ ઇચ્છે તો તેને ક્ષમા આપી દો આ બે જ વાતો તમારા માટે ઘણી છે જે તમને માણસમાથી ભગવાન બનાવી દેશે

જડ વસ્તુઓનો ત્યાગ આધ્યાત્મવાદ છે અને તેનો સગ્રહ કરવો જડવાદ છે ગુરુ ગોવિંદસિહનો એક કિસ્સો છે એક વાર જમુનાને તીરે બેઠા હતા ત્યારે તેમનો એક

શ્રીમંત શિષ્ય રઘુનાથદાસ ભેટ લઈને આવ્યો અને બોલ્યો : "આજે મારી આ ભેટ સ્વીકારો." ભેટમાં બે સોનાની બંગડીઓ હતી જેમાં કિંમતી હીરા લગાડવામાં આવ્યા હતા. ગુરુજી આધ્યાત્મવાદી પુરુષ હતા. તેમની નજરમાં માટી અને સોનામાં કંઈ ફેર ન હતો. તેઓ તો બંગડીઓ લઈને પોતાની આંગળીમાં ફેરવવા લાગ્યા. ફેરવતાં ફેરવતાં એક બંગડી જમુનામાં પડી ગઈ. ભેટ આપનાર તરત જ જમુનામાં પડ્યો પણ તેને બંગડી મળી નહીં. હતાશ થઈને ખાલી હાથે તે પાછો ફર્યો ત્યારે ગુરુજીએ બીજી બંગડી જમુનામાં ફેંકતા કહ્યું : "લે બંગડી ત્યાં પડી છે."

આ પ્રકારે જે માણસ સોના અને માટીને એક સરખાં સમજે છે તે માણસ આકાશગામી બની શકે છે અને પવિત્ર આધ્યાત્મિક જીવન જીવી શકે છે જ્યાં સુધી મનુષ્ય જડવાદ છોડીને આધ્યાત્મવાદ ગ્રહણ નહીં કરે ત્યાં સુધી તે સત્યના દર્શન નહીં કરી શકે ઉપનિષદમાં યથાર્થ કહ્યું છે : "સત્યના દર્શન કરવા માટે સોનાનું ઢાંકણ ઉઘાડીને ફેંકી દેવું જોઇએ." જો આપણે જીવન સુવર્ણ–ઉત્તમ બનાવવું હોય તો સત્ય પર છવાયેલું સોનાનું ઢાંકણ ઉઘાડીને દૂર કરી આધ્યાત્મિક માર્ગે વિકાસ સાધવો જોઇએ. આ માર્ગે વિકાસ કરતાં કરતાં 'દાન દેવું અને ક્ષમા બક્ષવી' એ જ આપણો જીવન–મંત્ર બને તો આપણું જીવન શાંતિના માર્ગે આગળ વધી યશસ્વી બનશે.

## ધર્મકથા

હ૦ ઉમર એકવાર રાતવેળાએ નગરચર્યા સાંભળવા નીકળ્યા હતા. જુએ છે તો એક માણસ પોતાના તંબુની બહાર જમીન ઉપર બેઠો છે. એની આગળ પોતે બેઠા ને વાતો કરવા મંડ્યા ત્યાં તંબુમાંથી રોવાનો અવાજ આવ્યો ઉમરે પૂછ્યું, 'કોણ રુએ છે?' માણસ કહે, 'મારી બીબીને પ્રસવવેદના થાય છે.' એટલે ઉમર ઘેર આવીને પોતાની વહુને તેડી ગયા, ને માણસની રજા લઈ ને એને તંબુમાં મોકલી. થોડી વારે બાળક અવતર્યું એટલે વહુએ ઉમરને કહ્યું, 'અમીર-ઉલ-મોમિનીન, આપના મિત્ર આગળ હરખ કરો.' અમીર-ઉલ-મોમિનીનનો ઇલકાબ સાંભળીને માણસ ચમક્યો, પણ ઉમરે કહ્યું, 'મૂંઝાવાનું કાંઈ કારણ નથી. કાલ મારી આગળ આવજે, એટલે હું આ બાળકની જીવાઈ મુકરર કરી દઇશ.'

હ૦ ઉમર અબ્દુરરહેમાનને ઘેર રાતે ગયા, તો એણે પૂછ્યું, 'કેમ તસ્દી લીધી? મને બોલાવ્યો હોત તો?' ઉમરે કહ્યું, 'આ ઘડીએજ મને જાણ થઈ કે શહેરની બહાર એક કાફલો ઊતર્યો છે. લોકો થાક્યા પાક્યા હશે, એટલે ચાલો, આપણે જઈને પહેરો ભરિયે.' એટલે બેય જણ ગયા ને આખી રાત પહેરો ભર્યો.

એક વાર દુકાળ પડ્યો એટલે, દુકાળ રહ્યો ત્યાં લગી હ૦ ઉમરે માંસ, ઘી, મચ્છી, દૂંકામાં કોઇ સરસ વસ્તુ ન ખાધી.

એક માણસે પોતાનાં બાયડીછોકરાં સારુ કપડાં માગ્યાં, એટલે હ૦ ઉમરે ગુલામને કહ્યું, 'મારું પહેરણ એને દઈ દે. અટાણે એ વિના બીજું કાંઇ મારી આગળ નથી.'

[શિબ્લીના અલ્ફારૂક ઉપરથી]

દેસાઈ વાલજી ગોવિન્દજી



# ગુરુદેવની ગીતાંજલિ

[ગુરુદેવની 'ગીતાંજલિ'ના કાવ્યોનું અનુશીલન પૂજ્ય મલ્લિકજીને મુખેથી કરવું એ ખરેખર જીવનનો સુઅવસર લહાવો છે. એમની સ્નેહ નીતરતી આંખો, આપણાં હૈયાંને પુલકિત કરે એવો ધીર, ગંભીર, પ્રશાંત અવાજ, ગુરુદેવ પ્રત્યેના પૂજ્યભાવથી પ્લાવિત એમનું પ્રેમાળ હૃદય અને સ્વજનસમો સંપર્ક એ સૌના સુભગ સુમેળ વચ્ચે એમના મુખે ગુરુદેવના કાવ્યો વિશે સાંભળવાથી 'ગીતાંજલિ'ને સમજવા માટે આપણને નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. આ લેખમાળા સૌને મનનીય થઈ પડશે.]

ક્ષણ ભર એમું હું તવ પાસે,
કામ પડ્યાં છે બાકી જે તે પાછળથી થઈ જાશે.
નીરખ્યા વિણ તારા મુખ સામે,
અંતર મુજ આરામ ન માને,
કામ મહીં ભટકું ત્યમ ભાળું સાગર મુજ ચોપાસે.
વસંત મુજ બારીએ આવી નિઃશ્વસતી મર્મરતી,
અલસ ભ્રમરમાલા કુંજોમાં ગીતો ગુંજી ફરતી.
આજે કેવળ સ્થિર બેસીને,
તવ નયને નયનો રોપીને,
જીવન-અર્પણનાં ગાવાં છે ગીત અરવ અવકાશે.

[અનુ॰ નગીનદાસ પારેખ]

અંગ્રેજી 'ગીતાંજલિ'નું આ પમું કાવ્ય સમજાવતાં પૂ॰ મલ્લિકજી નીચે પ્રમાણે બોલ્યા

આપણી આધુનિક સભ્યતાના સિદ્ધાંતોમાં એક સિદ્ધાંત એવો પણ છે કે સવારથી સાંજ સુધી આપણે ક્ષણભર વિરામ અથવા ખાસ કરીને અવકાશ વિના કામ કરતા રહીએ. તેથી જીવનનો સાચો આદર્શ, વિશેષ કરીને પશ્ચિમમાં, કર્મ-બંધનામાં રહેલો છે એમ માણસો સમજે છે, To die in harness–કામ કરતા કરતા મરવામાં મહત્તા માનવામાં આવે છે.

પણ જો કર્મનો મર્મ આપણે સમજવો હોય તો અમુક સમય માટે આપણે નિયમિત કર્મમુક્ત થઈ અવકાશના આકાશની છાયામાં બેસીને શાંત રહેવાની ટેવ પાડવી જ પડશે કારણ કે કર્મ પાછળ જે ભાવ – સમર્પણનો ભાવ–આપણે કેળવવો જોઈએ તે અવકાશ વિના અને શાંતિ વિના કદાપિ કેળવી શકીશું નહિ.

તેથી જ તો જીવનમાં પ્રકૃતિ અને પ્રાર્થના એ બંનેની જરૂર છે. પ્રકૃતિની વિવિધતા અને સુંદરતા આપણને કર્મથી થોડા વખત માટે દૂર લઈ જાય, એ પણ તેનો હેતુ હોય

છે. પ્રાર્થના આપણું મન ખાલી કરીને એક જાતનો આંતરિક અવકાશ અને આકાશ સર્જે છે તે અવકાશ અને આકાશમાં આત્મા કર્મની કેદમાંથી નીકળીને ઊંચે ઊડે છે અને કર્મના જગતથી ઉપર એવું જે સૂક્ષ્મ અને અદૃશ્ય પણ સાચું જગત છે તે પ્રતીતિ આપણને કરાવે છે.

એ પ્રતીતિ–ખબર–કેવી ? આત્મા આપણને કહે છે: "કર્મ સુકર્મ ત્યારે બનશે જ્યારે તેને તે પરમાત્માને ચરણે સમર્પણ કરશો. તેથી પહેલાં પ્રભુને ચરણે શાંતિથી બેસો–'ઉપનિષદ્'નો અર્થ પણ '(પ્રભુની) પાસે બેસવું' એવો થાય છે.–પ્રભુનું ઉજ્જવળ મુખ જુઓ અને વિચારો: 'જે કર્મ હું કરી રહ્યો છું એ પ્રભુને પસંદ છે? જે રીતે હું કર્મ કર્મ કરી રહ્યો છું તેમાં એક સાચા કલાકારની પ્રવીણતા અને અહમ્‌થી મુક્ત એવો આનંદ છે કે?'

કર્મની પાછળ જે મતિ રહી છે અને એની જે ગતિ છે એ બન્નેનો વિચાર વારંવાર કરવાથી જ કર્મને રજસ્‌ના તેમ જ રૂઢિના ફંદામાંથી મુક્તિ મળી શકે છે. કર્મમાં કેવળ પ્રવૃત્તિ જ અગત્યની નથી, પરંતુ એમાં સ્વાર્થથી નિવૃત્તિ પણ જોઈએ. ત્યારે જ કર્મનું સ્વરૂપ યોગમાં બદલાઈ જશે. કર્મ કરનાર એક યોગી બની જશે.

હાલના વખતમાં માણસ અવકાશની અગત્યતા ભૂલી ગયો છે. તેથી તેનું કામ ઘણીવાર રૂઢિવશ હોય છે. તેમાં ઝડપ હોય છે, પ્રવીણતા પણ હોય છે; પણ તેનું કામ તેના આત્માના વિકાસમાં મદદરૂપ નથી બનતું, ઊલટું તેના સ્વાર્થને એ પોષે છે.

જેમ કાવ્યમાં અથવા નૃત્યમાં વિરામની જરૂર છે, તેમ જીવન–કાવ્ય અથવા જીવન–નૃત્યમાં વિરામની અગત્યતા છે.

---

"જો સાધનોને ખૂબ સુંદર બનાવીએ તો જ સુંદર કામ કરી શકાય"

દુનિયા બધી સ્વાર્થી છે આપણે પણ તેમાંના એક છીએ. કોઈ વધારે યા ઓછા પ્રમાણમાં સ્વાર્થી છે જ. દુનિયાનો વ્યવહાર સમજી આનંદ માણીએ જ્યારે આપણે વ્યવહારને સત્ય માની વર્તન કરીએ તો દુઃખ જ દેખાવાનું તેથી જ જ્ઞાનીઓએ આત્મદૃષ્ટિ રાખી વ્યવહાર કરવાનું લક્ષ્યબિંદુ રાખ્યું છે. આપણો (મનુષ્ય) જન્મ જ એ બધાથી પર થવા માટે છે, અને એ દૃષ્ટિએ જ ખરો આનંદ લૂંટી શકાય છે. જગત તો એવું ચાલ્યું જ આવ્યું છે. એને આપણે સુધારી શકીએ એમ નથી. અને તેથી જ ગીતાકારનો મહાન સિદ્ધાંત, "તને કર્મ કરવાનો અધિકાર છે પણ તેના ફળની આશા રાખવાની નથી." ખૂબ અનુભવે લખાયો છે. હું આત્મા જ છું. શરીર, મન, વગેરે હું નથી પણ મારે કામ કરવાનાં એ સાધનો છે. જો સાધનો ખૂબ સુંદર બનાવીએ તો જ સુંદર કામ કરી શકાય. એ સાધનો સુંદર બનાવવાની ક્રિયા એ જ તપશ્ચર્યા. આપણે જાતે એને સુંદર બનાવીશું તો આનંદ રહેશે. બાકી કુદરત યા પરમાત્મા એને સુંદર બનાવ્યા સિવાય રહેશે નહીં. તેથી જ સમજીને આપણે પ્રયત્ન ચાલુ રાખીએ. એટલા માટે આપણી દરેક ક્રિયા પર આપણી ચોકી રહેવી જોઈએ. જેથી આપણે પોતે જ આપણા પોતાના સુધારક બનીએ ડાયરી, રટણ વિ નો આ જ હેતુ છે. એમાં પ્રમાદ ન રાખીએ. આત્મજાગૃતિ રાખી ખૂબ આનંદ લૂંટો. શરૂઆતમાં કદાચ અઘરું લાગશે પણ જેમ જેમ આનંદ લૂંટશો તેમ તેમ શ્રદ્ધા વધતી જશે. –જ્ઞાનયોગી ચંદુભાઈ



# બાપુની અનોખી વાતો

કાશિનાથ ત્રિવેદી

[ ૫ ]

મધ્ય ભારતમા નરસિંહગઢ નામે એક નગર છે પહેલા ત્યા રાજાનુ રાજ્ય હતુ હવે ત્યાં રાજા નથી અને રાજાનુ રાજ્ય પણ નથી ૨૦-૨૧ વર્ષ પહેલા ત્યાની એક હાયસ્કૂલમા એક હેડમાસ્તર હતા તેમને એક પુત્ર હતો તે કાશી વિદ્યાપીઠનો સ્નાતક હતો ૧૯૨૧મા તે છોકરો ગૂજરાત વિદ્યાપીઠમા આવ્યો અને ત્યા અધ્યાપકનુ કામ કરવા લાગ્યો એ છોકરાને એક પિતરાઈ બહેન હતી તે બહેનના પિતા તેના લગ્ન કરવા માગતા હતા. બહેનની ઇચ્છા નાની ઉંમરમા લગ્ન કરવાની ન હતી જ્યારે બહેનને લાગ્યું કે તેના પિતા લગ્ન કરાવ્યા વિના રહેશે નહિ, ત્યારે તેણે ભાઇને લખ્યું અને તેની મદદ માગી બહેન ઇચ્છતી હતી કે કોઈ પણ રીતે તેના લગ્ન થતા અટકે અને તેને આગળ ભણવાનું મળે. તે એક સારી અને સમજદાર છોકરી હતી તે પોતાના દેશની સેવા પણ કરવા ઇચ્છતી હતી. એના ભાઈને જેવી ખબર મળી કે તરત તે બહેનને લઈ આવવા માટે કાશી ગયો. બહેનના માતાપિતા કાશીમાં રહેતાં હતા તેઓએ બહેન પર સખત જાપ્તો રાખવો શરૂ કર્યો હતો તેઓ એવું ઇચ્છતા ન હતા કે તેમની છોકરી લગ્ન કર્યા વિના ક્યાય બહાર જાય. તેથી ભાઈબહેને મળીને ઘરમાંથી નીકળી જવાની અને અમદાવાદ આવવાની તરકીબ વિચારી કાશીના કેટલાક મિત્રોએ અને ગુરુજનોએ એમને આ કામમા સંમતિ આપી. એક દિવસ ભાઈબહેન કાશીથી રવાના થયા અને અમદાવાદ આવ્યા ભાઈએ બહેનને સત્યાગ્રહ આશ્રમમા દાખલ કરાવી.

બાપુ તે ભાઇને પહેલેથી જાણતા હતા બાપુની સલાહ લઇને જ તે પોતાની પિતરાઇ બહેનને લઈ આવવા માટે કાશી ગયો હતો. જ્યારે બહેન હિંમત કરીને પોતાની ભાઈની સાથે આશ્રમમાં આવી, ત્યારે બાપુએ તેનું પ્રેમથી સ્વાગત કર્યું. બાપુએ તેને કહી દીધુ કે, આજથી તુ મારી દીકરી છે આશ્રમમાં નિર્ભય અને નિશ્ચિત બનીને રહે અને કામ શીખ. બહેન આશ્રમમાં રહેવા અને કામ શીખવા લાગી

છે. પ્રાર્થના આપણું મન ખાલી કરીને એક જાતનો આતરિક અવકાશ અને આકાશ સર્જે છે તે અવકાશ અને આકાશમા આત્મા કર્મની કેદમાથી નીકળીને ઊચે ઊડે છે અને કર્મના જગતથી ઉપર એવું જે સૂક્ષ્મ અને અદૃશ્ય પણ સાચું જગત છે તે પ્રતીતિ આપણને કરાવે છે

એ પ્રતીતિ–ખબર–કેવી ? આત્મા આપણને કહે છે: "કર્મ સુકર્મ ત્યારે બનશે ત્યારે તેને તે પરમાત્માને ચરણે સમર્પણ કરશો. તેથી પહેલાં પ્રભુને ચરણે શાતિથી બેસો – 'ઉપનિષદ્'નો અર્થ પણ '(પ્રભુની) પાસે બેસવુ' એવો થાય છે.–પ્રભુનુ ઉજ્જ્વળ મુખ જુઓ અને વિચારો· 'જે કર્મ હું કરી રહ્યો છુ એ પ્રભુને પસદ છે ? જે રીતે હુ કર્મ કર્મ કરી રહ્યો છુ તેમા એક સાચા કલાકારની પ્રવીણતા અને અહમ્‌થી મુક્ત એવો આનદ છે કે ?'

કર્મની પાછળ જે મતિ રહી છે અને એની જે ગતિ છે એ બનેનો વિચાર વારંવાર કરવાથી જ કર્મને રજગુના તેમ જ રૂઢિના ફંદામાંથી મુક્તિ મળી શકે છે. કર્મમાં કેવળ પ્રવૃત્તિ જ અગત્યની નથી, પરતુ એમા સ્વાર્થથી નિવૃત્તિ પણ જોઈએ. ત્યારે જ કર્મનું સ્વરૂપ યોગમાં બદલાઈ જશે. કર્મ કરનાર એક યોગી બની જશે.

હાલના વખતમા માણસ અવકાશની અગત્યના ભૂલી ગયો છે. તેથી તેનું કામ ઘણીવાર રૂઢિવશ હોય છે. તેમાં ઝડપ હોય છે, પ્રવીણતા પણ હોય છે; પણ તેનું કામ તેના આત્માના વિકાસમાં મદદરૂપ નથી બનતુ, ઉલટુ તેના સ્વાર્થને એ પોષે છે.

જેમ કાવ્યમાં અથવા નૃત્યમાં વિરામની જરૂર છે, તેમ જીવન–કાવ્ય અથવા જીવન–નૃત્યમા વિરામની અગત્યતા છે

---

"જો સાધનોને ખૂબ સુંદર બનાવીએ તો જ સુદર કામ કરી શકાય"

દુનિયા બધી સ્વાર્થી છે આપણે પણ તેમાના એક છીએ, કોઈ વધારે યા ઓછા પ્રમાણમા સ્વાર્થી છે જ દુનિયાનો વ્યવહાર સમજી આનદ માણીએ જ્યારે આપણે વ્યવહારને સત્ય માની વર્તન કરીએ તો દુખ જ દેખાવાનુ તેથી જ જ્ઞાનીઓએ આત્મદૃષ્ટિ રાખી વ્યવહાર કરવાનું લક્ષ્યબિદુ રાખ્યુ છે આપણો (મનુષ્ય) જન્મ જ એ બધાથી પર થવા માટે છે, અને એ દૃષ્ટિએ જ ખરો આનંદ લૂટી શકાય છે જગત તો એવું ચાલ્યુ જ આવ્યું છે. એને આપણે સુધારી શકીએ એમ નથી. અને તેથી જ ગીતાકારનો મહાન સિદ્ધાત, "તને કર્મ કરવાનો અધિકાર છે પણ તેના ફળની આશા રાખવાની નથી." ખૂબ અનુભવે લખાયો છે. હુ આત્મા જ છું. શરીર, મન, વગેરે હું નથી પણ મારે કામ કરવાનાં એ સાધનો છે. જો સાધનો ખૂબ સુંદર બનાવીએ તો જ સુદર કામ કરી શકાય. એ સાધનો સુંદર બનાવવાની ક્રિયા એ જ તપશ્ચર્યા આપણે જો એને સુંદર બનાવીશુ તો આનદ રહેશે. બાકી કુદરત યા પરમાત્મા એને સુંદર બનાવ્યા સિવાય રહેશે નહીં. તેથી જ સમજીને આપણે પ્રયત્ન ચાલુ રાખીએ. એટલા માટે આપણી દરેક ક્રિયા પર આપણી ચોકી રહેવી જોઈએ. જેથી આપણે પોતે જ આપણા પોતાના સુધારક બનીએ ડાયરી, રટણ વિ નો આ જ હેતુ છે. એમા પ્રમાદ ન રાખીએ. આત્મજાગૃતિ રાખી ખૂબ આનંદ લૂંટો. શરૂઆતમાં કદાચ અઘરુ લાગશે પણ જેમ જેમ આનંદ લૂંટશો તેમ તેમ શ્રદ્ધા વધતી જશે. –જ્ઞાનયોગી ચંદુભાઈ

આખરે એક સમય એવો આવ્યો કે, બાપુને એ બહેનની શક્તિમાં ઘણો વિશ્વાસ બેસી ગયો બાપુ માટીમાંથી મર્દ બનાવવાની કળા જાણતા હતા મડદામાં પ્રાણ પૂરવાની શક્તિ એમનામાં હતી. તેથી પોતાના પત્રો દ્વારા તેઓ તે બહેનને ખૂબ કસતા રહ્યા અને ખૂબ ઉત્સાહ આપતા ગયા એક દિવસ બાપુએ એને લખ્યું, 'મે તારા માટે ખૂબ આશાઓ બાંધી છે. બધી આશાઓ સફળ કરવાની શક્તિ ઇશ્વર તને આપે" અને વળી એક દિવસ એમ પણ લખ્યુ કે, હુ ચાહું છું કે શરીર અને શીલની દૃષ્ટિએ તું એટલી મજબૂત બની જાય કે તને કોઈથી ડરવાનુ કારણ ન રહે.

બાપુ ચાહતા હતા કે અવસર આવ્યે આ બહેન જેવી બહેને પણ આખા રાષ્ટ્રનો ભાર ઉઠાવવાની શક્તિમા પ્રાપ્ત કરવી જોઈએ

એક દિવસ બાપુએ લખ્યું, "મને તારી બાબતમાં જરાયે ડર નથી. પરંતુ તને અપ નાવીને મેં મોટી જુમ્મેદારી ઉઠાવી છે તે મોટી આશા બધાવી છે. તેથી તને જાગ્રત રાખતો રહું છું. મને વિશ્વાસ ન હોત તો તને એકલી જવા દેવા તૈયાર ન થાત...... મને તારા ઉપર પૂરો વિશ્વાસ છે. પરમાત્મા પાસે એ જ માગુ છું કે મારો વિશ્વાસ સફળ થાય"

એક સાધારણ છોકરીને ઊંચે લાવવા માટે બાપુ કેટલો પ્રયત્ન કરતા હતા, એનુ આ એક અનોખુ ઉદાહરણ છે બાપુએ આ રીતે દેશની આઝાદીની લડાઇને માટે સેકડો–હજારો શહીદો અને સેવકો તયાર કર્યા હતા

બાપુના આ સ્વરૂપને આપણે બધા સમજીએ અને આપણા જીવનમા ઉતારીએ તો ઘણુ.

પ્રાચીન જમાનામા અતિથિઓને દેવના સમાન ગણવામા આવતા હતા, પણ આજે જ્યારે કોઇને ત્યાં મહેમાન આવે તો સૌથી પ્રથમ તેમને પૂછવામા આવે છે: "આપ ક્યારે જવાના છો?" 'અતિથિ દેવો ભવ' એ એક પ્રાચીન વાક્ય છે તેથી અતિથિ બનીને કોઈનુ આતિથ્ય સ્વીકારવું એ સાધારણ વાત નથી, તેમા પણ ઘણી યોગ્યતા અને વિવેકની આવશ્યકતા છે. ગુજરાતનો એક કિસ્સો છે

---

સગાળશા નામના એક શેઠ હતા જે કોઈ એક અતિથિને જમાડ્યા વિના ભોજન કરતા નહીં. આ તેમનો હમેશનો નિયમ હતો જે દિવસે કોઈ અતિથિ ન મળે તે દિવસે તે પણ ભૂખ્યા રહેતા. એ જમાનામા આજની જેમ ભિક્ષુકોની ભરતી ન હતી બહુ મુશ્કેલીથી ભિક્ષુક મળતા—જે કોઈનું આતિથ્ય સ્વીકારવા તૈયાર થાય. કેટલાય દિવસો વહી ગયા પરંતુ શેઠને કોઈ અતિથિ મળ્યો નહીં. નિયમાનુસાર તેને તેટલા દિવસના ઉપવાસ થયા. એક દિવસે અચાનક તેમને એક તપસ્વીનો ભેટો થયો શેઠ રાજી થયા અને ભિક્ષુકને કહ્યું: "મહારાજ, હું કેટલાય દિવસનો ઉપવાસી છુ, તેથી આપ આજે મારે ત્યા પધારો અને જમો, જેથી મને પારણું કરવાની તક મળે." તપસ્વીએ કહ્યુ 'ભાઇ હું તો બીમાર સાધુ છું તેથી હુ તારે ત્યા કેવી રીતે જમી શકુ?" શેઠે કહ્યુ: "નહી, મહારાજ! હું બધી જાતની આપને યોગ્ય વ્યવસ્થા કરી આપીશ, મહેરબાની કરી આપ મારું ઘર પાવન કરો." શેઠની ભક્તિ જેઇને સાધુ જવા તૈયાર થયા બન્ને ચાલીને ઘેર આવ્યા. તપસ્વીએ શેઠની પરીક્ષા લેવાનો વિચાર કર્યો. થોડીવાર પછી તેણે કહ્યું: "શેઠજી, તું તારા પુત્રને ખાયણીમાં ખાંડીને મને ભિક્ષા આપીશ તો હું લઈશ, અન્યથા નહી." શેઠે તેમ કરવાની તૈયારી કરી ત્યારે સાધુને લાગ્યું કે આ શેઠ સાચો છે. સાધુએ તેનુ ભોજન સ્વીકાર્યું અને શેઠે પણ પારણું કર્યું. ગુજરાતમાં આજે પણ સગાળશા શેઠનો કિસ્સો પ્રખ્યાત છે.

જ્યારે માબાપને ખબર પડી કે, બહેન તો ભાઈની સાથે ક્યાંક ચાલી ગઈ છે, ત્યારે તેમણે ચારે બાજુ તાર કર્યા. તેઓ બહુ ગભરાઈ ગયાં અને મનમાં ને મનમાં ભાઈ–બહેન પર નારાજ પણ થયાં. તેઓએ એક તાર બાપુના નામે પણ કર્યો તેઓને ખબર હતી કે તેમનો ભત્રીજો ગાંધીજીની જ સંસ્થામાં કામ કરે છે. તેથી તેમણે ગાંધીજીને સખત ઠપકાભર્યો તાર કર્યો અને લખ્યું કે તેઓ પોતાની છોકરીને લેવા આવી રહ્યાં છે. બાપુએ તેઓને આશ્રમમાં આવવાનું લખ્યું, અને બહુ મીઠો જવાબ લખ્યો.

એક દિવસ એ બહેનનાં માબાપ આવ્યા અને બાપુને મળ્યાં. તેઓ મનમાં નારાજ તો હતાં જ. તેઓએ ધાર્યું હતું કે બાપુને મળીને ઝઘડો કરીશું અને એ રીતે માબાપની રજા વિના ઘર છોડીને આવેલી છોકરીને આશ્રમમાં આશરો આપવા માટે ઠપકો પણ આપીશું પણ જ્યારે તેઓ બાપુને મળ્યા, ત્યારે તઓનો બધો ગુસ્સો ઊતરી ગયો બાપુએ બહુ પ્રેમથી તેમની સામે તેમની દીકરીની વકીલાત કરી, અને તેમની પાસેથી છોકરીને દેશસેવા માટે માગી લીધી.

એ રીતે માબાપને નારાજ કરીને આવેલી છોકરી બાપુની પોતાની દીકરી બની ગઈ માબાપે પણ તેને બાપુની ગોદમાં સોંપીને શાંતિ અનુભવી. તે દિવસથી બાપુ તે છોકરીની પૂરેપૂરી સંભાળ લેવા લાગ્યા. તેઓ એમની મા બન્યા અને બાપ પણ બન્યા. તેમણે તેના અભ્યાસની વ્યવસ્થા કરી આપી બાપુ તેને પોતાની સાથે રાખવા લાગ્યા અને તેને આશ્રમજીવનની તાલીમ આપવાનું તેમણે શરૂ કર્યું. તે છોકરી હોશીયાર અને બુદ્ધિશાળી તો હતી જ. તેણે થોડા જ સમયમાં બાપુનો વિશ્વાસ પ્રાપ્ત કર્યો અને તે રાત દિવસ તેમના સાન્નિધ્યમાં રહીને તન મનથી શીખવા લાગી.

[ ૬ ]

૧૯૨૯–૩૦ની આ વાત છે. '૩૦માં જ્યારે મીઠાના કાયદાનો ભંગ કરવાની ચળવળ શરૂ થઈ અને બાપુ દાંડી–યાત્રા માટે રવાના થયા, ત્યારે ૮૦ સત્યાગ્રહીઓની ટુકડીમાં પેલી છોકરીનો પેલો પિતરાઈ ભાઈ પણ હતો. એક તરફ ભાઈ કૂચ કરવા રવાના થયો, અને બીજી તરફ બહેન પોતાને સત્યાગ્રહ અને જેલજીવનને માટે તૈયાર કરવા લાગી.

કરાડીમાં બાપુની ધરપકડ થવાથી સાબરમતી આશ્રમમાંથી બહેનોની એક ટુકડી યાત્રાએ નીકળેલા સત્યાગ્રહીઓની સેવા માટે રવાના થઈ. તે ટુકડીએ ખેડા જિલ્લામાં બોચાસણ મુકામે પડાવ નાખ્યો, અને સત્યાગ્રહી ભાઈ–બહેનોમા તે ટુકડી કામ કરવા લાગી ગઈ. શ્રીમતી ગંગાબહેન વૈદ્ય તે ટુકડીના સરદાર હતાં. એમની સરદારી નીચે આશ્રમની બહેનોએ કેટલાક મહિનાઓ સુધી બહુ સારું કામ કરી બતાવ્યું. એ બહેનોમા પેલી બહેન પણ હતી. તેણે પણ ત્યાં પોતાના કામથી બધાંના મન જીતી લીધાં.

બાપુને યરોડા જેલમાં પૂર્યા હતા. તેઓ જેલને મહેલ અને મંદિર માનતા હતા, અને એ જ ભાવથી પોતાનું સમગ્ર જેલજીવન વિતાવતા હતા. તેઓ યરોડામંદિરથી દર અઠવાડિયે આશ્રમવાસી ભાઈ–બહેનોનાં નામે પચાસેક નાના–મોટા પત્રો લખતા હતા.

જેલમાં રહીને પણ બાપુ કાશીથી આવેલી પોતાની પેલી નવી દીકરીને ભૂલ્યા ન હતા. ત્યાંથી દર અઠવાડિયે તેઓ તેના નામે પત્ર મોકલતા અને તેને તેના જીવનકાર્યની દીક્ષા આપતા હતા. જેલમાં બેઠા બેઠા પણ બહેનના જીવનની બધી બાજુને સંમાર્જિત કરવા અને ઊંચે લાવવા તેઓ પ્રયત્ન કરતા હતા.

આખરે એક સમય એવો આવ્યો કે, બાપુને એ બહેનની શક્તિમા ઘણો વિશ્વાસ બેસી ગયો. બાપુ માટીમાથી મર્દ બનાવવાની કળા જાણતા હતા મડદામા પ્રાણ પૂરવાની શક્તિ એમનામા હતી. તેથી પોતાના પત્રો દ્વારા તેઓ તે બહેનને ખૂબ કસતા રહ્યા અને ખૂબ ઉત્સાહ આપતા ગયા એક દિવસ બાપુએ એને લખ્યુ, 'મે તારા માટે ખૂબ આશાઓ બાધી છે બધી આશાઓ સફળ કરવાની શક્તિ ઇશ્વર તને આપે" અને વળી એક દિવસ એમ પણ લખ્યુ કે, હુ ચાહુ છુ કે શરીર અને શીલની દૃષ્ટિએ તુ એટલી મજબૂત બની જાય કે તને કોઈથી ડરવાનુ કારણ ન રહે

બાપુ ચાહતા હતા કે અવસર આવે આ બહેન જેવી બહેને પણ આખા રાષ્ટ્રનો ભાર ઉઠાવવાની શક્તિમા પ્રાપ્ત કરવી જોઇએ

એક દિવસ બાપુએ લખ્યુ, "મને તારી બાબતમા જરાયે ડર નથી પરતુ તને અપનાવીને મે મોટી જુમ્મેદારી ઉઠાવી છે તે મોટી આશા બધાવી છે તેથી તને જાગ્રત રાખતો રહુ છુ મને વિશ્વાસ ન હોત તો તને એકલી જવા દેવા તૈયાર ન થાત મને તારા ઉપર પૂરો વિશ્વાસ છે પરમાત્મા પાસે એ જ માગુ છુ કે મારો વિશ્વાસ સફળ થાય"

એક સાધારણ છોકરીને ઊચે લાવવા માટે બાપુ કેટલો પ્રયત્ન કરતા હતા, એનુ આ એક અનોખુ ઉદાહરણ છે બાપુએ આ રીતે દેશની આઝાદીની લડાઇને માટે સેકડો-હજારો શહીદો અને સેવકો તયાર કર્યા હતા

બાપુના આ સ્વરૂપને આપણે બધા સમજીએ અને આપણા જીવનમા ઉતારીએ તો ઘણુ

પ્રાચીન જમાનામા અતિથિઓને દેવતા સમાન ગણવામા આવતા હતા, પણ આજે જ્યારે કોઇને ત્યા મહેમાન આવે તો સૌથી પ્રથમ તેમને પૂછવામા આવે છે 'આપ ક્યારે જવાના છો?' અતિથિ દેવો ભવ' એ એક પ્રાચીન વાક્ય છે તેથી અતિથિ બનીને કોઈનુ આતિથ્ય સ્વીકારવુ એ સાધારણ વાત નથી, તેમા પણ ઘણી યોગ્યતા અને વિવેકની આવશ્યકતા છે ગુજરાતનો એક કિસ્સો છે

---

સગાળશા નામના એક શેઠ હતા જે કોઈ એક અતિથિને જમાડ્યા વિના ભોજન કરતા નહી આ તેમનો હમેશનો નિયમ હતો જે દિવસે કોઈ અતિથિ ન મળે તે દિવસે તે પણ ભૂખ્યા રહેતા. એ જમાનામા આજની જેમ ભિક્ષુકોની ભરતી ન હતી બહુ મુશ્કેલીથી ભિક્ષુક મળતા—જે કોઈનુ આતિથ્ય સ્વીકારવા તૈયાર થાય કેટલાય દિવસો વહી ગયા પરતુ શેઠને કોઈ અતિથિ મળ્યો નહી નિયમાનુસાર તેને તેટલા દિવસના ઉપવાસ થયા એક દિવસે અચાનક તેમને એક તપસ્વીનો ભેટો થયો શેઠ રાજી થયા અને ભિક્ષુકને કહ્યુ 'મહારાજ, હુ કેટલાય દિવસનો ઉપવાસી છુ, તેથી આપ આજે મારે ત્યા પધારો અને જમો, જેથી મને પારણુ કરવાની તક મળે." તપસ્વીએ કહ્યુ 'ભાઇ હુ તો બીમાર સાધુ છુ તેથી હુ તારે ત્યા કેવી રીતે જમી શકુ?' શેઠે કહ્યુ 'નહી, મહારાજ! હું બધી જાતની આપને યોગ્ય વ્યવસ્થા કરી આપીશ, મહેરબાની કરી આપ મારુ ઘર પાવન કરો' શેઠની ભક્તિ જોઇને સાધુ જવા તૈયાર થયા બન્ને ચાલીને ઘેર આવ્યા. તપસ્વીએ શેઠની પરીક્ષા લેવાનો વિચાર કર્યો થોડીવાર પછી તેણે કહ્યુ 'શેઠજી, તુ તારા પુત્રને ખાયણીમા ખાડીને મને ભિક્ષા આપીશ તો હુ લઈશ, અન્યથા નહી" શેઠે તેમ કરવાની તૈયારી કરી ત્યારે સાધુને થયુ કે આ શેઠ સાચો છે સાધુએ તેનુ ભોજન સ્વીકાર્યુ અને શેઠે પણ પારણું કર્યુ ગુજરાતમા આજે પણ સગાળશા શેઠનો કિસ્સો પ્રખ્યાત છે

# ત્યાગ. અને ક્ષમા

યશપાલ જૈન

ઘણાં વર્ષ પહેલાંની વાત છે. હજરત મહુમદના અવસાન પછી થોડાં વર્ષો બાદ આરબો અને રોમનો વચ્ચે ભારે લડાઈ થઈ. તે લડાઈમા સેંકડો માણસો માર્યા ગયા. સેંકડો ઘાયલ થયા. આખો દિવસ લડાઈ ચાલતી હતી, અને સાંજે બંધ થતી હતી. એ જ રીતે એક દિવસ લડાઇ બંધ થઈ. એક લશ્કરી આરબ પોતાના કાકાના દીકરાને શોધવા નીકળ્યો. તેની એવી ઈચ્છા હતી કે ક્યાંય ઘાયલ થઈ પડ્યો હોય તો તેને મલમપટ્ટી કરું અને દુર્ભાગ્યે તેના પ્રાણ નીકળી ગયા હોય તો તેની સારી રીતે વિધિપૂર્વક દફનક્રિયા કરું.

ચાલતાં ચાલતા તેને લાગ્યું કે કદાચ તે ઘાયલ થઈ તરસ્યો પડી પણ રહ્યો હોય, તેથી તેણે એક હાથમા બત્તી અને બીજા હાથમાં પાણીનો લોટો લીધો અને તે ચાલ્યો. યુદ્ધ-ભૂમિમાં મડદાં આમ તેમ પડ્યાં હતાં. કોઈ ચીર નિદ્રામા લીન બની ગયા હતા તો કોઇ અંતિમ શ્વાસ લઈ રહ્યા હતા. કોઈ પીડાને કારણે બૂમો પાડના હતા તો કોઇ પોતાની અસહ્ય વેદનાને પોતાના અંતરમા છુપાવી મૃત્યુની પ્રતીક્ષા કરી રહ્યા હતા.

આરબ તેમના પર દૃષ્ટિપાત કરતો કરતો આગળ વધી રહ્યો હતો. તેના મનમાં જાત જાતના વિચારો ઊઠતા હતા. થોડું ચાલ્યો ત્યાં તો તેને પોતાનો ભાઈ મળી ગયો. તેને સખત ઘા વાગ્યો હતો. તે લોહીથી તરબોળ બની ગયો હતો. તરસથી તેનો કંઠ સુકાઈ રહ્યો હતો અને અવાજ મુશ્કેલીથી બહાર નીકળી શકતો હતો. આરબે બત્તી ભાઈની પાસે મૂકી અને લોટો લઇ પાણી પીવા નમ્યો. ત્યાં તો ક્યાંકથી અવાજ આવ્યો, 'પાણી.......પાણી!' તે અવાજમાં કારુણ્ય હતું.

પાણી પીવા માટે ઉઘાડેલું ભાઈનું મોં બંધ થઈ ગયું. તેણે ધીમેથી કહ્યું, 'જાઓ, પહેલાં તેને પાણી પાઈ આવો.'

જ્યાંથી અવાજ આવતો હતો તે દિશામાં આરબ લોટો લઇ આગળ વધ્યો. પાસે જઈ જુએ છે તો લશ્કરનો એક મોટો સરદાર તરસનો માર્યો તડફડતો હતો. આરબે લોટો તેના મોં તરફ ધર્યો. સરદારના હોઠ લોટાને અડકે એટલામાં તો તેણે અવાજ સાંભળ્યો. "પાણી....ઘૂંટડો પાણી!" સરદારે ઇશારો કરી આરબને કહ્યું, "પહેલાં પાણી ત્યાં પાઇ આવો."

આરબ ત્વરાથી ત્યાં ગયો. પણ તે ત્યાં પહોંચી પાણીની ધાર એ તૃષિતના મોંમાં રેડવા જાય છે એવામાં તો તેની આંખો હંમેશને માટે મીંચાઈ ગઈ!

આરબ ઝડપથી સરદારને પાણી પાવા વળ્યો પરન્તુ તે પહોંચે એ પહેલાં સરદારના હૃદયના ધબકારા પણ બંધ પડી ગયા હતા.

તે ભાઇની તરફ દોડ્યો. પાસે ગયો ત્યાં સુધીમાં તેણે પણ અંતિમ શ્વાસ લઈ લીધો હતો.

ત્રણમાંથી ભલે કોઈને પાણી ન મળી શક્યું; પણ પહેલા બેનો ત્યાગ માનવતાના ઈતિહાસમાં યુગયુગાન્તરો સુધી સુવર્ણ અક્ષરોએ લખાયેલો રહેશે.

[બાપુના આશ્રમમાં હિન્દના દરેક પ્રાન્તના લોકો હતા. શ્રી. કાશિનાથજી ત્રિવેદી પણ સાબરમતી આશ્રમમાં કુટુંબ સહિત રહેતાં હતાં. તેમની માતૃભાષા તો હિન્દી છે પણ ગુજરાતી ભાષા તેમણે શીખી લીધેલી એટલે બાપુ તેમને કોક કોક વાર ગુજરાતીમાં પણ પત્રો લખતા.

શ્રી. કાશિનાથજીના ટૂંકા લેખો 'પ્યારાબાપુ'માં 'બાપુની અનોખી વાતો' એ મથાળાથી દર મહિને પ્રગટ થાય છે. એટલે વચકવર્ગ તેમની કલમથી તો પરિચિત છે જ. હાલમાં તેઓ ઈંદોરમાં રહે છે. બાળકોના શિક્ષણ વિષે તેઓ ઊંડું જ્ઞાન ધરાવે છે. હિન્દીમાં 'શિક્ષણ પત્રિકા' નામનું માસિક ચાલે છે તેના તેઓ સંપાદક છે.

નીચેનો પત્ર તેમના આભાર સાથે પ્રગટ કરીએ છીએ.]

ચિ૦ કાશિનાથ,

તમારી માનસિક ગ્લાની હવે દૂર થવી જોઈએ. નબળા વિચારો વિકારો વિ૦ આવે તેની નોંધ લઈ તેને દૂર કરતા રહેવું. તેનો વિચાર ન કર્યા કરવો. કેમ આવ્યા એ પણ મન સાથે ન ચર્ચવું પણ મનને સદ્‌વિચારમાં જ રોકી રાખવું અને એનો સુવર્ણ ઉપાય એ છે કે જે બાહ્ય કામ કરીએ તેમાં જ મન પણ પરોવીએ એટલે બીજે મન ભમવાનો સમય જ ન રહે.

બાપુના આશીર્વાદ

"કેવળ રામનામ લઈને રાષ્ટ્રીય સેવા કર્યા વિના સ્રીપુરુષ મોક્ષ મેળવી શકે ખરાં કે?" આ પ્રશ્નનો જવાબ બાપુએ નીચે પ્રમાણે આપ્યો:

"આ પ્રશ્ને સ્ત્રીઓને જ નહિ પણ ઘણા પુરુષોને પણ મૂંઝવ્યો છે. અને મને પણ એ પ્રશ્ન ઉકેલતાં બહુ મહેનત પડી છે. હું જાણું છું કે એક વિચારસંપ્રદાય એવો પડ્યો છે કે જે સંપૂર્ણ નિવૃત્તિનો અને પ્રવૃત્તિમાત્રની નિરર્થકતાનો ઉપદેશ કરે છે. એ ઉપદેશની કિંમત મને સમજાઈ નથી, જો કે એનો સ્થૂલ સ્વીકાર કરવો હોય તો એનો મારો પોતાનો અર્થ કરી હું સ્વીકારી શકું છું. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે, વિકાસને માટે પ્રવૃત્તિની જરૂર છે, અને તે પણ ફલાભિસન્ધિરહિત પ્રવૃત્તિની, રામનામ અથવા એવો જ કોઈ મંત્ર બોલવાની ખાતર બોલવાની જરૂર નથી, પણ આત્મશુદ્ધિની ખાતર બોલવાની જરૂર છે, – પ્રવૃત્તિને મદદ મળે તે માટે, ઈશ્વર સન્માર્ગે પ્રેરે તે માટે, જરૂર છે. જો પ્રવૃત્તિમાત્ર મિથ્યા હોય તો કુટુંબનો ભાર ઉપાડવાની અને કોક કોક વાર ગરીબને મદદ આપવાની પ્રવૃત્તિ પણ શા સારુ? આ પ્રવૃત્તિમાં જ રાષ્ટ્રીય સેવાનું બીજ રહેલું છે. અને બધી રાષ્ટ્રીય સેવામાં સમાજસેવા રહેલી છે, જેમ કુટુંબની નિઃસ્વાર્થ સેવાનો પણ એ જ અર્થ છે. રામનામથી માણસમાં નિર્મોહતા અને સમતા આવે છે, અને અણીને વખતે તે પાટા ઉપરથી ઊતરી પડતો નથી. મોક્ષ તો હું ગરીબમાં ગરીબની સેવા વિના અને તેમની સાથે તાદાત્મ્ય વિના અશક્ય સમજું છું."

બીજો પ્રશ્ન છે: 'પતિનો વિરોધ કરીને પણ પત્નીથી રાષ્ટ્રીય સેવા થાય કે? કે તેણે પતિ રજા આપે ત્યાં સુધી જ હામ ભીડવી?'

"મારા મત પ્રમાણે આદર્શ પત્ની સીતા છે અને આદર્શ પતિ રામ છે. પણ સીતાજી રામની દાસી નહોતાં. અથવા તો સીતા રામચંદ્રની દાસી હતાં, તો રામચંદ્રજી સીતાજીના દાસ હતા. રામે સીતાની સદા મરજી સાચવી છે. સાચો પ્રેમ હોય ત્યાં ઉપર આપેલો પ્રશ્ન ઊઠતો જ નથી. જ્યાં [અનુસંધાન પૃ૦ ૧૨૪મે]

મુકુલભાઈ

મહાપુરુષોના મન આભ જેવા અગાધ હોય છે એમના હૃદયની વિશાળતા એમા મૌને સમાવી દે છે પોતાને જીવનમા જે સત્ય લાધે છે તે તેઓ જગત આગળ મૂકે છે પણ જગતે તેનો સ્વીકાર કરવો જ જોઇએ એવો આગ્રહ તેઓ કદી જ કરતા નથી તેઓ તો કહે છે આ સત્યની મને ઝાખી થઈ છે તમારુ અત કરણ એને સ્વીકારવા તૈયાર હોય તો એને સ્વીકારો મહાપુરુષો પ્રયેના આદર અને પ્રેમને વશ થઈને નહિ પરતુ પોતાનો આત્મા એને અનુમતિ આપે અને પોતાની શુદ્ધ બુદ્ધિ પણ એને સ્વીકાર્ય ગણે તો જ એને માનવાની તેઓ પોતાના અનુયાયીઓને સલાહ આપતા બુદ્ધ ભગવાન પણ કહેતા 'તમે શ્રવણ કરેલુ બધુ સ્વીકારશો નહી, પરપરાથી ચાલ્યુ આવ્યુ છે માટે પણ તેનો સ્વીકાર ન કરો, ઉતાવળથી પણ એ સત્ય છે એમ માની ન લેશો આપણા શાસ્ત્રોમા લખ્યુ છે તેથી તે સ્વીકારશો નહી તમારા ગુરુએ કહ્યુ છે તેથી તે સ્વીકારવુ જ જોઈએ એમ માનશો નહી પરતુ તમને એ લાભદાયી, શ્રેયસ્કર અને વિશુદ્ધ લાગે અને એના સ્વીકારથી તમને સુખ અને સતોષ મળશે, તો જ એનો સ્વીકાર કરજો

બાપુજી પણ કહેતા 'હુ તમને જે વિચારો બતાવુ તેમા તમને જે પસદ પડે તે જ અમલમા મૂકજો"

તેથી બાપુ પોતાના વિચારો સમજાવવા શક્ય એટલો પ્રયત્ન કરતા, પરતુ સામી વ્યક્તિ એનો સ્વીકાર કરે એવો આગ્રહ રાખતા નહી

અહી એક પ્રસગ જોઇએ શ્રી. હેનરી પોલાક ગાધીજી સાથે દક્ષિણ આફ્રિકામા કાર્ય કરતા હતા. તેમના પત્ની મીલી પોલાક પણ એમની સાથે રહેવા જોહાનીસબર્ગ આવ્યા તેમને એક નાનકડા ઘરમા રહેવાનુ હતુ તે ઘરમા નહોતુ કઈ શોભા કે શણગારનુ નામનિશાન ભોય પર જડેલા દેવદારના ખુલ્લા પાટિયાને ઢાકવા શેતરજી કે ગાલીચા નહોતા બારીએ લગાવવાના પડદા પણ નહોતા પીળી રગેલી ભીતો પર એક પણ ચિત્ર નહોતુ માત્ર તે ઘરમા સાદામા સાદુ અને જીવનને જરૂરી એવુ રાચરચીલુ જ હતુ

મીલી પોલાકને એમા સુધારો કરવાનુ મન થયુ તેમણે બાપુજીને કહ્યુ : "મારે થોડાક પડદા, થોડીક જાજમ અને ગાલીચા ને ઘરને 'ઘર જેવુ બનાવવાને બીજી થોડીક ચીજો જોઇએ છે '

બાપુજી નવાઈ પામી બોલ્યા, "પણ એ બધુ શાને સારુ ? એ બધાની જરૂર શી છે ? આ બારીઓમાથી જે પ્રદેશ દેખાય છે તે કોઈ પણ ચિત્રના કરતા સુદર નથી શુ ? તો પછી તેને પડદાથી ઢાકી દઈ તે દેખાય જ નહી એવુ કરવાથી શો ફાયદો ? તમે તો કહેતા હતા કે તમને આકાશના દશ્યો અને સુદર સૂર્યાસ્ત જોવા ગમે છે એ બધુ તમારી સામે પ્રગટ જ છે તેને તમે પડદાથી શા સારુ ઢાકી દેવા માગો છો એ મને સમજાતુ નથી'

મીલી પોલાક બોલ્યા "થોડાક લેસના પડદાથી કે ઝીણી મલમલથી એ દેખાવ ઢકાઈ નહી જાય પડદા એવી રીતે બારીએની બાજુમા કોરે કોરે આવી રહેશે કે આ સરેતુ ભમરાળુ લાકડુ જ માત્ર ઢકાઇ જશે. અને હુ કઈ આખો દહાડો તો બારી બહાર જોયા કરવાની નથી જ વળી છ વાગ્યા પછી તરત અધારુ થઈ જાય છે, ને પછી તો

મારે ભીંતો તરફ જ જોઈ રહેવું પડે છે. ઘરમાં પોતાની કંઈ શોભા જેવું તો છે જ નહીં. જે કંઇ જુઓ તે સસ્તું અને કર્કશ છે; ને એ બધું ઉઘાડું જોતાં મને કંઈ ને કંઈ થઈ જાય છે. થોડા જ પૈસા ખરચીને, અને એક-બે ચિત્રો ટાંગીને પણ, હું આ ઘારના કરતાં ઘણું સારું દેખાતું કરી શકું એમ છું. આ ભૂંડી ભૂખ જેવી દીવાલ મારે ઢાંકવી છે."

બાપુજીએ કહ્યું, 'પણ તમે અહીંયાંથી જે ચિતાર જોઇ શકો છો તેના કરતાં અધિક સુંદર ચિત્ર કોઇ તમને મળશે ખરું? જુઓ, તમારે જે સુંદરતા જોઇએ છે, એ તો અહીં તમારી આસપાસ પડેલી છે. ઈશ્વરે તમને સાચી સુંદરતા કુદરત દ્વારા આપી છે. પછી તમે માણસની બનાવેલી ચીજો માટે શા સારુ તલસો છો?"

મીસી પોલાક બોલ્યા, "ઇશ્વર અને મનુષ્ય વચ્ચે તમારા જેટલી સહેલાઈથી હું ભેદ પાડી શકતી નથી. એમની વચ્ચે એવી રીતે ભેદની લીટી દોરતાં મને આવડતું નથી. મનુષ્ય સુંદર વસ્તુઓ સરજે, તો એની માર-ફતે ઈશ્વર જ બોલે છે એમ કહેવાય."

બાપુજીએ કહ્યું, "પણ તમારી પાસે ઈશ્વર હોય તો પછી તમારે મનુષ્યને પૂજવાની જરૂર રહે ખરી?"

મીલી પોલાકે કહ્યું, "હું મનુષ્યદ્વારા ઈશ્વરને પૂજી શકું છું."

બાપુ બોલ્યા, "ના, તમે મનુષ્યની પૂજા કરવા જતાં ઈશ્વરનું દર્શન ગુમાવો છો."

મીલી પોલાકે કહ્યું, "હું તમારી સાથે એ વાતમાં સંમત નથી મનુષ્યે રચેલી કોઈ સુંદર વસ્તુ જોઈને હું પ્રેમના યા સૌન્દર્યના સાક્ષાત્કારની સમીપ પહોંચુ છું, એટલી મને ખબર છે. મનુષ્ય ઈશ્વરનો દુભાષિયો છે."

બાપુજી થોડી વાર શાંત બેઠા. બધે શાંતિ પ્રસરી ગઈ પછી બાપુ ધીમેથી બોલ્યા, "ભલે, તમારે પડદા ને ગાલીચા જોઇએ જ એમ તમને લાગતું હોય તો મંગાવી આપીશું."

બાપુના જીવનમાં આવા કેટલાયે પ્રસંગો બન્યા છે. અને એમાં બાપુજીની મહત્તા એક યા બીજી રીતે દેખાઇ આવે છે 'બહુ તાણવાથી તૂટી જાય' એના કરતાં પાછળથી એને સત્ય સમજાય એટલી સ્વતંત્રતા આપવી, એમ કરવાથી જ મનુષ્યોનું જીવન સમાધાન પૂર્વક ગોઠવી શકાય અને એકબીજા વચ્ચે સુમેળ સધાય.

---

સુવર્ણ જીવન: (અનુસંધાન પૃ. ૧૨૨થી પ્રેમ નથી ત્યાં બંધન પણ નથી હોતું પણ આજનો હિંદુ ગૃહસંસાર એક સમસ્યા છે, કારણ પતિપત્ની જ્યારે પરણે છે ત્યારે એક બીજા વિષે કશું જાણતા નથી. ઘણુંખરા હિંદુ ઘરોમાં ધર્મની અનુમતિ અને તેની સાથે રૂઢિનું અનુમોદન અને સંકોચવિનાનું વિવાહિત જીવન શાંતિ જાળવે છે. પણ જ્યારે પત્ની કે પતિ અસાધારણ વિચાર ધરાવે છે ત્યારે ખળભળાટ થવાની ધાસ્તી રહે છે. પતિને સો કરતી શરમ હોતી નથી. પોતાની સહચરીના વિચાર જાણવાની તે પોતાની ફરજ સમજતો નથી સ્રીને તે પોતાની મિલકત સમજે છે અને પતિનો દાવો કબૂલ રાખનારી બિચારી પત્ની ઘણીવાર પોતાનો ભોગ આપે છે. આમાંથી નીકળવાનો માર્ગ છે ખરો. મીરાંબાઈએ તે માર્ગ બતાવ્યો હતો. અને જ્યારે પોતાનો પક્ષ સત્ય લાગતો હોય ત્યારે, અને પોતાનો સત્યાગ્રહનો ઉચ્ચ ઉદ્દેશને માટે હોય ત્યારે, તેને મકકમપણે પોતાના મતને વળગી રહેવાનો હક છે અને સત્યાગ્રહ કરતાં જે કષ્ટ ભોગવવું પડે તે તેણે વેઠી લેવું.

પ્યારાબાપુ

ગાધીજી

"ભોગ ભોગવવાને સારુ વિવાહ કરવા તે વિવાહ નહિ પણ વ્યભિચાર છે."



"તમારે જાણવું જોઈએ કે ધર્મ સમજાને એવી વિધિઓ સિવાયની બધી વિધિઓને છોડીને હુ ચાલવાવાળો છુ. અને આજે આ બધી વિધિના મે જાતે ભાગ લીધો કારણ કે દરેક મત્રની અદર રહસ્ય રહેલુ છે એટલા માટે બધા મત્રોનો અર્થ તમને સમજાવવામા આવે એવી વિનતી મે શાસ્ત્રીજીને કરી હતી સસ્કૃત મત્રોનો તો એટલા જ માટે હુ આગ્રહ રાખુ છુ કે સસ્કૃત ભાષામા જે શક્તિ છે તેની આપણા ઉપર અસર પડે મત્રોના ધ્વનિની પણ શ્રદ્ધાળુ ઉપર અસર પડે એમ અનુભવીઓનુ કથન છે હુ એ માનુ છુ એ ધ્વનિ તો તરજુમામા ન જ ઊતરે

"તમે જોયું કે 'તને બળવાન, વીર્યવાન આરોગ્યવાન પુત્ર થાઓ' એમ વરની પાસે કહેવડાવવામા મને આઘાત નથી પહોચ્યો આનો અર્થ એ નથી કે પુત્રોત્પત્તિ એ આવશ્યક છે. પણ પુરુષસ્ત્રીનો સબધ ભોગ ભોગવવાને નથી પણ કેવળ સતાનોત્પત્તિને અર્થે જ હોઈ શકે એમ કહેવાનો આશય છે જેને સંતાનેચ્છા નથી તેને વિવાહની જરૂર નથી ભોગ ભોગવવાને સારુ વિવાહ કરવા તે વિવાહ નહિ પણ વ્યભિચાર છે ભોગ શબ્દ જ આ પવિત્ર સસ્કાર વિષે લાગુ પાડવો મને ખૂચે છે, એટલે હું તો સગ શબ્દ વાપરુ, અને તમને કહું કે જ્યારે તમને સંતાનેચ્છા ખરેખર થાય ત્યારે જ સંગ ધર્મ્ય છે એ ઇચ્છા વિનાનો સંગ ભોગ છે, ને ભોગ ધર્માચરણીને ત્યાજ્ય બને છે સંગ થવાનો હોય ત્યારે તમે ઈશ્વરનુ નામ લઈને, શરીર, મન અને હૃદયને પવિત્ર કરી શુદ્ધ થઈને જ કરી શકો. આમ વર્તો તો તમારો એક જ સગ સતાનને માટે સપૂર્ણ થવો જોઈએ. આરોગ્યવાન, સંયમી સ્ત્રી કે પુરુષનુ વીર્ય નિષ્ફળ જતું જ નથી, એટલે સંપૂર્ણ સયમથી સાચવેલુ વીર્ય સતાન ઉત્પન્ન કરે જ. એટલે સ્પષ્ટ છે કે જે સ્ત્રીપુરુષો મન અને શરીરનુ આરોગ્ય ભોગવતા નથી તેમને માટે તો એ સગ વર્જ્ય છે એનો સગ એ ભોગાર્થે જ હોય એટલે એ વ્યભિચાર છે શુદ્ધ ધર્માચરણ કરનારને ભોગેચ્છા ન જ હોય એટલે એને તો સંતાનોત્પત્તિને અર્થે કરેલા સંગમાં જ તૃપ્તિ છે, કેમ કે તેથી સંતાન થશે જ એવો વિશ્વાસ છે

"આજ સુધી તમે સાભળતા આવ્યા હશો કે વિકારતૃપ્તિને માટે વિવાહ કરવા એ વાત સાવ ખોટી છે. હુ તો એ કહું કે અગ્નિની સાક્ષી રાખીને થયેલા આ સસ્કાર વિકારોને ભસ્મ કરવાને માટે થાય છે. આજ કાલ ત્યાગ અને સયમ એ ધર્મ નથી મનાતો. વિકાર પોષવા ને ભોગ ભોગવવા એ ધર્મ મનાય છે તમે તમારી નબળાઈ કે

અશક્તિને કદી ધર્મ ન માનશો. અશક્તિની ઘડીએ આ ભવ્ય પ્રસંગ યાદ કરજો, અને મારું કહેલું યાદ કરીને વિકાર શમાવી શકો તો શમાવજો. આટલું ન કરી શકો તો આ વિધિ નિરર્થક થાય. એ વિવાહ સંસ્કાર ન રહે પણ વિષયોપભોગના સાધનને માટે એક સગવડ બની રહે. 'સિવિલ મૅરેજ' એવી રીતે થાય છે; ત્યાં ધર્મસંસ્કારની વાત નથી હોતી.

"તમે બંને મિત્રો બનો છો, એક બીજાનાં સહાયક બનો છો. આ છોકરીઓ ઉપર તમારે વરોએ હુકમ ચલાવવાપણું નથી, કે નથી એ તમારી ગલામજૂરી કરવાને માટે તમારી સાથે જોડાઈ. તમે જોડાયાં છો તો એટલા માટે કે તમારું જીવન સંપૂર્ણ થાય, તમે એકબીજાને ધર્મમાર્ગે સહાય કરો, તમે સર્વ બાબતોમાં સમાનતા ભોગવો, તમારાં હૃદય, મન, આત્મા સમાન થાય, એક થાય. તમે યુવકો આ છોકરીઓના શિક્ષક અવશ્ય બની શકો છો. જો તમારામાં વધારે બુદ્ધિબળ હોય, વધારે હૃદયબળ હોય તો તમે અવશ્ય એ છોકરીઓને આપજો, તમે એકબીજાને પુષ્ટ કરજો, પણ કદી એકબીજાને પછાડશો નહી

"મધુપર્કનો વિધિ તમે સમજ્યાં હશો. પૃથ્વીની બધી સમૃદ્ધિ મધુમય છે, સુખદુઃખ પણ મધુમય છે. એ સંસારનું મધુ તમે ત્યારે જ ભોગવી શકશો કે જ્યારે તમે બીજાઓનો હિસ્સો કાઢીને જ એ ભોગવશો. ત્યાગ કરીને ભોગવવાનું રહસ્ય એ વિધિમાં રહેલું છે.

"આ આદર્શ તમારી આગળ મેં મૂક્યો તેથી એમ નથી ઇચ્છતો કે તમે દંભી થાઓ, કે એનો અમલ કરવામાં તમે તમારાં શરીર ઘસી નાંખો. ખરી વાત તો એ છે કે જે માણસ સ્વાભાવિક સંયમ પાળે છે તે તો દિનપ્રતિદિન વધે છે, પ્રસન્ન રહે છે, તે કદી ઘસાતો નથી. એ સ્વાભાવિક સંયમને અર્થે તમારી પાસે કૂચી મૂકું છું. તે એ કે તમે મનને પહેલું વાળજો. તમારી શક્તિ હોય ત્યાં સુધી જ તમે જજો, શક્તિ ઉપરાત જશો નહીં. મેં તો તમારી પાસે કાટખૂણો મૂકી દીધો છે. તમે એ કાટખૂણાને પહોંચવાને અશક્ત હો તો તેમાં લજ્જા નથી. હું તમને દબાવવાની વાત જ નથી કરતો, તમને શુદ્ધ ધર્મ સમજાવી રહ્યો છું. આખો સંસ્કાર વિકાર શમાવવાને માટે છે. જેમ ઉપનયન તેમ જ વિવાહ બંને નવા જન્મ છે. વિચાર અને આચાર એક રાખશો તો તમે દંભી નથી થવાના. જાગૃત રહેજો; મૂઢ ન થશો. જેણે વિચારને સ્વચ્છ રાખ્યા છે તે કદી નબળો બની જ નથી શકતો. છાવણીમાં ખૂબ વરસાદ પડ્યો, રસ્તે વરસાદ પડતો હતો. ભીંજાતા ભીંજાતા આવતાં શરદી થશે, માંદા પડાશે એમ સૌ મને ડરાવતા હતા, પણ મને એ ડર હતો જ નહિ. એ નાની વાતમાં પણ વિચાર કામ કરી રહ્યો હતો, એમ જ મોટી વસ્તુઓમાં પણ વિચાર કામ કરે છે. વિચારની પાછળ શબ્દ ચાલે છે, શબ્દની પાછળ શરીર ચાલે છે. માણસ વિચારમય પ્રાણી છે અને આખી સૃષ્ટિ વિચારમાંથી ઉત્પન્ન થઈ છે બુલંદ વિચારનું પરિણામ પણ બુલંદ આવે છે. તમે બુલંદ વિચાર લઈને અહીંથી જશો તો તમે તમારી આસપાસની નબળાઈઓને, નબળા બનાવનાર સંસારના વાતાવરણને વશ નહિ થાઓ. જ્યારે નબળા થવાનો પ્રસંગ આવે ત્યારે એકબીજાને મદદ કરવાનો પ્રયત્ન કરજો અને આ પ્રસંગ યાદ કરજો. એ સ્મરણ સાથે તમારી મૂર્છા ઊતરી જશે."

આ પછી ગાંધીજીએ યુગલોને કહ્યું કે, "કાંઈ પૂછવું હોય તો પૂછો."

"સંતતિની ઇચ્છા ન હોય તે માણસ

પાશ્ચાત્ય

લગ્ન ન જ કરી શકે ?" એ પ્રશ્ન પૂછાયો.

એટલે ફરી ગાંધીજીએ વાક્પ્રવાહ શરૂ કર્યો: "ન જ કરી શકે. જેને વિકાર નથી અને જેને સંતતિની ઇચ્છા નથી તે શા સારુ વિવાહ કરે? 'પ્લેટોનિક' લગ્ન જેવી વસ્તુને હું માનતો નથી હા, કેટલાક લગ્નો સ્ત્રીની રક્ષા કરવાને માટે થયા છે ખરા, પણ તેમા તો સ્ત્રીની સાથે શરીરસબંધનો વિચાર સરખો નથી હોતો

"વિકારરહિત સગ શું છે એ તો મે તમને કહ્યુ મારા લેખોમા પણ એ તમે જોશો મહાભારતમા કેટલીક વસ્તુ એવી છે કે જેની ઉપર વિચાર કરતા નિત્ય નવીન રહસ્ય ઊઘડે છે વ્યાસે નિયોગ કર્યો એ ભોગેચ્છાએ કરેલો કે? એને તો સતાનોત્પત્તિ માટે જ સગની વિનતી કરવામા આવી હતી એણે વિકરાળ રૂપ ધારણ કર્યું, આખે શરીરે ઘી ચોપડયુ. એણે વિકારો ઉત્તેજે એવા હાવભાવ કરવાની આવશ્યકતા ન જોઈ એને તો ધર્મકૃત્ય કરવુ હતુ પૃથ્વીમા બીજારોપણ કરવુ હતુ તમારી પાસે ત્રણ ત્રણ વાર પ્રતિજ્ઞા કરાવે છે કે 'નાતિચરિષ્યામિ, નાતિચરિષ્યામિ, નાતિચરિષ્યામિ' એ શુ છે? કોઈ પણ પ્રસગે તમે ધર્મનો—ઈશ્વરી કાનૂનનો અતિચાર—ભગ ન કરશો એ એનો અર્થ છે

"વિકાર પોષવો એ એક અતિચાર છે બાળકની ઇચ્છા એ સ્વાભાવિક છે માતા થવાની ઇચ્છા સ્ત્રીમાત્રમા જોવામા આવે છે પણ એ માતા થવાની ઇચ્છા સભોગેચ્છા નથી જેને માતા થવું છે તે એક વાર સગ કર્યા પછી સંગની ઇચ્છા જ ન રાખે તે તો સતાનનો જ વિચાર કરવાની છે, એ સતાન હૃષ્ટપુષ્ટ જન્મે, નીરોગી જન્મે, ઉત્તમ સંસ્કારયુક્ત જન્મે એ માટે જ પેરવી કરવાની છે આ સ્વાભાવિક નિયમ તો પશુઓમા પણ પ્યાગઆપુ પળાય છે જગતમા વ્યભિચાર વધતો જાય છે એનું કારણ એ છે કે આ જાતના વિવાહને કોઈ જાણતુ નથી

"આ શુદ્ધ ધર્મ કઠણ નથી જેમ સૂકી રોટીમા પણ ભૂખ્યે પેટે રસ આવે છે તેમ ધર્મપાલનમા, સયમમા પણ રસ આવે છે જે વીર્યસગ્રહ કરી શકે છે તેને બધી ઇન્દ્રિયોનો વિકાસ સહજ થાય છે મનુ ભગવાન તો કહે છે કે પ્રથમ પુત્ર જ ધર્મજ છે, બીજા બધા કામજ પુત્ર છે આપણા શાસ્ત્રો અનુભવથી લખાયા છે લખવાની ખાતર નથી લખાયા. વિચારની શુદ્ધિ કરતા જઈએ અને તેનુ પાલન કરતા જઈએ તો કઠણ લાગતા નિયમોનુ પણ પાલન સહજ થાય

"ઈશ્વર એટલે મહાનિયમ—કુદરતી અચલિત કાયદો એ કાયદાનો ભગ કરીશુ તો સજા થવાની જ છે, પણ કાયદાનુ પાલન કરીશું તો સ્ત્રીપુરુષોની એવી જાતિ પેદા થશે કે જે પોતાના પ્રભાવથી કઠણ કામો સાધી શકશે

"તમારે જાણવુ જોઇએ કે મે તો ભોગ ભોગવવાની જ્યારે મારી ખરી ઉમર હતી, શરીરસપત્તિ હતી ત્યારે જ ભોગનો ત્યાગ કર્યો મે જોયુ કે હુ જન્મ્યો હતો એક કારણે (આપણે બધા એમ જન્મીએ છીએ) ને મારુ લગ્ન બીજે કારણે થયુ હતુ એટલે જે કારણ માટે હુ જન્મ્યો હતો તે કારણનું સાધન લગ્નને બનાવવાનો નિશ્ચય કર્યો અને ભોગ છોડવાનો ધર્મ સમજ્યો સ્ત્રી એ ભોગવુ સાધન નથી પણ સહધર્મિણી છે એમ સમજ્યો ત્યારે જ અમારુ વિવાહિત જીવન સુખમય ને જ્ઞાનમય બન્યુ

"એ સયમધર્મ ત્યારે જ સધાય કે ભોગને પોષનારી બધી વસ્તુઓનો ત્યાગ કરીએ, એકશય્યાનો ત્યાગ, હાવભાવનો ત્યાગ કરીએ હુ જાગૃત થયો એટલે આ બધુ

સમજ્યો. વિવાહ ભોગ માટે નહીં તો શા માટે ? એ જનસેવા માટે છે એ હું સમજ્યો, અને બાને પણ સમજાવી શક્યો. નિરક્ષર છતાં એ મારાં બધાં કામોમાં સાથે ઊભતી થઈ, અને મારે લીધે જ નહીં પણ સ્વતંત્ર રીતે સ્તુતિપાત્ર બની. એ નિર્બળ ભલે લાગતી હોય, છતાં ઓગણોતેર વરસની ઉમરે રાતદિન ઢસરડા ઢસડી શકે છે. પણ જો અમે ભોગ ભોગવતાં હોત તો અમારા શા હાલ થાત?

"આજે તો તમારી પાસે અનેક સુયોગો છે. મારી પાસે એક સુયોગ ન હતો. હા, મારી પાસે એક વસ્તુ હતી—સત્ય. એ સત્યે મને ઉગાર્યો. એ સત્યમાંથી જ બ્રહ્મચર્ય ઉત્પન્ન થયું, અહિંસા ઉત્પન્ન થઈ. એ સત્ય તમે સાધશો તો તમારો માર્ગ સુગમ છે. ગમે તે કરો પણ જગતને છેતરતા નહિ. વિકારી વિચારને પણ છૂપાવતા નહિ. વિકાર પ્રગટ કરવામાં જો શરમ હોય તો તે વિચાર કરવામાં વિશેષ શરમ છે, એ સમજશો તો તમને વિકાર પજવશે નહીં."

---

# ગાંધીજીવિરચિત ભોજનસૂત્ર

[ગાંધીજીએ જેલમાંથી આશ્રમ ઉપર લખેલા એક કાગળની સાઇક્લોસ્ટાઇલ ઉપર કરેલી નકલનું એક પાનું મારી આગળ રહી ગયું છે એમાંથી આ ઉતાર્યું છે. દે૦ વા૦]

તા. ૨૮-૧૧-૩૨. પત્ર ૩૯

...પણ મેં તો હમણા ભોજનની સાદાઈ માગી છે....જે પ્રયોગ હું સૂચવું છું તે લેભાગુ નથી, શાસ્ત્રીય છે. ખરું જોતાં ગરીબો, કેદીઓ જે પામે છે તેનાથી વધારે જે લઈએ તે આવશ્યકતા સિદ્ધ થયે જ લેવાય....એક જ વખતે ઓછાં વાનાં ખાવાની કળા આપણે શીખવાની જરૂર છે. આરોગ્યને સારુ આમ કરવું જરૂરનું છે એમ પ્રયોગ કરી દાકતરોએ સિદ્ધ કર્યું છે. આખા દિવસમાં ભલે વધારે વાનાં લેવાયાં હોય; એક ટંકમાં બધાં ન ભેળવાય. રોટલી, દાળ, શાક, દૂધ, ભાત આ બધું એક જ ટંકે ન લેવાય. પણ એક ટંકે રોટલીદૂધ લેવાય, બીજે ટંકે શાકરોટલો લેવાય, શાકદૂધ લેવાય, રોટલોદાળ લેવાય. દાળદૂધ કદી ન લેવાય; ઘઉં-બાજરો સાથે ન લેવાય. ભાતદાળ લેવાય, ભાતદૂધ લેવાય; ભાતશાક ન લેવાં સારું છે. આ તો મે વાંચ્યું છે ને અમલમાં મૂક્યું છે તેમાંથી લખું છું. આમ કરતાં હોજરી ઉપર બોજો થોડો પડે છે, ને શરીર હલકું રહે છે. જેઓ સમજપૂર્વક આવા પ્રયોગ ન કરે તે જરૂર મૂંઝાય આવા પ્રયોગમાં મન સાથે ન હોય તો તે ફોકટ જાય એમ બને. એ કરવામાં ત્યાગ પોષાય છે, ગરીબનો વિચાર થાય છે, પૈસો બચે છે ને આરોગ્ય વધે છે એમ મનમાં દૃઢ કરીને પ્રયોગ કરાય.

દૂધ, રોટી, શાક ને ફળ પૂર્ણ ખોરાક છે એમ હું અનુભવી રહ્યો છું. મારું વજન ૧૦૩॥ રતલ લગી ગયું છે. ફળ લીલાં સાવ નોખાં લઉં છું. દૂધની સાથે ખજૂર અથવા શાક લઉં છું, અર્ધું દૂધ ખજૂરમાં લઉં છું ને અર્ધું પીઉં છું. આમ કરી ૨॥ થી ૨॥। રતલ દૂધ લઉં છું. પરોઢિયે મુસંબી નારંગી મળી ૪, સાત વાગ્યે દૂધખજૂર, બાર વાગ્યે નારંગીમુસંબી ૨, ચાર વાગ્યે શાક, દૂધ ને રોટીનો એક ટુકડો આમ મારો [અહિં પહેલું પાનું પૂરું થાય છે, ને બીજું મારી આગળ રહ્યું નથી. —દે૦ વા૦]



# રવીન્દ્ર મનન

કાકા કાલેલકર

## રત્ન-આભૂષણનું બન્ધન



સુરક્ષિત રહેવાને માટે, આપણે ચાર દીવાલોનું ઘર બનાવીએ છીએ ગરમી, હવા અને વરસાદથી બચવાને માટે આપણે ઉપર છાપરું બનાવીએ છીએ, અને ચોરોથી બચવાને સારુ દરવાજા બંધ કરીને અંદર સૂઇએ છીએ આ રીતે આખા વિશ્વનો બહિષ્કાર કરીને આપણે એક પ્રકારની સલામતી પામીએ છીએ ખરા, પરંતુ સલામતીની સાથોસાથ વિફળતા પણ આપણા નસીબમાં લખાઈ જાય છે આટલું વિશાળ વિશ્વ અને એમાં પેલા દિવ્ય સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર અને તારા, આકાશના વાદળાં અને પંખી, વૃક્ષ-વનસ્પતિ રંગફૂલ, એ બધું આપણે માટે પારકું બની જાય છે, અને આપણે જાણે કે આપણને એક સાંકડી ખાઈમાં બંધ કરી દઇએ છીએ

સમાજમાં ઊંચનીચ ભાવ ઉત્પન્ન કરીને, આપણને ઉચ્ચ-વર્ણીય ઠરાવીને અથવા કોઈ રાજા પાસેથી સરદારી પ્રાપ્ત કરીને આપણે આપણને સમાજથી અળગા પાડી દઇએ છીએ, લોકજીવનથી આપણને બહિષ્કૃત બનાવી દઇએ છીએ, અને અન્તમાં રત્ન-આભૂષણોની અને એશઆરામની વૃદ્ધિ કરીને આપણને જીવન-દરિદ્રી બનાવી દઈએ છીએ આપણે કદી એ વિચારીએ છીએ ખરા કે આ બધો વ્યાપાર નફાનો છે કે નુકસાનનો?

રત્નહારનો ત્યાગ કરીને વનમાળા ધારણ કરનારા, અને રાજપુત્રોને છોડીને ગોવાળિયાને અપનાવનારા શ્રીકૃષ્ણ જીવનનું મૂલ્ય બરાબર સમજતા હતા સ્યમંતક-મણિ યુદ્ધમાં પ્રાપ્ત થયો ત્યારે તે મણિને તેમણે પોતાના રાજાને આપી દીધો, અને પોતાના મુગટમાં રત્નોને બદલે મોરપીંછ જ શોભતાં હતાં, તેથી જ તે લોકોના હૃદય-મણિ થઈ શક્યા અતિરથી, મહારથી બનીને લડવામાં જે આનંદ છે, તેથી કેટલીય અધિક જીવન-સમૃદ્ધિ ભક્તોના સારથી બનીને ઘોડા હાંકવામાં છે—એ વાત સમજવાની જીવન-પરાયણતા કૃષ્ણમાં હતી, તેથી તો તે નૃપતિ બનવાને બદલે લોકવલ્લભ બન્યા

જો આપણે જરા વિચારીએ તો આપણે જોઈ શકીશું કે જે સંગ્રહિત સંપત્તિના આપણે આપણને માલિક માનીએ છીએ, તે છેવટે આપણી જ માલિક બની જાય છે Our possessions possess us.

જો આપણે આત્મ-સમૃદ્ધિ વધારવા ઇચ્છતા હોઇએ, તો આપણે બાહ્ય-સમૃદ્ધિનો બોજો ઓછો કરવો જ પડશે જેટલે અંશે આપણી બાહ્યસમૃદ્ધિ વધે છે, તેટલે અંશે આપણી વ્યક્તિ-સમૃદ્ધિ ઘટતી જાય છે, અને પરિગ્રહ ઓછો કર્યો એટલે આત્માનુભૂતિ સઘન થતી જાય છે The less I have the more I am

તો પછી પોતાના બાળકને આભૂષણોથી લાદીને, એને મજાનો પોટિયો બનાવીને માએ એવું શું પ્રાપ્ત કર્યું? જમીન-પર આળોટવું માટીમાં ખેલવું, ગરમી, હવા અને વરસાદના સહવાસમાં રહીને શરીરને હૃષ્ટપુષ્ટ કરવો અને સમાન વયનાં બાળકો સાથે નાચી-કૂદીને મોટા થવું એ જ બાલ્યવયની ખરી

સફળતા છે. આ સર્વથી પોતાના બાળકને વંચિત રાખીને માતાએ જો એને પોતાના વૈભવ-ભારનું વાહનમાત્ર બનાવી મૂકે તો બાળકનો જીવન-રસ સુકાઈ જશે અને એના આનંદને જાણે પાંડુ-રોગ લાગી જશે.

આ ચિંતાથી પ્રેરિત થઈને માતાને કવિ કહે છે:

રાજાર મતો બેશે તુમિ સાજાઓ જે શિશુરે
પરાઓ જારે મણિ રતન-હાર -
ખેલા-ધુલા આનન્દ તાર સકલિ જાય ઘુરે,
બસન-ભૂષણ હય જે વિષમ ભાર।
છેંડે પાછે આઘાત લાગિ
પાછે ધુલાય હય સે દાગી,
આપનાકે તાઈ સરિયે રાખે સબાર હતે દૂરે,
ચલતે ગેલે ભાવના ધરે તા'ર,-
રાજાર મતો બેશે તુમિ સાજાઓ જે શિશુરે,
પરાઓ જારે મણિરતન-હાર।
કી હબે મા અમનતરો રાજાર મતો સાજે,
કી હબે ઐ મણિ-રતન હારે।
દ્વાર ખુલે દાઓ જદિ તો છુટે પથેર માઝે
રૌદ્ર વાયુ ધુલા કાદાર પારે।
જે થાય વિશ્વજનેર મેલા
સમસ્ત દિન નાનાન ખેલા,
ચારિદિકે બિરાટ ગાથા બાજે હાજાર સુરે,
સેથાય સે જે પાય ના અધિકાર,
રાજાર મતો બેશે તુમિ સાજાઓ જે શિશુરે,
પરાઓ જારે મણિરતન-હાર॥

ઓ મા! તું તારા બાળકને રાજકુમારોના જેવો પોશાક શા માટે પહેરાવે છે? તું શા માટે આ ભારે વસ્ત્રો અને મણિરત્નોનો બોજો એના પર લાદીને એના ખેલવા-કૂદવાના આનંદનો નાશ કરે છે?

તું શા માટે એને ચિંતામાં નાખે છે કે 'અરે, કંઈ લાગી જશે, મારાં કપડાં ફાટી જશે, ધૂળ ઊડશે, મારાં કપડાંને ડાઘ લાગશે!' તું જોતી નથી કે, આ ચિંતાથી તે પોતાને બીજાં બાળકોથી દૂર દૂર રાખે છે? ઓ મા! તું શા માટે તારા બાળકને રાજકુમારના જેવો સાજ સજાવે છે?

શો ફાયદો છે મા! આ રાજપુત્રોના જેવા પોશાકથી? શો ફાયદો છે મા! આ મણિરત્ન-હારોથી? ખોલી દે મા, ખોલી દે દરવાજા! જવા દે, જવા દે અમને તાપમાં તપવા, હવામાં ગેલ કરવા, માટીમાં આળોટવા, કાદવમાં ખેલવા!

મા, મા, જવા દે, જવા દે અમને ત્યાં, જ્યાં વિશ્વ-જનોનો મેળો ભરાયેલો છે. જ્યાં જાત જાતના ઉત્સવો અખંડ થઈ રહ્યા છે, જ્યાં ચારે બાજુ વિરાટ સંગીત હજારો સૂરોથી ગૂંજી રહ્યું છે! ઓ મા, તારા બાળકનો આ જીવનોત્સવમાં ભાગ લેવાનો અધિકાર તું છીનવી ન લે! ઓ મા! બાદશાહી પોશાક અને રત્નજડિત અલંકારોનો ભાર તારા બાળક પર તું ન લાદ!

---

પુરાણા જમાનામાં સમુદ્રને કિનારે રેતી નહોતી. બધી જગાએ લોટ જ પથરાયેલો હતો. જેને ભૂખ લાગતી તે સમુદ્રના કિનારે જઈને લોટ લઈ આવતા અને રોટલી બનાવીને ખાતા પણ એ માટે આ એક નિયમ હતો. કે જેટલા લોટની જરૂર હોય એટલો જ લેવો જોઈએ એક મુઠ્ઠીભર પણ વધારે નહીં લેવો જોઈએ. અને ઘરમાં લોટનો સંગ્રહ પણ બિલકુલ નહી કરવો જોઈએ.

એક દિવસ એક સ્ત્રીએ વિચાર્યું કે આ રોજરોજની ઝંઝટ કોણ કરે! હું તો ચાર દિવસનો લોટ એક સાથે જ લઈને જઈશ. અને સાથેજ તે ઘણો લોટ પોતાની સાથે લઈ ગઈ. ચાર દિવસ પછી જ્યારે તેનો લોટ ખલાસ થયો ત્યારે તે સમુદ્રના કિનારે લોટ લેવા ગઈ તો શું જુવે છે કે આખો કિનારો લોટને બદલે રેતીથી પથરાય ગયો છે. તેની એકલીની લાલચને લીધે આખી દુનિયાને નુકશાન થઈ ગયું.

—શ્રીપાદ

# યોગ્ય માગણી

ૐ

મુકુલભાઈ

પાંડવો વનવાસમાં હતા. એક દિવસે ભૂખ અને તરસથી પીડાયેલા તેઓ ગહન વનમાં એક વડની શીળી છાયા તળે બેઠા હતા. બધા તરસથી ખૂબ વ્યાકુળ થઈ ગયા હતા. તેથી યુધિષ્ઠિરે નકુલને કહ્યું, 'હે નકુલ, ઝાડ પર ચઢીને દશે દિશામાં જો કયાંય જળાશય જેવું દેખાય છે?'

નકુલ તરત જ ઝાડ પર ચઢ્યો અને તેણે આસપાસ બધે જોયું તે બોલ્યો, "હા, દૂર એક જળાશય જેવું દેખાય છે. ત્યાં વૃક્ષો પણ ઊગેલાં છે અને સરસ પંખીઓનો કલરવ થતો હોય એમ સમજાય છે."

તેથી યુધિષ્ઠિરે નકુલને બાણના ભાથામાં પાણી લઈ આવવા કહ્યું.

નકુલ જળાશય પાસે આવ્યો અને નિર્મળ પાણી જોઈને તે પીવા વાંકો વળ્યો ત્યાં તો તેણે અવાજ સાંભળ્યો. "હે ભાઈ, સાહસ કરીશ નહિ. મારો એવો નિયમ છે કે, જે કોઈ મારા પ્રશ્નોના જવાબ આપે તે જ આ જળાશયનું પાણી પી શકે."

પણ નકુલ તો તરસથી એટલો વ્યાકુળ થઈ ગયો હતો કે તેણે એ અવાજને ગણ્યો નહિ અને તે પાણી પીવા ઊતર્યો. તેણે પાણી પીધું એવામાં તે ધરતી પર ઢળી પડ્યો.

નકુલને આવતાં મોડું થયું એટલે યુધિષ્ઠિરે સહદેવને મોકલ્યો. તેની પણ એવી જ દશા થઈ. અર્જુન ગયો, પછી ભીમ ગયો, એ બંને પણ એ જ સ્થિતિને પામ્યા!

ચારે ભાઈઓ હજી આવ્યા નહીં, એટલે યુધિષ્ઠિરને ખૂબ ચિંતા થઈ અને તે પોતે જ જળાશયે જવા ઊપડ્યા. જળાશય પાસે આવીને જોયું તો ચારે ભાઈઓ જમીન પર નિષ્પ્રાણ પડ્યા છે. આથી યુધિષ્ઠિરને ખૂબ દુઃખ થયું. એમને થયું "આ જળાશયનું પાણી ઝેરી તો નહીં હોય? અથવા એવી કઈ અદ્ભુત શક્તિએ મારા પરાક્રમી ભાઈઓને પરાસ્ત કર્યા? છેવટે થાકીને યુધિષ્ઠિર પાણી પીવા ઊતર્યા. એવામાં તેણે સાંભળ્યું 'હે રાજપુત્ર, મેં જ તારા ભાઈઓને મૃત્યુને અધીન કર્યા છે. હું તને જે પ્રશ્નો પૂછું તેમનો તું જો ઉત્તર આપશે નહિ તો તું પણ આવી જ દશાને પામશે. માટે પાણી પીવાનું સાહસ ન કર. મારા પ્રશ્નોના ઉત્તર આપ્યા પછી જ પાણી પીજે.'

જળાશયમાં ઊભેલા બગલાને આ રીતે બોલતો સાંભળીને યુધિષ્ઠિર નવાઈ પામ્યા અને બોલ્યા, 'બગલો આમ બોલી શકે નહિ. જરૂર તું કોઈ અલૌકિક વ્યક્તિ હોવી જોઈએ. માટે પહેલાં તું કોણ છે, એ મને કહે. પછી જ હું તારા પ્રશ્નોના જવાબ આપીશ."

પક્ષીએ કહ્યું, ' હું યક્ષ છું " એમ કહીને એણે પોતાનું ખરું સ્વરૂપ બતાવ્યું.

યુધિષ્ઠિરે કહ્યું "હવે પ્રશ્નો ખુશીથી પૂછ."

યક્ષ : સ્વર્ગમાં જવાનો ઉત્તમ માર્ગ કયો?

યુધિષ્ઠિર : સદ્ગુણ.

યક્ષ : સૌથી મોટો સદ્ગુણ કયો?

યુધિષ્ઠિર : કોઈનો દ્વેષ નહિ કરવો.

યક્ષ : માણસનો સૌથી મોટો શત્રુ કોણ?

યુધિષ્ઠિર : ક્રોધ.

યક્ષ : કયો માણસ એકી સાથે શ્રીમંત અને ગરીબ કહેવાય ?

યુધિષ્ઠિર : જેની પાસે વધારે હોય, પણ કોઇને કંઇ આપે નહિ તે.

યક્ષ : ગરીબ માણસ શી રીતે શ્રીમંત બની શકે ?

યુધિષ્ઠિર : પોતાની પાસે જે હોય તેથી સંતોષ માનીને.

યક્ષ : જગત કરતાં શું ભારે છે અને વાદળાં કરતાં શું ઊંચે છે ?

યુધિષ્ઠિર : માતપિતાનો પ્રેમ.

યક્ષ : સુખી થવાનો માર્ગ કયો ?

યુધિષ્ઠિર : સત્ય બોલવું અને દયા રાખવી.

યક્ષ : સૌથી મોટો માણસ કોણ ?

યુધિષ્ઠિર : સુખ કે દુઃખમાં સમતા જાળવે તે.

પછી યક્ષે યુધિષ્ઠિરને કહ્યું : "હે રાજા, તારા ઉત્તરોથી મને ખૂબ સંતોષ થયો છે. હવે તું નિરાંતે પાણી પી. વળી તારે કંઈ માગવું હોય તો ખુશીથી માગ. તારા ભાઈઓમાંથી કોઈપણ એકને તું પાછો જીવતો કરવાનું માગી શકે."

યુધિષ્ઠિર બોલ્યા, "હે યક્ષ, તમે જો ખરેખર મારા પર પ્રસન્ન થયા હોવ તો મારા ભાઈ નકુલને સજીવન કરો."

યક્ષ હસીને બોલ્યો, "અરે યુધિષ્ઠિર, નકુલ તો માદ્રીનો પુત્ર છે. એ તો તારો સાવકો ભાઇ થાય. તારા સહોદર અર્જુન કે ભીમને સજીવન કરવાનું માગ. શું તું તેઓને ચાહતો નથી ?"

ધર્મરાજ બોલ્યા, "હું મારા બધા ભાઈઓને ચાહું છું. પણ નકુલ સજીવન થાય એ જ હું તો માગું છું."

યક્ષે આશ્ચર્ય પામી પૂછયું, 'શા માટે ?'

યુધિષ્ઠિર શાંત સ્વરે બોલ્યા, "હે યક્ષ હું કુંતીનો પુત્ર છું અને નકુલ માદ્રીનો પુત્ર છે. માદ્રીમાતા સતી થયાં એટલે કુંતીમાતાએ નકુલ સહદેવને પોતાના પુત્રો માન્યાં છે. પણ તેર વર્ષના વનવાસ પછી અમે પાછા ઘેર જઈશું. અને કુંતીમાતા અમને આવકારવા સામાં આવશે. ત્યારે અમારા પાંચ ભાઈઓમાંથી માત્ર બેને જ તેઓ સજીવન પાછા ફરેલા જોશે. અને તે વખતે કુંતીમાતા એમના બે સગા પુત્રોને જ જીવતા આવેલા જોઈને દુઃખ પામશે. કારણ કે કુંતીમાતા માદ્રીમાતાના પુત્રોને પણ પોતાના સગા પુત્રો જેટલાં જ ચાહે છે તેથી માદ્રીમાતાના એક પુત્રને સજીવન આવેલો મારી સાથે જોશે, તો કુંતીમાતાને એટલું દુઃખ થશે નહિ માટે હે યક્ષરાજ, તમે નકુલને જ સજીવન કરો."

યુધિષ્ઠિરનાં આ વચનો સાંભળીને યક્ષ પ્રસન્ન થયો અને બોલ્યો : "હે ધર્મરાજ, ખરેખર, તમે મહાન છો. હું તમારા પર ખૂબ જ પ્રસન્ન થયો છું. તમે યોગ્ય જ માગણી કરી છે. તમારા બધા જ ભાઇઓ પાછા સજીવન થાઓ."

તતસ્તે યક્ષવચનાદુદતિષ્ઠંત પાંડવા : ।
ક્ષુત્પિપાસે ચ સર્વેષાં ક્ષણેન વ્યપગચ્છતામ્ ॥

(યક્ષના વચનથી તે પાંડવો સજીવન થઈને બેઠા થયા અને સૌની ભૂખતરસ તો એક ક્ષણમાં જ ચાલી ગઈ.)

આ જોઈ ધર્મરાજનું હૈયું આનંદથી ઊભરાઇ ગયું.

.....

આથમતો સૂરજ કહે છે : કોણ ઉપાડી લેશે મારું કામ ?
સાંભળીને આખું જગત નિરુત્તર રહે છે.
માટીનું કોડિયું હતું તેણે જવાબ આપ્યો,
"મહારાજ ! મારા ગજા પ્રમાણે હું એ કામ કરીશ."—ગુરુદેવ

"એક ઘડી આધી ઘડી આધીમેં પુનિ આધ
તુલસી સંગત સંતકી કટે કોટિ અપરાધ."

આમ તુલસીદાસે સત્સંગનો મહિમા ગાયો છે, અને આપણાં શાસ્ત્રોએ તથા બીજા અનેક સંતોએ સત્સંગને ખૂબ અગત્ય આપી છે પરંતુ અમદાવાદ કે મુંબઈ જેવા શહેરમાં રહેતા આપણા જેવા સંસારીને એવો સંતસમાગમ મળે ક્યાંથી ? સંતની ઓળખાણ જ શી રીતે પડે ? રાજકીય નેતાઓ માફક સંતો કાંઈ સભાઓ ગજાવતા નથી હોતા કે સાધુઓ માફક લેપો કે પુસ્તકો લખી પ્રકાશમાં નથી આવતા નથી ભજન મંડળીઓ સ્થાપી લોકપ્રિય બનતા. ઘણું ખરું સંતો છૂપા રહેવાનું જ પસંદ કરે છે. એવા એક છૂપા સંતના સમાગમમાં આવવાનું સદ્ભાગ્ય આ લેખકને સાંપડ્યું હતું.

એમનું નામ હતું પ્રેમરાય પંડિત પણ અમે બધા એમને બાપુ કહેતા. તેઓ મૂળ રાજપીપળાના વતની હતા ને નોકરી અર્થે અમદાવાદમાં આવી રહ્યા હતા. લગભગ છેલ્લા પાંત્રીસેક વર્ષથી અમદાવાદમાં ગાંધી માર્ગ પર વૈશાખપાડામાં તેઓ રહેતા હતા. અત્યંત એકાંતપ્રિય હોવા છતાં એમની જીવન સુગંધ ધીમે ધીમે પસરતી જતી હતી અને એમનું અવસાન થયું તા. ૧૧-૮-'૫૦. ત્યારે તો એ જીવન સૌરભથી આકર્ષાઈને ઘણા સ્ત્રી પુરુષો એમને ત્યાં જતાં આવતાં થયા હતા ને જે કોઈ એમને ત્યાં આવતું તે સદાને માટે એમનું બની જતું અને ઘણા તો બાપુને ગુરુરૂપે જ માનતા હતા.

સંતપુરુષોનું સંતત્વ એમનાં ઝીણા ઝીણા કામોમાં તથા ટેવોમાં પ્રગટ થાય છે એવું મોટામાં નથી થતું; અથવા એમ કહો કે જિજ્ઞાસુ સંતપુરુષમાં કંઈ અસામાન્ય તત્ત્વ (દાખલા તરીકે ચમત્કાર) શોધવા જશે તો છક્કડ ખાઈ જશે. બાપુમાં પણ મને તો એ જ જણાયું છે. એમનામાં કોઈ ચમત્કારિક સિદ્ધિ હતી એવો અનુભવ મને નથી, ને એમનો દાવો પણ એવો નહોતો. એમની મોટામાં મોટી સિદ્ધિ હતી એમનો પ્રેમ. નાના મોટા, મેલા ઘેલા, પાપી અપાપી, ધુલ્યા ઓળાં, ગરીબ બધાને માટે એમનો પ્રેમ સરખો હતો. મ્યુનિસિપાલીટીના ચીફ ઑફીસર હોય કે સાધુબાગનો માળી હોય બંને બાપુ તરફથી સમાન પ્રેમ અને આદર મેળવતા. આ પ્રેમને લીધે બાપુ હંમેશ જાતે ઘસાવાનું પસંદ કરતા અને કદી બીજાને તસ્દી ન આપતા. એ હંમેશ ટાઢા પાણીએ નહાતા. પોતાની ચટ્ટા પોતે બનાવી લેતા, પોતાના કપડા જાતે ધોઈ લેતા. કોઈ મિત્ર યાદ કરે છે એવું સાંભળે કે સંદેશો આવે તો જાતે ચાલીને એને ત્યાં જતા. પાછલા વરસોમાં એમને ત્યાં આવનારાની સંખ્યા વધવાથી અને બધા પોતાને અનુકૂળ વખતે આવતા હોવાથી ઘણીવાર એવું બનતું કે બાપુને પોતાના લૂગડાં ધોવાનો કે કદી જમવાનો પણ વખત મળતો નહિ. પરંતુ આગંતુકને એમણે કદી કહ્યું નથી કે "ભાઈ, બીજે વખતે આવજો"

એમને હોમિયોપથીનો શોખ હતો અને હોમિયોપથિક દવાઓ મંગાવી લોકોને આપતા પણ ખરા. પરંતુ તે માટે પણ પોતે સામા માણસને પકડો નહિ ખવડાવતા. એ મિત્ર બાગમાં આવતો હોય તો ખીસામાં પાકી દવા લઈ જતા ને પેલાને પહોંચાડતા. કદીક જાતે દરદીને ઘેર જઈ દવા આપી આવતા એમની પાસેથી આવી રીતે દવા લેનાર કેટલાક દરદીઓનો અનુભવ એવો છે કે એક જ ડોઝ લેવાથી પોતાની તકલીફ મટી ગઈ હોય.

એક પારસીબેનને તો બાર મહિનાનું સાંધાનું દરદ બાપુની એક જ પડીકીથી મટી ગયું હતું. એ બેન તથા એમનાં સગાં આને બાપુનો ચમત્કાર જ માને છે. પરંતુ બાપુને એવી વાતો પસંદ નહોતી, અને "સોરઠી સંતો"ની પ્રસ્તાવનામાં મેઘાણીએ "ચમત્કાર" પ્રત્યે જે નફરત બતાવી છે તેની બાપુ હંમેશ પ્રશંસા કરતા તે હું જાણું છું એટલે એવો ઉલ્લેખ કરતો નથી.

મનુષ્યની ખરી કસોટી માંદગી વખતે અને મરણ પ્રસંગે થાય છે. પોતાને કોઈ પણ શારીરિક તકલીફ હોય તો બાપુ કદી દવા કરતા નહિ. એમના ઘણા દાંત પડી ગયા હતા અને દરેક દાંત ખૂબ દર્દ કર્યા બાદ પડતો, પણ દાક્તર પાસે બાપુ દાંત પડાવતા નહિ. દાતમાં અસહ્ય દર્દ થતું હોય (એ દર્દની અસહ્યતા તો અનુભવી જ જાણે છે) માથું ઉંધું નાખીને બેઠા હોય, પણ આપણે જઈએ કે તરત ખીસામાંથી એલચી કાઢીને આપે ને વાતોએ વળગે—જાણે દરદ જ નથી! પાછળથી એમને જમણી આંખે ઝામરનું દરદ થયેલું. ઝામરનું દરદ પણ એવું અસહ્ય હોય છે કે સામાન્ય માણસ માથું પટકીને મરી જાય; પરંતુ બાર બાર મહિના સુધી બાપુએ એ દર્દ વેઠ્યું હતું. અને છેવટે અંધાપો આવ્યો ત્યારે જ એ આંખનો ડોળો કઢાવ્યો હતો આ ઝામરના દર્દ દરમિયાન પણ જિજ્ઞાસુઓ તો એમને ત્યાં કાયમ આવતા, અને બાપુ પોતાના સત્સંગનો લાભ સૌને આપતા.

૧૯૩૮માં એમના એક કિશોર પુત્રનું એકાએક અવસાન થયું હતું. તે વખતે જે જે ભાઈ બહેનો હાજર હતાં તે બધાં હજી બાપુની સ્થિરતા તથા નિરક્તતાને યાદ કરી આફરીન થઈ જાય છે. ત્યાર બાદ એમની ચારેક વર્ષની એક પુત્રી પણ એકાએક ગુજરી ગઈ. હું તે વખતે હાજર હતો બાપુએ છેક સુધી એને માટે ઉપચાર કરવા દીધા પરંતુ એમની વાણીમાં કે એમના વર્તનમાં વિહ્વળતાનો અંશ પણ નહોતો. પોતાનાં સંતાનો એમણે પોતાનાં માન્યાં જ નહોતાં. મિત્ર પ્રત્યે પણ હંમેશ એ આત્મભાવે જ જોતા સહુમાં એક આત્માનું દર્શન કરતા.

આ આત્મા જ બાપુનો પ્રિય વિષય હતો. એમની પાસે જ્યારે જઈએ ત્યારે બાપુ આત્મા સંબંધી જ વાતો કરતા; કા કે માયાની નહિ. આપણે એવો કોઈ વિષ ઉપાડીએ તો જુદી વાત બાકી બાપુ સાંસારિ વાતો ભાગ્યે જ કરતા. મૂગા બેઠા હોય વાત કરતા હોય, બાપુ સતત આત્મનિ રહેતા. એમની વાતો સાંભળતાં સાંભળત આવનાર પણ સ્થળકાળ ભૂલી જતું અને પો માત્ર દેહ નથી પરંતુ કંઈક અન્ય છે એવો અનુભવ કરતું ઘણાં સ્ત્રી પુરુષોને માટે બાપુની એ ત્રીજે માળની ઓરડી 'શાંતિ-કુંજ' હતી. આ ઓરડી ઉનાળામાં તો એવી તપતી કે આપણે સતત પંખો હલાવ્યા કરીએ ત્યારે જ આપણાથી બેસાય (બાપુ પોતે કદી પંખો વાપરતા નહિ,) છતાં બાપુની વાણી સાંભળવા ત્યાં અનેક જુદા જુદા લોકો આવતા. રેફ્રીજરેટરનું પાણી પીનારા અને સતત વીજળીના પંખા નીચે જ બેસી રહેનારા પણ ત્યાં આવતા—કોઈ કોઈ તો રોજ—અને કલાકો ગાળતા. આ સૌ માનસિક શાન્તિ માટે આવતાં, અને તે એમને અહીં મળતી.

'શાન્તિ પમાડે તેને સંત કહીએ' એવું એક ભજનમાં કહ્યું છે, અને બાપુના પ્રસંગમા આવનાર ઘણાંએ તે અનુભવ્યું છે. આવા અનેક પ્રસંગોનો હું સાક્ષી હતો અને તેથી જ બાપુનો વિચાર કરું છું ત્યારે મને પ્રીતમની પેલી લીટીઓ યાદ આવે છે :—

"હરિજન તો હરિ સરખા હેલી,
મળીએ મન મરજાદા મેલી,
થાય અરસપરસ આનંદ હેલી."

માવાબાપુ



# મણકો - ૩જો - અહિંસા

સંકલન કર્તા શ્રી ચંદુલાલ બ. પટેલ

અહિંસા એ યાંત્રિક ક્રિયા નથી તે હૃદયનો સુંદરમાં સુંદર ગુણ છે અને સાધનાથી આવે છે. જ્યારે આવે છે ત્યારે તે કુદરતી લાગે છે, કેમ કે તે કુદરતી છે, અને એ ગુણ ધરાવનારને એ ગુણની પ્રાપ્તિમા જરાયે શ્રમ પડ્યો એ વાતનું આશ્ચર્ય થાય છે આપણામાં રહેલો પશુ કહે છે, ઘા સામે ઘા કરવો એથી વધારે કુદરતી શું હોઈ શકે? આપણામાં રહેલો મનુષ્ય કહે છે, ઘાનો બદલો ક્ષમાથી વાળવો એના કરતા વધારે કુદરતી અથવા વધારે માનુષી શુ હોઈ શકે?

અહિંસા તો સમાજના કલ્યાણને અર્થે ઇચ્છાપૂર્વક પાળવામાં આવતો ત્યાગ અથવા સંયમ છે. એટલે એ તો અતિશય સક્રિય, શુદ્ધિકારક આત્મબળ છે. ઘણી વાર તે અહિંસકના આર્થિક સ્વાર્થની વિરુદ્ધ હોય છે. કદાચ તેમાં તેને પારાવાર આર્થિક નુકસાન પણ હોય. એના મૂળમાં આત્મબળ છે, નબળાઈ નથી. એનો પ્રયોગ ઇચ્છાપૂર્વક થવો જોઈએ એટલે શરીરબળ વાપરવાની શક્તિ હોવા છતાં તેનો પ્રયોગ ન કરતાં આત્મબળ વપરાયું છે એવી સ્થિતિ હોવી જોઈએ

પૂર્ણ અવર્ણનીય નિષ્પાપ અવસ્થા-જ્યા માણસ પોતાના અંતરાત્મામાં બીજી સર્વ વસ્તુઓ અલોપ થઈ કેવળ ઈશ્વરની જ હાજરી અનુભવે છે,-એ પામવી દરેક મનુષ્યને સારુ શકય છે હુ કબૂલ કરું છુ કે એ હજુ ઘણે આઘેની અવસ્થા છે અને તેથી સંપૂર્ણ અહિંસાનો વર્તનક્રમ પ્રજાને ઘડી આપવાને આજે હુ અધિકારી નથી. પરંતુ, મારી અંદર બળતી જ્યોતિ સ્પષ્ટ અને સ્થિર છે સત્ય અને અહિંસા વિના આપણામાંનો કોઈનો ઉગારો નથી. અહિંસા અને સત્ય એજ આપણો જીવન-સિદ્ધાંત છે, નહિ હિંસા, નહિ અસત્ય.

મારો દૃઢ વિશ્વાસ છે કે સત્ય અને અહિંસા એ જગત્વ્યાપી ધર્મ છે. તેથી જ તેનો અર્થ શોધવામાં જીવનને ખપાવી દેતાં હું રસને લૂંટી રહ્યો છું. અને એ રસ લૂંટવા બીજાઓને આમંત્રણ દઈ રહ્યો છું.

સત્ય સાધ્ય, અહિંસા સાધન. પણ આવી વસ્તુઓમાં સાધ્ય અને સાધન એક જ છે. એટલે જ મેં લખ્યું છે કે એ સત્ય અને અહિંસા એક જ સિક્કાનાં બે પાસાં છે.

અહિંસા અને સત્ય મારા બે પ્રાણ

છે. તેના વિના હું ન જીવું એમ માનું છું. પણ અહિંસાની મહાન શક્તિ અને મનુષ્યનું પામરપણું હું ક્ષણે ક્ષણે વધારે સ્પષ્ટ રીતે જોતો આવું છું. દયાનો નિધિ વનવાસી મુનિ પણ કેવળ હિંસામુક્ત નથી થઈ શકતો. પ્રત્યેક શ્વાસ તેની પાસે હિંસા કરાવે છે. દેહ એટલે હિંસાસ્થાન. તેથી જ સર્વથા દેહ-મુક્તિમાં જ મોક્ષ અને પરમ આનંદ રહ્યા છે. તેથી જ મોક્ષના આનંદ સિવાયનો બધો આનંદ અસ્થિર છે, સદોષ છે. આમ હોઈને આપણે હિંસાના કેટલાયે કડવા ઘૂંટડા પીવા પડે છે.

પણ હિંસા કોને કહેવી, અહિંસા કોને કહેવી, એ નિશ્ચયપૂર્વક હંમેશાં કહી શકાતું નથી. કહેવું સહેલું હોત તો અહિંસામાં કંઈ કિંમત પણ ન હોત. એ રમણીય ક્ષેત્ર છે. કેમ કે તેનો છેડો નથી ને તેની શોધ કરતા અસંખ્ય જીવો થાક્યા છે, બીજા અસંખ્યે પોતાના પ્રાણની આહુતિ આપી છે, તેથી તેનો સદા જય છે.

હું શોધક છું, સાધક છું, સિદ્ધ નથી. તેથી ભૂલ અને ક્ષમાને પાત્ર છું. આ શોધ અને વિચારની આપલેના યુગમાં હું મારા વિચારો પ્રગટ કરું તો તેથી કોઈને હાનિ નહિ પહોંચે. મારી ભૂલ હશે તો હું સુધારીશ. મારી માન્યતામાં તથ્ય હશે તો જિજ્ઞાસુ લાભ મેળવશે.

જૈન ભાઈઓ અહિંસાને પોતાનો ઈજારો માને છે. તેથી જ્યારે જ્યારે હું તેમણે માનેલી અહિંસાની મર્યાદા બહાર જતો દેખાઉં છું, ને તે છતાં તેમાં અહિંસાનું આરોપણ કરું છું, ત્યારે કોઈ મૂંઝાય છે, કોઈ ખિજાય છે, કોઈ મારી દયા ખાય છે. મારે આ ત્રણે વર્ગને કહેવું જોઈએ કે, જો તેઓ ધીરજ રાખશે તો અહિંસાના કોકડાનો થોડોક ઉકેલ થઈ શકશે.

મારો નમ્ર અભિપ્રાય છે કે ખોરાકને વિષે જે પ્રચલિત જૈન માન્યતા છે તેમાં ભૂલ હોવાનો સંભવ છે. વનસ્પતિને મારીને ખાવામાં મને તો અહિંસાની દૃષ્ટિએ દોષ લાગે છે. જે વસ્તુ ખાદ્ય છે એ જેવી ઝાડ ઉપરથી ઊતરી તેવી જ ખાઈ શકાતી હોય તો ઓછામાં ઓછી હિંસા થાય છે. અગ્નિ પ્રગટાવવામાંયે હિંસા રહેલી છે. પછી તે અગ્નિમાં લીલી કે સૂકી વસ્તુને હોમવી એ વિશેષ હિંસા છે આ વાત મને તો સ્વયંસિદ્ધ લાગે છે.

[ પૃષ્ઠ ૧૨૦, 'જીવન સાહિત્ય'માંથી, ૧૨૫, 'હરિજન બંધુ'માંથી, ૧૨૯, ૧૩૦, 'મંગલ પ્રભાત'માંથી ]

## અનુક્રમણિકા ............ ૩૦ જુન ૧૯૫૧

# ગ્રંથાવલોકન

**સર્વોદયનો સિદ્ધાંત:** પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, કિ૰ બાર આના, પૃ૦ ૭

બાપુજીએ આપણી સમક્ષ સર્વોદયનો ઉચ્ચ આદર્શ મૂક્યો છે એ આદર્શના સિદ્ધાંતોને બરાબર સમજી એને આત્મસાત્ કરીએ તો જ બાપુજીની વિચારસરણીનું આપણે અનુસરણ કરીએ છીએ એમ કહી શકાય આપણા દેશની સંસ્કૃતિમા એવું તત્ત્વ ઓતપ્રોત થયેલું છે કે, કોઈ મહાન પુરુષ અવતરે એટલે આપણે તેની પૂજા અને આદર કરવા મંડી પડીએ છીએ, પરંતુ જે ઉન્નત અને પ્રેરણાદાયી અનુભૂતિથી જીવનમા મહત્તા અને ઉચ્ચતા પ્રાપ્ત કરીને તેઓ આપણી સમક્ષ જીવનપ્રેરક સિદ્ધાંતો કે ઉપદેશો ધરે છે તેમને તો ઘણુંકરીને આપણે બાજુએ મૂકી દઈએ છીએ અને સમજવા પ્રયત્ન પણ કરતા નથી દા ત આપણે કૃષ્ણનું નામ લઈએ છીએ પણ ગીતામા જે સારતત્ત્વ પડેલું છે એનો અભ્યાસ જ કરતા નથી એ જ મુજબ બુદ્ધ, મહાવીર, ઇશુખ્રિસ્ત, મહમદ પેગંબર સાહેબ વગેરે મહાવિભૂતિ માટે કહી શકાય

એવી જ સ્થિતિ ગાંધીજી વિષે પણ પ્રવર્તતી હોય એમા નવાઈ નથી પરંતુ આપણે આ નબળાઈને તજવી જોઈએ અને દરેક મહાપુરુષના ઉચ્ચ આદર્શો અને સિદ્ધાંતોને સમજીને એમના જીવનમાથી પ્રેરણા લેવા મથવું જોઈએ

આ પુસ્તક આપણને ગાંધીજીના સર્વોદયના સિદ્ધાંતને સમજવા સહાયરૂપ થાય એવું છે વળી બાપુજીના અવસાન પછી વર્ધામા સર્વોદય સમાજ નામનું એક મંડળ કાઢવામા આવ્યું છે સર્વોદય સમાજના સિદ્ધાંતો તથા તેના કાર્યક્રમને અંગેની પૃચ્છાપરછ સંતોષવાને માટે આ પુસ્તક તૈયાર કરવામા આવ્યું છે અવશ્ય આ પુસ્તક સર્વોદય સંબંધી ગાંધીજીના લખાણોનો પરિપૂર્ણ સંગ્રહ નથી પણ ભાવિમા એવો સંગ્રહ બહાર પડે એના પ્રારંભરૂપ અવશ્ય છે

આ પુસ્તકમા ગાંધીજી ઉપરાંત રાજેન્દ્રપ્રસાદ જવાહરલાલ નહેરુ, વિનોબાજી કિશોરલાલભાઈ તેમજ ગામસાંભળ્યા સર્વોદય સંબંધી લેખોનો પણ સમાવેશ કર્યો છે તે આવકાર્ય છે આથી આપણને ગાંધીજીના વિચારોને બીજી વિચારવંત વ્યક્તિઓ શી રીતે સમજી શકી છે એનો ખ્યાલ આવી શકે છે

ગાંધીજીના સિદ્ધાંતોને સમજવા ઇચ્છનાર દરેક અભ્યાસીને આ પુસ્તક અવશ્ય સહાયરૂપ થાય એમ છે

મુ૦ કે૦

---

## "પ્યારાબાપુ"

વ્યવસ્થા.

આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે

પ્રગટ તારીખ પછી દસ દિવસમા અંક ન મળે તો ટપાલમા તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું ગ્રાહકોએ પત્ર વ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનંતી છે

વાર્ષિક લવાજમ રૂા ૬) છે

પ્રથમ અંકથી ગ્રાહક થવું

લવાજમ મ ઑ થી મોકલતા મ ઑ ના કુપન પર પૂરું ઠકાણું વગરે સ્પષ્ટ લખવું

એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે

'પ્યારાબાપુ' કાર્યાલય જૂનાગઢ (સૌરાષ્ટ્ર)

બાપુજી અને ગુરુદેવ એ બંને મહાવિભૂતિઓ આપણી સમીપ ઉચ્ચ આદર્શ મૂકી ગયેલ છે. અમે માનીએ છીએ કે, બાપુજી અને ગુરુદેવના આદર્શોનો સુભગ સમન્વય કરી એમાથી નિષ્પન્ન થતા રચનાત્મક માર્ગનુ અનુસરણ કરવામા વ્યક્તિનુ તેમ જ સમષ્ટિનું સાચુ કલ્યાણ રહેલું છે આ બને મહા – વિભૂતિઓના ઉદાત્ત જીવના શિલાપોના સમન્વયથી જ આપણું ભાવિ ગૌરવશીલ બની શકશે, અને એમાં જ આપણુ શ્રેય રહેલુ છે તેથી અમે આવા સમન્વયને મૂર્ત કરે એવો સંસ્થા જૂનાગઢમા સ્થાપવા નિશ્ચય કર્યો છે




ગુરુદેવ તેમ જ બાપુજી વ્યક્તિગત આત્મશક્તિ વડે એ ભિન્ન ભિન્ન માર્ગે પણ સત્યનું દર્શન કરી શક્યા. પરતુ આપણે જો માત્ર જીવનમા તપપરાયણ માર્ગે પ્રયાણ કરીએ તો જીવનમા શુષ્કતા આવી જવાનો સંભવ રહે છે ખરો એ જ પ્રમાણે આપણે સૌંદર્યને જ પ્રાધાન્ય આપીએ તો એમા સ્વચ્છંદતા આવી જવાનો ભય રહે છે તેથી એ બન્નેમાથી બચવા માટે તપપરાયણ માર્ગનો સયમ અને સૌંદર્યદર્શી માર્ગનો આનદ એ બન્નેનો સમન્વય કરવામા આવે તો એ નૂતન માર્ગ આપણા વિકાસને અવશ્ય સહાયરૂપ થઇ શકે

બાપુજી અને ગુરુદેવના આદર્શોના સમન્વયનો હેતુ સત્યની ઝાંખી કરવાનો છે. પરતુ સત્ય તો અનેક રૂપે વ્યક્ત થઈ રહ્યુ છે તેથી પ્રત્યેક વ્યક્તિ સત્યનુ દર્શન પોતપોતાના સ્વભાવ અને પ્રજ્ઞા પ્રમાણે કરી શકે છે ગુરુદેવ તો કવિ હતા, એટલે એમણે સત્યનુ દર્શન સૌંદર્યમાથી નિષ્પન્ન થતી સંવાદિતા (Harmony) દ્વારા કરવા પ્રયત્ન કર્યો, જ્યારે બાપુજી તો હતા કર્મયોગી, એટલે તેઓ તપ – સંયમશીલ કર્મ–માથી નિષ્પન્ન થતી સંવાદિતા દ્વારા સત્યનું દર્શન કરવા મથ્યા આમ સત્યના બે મુખ્ય લક્ષણ સૌન્દર્ય અને તપ છે

આવા સમન્વયનુ બીજ માનવીના અંતરમા રહેલી સર્જનશીલ સવેદનામા રહેલુ છે આવી સવેદનાની દૃષ્ટિએ બાપુજીની રચનાત્મક પ્રવૃત્તિઓનુ તેમ જ ગુરુદેવની સૌન્દર્યદર્શી પ્રવૃત્તિઓનુ મહત્ત્વ સરખુ જ છે

તેથી 'રૂપાયતન'નો મુખ્ય ઝોક આવી સર્જનાત્મક સંવેદનાને જાગ્રત કરી એને સર્વગ્રાહી અને સુસંવાદી કરવા પ્રત્યે જ રહેશે અને એ જ રીતે સત્યના આનદની તેમ જ સત્યની તપસ્યાની અનુભૂતિ કાર્ય દ્વારા કરીને માનવી સંપૂર્ણતાનો સ્પર્શ કરવાને શક્તિશાળી થાય અને એમા જીવનનો પરમ આનદ અનુભવી શકે તો 'રૂપાયતન'નો આદર્શ સફળ થાય.

પ્રકાશક અને મુદ્રક, પ્રીતન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય, ગિરિવિહાર કોલેજ રોડ, જૂનાગઢ

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]



વર્ષ ૪ | ૩૦ જુલાઈ-૧૯૫૨ | અંક ૬

## ગીતા અને રામાયણ

ઘણા નવયુવકો પ્રયત્ન કરતા છતાં પોતાના પાપમાંથી બચી નથી શકતા તેથી નિરુત્સાહ થાય છે, ને પછી પાપમાં ઊંડા ઊતરતા જાય છે. કેટલાક તો પછી પાપને પુણ્ય માનતા પણ થાય છે. આવાને ગીતાજી તથા રામાયણ ફરી ફરી વાંચવા વિચારવાની સલાહ હું ઘણી વેળા આપું છું. પણ તેમને તેમાં રસ નથી ઊપજતો. એવાના આશ્વાસન ખાતર એક નવજુવાનના કાગળમાંથી આ વિષયને લગતો થોડો ભાગ નીચે આપ્યો છે:

"મન સામાન્ય રીતે સ્વસ્થ છે. પણ જ્યારે થોડા દિવસ મન સાવ સ્વસ્થ રહ્યું ને તેની નોંધ પોતે લીધી કે બસ જીતનો ખાલી જ ભ્રમ છે. વિકાર એટલા જોર કરી જાય છે કે એની સામે થવામાં રક્ષાપણું નથી એમ જ લાગે, પરંતુ પ્રાર્થના, ગીતાપાઠ અને તુલસીરામાયણ ખૂબ મદદ આપે છે. એક પારાયણ પૂરું કર્યું, બીજું સતીની કથા સુધી આવ્યું છે. આખા રામાયણ પર કંટાળો આવતો તેને બદલે પાને પાને રસ મળે છે. એનું એ પાનું પાંચ વખત વાંચતા નથી થાકતો. જે કાકભુશુંડીની કથાએ મને તુલસી-





રામાયણ પર ઘણા પ્રેમ પેદા કરેલો ને વેવલું લાગતું તે જ કથા મને સર્વોત્તમ લાગવા માંડી એમ મેં ગીતાના ૧૧મા અધ્યાય કરતા વિરાટ કાવ્ય જોયું. અને બેચાર વરસે અધકચરી હાલતે સ્વચ્છતા ન મળતાં નિરાશા આવતી હતી તે ભાગી ગઈ, અને થયું કે અનંતકાળમાં જે વિકાસ થવાનો છે તે આજે જ મેળવવાની હઠ કેટલી એ કેટલી મૂર્ખાઈ છે! આખા દિવસમાં કાંતતી વખતે ને રામાયણના અભ્યાસ વખતે આરામ મળે છે."

આ લખનારને જેટલી નિરાશા ને અશ્રદ્ધા હતા તેથી વધારે ભાગ્યે જ એવા જુવાનોને હોય. દોષ તેના શરીરમાં ઘર કરી ગયા હતા. એની આજની શ્રદ્ધા બધા જુવાનોને આશાજનક નીવડવી જોઈએ. જેઓ પોતાના વિષયોને જીતી શક્યા છે તેમના અનુભવ ઉપર વિશ્વાસ લાવીને ખંતથી રામાયણાદિનો અભ્યાસ કરનારનું હૃદય પીગળ્યા વિના રહેતું જ નથી. સામાન્ય વિષયોના અભ્યાસને સારુ પણ આપણને ઘણી વાર વરસો લગી મહેનત કરવી પડે છે, અનેક ઉપાયો રચવા પડે છે, તો જેમાં જીવનભરની ને ત્યાર પછીની પણ શાંતિનો પ્રશ્ન હોય તેના

અભ્યાસને વિષે કેટલી ખંત જોઈએ ! છતાં ઓછામાં ઓછો વખત ને ધ્યાન આપીને રામાયણ, ગીતાને રસિક કરવાની આશા રાખનારને વિષે શું કહેવાય ?

મજકૂર કાગળમાં લખ્યું છે કે તેને સ્વસ્થ થવાનું ભાન થાય કે તુરત વિકારો ચડાઈ કરે છે. જેમ શરીરને વિષે તેમ મનને વિષે જેનું શરીર સાવ સારું છે તેને સારાપણાનું ભાન કદી થતું નથી, તે ભાનની જરૂર નથી; સારાપણું એ શરીરનો સ્વભાવ છે. તેમ જ મનનું સમજવું. તેની સ્વસ્થતાનું જ્યારે ભાન થાય તે જ દિવસે સમજવું કે વિકારો ડોકિયું કરી રહ્યા છે તેથી મનને નિરંતર સ્વસ્થ રાખવાનો ઉપાય જ એ છે કે તેને નિરંતર સારા વિચારમાં રોકાયેલું રાખવું. તેથી જ રામનામાદિના જપ શોધાયા ને ગવાયા. જેના હૃદયમાં પ્રતિક્ષણ રામ વસે તેની ઉપર વિકારો હુમલો કરી ન જ શકે. ખરી વાત એ છે કે શુદ્ધ બુદ્ધિથી જે રામનામ જપે છે તેનો કાળાંતરે હૃદયપ્રવેશ થાય છે. હૃદય પ્રવેશ થયા પછી એ રામનામ અભેદ્ય કિલ્લો બની જાય છે. મલિનતાનો પ્રતિકાર મલિનતાનું ધ્યાન ધરવાથી નથી થતો પણ સ્વચ્છતાનું ધ્યાન ધરવાથી થાય છે. પણ ઘણીવાર સાચી દાનતથી ઉપાય ઊલટો રચાય છે. 'આ ક્યાંથી આવી' એમ વિચાર્યા કરવામાં મલિનતાનું ધ્યાન ધરાય છે. એ હિંસક ઉપાયની સાથે સરખાવાય. જ્યારે સાચો ઉપાય અસહયોગ છે. મલિનતા ચડાઈ કરે ત્યારે તેને 'ભાગ' એમ કહેવાની જરૂર નથી. તે જાણે કે છે જ નહીં એમ સમજી સ્વચ્છતાનું જ સેવન કરવું જોઈએ 'ભાગ' કહેવામાં ડરનો આભાસ છે, તેનો ખ્યાલ માત્ર પણ ન કરવામાં નીડરતા રહેલી છે. મલિનતા મારો સ્પર્શ સરખોયે નહીં કરી શકે એવો વિશ્વાસ સેવવો જોઈએ. આ ક્રિયા અનુભવસિદ્ધ થાય એવી છે. — ગાંધીજી

---

આશ્રમનાં ભજનો ... [ ૧૩૯થી ચાલુ ]

નામ એ પ્રભુનો પ્રત્યેક વ્યક્તિની સાથે અંતર્ગત અને વૈયક્તિક જે સંબંધ છે તેનું પ્રતીક છે. આમ તો પ્રભુ સર્વનો છે, પરંતુ મનુષ્યના અંતરમાં એવી એક અદમ્ય ઝંખના હંમેશાં થયા કરે છે કે પ્રભુની સાથે મારો જે વૈયક્તિક સંબંધ છે તે સાધવો જોઈએ. અને તે સાધવા માટે પ્રભુના ખાસ વિશિષ્ટ નામની તેને પ્રતીતિ થવી જોઈએ. ભક્તો એમ માને છે કે, દરેક વ્યક્તિનાં બે નામ છે. એક નામથી તેને જગત ઓળખે છે અને બીજા નામથી પ્રભુ. જે નામથી પ્રભુ આપણને ઓળખે છે તે જ નામમાં પ્રભુનો વ્યક્તિ સાથેનો સંબંધ પ્રતિબિંબિત થયેલો હોય છે. તેથી જ્યાં સુધી આપણને તે વિશિષ્ટ નામના સંબંધની ઓળખ થતી નથી ત્યાં સુધી બીજાં બધાં નામો સાચો આધાર બની શકતાં નથી. પ્રભુ સાથેનો એ વૈયક્તિક સંબંધ સમજવો સહેલો નથી. અને તેનો સાક્ષાત્કાર માણસને કઈ ઘડીએ થશે એ કહી શકાય એમ નથી. માણસને જ્યારે એ નામની પ્રતીતિ થાય છે ત્યારે એ નામ તેને માટે ખૂબ જ વૈયક્તિક સંબંધવાળું બની જાય છે જેમ હિંદુ સંસારમાં આપણે જોઈએ છીએ કે પતિપત્ની એક બીજાને નામથી સંબોધતાં નથી એ નામનું ઉચ્ચારણ એમના સંબંધમાં બાધારૂપ બની જાય છે. તે તો તેમના અંતરમાં સ્ફુરતું હોય છે. એવો જ ભાવ આપણને જે નામ માટે ઉદ્‌ભવે તે જ આપણું સાચું ઠેકાણું બની જાય છે, અને ત્યારે જ આપણે પ્રભુને પોતાના ગણી તેની સાથે વૈયક્તિક સંબંધ બાંધી શકીએ છીએ.

— ગુ૦ મ૦

પ્યારાબાપુ



# આશ્રમનાં ભજનો

રહના નહિ દેસ બિરાના હૈ ॥ ધ્રુ૦ ॥
યહ સંસાર કાગદકી પુડિયા બૂંદ પડે ઘુલ જાના હૈ ॥
યહ સંસાર કાંટેકી બાડી ઉલઝ ઉલઝ મરિ જાના હૈ ॥
યહ સંસાર ઝાડ ઓ' ઝાંખર આગ લગે બરિ જાના હૈ ॥
કહત કબીર સુનો ભાઈ સાધો સતગુરુ નામ ઠિકાના હૈ ॥

આ ભજનમાં કબીર સાહેબે નામનો મહિમા દર્શાવ્યો છે. શરૂઆતમાં એવો ભાવ બતાવ્યો છે કે આ સંસાર અનિત્ય છે. આ સંસાર તો પરાયો દેશ છે. અહીં રહેવું ઉચિત નથી. આ સંસાર તો કાગળના પડીકા જેવો છે, તેના પર પાણીનું ટીપું પડતાં જ તે ઓગળી જાય છે. આ સંસાર કાંટાની વાડી જેવો છે જેમાં ચાલવાથી ઘણી ભોંઠેની થાય છે માણસને. આ સંસારમાં બધે ઝાડ-ઝાંખરા જેવું છે અને તેમાં આગ લાગતાં-દાવાનળ સળગતાં-બધું ખાખ થઈ જાય છે.

પરંતુ આ ભજનમાં ભક્ત કબીર સાહેબે સંસારની અનીત્યતા જ બતાવી નથી, પણ સાથે સાથે નામ નિત્ય છે, સનાતન છે એ પણ દર્શાવ્યું છે. નામનું રહસ્ય બહુ જ ગહન છે. માણસને ક્યાં નામમાં ઈશ્વરનો સાક્ષાત્કાર થશે એની તો તેના અંતરને પણ જાણ હોતી નથી. જ્યાં સુધી તેને એ નામની અંતઃસ્ફૂરણા થતી નથી, ત્યાં સુધી માણસ આ સંસારને પરાયા દેશ જેવો માની એક ઠેકાણેથી બીજે ઠેકાણે ભટકયા કરે છે. ગુરુદેવે પણ એક કાવ્યમાં કહ્યું છે કે યાત્રિકને બધાં જ અણજાણ્યાં બારણાં ખખડાવવાં પડે છે અને એમ કરતાં કરતાં તે પોતાના-પ્રભુને બારણે-સાચા ઠેકાણે પહોંચે છે. સૂફી સાધુઓ પણ કહે છે 'રહેના નહીં હૈ યહાં, જાના હૈ વહાં' એટલે કે આખરે માનવીનું નિત્ય સ્થાન તો ઈશ્વર સાથેનો નીકટનો સંબંધ સાધવાથી જ નિશ્ચિત થાય છે, અને તે સંબંધ-વૈયક્તિક અને અંતર્ગત સંબંધ-સ્થાપિત કરવા માટે નામ જ એક માત્ર આધાર છે.

[અનુસંધાન પૃષ્ઠ જુઓ ૧૩૮મે]

પ્યારાબાપુ

# એટમબોમ્બ સામે શું ?

[ બાપુ સાથે મુલાકાત ૨૯-૧-૪૮ ]

બાપુને મે પૂછ્યું: "અમેરિકાએ એટમ-બોંબ બનાવવાનું છોડી દેવું જોઇએ ?"

તરત જ વિના સંકોચે બાપુએ જવાબ આપ્યો: 'અલબત્ત, અમેરિકાએ એટમબોંબ બનાવવાનું બંધ કરવું જ જોઈએ.'

પછી મેં બાપુને પૂછ્યું-

"એટમબોંબનું નિવારણ શું અહિંસાથી કરી શકાશે ?"

"અહા!" બાપુએ રેંટિયો કાતતાં જવાબ આપ્યો-"હું એટમબોંબની સામે શુ જવાબ આપીશ ? એટમબોંબની સામે હું પ્રાર્થનામય બની રહીશ અને છતાં શાંત ન રહેતાં કંઈક કરતો જ હોઈશ."

મેં પૂછ્યું, "શું કરતા હશો ?"

બાપુ બોલ્યા : "હું ભોંયરામાં ભરાઈ નાહું જાઉં-હું કોઈક છાપરા હેઠળ રક્ષા લેવા નહિ ચાલ્યો જાઉં - હું તો બહાર ખુલ્લામાં આવીને ઊભો રહીશ. એટમ-બોંબ નાંખનારા વિમાનનો પાઈલેટ દૂરથી પણ જોઈ શકશે કે એ વખતે પણ એની સામે મારા હૃદયમા કશો જ રોષ નહિ હોય."

બાપુનો રેંટિયો પાછો ચાલુ થયો અને તેઓ પાછા બોલ્યા :

"હું જાણું છું કે પાઈલેટ ખૂબ ઊંચેથી આપણાં મોઢાં નહિ જોઇ શકે. પરંતુ એને કશું પણ નુકસાન કરવાની સહેજ પણ લાગણી મારા હૃદયમાં નથી થતી એ મારી ઝંખના જ દૂર ઊંચે સુધી પહોંચી જશે અને એની આંખ ઊઘડી જશે. હીરોશિમામાં હજારોએ એટમબોંબના કરુણ ભોગ થઈ પડ્યા હતા - જો એ હજારો આ પ્રાર્થનામય શાંત - વીરતાભર્યા - છતાં પ્રેમાળ થઈ ને સામી છાતીએ ઊભા રહ્યા હોત, મરતાં મરતાં પણ અંતરમાં કેવળ પાઇલેટના કલ્યાણની ઝંખના કરી હોત-તો તો યુદ્ધનો આવો શરમભરેલો અંત ન આવ્યો હોત યુદ્ધના વિજેતાઓ કંઇ વિજેતાઓ જ રહ્યા છે ?"

બાપુ ખૂબ જ ધીમે બોલવા લાગ્યા-

"વિજેતા નહિ-પરંતુ પોતાની જ વાસનાના શિકાર થઈ રહ્યા છે-કારણ કે વિશ્વમાં હજી શાંતિ ક્યાં આવી છે !"

આટલું બોલતાં તો બાપુનો અવાજ તરત જ ધીમો પડી ગયો-

"વિશ્વમાં શાંતિ તો નથી જ આવી-એથીયે ભયાનક વિશ્વ બનતું રહ્યું છે."

મારો સમય પૂરો થયો અને થોડા જ સમય પછી-બીજે જ દિવસે એટમબૉંબનો પણ અહિંસાથી સામનો કરનારો એ નાનકડો માનવી રાઈફલની ગોળીથી વીંધાઇ ગયો !

અનુ૦ દિલખુશ બ. દિવાનજી

"ઇન્ટરવ્યુ વિથ ઇન્ડિયા" નામક પુસ્તકમાંથી.

---

જ્યારે આપણે કંઈ ચીજ સ્વાદને ખાતર લઈએ ત્યારે તેનો ભંગ થયો. શરીરને નિરોગી અને શક્તિવાળું રાખવા સારુ આદ્ય પદાર્થમાંથી તેટલા જ પૂરતું ખાવું તે અસ્વાદવ્રતનું પાલન. એ વ્રત પાળવાથી કાયા નિરોગી થાય અને રહે, બ્રહ્મચર્યનું પાલન સહેલું થાય. બીજી રીતે પણ મન ઉપર કાબુ આવે. —ગાંધીજી



# ગુરુદેવની ગીતાંજલિ

[ગુરુદેવની 'ગીતાંજલિ'ના કાવ્યોનું અનુશીલન પૂજ્ય મલ્લિકજીને મુખેથી કરવું એ ખરેખર જીવનનો સુધન્ય લહાવો છે. એમની સ્નેહ નીતરતી આંખો, આપણાં હૈયાને પુલકિત કરે એવો ધીર, ગંભીર, પ્રશાંત અવાજ, ગુરુદેવ પ્રત્યેના પૂજ્યભાવથી પ્લાવિત એમનું પ્રેમાળ હૃદય અને સ્વજનસમો સંપર્ક એ સૌના સુભગ સુમેળ વચ્ચે એમના મુખે ગુરુદેવના કાવ્યો વિશે સાંભળવાથી 'ગીતાંજલિ'ને સમજવા માટે આપણને નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે આ લેખમાળા સૌને મનનીય થઈ પડશે.]

અ શ્રેષ્ઠ 'ગીતાંજલિ'નું ૧૪મું કાવ્ય સમજાવતાં પૂ૰ મલ્લિકજી નીચે પ્રમાણે બોલ્યા

પ્રભુની પાસે માગવું તે એવું માગવું જોઈએ કે જે આપણને પ્રભુને ચરણે લઈ જવામાં સહાયરૂપ થઈ પડે દરેક માણસમાં માગવાની વૃત્તિ તો છે જ. આ વૃત્તિ સૂક્ષ્મ ભાવે આપણામાં રહેલો અહંભાવ સૂચવે છે. એ અહમ્ સાત્ત્વિક પણ હોઈ શકે, વળી તે તામસિક કે રાજસિક પણ હોઈ શકે જો આપણા જીવનમાં સડો હોય, કંઈ બગાડ હોય, તો આપણો અહંભાવ સાત્ત્વિક ન રહી શકે.

માટે આપણે એવી રીતે જીવવું જોઈએ જેથી આપણો અહમ્ ધીમે ધીમે ઓછો થતો જાય એ રીતે જીવવું એ કંઈ સહેલું નથી. રાવણને દશ માથાં હતાં તો અહમને લાખો માથાં છે એક જ જન્મમાં કોઈએ અહમને પાળ્યા પોષ્યા

જીત્યો છે એમ ન જ માની શકાય એ વસ્તુ અશક્ય પણ છે એ તો જન્મજન્માન્તરની તપશ્ચર્યાના ફળરૂપ છે બુદ્ધ ભગવાને પણ જન્મજન્માન્તરની સાધના પછી જ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી હતી એવું કૃષ્ણ, જરથુસ્ત, ઈશુ ખ્રિસ્ત, મહંમદ પેગમ્બર વગેરે મહાત્માઓ વિશે કહી શકાય. એમને મળેલી સિદ્ધિ એ કંઈ એક જન્મનું ફળ નથી. જન્મજન્માન્તરની સાધનાનું એ ફળ છે

ગુરુદેવ પચાસ સાઠ વર્ષની સાધનાથી કવિસમ્રાટ થઈ શક્યા એવું કંઈ નથી, એની પાછળ તો જન્મજન્માન્તરની પૂર્વસાધના રહેલી છે

ત્યારે પ્રશ્ન એ થાય છે કે અહમને શી રીતે ઓછો કરી શકાય? એનો એક માર્ગ છે-પ્રેમ બીજાનું ભલું શામાં રહેલું છે એનો

વિચાર કરીને જીવન જીવવું જોઈએ. એને અંગ્રેજીમાં Other-ism કહેવામાં આવે છે. બીજાનું કલ્યાણ સાધતા રહીએ તો અહમ્ વિગલિત થતો જાય.

અહમ્‌ને ઓછો કરવાનો બીજો માર્ગ સેવાનો છે. હૉસ્પિટાલમાં જે સાચી નર્સ હોય છે તે નાતજાતનો ભેદ રાખ્યા વિના, આ ઊંચ છે અને આ નીચ છે, આ શ્રીમંત છે અને આ ગરીબ છે એવું માન્યા વિના એ તો બધા દર્દીની એકસરખી સેવા કરે છે. એને મન સેવા એ મુખ્ય વસ્તુ છે, પગાર ગૌણ છે. પોતાના ગુજરાન માટે પગાર તો જોઈએ જ, પણ એને એ ખૂબ મહત્ત્વ ન આપે એને તો માનવજાતની સેવા કરવામાં જ સાચી મહત્તા દેખાય.

આપણે ઘેર નોકરને રાખવામાં આવે તો તે ઘડિયાળ સામું જોઈને જ કામ કરશે. ક્યારે વખત પૂરો થાય અને હું છૂટો થાઉં એની જ એ રાહ જોતો હોય છે. વળી તે દિવસો ગણતો રહે છે. ક્યારે મહિનો પૂરો થાય અને પગાર મળે એ જ એનું મુખ્ય લક્ષ્ય બની રહે છે. જ્યારે માતા એ રીતે વર્તતી નથી. એ કંઈ ઘડિયાળ સામે જોતી નથી કે દિવસ ગણતી નથી સવારથી તે સાંજ સુધી એ તો કામ કર્યે જાય છે. એમાં જ એને આનંદ મળે છે. સાચી નર્સ પણ એવા જ ભાવે સેવા કરતી હોય છે. આ રીતે સેવાને માર્ગે આપણે આપણા અહમ્‌ને સાત્ત્વિક માર્ગે દોરી ઓછો કરી શકીએ.

હવે કાવ્ય લઈએ:–

સૂની નદીને તીરે કાશવનમાં મેં તેને બોલાવીને પૂછ્યું, 'પાલવે દીવો ઢાંકીને તું એકલી ધીરે ધીરે ક્યાં જાય છે? મારા ઘરમાં દીવો સળગાવેલો નથી, તારો દીવો અહીં મૂકતી જા, બાલા.'

ગોધૂલિ સમયે બે કાળી આંખો ઊંચકીને તેણે ક્ષણભર મારા મોં તરફ જોયું અને કહ્યું. 'સંધ્યા સમયે દીપદાન દેવા નદી કિનારે આવી છું.' કાશવનમાં ઊભાં ઊભાં મેં દીવાને પ્રવાહમાં અકારણ તણાઈ જતો જોયો.

સાંજ ઘેરી બની અને અંધારું થયું. મેં તેને બોલાવીને પૂછ્યું, 'તારા ઘરમાં તો બધા દીવા સળગાવ્યા છે; આ દીવો કોને આપવા જાય છે? મારા ઘરમાં દીવો સળગાવેલો નથી. તારો દીવો અહીં મૂકતી જા, બાલા.'

બે કાળી આંખો ક્ષણભર મારા મોં તરફ જોઈ રહી. તે બોલી, 'મારા આ દીવાને તો મારે આકાશ-પ્રદીપ તરીકે આકાશમાં ધરવો છે.' ત્યાં ઊભાં ઊભાં મેં દીવાને સૂના ગગનના ખૂણામાં અકારણ બળતો જોયો.

અમાવાસ્યાની અંધારી મધરાતે તેની પાસે જઈને પૂછ્યું, 'અરે, હૈયા સરસો દીવો લઈને તું કેની શોધમાં નીકળી છે? મારા ઘરમાં દીવો સળગાવેલો નથી, તારો દીવો અહીં મૂકતી જા, બાલા.'

બે કાળી આંખો અંધકારમાં ક્ષણભર મને જોઈ રહી. ત્યાર પછી તે બોલી, 'હું તો દીપાવલિમાં ગોઠવવા માટે આ દીવો લાવી છું.' ત્યાં ઊભાં ઊભાં મેં લાખો દીવા ભેગો તેનો દીવો અકારણ બળતો જોયો.

[અનુ૦ નગીનદાસ પારેખ]

આ આખું કાવ્ય વાંચતાં કે સાંભળતાં આપણી આંખ સામે એક દૃશ્ય ખડું થાય છે.

સાંજનો સમય છે. એક બહેન હાથમાં દીવો લઈને અંધારામાં નદી તરફ જતી હોય છે. રસ્તામાં એક જણ પૂછે છે: 'બહેન, ક્યાં જાઓ છો? અમારા ઘરમાં દીવો નથી. તમારો દીવો આપતાં જાઓ.' બહેન જવાબ આપે છે: 'આજે નહિ.' આગળ જતાં બીજો માણસ મળે છે. એને પણ તે જવાબ આપે છે: 'આજે નહિ.' છેવટે તે નદી કાંઠે આવે છે અને તે દીવાને નદીમાં વહેતો મૂકી,

વિશાળ આકાશ તળે વહેતો મૂકી, નદીને અર્પણ કરે છે।

આ દૃશ્ય પાછળ અર્થ રહેલો છે એમા ઊંડું રહસ્ય સમાયેલુ છે આપણે માગતા માગતા થાકી જઈએ છીએ. એક દિવસે આપણને થાય છે કે હવે ઘણું થયુ આજે હુ તારુ મુખડુ મને બતાવ. તો જ મને શાંતિ વળે પ્રકૃતિ તો આપણને જે જોઈએ તે આપતી રહે છે, પણ હવે તો એ પ્રકૃતિના સ્વામીને જોવાનુ મન થાય છે માગવાની વાત તો બાજુએ રહી જાય છે અને અંતરમા બીજા જ ભાવ જાગે છે આપણને શાથી લાભ થાય છે એ વાત જતી રહે છે અને આપણા આત્મને શામા આનંદ મળે છે એ મહત્ત્વનુ થઈ પડે છે

દુનિયા જેને વ્યર્થ માને છે, નકામુ ગણે છે, મૂલ્ય વિનાનુ માને છે એમા આત્માને આનંદ થાય છે એમા સમર્પણનો ભાવ રહેલો છે આપણો અહમ્ ઓછો થતો જાય તેમ એવી પ્રેરણા થતી જાય છે

બાળક દરિયા કિનારે રેતીના ઢગલામાથી મન ફાવે એવુ બનાવે છે અને પાછુ ભાંગી નાખે છે. આપણે ફેંકી દીધેલી ચીજોમાથી એ પોતાની ગમતી ચીજ લઈ લે છે અને એમાથી આનંદ લે છે કાગળની હોડી બનાવી પાણીમા તરતી મૂકી દે છે દુનિયાની દૃષ્ટિએ આ બધી પ્રવૃત્તિનુ કશું મૂલ્ય નથી પણ બાળકનુ મન એથી આનંદ પામે છે

ગુરુદેવ યુરોપના પ્રવાસે નીકળ્યા હતા એક વખતે તેઓ ફ્રાન્સથી જર્મની જતા હતા સરહદ પર ચોકીદારોએ એમની પાસે પાસપોર્ટ માગ્યો ગુરુદેવે એ બતાવ્યો ત્યાના રિવાજ મુજબ પ્રવાસીએ એક ફોર્મ ભરવાનુ હોય છે એમા દસ–બાર પ્રશ્નોના જવાબ આપવાના હોય છે એમા એક પ્રશ્ન એવો હોય છે. 'તમારો ધંધો શો છે?' ગુરુદેવને એ પ્રશ્ન પૂછવામા આવ્યો ગુરુદેવે જવાબ આપ્યો. 'I belong to the brotherhood of the useless' (હુ તો નકામા માણસોમાનો એક છુ) ચોકીદાર તો એમનો એ જવાબ સાભળી નવાઈ પામ્યો તે બોલ્યો. 'તમે એમ શા માટે કહેતા નથી કે તમે રખડપટ્ટી કરો છો!'

ગુરુદેવની સાથે રહેતા મંત્રીએ એમને કહ્યુ, 'ગુરુદેવ, તમે આટલુ બધુ કામ કરો છો તો પછી તમે નકામા છો એમ શા માટે કહો છો? તમે નાટક લખો છો, વાર્તા લખો છો કાવ્યો રચો છો, એ શુ બધુ નકામુ છે?' ગુરુદેવ કહે, 'મારા એકાદ ગીતને બજારમા વેચવા તો જા કોઈ એને વેચાતુ લે છે ખરુ?' મંત્રીએ કહ્યું, 'ગુરુદેવ, તમારુ ગીત સાભળીને બધાને આનંદ થાય છે, ઉત્સાહ મળે છે, તો શુ ગીતની કશી કીમત જ નહિ?' ગુરુદેવ હસતા હસતા બોલ્યા, 'એ તો તુ મારી સાથે રહે છે એટલે આમ બોલે છે તુ એ સમજી શકે બધા કઈ ઓછુ આમ સમજે છે!'

દુનિયામા તો દરેક વસ્તુનુ મૂલ્યાકન આર્થિક દૃષ્ટિએ થાય છે ગાડીમા તમે મુસાફરી કરતા હોવ તો તમને કોઈ પૂછશે, 'કેમ ભાઈ, ક્યાથી આવ્યા? ક્યા જાઓ છો? શો કામધંધો કરો છો?' આપણે જો ઓછુ કમાતા હોઈએ તો આપણી કદર થશે નહિ આપણે પાચસો રૂપિયા કમાતા હોઈએ તો એ આપણી ગણના કરશે અને માન-આદરથી વાતો કરશે લગ્નનો સબંધ કરવો હોય તો ત્યા પણ 'શુ આપશો?' એ જ મુખ્ય વાત હોય છે ઘણી વાર મારે નિર્વાસિતોની

છાવણીમાં જવું પડે છે. એ લોકોનાં સુખ-દુઃખ જાણી આત્મસંતોષ અનુભવું છું. એક દિવસ ત્યાં લગ્નની વાત થતી હતી. એક જણે છોકરી વિષે જાણવા પૂછ્યું, ' Look-Book-Cook (લુક-બુક-કુક) છે ને?" 'લુક' એટલે દેખાવ વિશે પૂછ્યું હશે. એ બાબતમાં એ છોકરી ઊતરે એવી ન હતી. 'બુક' એટલે ભણેલી છે કે નહિ એવું એમ માનવામા આવ્યુ. પણ 'બુક' એટલે ચેકબુક છે કે નહિ એવું પૂછવામાં આવ્યું હતું. મતલબ કે એની પાસે પૈસો છે કે નહિ એ જાણવું હતું. 'કુક' એટલે એને રાંધતાં આવડવું જોઇએ એવી પણ અપેક્ષા રખાતી હતી. આમ લગ્નમાં પણ જરૂરિયાતને જ વધારે મહત્ત્વ આવે છે.

જ્યારે ભગવાન તો બીજી જ વસ્તુમા આનંદ લેતો હોય છે. એક ભક્ત ભગવાનને જાણે ઠપકો આપતો હોય એમ કહે છે: 'ભગવાન, તું બહુ જ ઉડાઉ છે! એક ચાંદાથી ચાલી શકે એમ છે તો પછી આટલા બધા તારા શા માટે બનાવ્યા? એક ચાંદો શું તને ઓછો પડ્યો?' ઈરાન દેશનો બીજો એક ભક્ત કહે છે: 'ભગવાન, તેં આટલી બધી જાતનાં ગુલાબ શા માટે બનાવ્યાં? એક જાતના ગુલાબથી શું તારું કામ ન થાત?' એમ કહેવાય છે કે ગુલાબની ૩૬૫ જાત છે.

પ્રભુ જે કાંઈ સર્જે છે તેની હદ હોતી નથી. તે તો નીતનવું સર્જતો જાય છે. બાળકને ચોપડી વાંચવામાં આનંદ પડે તો તે એકસામટા ચાર કલાક વાંચવા બેસે પણ એને 'ક' 'ખ' ઘૂંટવા કે આંક મોઢે કરવા બેસાડશો તો એ થોડી વારમાં કંટાળી જશે. તેથી મુખ્ય વસ્તુ આનંદની છે. જો આનંદ પડતો હોય તો એ કામની હદ નથી રહેતી. તેથી જ સંસ્થાઓમાં પરીક્ષા હોતી નથી. 'શાંતિનિકેતન'માં પણ શરૂમાં એમ જ હતું.

જે વસ્તુનું મૂલ્ય નથી એમાં જ આનંદ રહેલો છે. જેમ તેમ કપડાં પહેરીએ તો ન ચાલે? માથુ જેમ તેમ ઓળીએ તો ન ચાલે? તોયે આપણે કપડાંને વ્યવસ્થિત રીતે પહેરવામાં, માથુ ઓળવામાં કેટલો વખત બગાડીએ છીએ? પણ એનું દુઃખ આપણને થતું નથી, કારણ કે એમાં આપણને આનંદ થાય છે. શિક્ષકોએ પણ આ વસ્તુ લક્ષમાં રાખવી જોઈએ. શિક્ષક જો આનંદથી શીખવતો હોય તો વિદ્યાર્થીઓ પણ આનંદથી ભણે. જો શિક્ષક ઘરની કે બીજી કોઈ જંજાળથી કંટાળીને નિશાળે આવે અને મોં બગાડીને શીખવવા માંડે તો વિદ્યાર્થીનો આનંદ મારી જાય છે. દાક્તરો પણ દર્દી પાસે આનંદથી જ વાતો કરે છે. ભલે દરદ સારું થવાની આશા ન હોય તોયે તે દરદીને આશ્વાસન મળે એ રીતે જ આનંદથી વાતો કરે છે.

જૂના જમાનાની વાત છે. પ્રથમ ઉદ્યોગ હતો અને એમાંથી પછી કળા જન્મી સુથાર દરરોજ જરૂરિયાતની વસ્તુ બનાવ્યા કરતો. જે નકામું લાકડું કે વહેર બાકી રહે તેને બાળવાના ઉપયોગમા લેતો. તે પરણ્યો અને તેને દીકરો અવતર્યો. દીકરો ત્રણ ચાર વર્ષનો થયો, સુથારને થયું: લાવને આ નકામા લાકડામાંથી છોકરાને રમવા માટે કંઈક બનાવું. તેણે એક રમકડું બનાવ્યું. તે જોઈને તેનું મન આનંદ પામ્યું. તેને થયું: 'રોજ ચાર-પાંચ રૂપિયાનુ કામ કરવાથી જે આનંદ થતો તેના કરતાં કેટલોય વધારે આનંદ આ રમકડું બનાવતાં થયો!'

આમ દુનિયા જેને નકામું ગણે છે એમાં જ આનંદ રહેલો છે. પેલી બહેને

[ અનુસંધાન પૃષ્ઠ ૧૫૮મે પાને ]



# બાપુની અનોખી વાતો

કાશિનાથ ત્રિવેદી

[ ૭ ]

સાબરમતી આશ્રમની વાત છે સન ૧૯૨૯-૩૦નો એ જમાનો હતો બાપુએ આશ્રમનું નામ બદલી નાખ્યું હતું સાબરમતીનો 'સત્યાગ્રહ આશ્રમ' હવે 'ઉદ્યોગ-આશ્રમ' કહેવાતો હતો આશ્રમની પ્રાર્થના ભૂમિમાં સત્યાગ્રહ આશ્રમને સીમિત કરી દેવામાં આવ્યો હતો પ્રાર્થના ભૂમિ સિવાય બાકીનો આખો આશ્રમ ઉદ્યોગ આશ્રમ માનવામાં આવતો હતો

આશ્રમનું બધું વાતાવરણ ઉદ્યોગમય હતું વહેલી સવારે ચાર વાગ્યાથી માંડીને રાતના નવ વાગ્યા સુધી આશ્રમ મધમાખીના મધપૂડાની માફક ભિન્ન ભિન્ન પ્રકારના ઉદ્યોગોથી ગુંજ્યા કરતો હતો કોઈ આશ્રમવાસી એવો ન હતો જે પોતાના કામમાં આળસ કરતો હોય અથવા તો નકામી વાતોમાં સમય ગાળતો હોય

દરેક આશ્રમવાસીને સવારથી રાત સુધીના પોતાના કામની નોંધ રાખવી પડતી હતી, અને મિનિટે મિનિટનો હિસાબ આપવો પડતો હતો બાપુ પોતે આ બાબતમાં બહુ જ જાગ્રત રહેતા હતા અને ખુદ આશ્રમના પોતાના બધા સાથીદારોની ડાયરીઓ પોતે જ તપાસતા હતા નાના મોટા બધા જ આશ્રમવાસીઓ જાગ્રત ભાવથી પોતપોતાના કામમાં લાગ્યા રહેતા હતા એની પાછળ એ પણ એક કારણ હતું

આશ્રમના ઉદ્યોગોમાં ઝાડુ કાઢવું, જાજરૂ સફાઈ કરવી ઘંટીથી દળવું વગેરેથી માંડીને રસોઈ કરવી તથા વાસણ માંજવા સુધીના કેટલાય નાના મોટા ઉદ્યોગો ચાલ્યા કરતા હતા આ બધા ઉદ્યોગોનો રાજા હતો રેંટિયો રેંટિયાની આસપાસ નાના મોટા બધા ઉદ્યોગો ગૂંથી લેવામાં આવ્યા હતા દરેક આશ્રમવાસીને રોજ કાંતવું પડતું હતું દરેકે ઓછામાં ઓછા ૧૬૦ તાર તો રોજ કાંતવા જોઈએ એવો નિયમ હતો નાના બાળકો અને બીમાર માણસો સિવાય કોઈ બીજા માટે અપવાદ ન હતો

બાપુનું પોતાનું જીવન તો રેંટિયામય બની ગયું હતું રેંટિયો એ એમના જીવનનું

એક સજીવ અંગ હતું. તેઓ તેને ભૂલી શકતા ન હતા. તેની ઉપેક્ષા કરવી એ તેમને માટે અશક્ય હતું. તેઓ રેંટિયાને ભારતની કામધેનુ કહેતા હતા. રેંટિયાની મદદથી તેમણે દેશને સ્વતંત્ર કરવાનું બીડું ઝડપ્યું હતું. રેંટિયાને તેમણે દેશના દરિદ્રનારાયણોનો મોટો આધાર માન્યો હતો. રેંટિયો તેમને માટે દેશની સ્વતંત્રતા, સ્વાવલંબન અને સ્વાભિમાનનું જીવતું-જાગતું પ્રતીક હતો. તેઓ ભગવાનને પ્રાર્થના કરતા હતા કે હે ભગવન્, જો મને આ દુનિયામાંથી કોઈ દિવસ ઉપાડી લે તો એવા સમયે ઉપાડી લે જે કે જ્યારે મારા એક હાથમાં રેંટિયાનો હાથો હોય અને બીજા હાથથી પૂણીમાંથી સૂતર કાઢી રહ્યો હોઉં! રેંટિયો બાપુને માટે આટલો મહાન બની ગયો હતો! એટલા જ માટે બાપુએ પોતાના જન્મ દિવસને રેંટિયાનો જન્મ દિવસ બનાવી દીધો હતો. એ જ કારણથી આખો દેશ ભાદરવા વદ ૧૨ને દિવસે રેંટિયાજયંતી ઉજવવા લાગ્યો અને રેંટિયા બારસનો દિવસ દેશને માટે એક પર્વનો દિવસ બની ગયો.

એ દિવસોમાં બાપુ સ્વ. મગનલાલભાઈ ગાંધીના ઘરમાં દિવસનો બધો વખત ગાળતા હતા. મગનલાલભાઈના મૃત્યુ પછી તેમની પત્ની અને બાળકોને આશ્વાસન આપવા માટે બાપુએ આ નવો નિશ્ચય કર્યો હતો. ઘરમાં તેઓ આખો દિવસ રહેતા, લખતા, વાંચતા, કામ કરતા, લોકોને મળતા, રેંટિયો કાંતતા અને આરામ કરતા હતા.

[૮]

એક દિવસની વાત છે પોતાના નિયમ પ્રમાણે બાપુએ તે દિવસે રેંટિયા ઉપર સૂતર કાંતી લીધું હતું. તેઓ સૂતરના ફાળકા ઉપર ઉતારી રહ્યા હતા. એટલામાં તેમને કોઈ જરૂરી કામ અંગે બહાર જવાનું થયું. જતી વખતે તેમણે તેમના તે વખતના મંત્રી શ્રી. સુશૈયાને સૂતર ઉતારી લેવાનું અને તાર ગણી પ્રાર્થનાના વખત પહેલાં તેમને જણાવી દેવાનું કહ્યું સુબૈયાએ "હા" કહી અને બાપુ ગયા.

એ પછી લોકોએ ભોજન કર્યું. પછી બધા સાંજે ફરવા નીકળ્યા. બાપુજી આશ્રમનાં બાળકો અને મોટેરાઓ સાથે રોજની જેમ ફરવા નીકળી પડ્યા. તે પછી પ્રાર્થનાનો ઘંટ વાગ્યો. અને બધા પ્રાર્થના ભૂમિ તરફ આવવા લાગ્યાં બાપુ પણ ઝડપથી બાળકો સાથે હસતા ખેલતા પ્રાર્થનાના સમય પહેલાં પ્રાર્થનાની જગાએ આવી પહોંચ્યા.

પ્રાર્થના પહેલાં બધા આશ્રમવાસીઓની હાજરી લેવાનો નિયમ હતો. અને દરેક આશ્રમવાસી પોતાની હાજરીની સૂચના આપતાં "કુછ" કહેતો અને સાથે સાથે તે તે દિવસના પોતે કાંતેલા સૂતરના તારની સંખ્યા પણ બતાવતો.

આશ્રમવાસીઓના હાજરી પત્રકમાં પહેલું નામ બાપુનું હતું. એ દિવસે પ્રાર્થના પહેલાં બાપુનું નામ બોલવામાં આવ્યું ત્યારે તેઓ "કુછ" બોલ્યા અને સૂતરના તારની સંખ્યાને માટે પોતાના મંત્રી સુબૈયાની તરફ જોયું. સુબૈયા ચૂપ હતા. બાપુ પણ ચૂપ રહી ગયા.

હાજરી પૂરી થતા જ પ્રાર્થના શરૂ થઈ. શાંત, પ્રસન્ન, ગંભીર અને સંગીતના સુંદર, સુરીલા વાતાવરણમાં પ્રાર્થના પૂરી થઈ. પ્રાર્થના પછી બાપુ હરરોજ આશ્રમવાસીઓ સાથે કંઈક વાતચીત કરતા. એ વાતચીત કોઈ કોઈ વાર કોઈ પ્રસંગ ઉપર પ્રવચનના રૂપમાં થતી, કોઈવાર ચર્ચાના રૂપમાં અને કોઈ વખતે સૂચના-સલાહ અથવા આદેશના રૂપમાં થતી.

આજે એ વાતચીતે પ્રવચનનું રૂપ લીધું. બાપુ બહુ જ ગંભીરતાપૂર્વક બોલ્યા. સત્યાગ્રહ આશ્રમનો એ અનન્ય સાધક આજે ઊંડી

વેદનાથી બોલતો હતો. પ્રાર્થના–ભૂમિ ઉપર બેઠા બેઠા બાપુએ પોતાનું ખૂબ મનોમંથન કર્યું તેમણે લાગ્યુ કે આજે તેમણે એક ગંભીર ભૂલ કરી છે. તેઓ કર્તવ્યથી પદચ્યુત થયા છે. જેટલી હદે તેમણે એક મોટી ભૂલ કરી છે તેટલી હદ સુધી સત્યની સાધનાનો તેમનો આગ્રહ શિથિલ થયો છે. તેમનુ મન વ્યાકુળ થઈ ગયું. તેઓ દુઃખ સાથે આ પ્રમાણે કઇક બોલ્યા, "મેં આજે ભાઈ સુબૈયાને કહ્યુ હતું કે સૂતર ઉતારી લેજો અને મને તારની સંખ્યા જણાવી દેજો એ વખતે હું એક મોડુમા ફસાઈ ગયો મે વિચાર કર્યો કે સુબૈયા મારું કામ કરી લેશે પરતુ આ મારી મોટી ભૂલ હતી મારે મારુ કામ જાતે જ કરવું જોઈતું હતુ સૂતર હુ કતી રહ્યો હતો. તેને કાગળ પર ઉતારવાનુ કહી હું કામ માટે બહાર આવ્યો ગયો જે કામ મારે પહેલું કરવાનુ હતુ તે મેં ન કર્યું ભાઈ સુબૈયાનો તેમાં કઈ દોષ નથી દોષ મારો છે મે શા માટે મારું કામ તેમના વિશ્વાસ ઉપર છોડયું ? મારાથી આ પ્રમાદ શા માટે થયો ? સત્યના સાધકે આવા પ્રમાદથી બચવુ જોઈએ. તેણે પોતાનું કામ કોઈ બીજાના ઉપર છોડવું જોઇએ નહીં. આજની આ ભૂલથી હું બહુ સારો પાઠ શીખ્યો છું. હવેથી હુ એવી ભૂલ કદાપિ ન કરીશ."

બાપુ બોલી રહ્યા હતા. તેમનો એક એક શબ્દ હૃદયના ઊંડાણમાંથી ખૂબ વ્યથા સાથે નીકળતો હતો. શ્રોતાઓ સ્તબ્ધ બનીને સાંભળી રહ્યા હતા. સુબૈયાની દશા તો કાપીએ તો લોહી ન નીકળે એવી થઈ ગઈ હતી. કદાચ તે એમ વિચાર કરી રહ્યા હશે કે ધરતી માર્ગ આપે તો તેમા સમાઈ જાઉં. સૌ અંતર્મુખ બન્યા ને ઊંડા વિચારમા ગરકાવ બની પ્રાર્થના–ભૂમિમાંથી વિદાય થયાં

આવા આપણા બાપુ હતા બીજાની ભૂલને પોતાની ઉપર ઢાળી લઈ તેને માટે નાના મોટા સૌની સમક્ષ ખુલ્લા દિલે પશ્ચાત્તાપ કરનાર બાપુ હતા! બીજાની ઢાલ બનવા માટે પોતાની જાતને મિટાવી શકનારા બાપુ હતા. અને તેથી જ આપણી વચ્ચે બાપુ અજોડ હતા અને તેમની વાતો પણ અનોખી હતી.

---

"આપણા અને પરમાત્મા વચ્ચે આપણો અહંકાર એ અંતરાય છે."

આપણું બધું જ કામ પ્રભુ કરી રહ્યો છે અથવા આત્મતત્ત્વ કરી રહ્યું છે એ દિવ્ય શક્તિ સિવાય કોઈથી કશુ જ થઈ શકતુ નથી એવો દૃઢ નિશ્ચય થવો જોઇએ. એટલે આપણો ક્ષુલ્લક અહંભાવ આપોઆપ નિવૃત્ત થઈ જાય છે આપણા અને પરમાત્મા વચ્ચે આપણો અહંકાર એ અંતરાય છે. એ અહંકારને લઇને જ આપણે સુખી દુઃખી થઈએ છીએ. એટલે સુખમાં છલકાટ ન આવે અને દુઃખમાં ગભરામણ ન થાય. એ બધો બોજો તે આત્મા સાક્ષી–પ્રભુ ઉપર છે, મારી ઉપર કોઈ બોજો નથી બોજાને બાજુ ઉપર રાખીએ, કે તે બોજો માથા ઉપર રાખીએ, તો પણ બોજો તો એની ઉપર જ છે. માટે નાહકનો બોજો પોતાના માથા ઉપર રાખી હેરાન શા માટે થવું ? આટલો વિચાર કરે તો માણસ વ્યવહારમાં આનંદથી વિચરી શકે છે. આવા વિચારો પોતાની સન્મુખ રહેવા જોઇએ લગાર વિહ્વળતા થાય કે સમજવુ કે અહંકારે ક્યાંક પ્રવેશ કર્યો છે

—જ્ઞાનયોગી ચંદુભાઈ

# ખરું વાચન

પ્રભુદાસ ગાંધી

જેમને કંઈ પણ વાચતા નથી આવડતું એવા ભાઈબહેનોની દશા આપણને દયામણી લાગે છે પરંતુ ખરી દયા કોની ખાવી એ એક પ્રશ્ન જ છે જેઓ કાગળ પરના કાળા અક્ષરો વાંચી નથી જાણતા અને અનેક માસિકો તથા પુસ્તકોમાંથી કંઈ પણ પ્રસાદી નથી મેળવતા એમની કે જેઓ ઈશ્વરના માસિકો ગ્રંથો અને વર્તમાન પત્રો નથી ઉકેલી શકતા એમની?

દયા કોની ખાવી? જેઓ સાચી ખોટી વાર્તાઓ વાંચતા વાંચતા પોતાના આસન પર પડ્યા પડ્યા જ ઝોકાં નથી દેતા એમની કે ઈશ્વરના લેખો વાંચી વિરાટની કલ્પનામાં ઊંડી નથી શકતા તથા પોતાના અંતરમાં ભક્તિના ઉમળકાઓ નથી અનુભવી શકતા એમની?

પોતાની આસપાસ ચોપડીઓ અને માસિકોના ઊંચા ખડકલાઓ ખડકી એ વાંચવામાં જ જે સુગ્રાઈ મરે છે એને ઈશ્વરે આપેલી અમૂલ્ય બક્ષિસ જે આંખો છે તેને ખોઈ નાખે છે તેમનું વાચન એ કંઈ વાચન નથી દર્શન કરવું, ઈશ્વરના પુસ્તકો વાંચવા એ જ ખરું વાચન છે માટે તો કબીર સાહેબે કહ્યું કે 'નયન દિયે દરશન કરનેકો' અને જો દુનિયાભરની માહિતી મેળવી જ્ઞાની-બહુશ્રુત થવું હોય તો 'શ્રવણ દિયે સુન જ્ઞાન કો।' નહીં કે આંખ દીની પઢ જ્ઞાન કો'

પણ આ ઈશ્વરી લેખો કયા?

પહેલું તો આ મોટું આભાગ રોજના સૂર્યોદય અને સૂર્યાસ્તમાં નવો જ અગ્રલેખ વાંચવાનો મળે એ એક જ મુદ્દા પર લખાય છતાં એક વાર લખાયેલો ફરી ન લખાય ઋતુમાં જરા પણ ફેરફાર થાય કે આકાશમાં ખાસ અંક પ્રગટ થાય વાદળાં વાંચો કે તમે ઋતુના બધા સમાચાર પામો વરસાદ અને તડકાનો ન બને એવો યોગ થાય કે દિવાળીના ખાસ અંકની જેમ મેઘધનુષ બહાર પડે એની આગળ દિવાળીના હજાર અંકો ફીકા જેવા! અને એક સારામાં સારા માસિકમાં ન હોઈ શકે એટલી વિવિધતા અને પ્રતિભા શરદ અને વર્ષાના મેઘમાં હોય છે બાળપણમાં એ વાચન વાંચતા આપણે ધરાતા ન હતા પણ હવે તો મોટા થયા! વાંચવાનું શીખ્યા! એટલે ખરું વાચન ભૂલ્યા

રાતના તારાઓ તો એક મહાગ્રંથ જ છે ઇતિહાસ, પુરાણ ભવિષ્ય બધું એમાં આપણા પૂર્વજોએ ગોઠવી રાખ્યું છે આખો અગિયારમો અધ્યાય એમાં છે પણ એ વાંચવા પાછળ આપણે રાતનો ઉજાગરો નથી કરતા ભૂલભૂલામણી નવલકથા પાછળ રાતની રાત જાગીએ ખરા

કોરા આકાશમાં આટલું બધું છે ત્યારે આ ચિકાર ભરેલી જમીન પર કેટલું બધું હશે? ઝાડ, પાન, કીટ, આ જડ જણાતા પથરા અને પશુ આપણને કેટલીએ વાતો કરે રોજ વાંચતા આવડવું જોઈએ ખરું અને આ લખાણોમાં માન્ય તો પંખીઓ ઈજારે રાખ્યું છે એ હજાર વાર વાંચો પણ રસ ન જ ખૂટે લુચ્ચામાં લુચ્ચી કાગડીને પણ પારકા ઈંડા સેતવાને સેવવા પડે છે એમાં જગત ચિતરાયું છે એટલું કંઈ નવલકથામાં ચિતરાયું હશે?

આથી શક્તિ ટકતી લાગે છે. નિશ્ચય
પૂર્વક તો કંઈ જ નથી કહી શકાતો.
બે ત્રણ માસ લગી ટકી રહે ત્યારે જ
કહી શકાય - આનું અનુકરણ સાવ
ચેતીથી થઈ શકે -

૧૪/૧૨/૩૦ ય. મં. બાપુના આશીર્વાદ

ચિ૦ કાશીનાથ,

તમારો કાગળ મળ્યો કલાવતીને ઉત્તર લખી ચુક્યો છું. માતાજીને સારુ જે ઉપચાર થાય છે તે બરોબર જ લાગે છે. ઘણાં દરદોની ઉત્પત્તિ બંધકોષમાંથી જ થાય છે એમાં સંદેહ નથી. હમણાનો મારો પ્રયોગ બંધકોષ મટાડવા પુરતો તો ફળ્યો છે એટલે જાણવા ખાતર લખું છું. મે તો માત્ર ભાજી ઉકાળેલી બે ત્રણ દિવસ લીધી તેમાં ટમાટાં પણ ઉકાળ્યાં હતાં, કાચાં હતાં. તેથી જ બંધકોષ ટળ્યો. પછી ધીમે વધનાં ત્રણ તોલા બાદેશી બદામ વધારી ને હવે બાજરી જારની થોડીક ભાખરી. આથી શક્તિ ટકતી લાગે છે. નિશ્ચય પૂર્વક તો કંઈ જ નથી કહી શકતો. બે ત્રણ માસ લગી ટકી રહે ત્યારે જ કહી શકાય. આનું અનુકરણ સાવચેતીથી જ થઈ શકે.

૧૪-૧૨-૩૦ ય. મં. બાપુના આશીર્વાદ

ચિ.......

ખરજવાનો ઉપચાર આ છે. પેટ સાફ રાખવું. ખોરાકમાં લીંબુ હોવા જ જોઇએ. પાકેલાં પણ વગર રાંધેલાં ટમાટાં હોવા જોઈએ. દાળનો ત્યાગ. રોજ ખરજવાવાળા ભાગને આઠથી નવ વાગાનાં સૂર્યનાં કીરણની ઉઘાડો મુકવો ત્યારબાદ પરમેંગેનેટનાં ગરમ પાણીથી ધોવો ને સાફ માટીની લોપરી લગાડવી. પગે હોય તો પગને થોડા વખત ઉંચે રાખવો. આમ કરવાથી ખરજવું મટવું જોઇએ.

ચિ.......

ખોરાકને વિષે કંઈ હઠ તો હવે નથી ના? દૂધની સાથે ફળની આવશ્યકતા છે. તેમાંયે તે તાજું હોય તો સારું. થોડા પ્રમાણમા કાચી ભાજી પણ જોઈએ. ટમાટાં ને લેટિસ નામના પાંદડાં સારાં ગણાય છે. ખોરાકનું પણ શાસ્ત્ર તો છે જ તેનો અનાદર ન કર્યો ઘટે. ખોરાક સાત્વિક હોવો જોઇએ એ આપણે જાણીએ છીએ. કયો સાત્વિક કહેવાય એ અનુભવે જાણવું રહ્યું. ગીતાનાં વિશેષણો બધાં લાગુ પડવા જ જોઇએ એવુ કંઈ નથી. આપણે અનુભવે જોઈ શકીએ છીએ કે અગ્નિની ઓછામાં ઓછી જરૂર છે. મારો આત્મા તો કહે છે કે ખોરાકને સૂર્ય પકાવે છે એ જ બસ છે. તમને તો મારે આટલું જ સમજાવવુ છે કે શરીર માગે તે વસ્તુ આપણને ખપતી ચીજોમાંથી આપવી.

૧૩-૨-૩૨ ય. મં. બાપુના આશીર્વાદ

મુકુલભાઈ

ભગવાન બોધિસત્ત્વના જીવનની આ વાત છે ભગવાન બોધિસત્ત્વ હજારો વર્ષ પહેલાં મગધ દેશના એક ગામમા એક ખેડૂતને ત્યા જન્મ્યા માતા પિતાએ એમનુ નામ મઘ પાડ્યુ.

મઘ મોટો થયો ત્યારે ગામમા બધે ગંદકી વગેરે જોઈને એને દુ:ખ થતુ. તેથી તેણે ગામના રસ્તા સાફ કરવા માડ્યા, ગદવાડ બધો એકઠો કરી ગામ બહાર ઉકરડામા તે નાખવા લાગ્યો, કૂવા આગળ પણ ગંદકી હતી, તેથી કુવામા આસપાસનુ ગંદુ પાણી ન જાય એ માટે કૂવાને પાળ બાધવાનુ તેણે શરૂ કર્યું એમ અનેક કામો તે એકલો કરવા લાગ્યો.

ગામલોકો આ બધુ જોઈ તેને હસતા

સ્ત્રીઓ ઘર આગળ જ કચરો નાખવા લાગી. તેમને મન એમ કે પેલો મઘ આવીને બધુ સાફ કરી જશે. પરતુ મઘ ગામલોકોને કંઈ કહેતો નહિ પોતાના ઘરનું બધુ કામકાજ આટોપી લઈ બાકીનો સમય તે ગામની સફાઈ કરવામા ગાળતો.

પણ એની અસર કોઈકના ઉપર થયા વિના રહે ખરી? એક દિવસ કેટલાક જુવાનો ભેગા મળી વિચારવા લાગ્યા એક જુવાન બોલ્યો : "ગામના લોકો મઘની નકામી નિંદા કરે છે મને તો મઘ જેવો સારો માણસ આપણા ગામમા બીજો દેખાતો નથી ગામના લોકો ફુરસદના સમયમા ચોટે બેસી ગપ્પા મારે છે દારૂતાડી પીવા પીઠે જાય છે, મારામરી અને ટંટાફિસાદ કરે છે જ્યારે મઘને મેં કદી દારૂને પીઠે જોયો નથી કે બીજી રીતે પોતાના વખતનો અપવ્યય કરતો દીઠો નથી માટે ચાલો આપણે એની પાસે જઈએ અને વનમાં જઈ ગુરુને શોધવાને બદલે મઘને જ આપણે આપણા ગુરુ બનાવીએ."

પછી જુવાનો મઘ પાસે ગયા. તે વખતે મઘ ગામ બહાર ઉકરડા પર કામ કરી રહ્યો હતો જુવાનોએ મઘને પોતાનો નિશ્ચય કહી સભળાવ્યો.

એ સાંભળી મઘ બોલ્યો : "ભાઈઓ, સારા કાર્યોમા તમે જોડાવા માગો છે એ જાણી મને આનંદ થાય છે પણ મારા જેવા નાશવત પ્રાણીનું શિષ્યત્વ લેવાને બદલે તમે ધર્મનુ શિષ્યત્વ લેશો તો તમને વધારે શ્રેયસ્કર નીવડશે"

એક જુવાન બોલ્યો, "પરતુ તમે જ અમને ધર્મ શુ છે એ સમજાવો એટલે અમને કઈ સમજ પડે."

મઘ બોલ્યો, "ભાઈઓ ધર્મનુ તત્ત્વ સમજવું બહુ મુશ્કેલ છે પણ હું તો એટલું જાણુ છું કે ધર્મની સ્થાપના શીલના પાયા પર થયેલી છે"

જુવાનોએ પૂછયુ : "શીલ એટલે શું?"

મઘ બોલ્યો "કુમાર્ગથી નિવૃત્તિ અને સત્કર્મમા પ્રવૃત્તિ એને 'શીલ' કહેવામાં આવે છે. એ માટે માણસે પચ નિયમોનું શ્રદ્ધાપૂર્વક પાલન કરવું જોઈએ : (૧) પ્રાણીનો ઘાત કદી ન કરવો, (૨) ચોરી ન કરવી, (૩) વ્યભિચાર ન કરવો, (૪) અસત્ય બોલવું નહિ, અને (૫) કેફી પદાર્થોનુ સેવન કરવું નહિ"

જુવાનોએ એ પાંચ નિયમોનુ પાલન કરવાનુ વચન આપ્યું અને કહ્યુ : 'આજથી અમે ઘરકામમાથી બચેલો સમય સત્કર્મમા ગાળીશુ."

આમ ધીમે ધીમે મઘની સાથે ઘણા માણસો કામ કરવા લાગ્યા. સૌએ ભેગા મળીને ગામમાં ધર્મશાળા બાધી, આસપાસના ગામોના

પ્યારા બાપુ

રસ્તા સમાર્યા અને સાફ કર્યા, નદી-નાળા પર પુલો બાંધ્યા, તળાવ ખોદ્યાં, અને એવાં બીજાં લોકોપયોગી કામો તેઓ કરવા લાગ્યા. ગામના લોકો પણ સુધરવા લાગ્યા. દારૂતાડીની દુકાનો બંધ થવા લાગી, ઝઘડા-ટંટા થતા અટકી ગયા, બધાં સલાહસંપથી રહેવા લાગ્યાં.

આ વાત ગામના મુખીને ન ગમી તેની પાસે હવે ગામ લોકો ઝઘડાનો નિકાલ કરવા જતા નહિ, કારણ કે ઝઘડા જેવું કંઈ હવે ગામમાં થતું જ નહિ. મુખી તો મઘ પર ચિડાયો. તે તો મગધના રાજા પાસે ફરિયાદ કરવા ગયો. રાજા વ્યસની અને દુરાચારી હતો. મુખીએ રાજાને મઘની વિરુદ્ધમાં ખોટી ફરિયાદ કરી. રાજાએ હુકમ કર્યો, "આજે ને આજે એ બધા તોફાનીઓને પકડી લાવો અને તેમના શરીર પરથી હાથી ચલાવો."

રાજાના સૈનિકો મઘ અને તેના સાથીદારોને મુશ્કેટાટ બાંધીને નગરમાં લઈ આવ્યા અને મદોન્મત્ત હાથીને તેમના શરીર પરથી ચલાવવા માટે હસ્તીશાળામાંથી છોડવા તૈયાર થયા. આ જોઈને મઘના સાથીદારો મનમાં અકળાવા લાગ્યા. પરંતુ મઘે તેમને કહ્યું, "ભાઈઓ, તમે દુઃખી થશો નહિ. તમને એમ થતું હશે કે સારું કાર્ય કરીએ તો સુખી થવાને બદલે દુઃખી થવું પડે છે. પણ એવો નબળો વિચાર મનમાં ન લાવશો. આપણે સાચે માર્ગે છીએ, કોઈનું બૂરું કરતા નથી એ જ મોટામાં મોટું સુખ છે. આપણાં સારાં કામો આપણને જે સુખ આપે છે તે બીજું કોઈ આપી શકે એમ નથી. આપણે તો આવા વખતે સૌ પર પ્રેમ જ રાખવો. મુખી તરફ, રાજા તરફ કે હાથી તરફ પ્રેમની લાગણી જ રાખો. ભલે આ નાશવંત દેહનો નાશ થાય, પણ આત્માનાં ઉચ્ચ તત્ત્વોને છોડી ન દેવાં જોઈએ. અંત સુધી સત્કર્મનું ચિંતન કરો અને આપણા વિરોધીઓનું પણ ભલું ચાહો અને તેમના પર પ્રેમ રાખો."

થોડીવારમાં મસ્ત હાથીને એક પછી એક છોડી મૂક્યા. પણ હાથીઓએ મઘને તેમ જ તેના સાથીદારોને જરાયે ઈજા ન કરી. આ જોઈને સૌ આશ્ચર્ય પામ્યા. રાજાને થયું કે, હાથીઓને વશ કરવાનો મંત્ર અવશ્ય પાસે હોવો જોઈએ. તેથી તેણે મઘને બોલાવ્યો અને એ વિશે પૂછ્યું. એટલે મઘ બોલ્યો : "મહારાજ, અમારી પાસે એવો કોઈ મંત્ર નથી. પરંતુ એટલી વાત તો સાચી છે કે, અમે એકનિષ્ઠાથી શીલનું પાલન કરીએ છીએ અને લોકોપયોગી કામો કરવામાં અમારો સમય ગાળીએ છીએ. અમે કોઈનું બૂરું કરવા નથી અને બૂરું ચાહતા નથી. જ્યારે હાથીને અમારા પર છોડવામાં આવ્યા ત્યારે મેં મારા સાથીઓને કહ્યું હતું, 'આપણને પકડાવનાર મુખી પર, મારવાનો હુકમ કરનાર રાજા પર અને મારવા આવનાર હાથી પર પ્રેમભાવ રાખજો. મનમાં જરાયે દ્વેષભાવ લાવશો નહિ.' મહારાજ, અમારી આવી વૃત્તિને મંત્ર માનવો હોય તો માની શકાય. શીલ અને પ્રેમભાવ એ જ અમારો મંત્ર છે."

રાજાએ મઘની વાત સાંભળીને દૂતોને ગામમાં મોકલી બધી તપાસ કરાવી, તો તેને જણાયું કે મઘ અને તેના સાથીદારોએ ગામને ખૂબ જ સુધાર્યું હતું અને આબાદ બનાવ્યું હતું. તેથી તે મઘ પર પ્રસન્ન થયો. અને પેલા મુખીને ફાંસીએ ચડાવવાની તેણે આજ્ઞા કરી. પરંતુ મઘે કહ્યું, "મહારાજ, મુખીને પ્રતાપે જ અમને આપના દર્શન થયાં અને અમારા શીલની પણ કસોટી થઈ. માટે એને જીવતદાન આપવા કૃપા કરશો." તેથી રાજાએ મુખીને છૂટો કર્યો અને પછી બધા પોતાને ગામ પાછા ફર્યા.

પ્યારા બાપુ



# રવીન્દ્ર મનન



કાકા કાલેલકર

"નકામી દોડધામ શા માટે કરે છે? બધું અહીં છોડીને જ જવું પડશે, સાથે કાંઈ આવવાનું નથી કુટુંબકબીલો અહીં રહી જશે ધન-સંપત્તિ છોડતી વખતે તું માથું કૂટીને રોઈશ, તોપણ તે સાથે લઈ જઈ શકીશ નહીં માટે છોડી દે આ બધી માયા! દરેક વસ્તુની આસક્તિ છોડી દે, અને પરલોકની તૈયારી કર!"– આજ સુધી આપણે આ જ ઉપદેશ સાંભળતા આવ્યા છીએ આ ઉપદેશ મનમાં ઠસે એ દરમ્યાન કોઈ કોઈ વખત એ પણ વિચાર આવે છે કે આપણે આ દુનિયામાં આવ્યા એ જ એક મોટી ભૂલ કરી! અરે, આવ્યા તો આવ્યા, પણ તેમાં ફસાઈ પણ ગયા! હવે સાચો અને બુદ્ધિનો સવાલ કેવળ એ જ છે કે 'આ માયામાંથી છૂટવું કેવી રીતે?' દરેક પ્રકારે ઉદાસીન રહીએ, અલિપ્ત રહીએ અને છૂટી જઈએ! મનને વારંવાર એમ લાગવા માંડ્યું કે આ જ સાચી સાધના છે

પણ કોણ જાણે કેમ એ ભાવના મનમાં દૃઢ થતી નથી. આજ લગી તો આપણે એમ માનતા આવ્યા કે એનું કારણ મોહ માયાની અદૃશ્ય શક્તિ છે પરંતુ જે વૈરાગ્ય ભાવનાને આપણે આજ સુધી સાધના માનતા આવ્યા છીએ તેના મૂળમાં તો કંઈ દોષ નથી? સંસાર વ્યર્થ છે, એ સિદ્ધાંત ભલે સાચો હોય, પરંતુ વૈરાગ્ય યા જીવનની શૂન્યતા તો જીવનનું સાચું રહસ્ય અવશ્ય ન જ હોઈ શકે આપણે વિશ્વાસપૂર્વક એમ કેવી રીતે કહી શકીએ કે વૈરાગ્યનો સિદ્ધાંત જ વ્યર્થ નથી? સંસાર પોકળ હશે, પણ વૈરાગ્ય પોકળ નથી એની સાબિતી શી? વૈરાગ્ય મનમાં વારંવાર ઠસાવ્યા છતાં દૃઢ રૂપે ટકતો નથી એનું કારણ એની પોકળતા હોય એ સંભવિત છે

આપણે આ જગતમાં આવ્યા છીએ જીવનભર કંઈ ને કંઈ પ્રાપ્ત કરતા રહીએ છીએ આપણે શા માટે વિચાર કરીએ કે આ બધું ભૂલભરેલું છે? એના કરતાં 'આ બધાનો સદુપયોગ કરવા છતાં હજુ સુધી અમે કંઈ શીખ્યા નથી' એ રીતે વિચાર કરવો એ વધારે સારું નથી? આપણે જૂનો રસ્તો છોડી નવીન વિચારધારા પ્રમાણે જીવન અને મરણ પર વિચાર કેમ ન કરીએ?

મરણ પછી બધું પાછળ મૂકીને જ જવું પડશે શું આ માન્યતા જીવનને શુદ્ધ અને સમૃદ્ધ કરવાને સમર્થ બની છે? એનાથી જીવન કૃતાર્થ થાય છે? જો એમ ન થાય અને એનાથી જીવનમાં કેવળ નિષ્ફળતા જ મળતી હોય તો પછી આપણે આપણી શોધનો માર્ગ બદલવો જ જોઈએ

જન્મથી મરણ સુધી આપણે જે કાંઈ એકઠું કરીએ છીએ તે બધું આપણા ઉપર જ લદાવાનું છે તેનું એક તણખલું પણ આપણાથી જુદું પડવાનું નથી – આ નિશ્ચય માણસના મનમાં જાગૃત થાય તો તે સંગ્રહ કરતી વખતે ખૂબ સારી રીતે વિચાર કરશે પ્રવાસી પોતાની પગપાળા યાત્રામાં જેમ

હલકા રહેવાની જ ઇચ્છા રાખે છે, નકામી વસ્તુ પાસે રાખતો નથી, એ જ રીતે જીવન-યાત્રામાં પણ કચરા-સંગ્રહનો કચરો ભેગો કરવો એ ડહાપણનું કામ નથી. આપણે તે જ સાથે રાખવું જોઈએ, જે સારભૂત હોય, રહસ્યમય હોય, અને જેનાથી આત્મવૈભવ વધી શકે તેમ હોય—વિશ્વ-સ્વામીના આ વિશાળ ભંડારમાં આવીને રખે આપણે કંગાળના કંગાળ ન રહી જઇએ, જતી વખતે ભરેલે હાથે જઇએ! અહીંથી તો જે લેશે તે મળશે. જેવી આપણી પરખ હશે તેવાં જ રત્ન આપણે પસંદ કરી શકીશું. આ વિશ્વભંડારમાંથી આપણે કાચ પણ એકઠા કરી શકીશું અને હીરા પણ એકઠા કરી શકીશું. અહીં તો ઝાડ ઉપરથી પડેલાં પાંદડાના ઢગ પણ છે, અને ફૂલોનો બાગ પણ છે. જે પસંદ પડે તે લઈ લો. અગર ભૂલથી ખોટી વસ્તુ લઈ લીધી તો બુદ્ધિપૂર્વક અહીંની ચીજ અહીં જ છોડતા જાઓ. આ વિશ્વભંડારમાંથી—Universal storesમાંથી જે કંઈ આપણે લઈશું તે આપણા પોતાના પર લાદીને જ આપણે અંતિમ લક્ષ્યસ્થાને જવું પડશે. તેથી પસંદ કરેલો અને ઉમદા માલ જ સાથે લેવાની ખાસ તકેદારી રાખવી જોઈએ. ત્યારે જ આ દુનિયામાં આવ્યું સફળ અને સાર્થક થયું મનાશે. સાથે સાથે અમે જે કંઈ એવું કર્યું તે બધું એવું કરવાને લાયક હતું એ સમાધાનને પણ સાથે લેતા જાઓ; જીવનયાત્રા સફળ કરવી હોય તો આ નવી સાધના કબૂલ કરવી જ પડશે.

ગીતાંજલિ-૧૬૨

કે બલે સબ ફેલે જાબિ
મરણ હાતે ધરબે જબે।
જીબને તુઈ જા નિયેછિસ
મરણે સબ નિતે હબે।
એઇ ભરા ભાણ્ડારે એસે
શૂન્ય કિ તુઈ જાબિ શેષે।
નેબાર મતો જા આછે તોર
ભાલો કરે ને તુઈ તબે।
આબર્જનાર અનેક બોઝા
જમિયેછિસ જે નિરબધિ,
બેંચે જાબિ બાજાર બેલા
ક્ષય કરે સબ જાસ રે જદિ
એસેછિ એઈ પૃથિબીતે,
હેં થાય હબે સેજે નિતે—
રાજાર બેશે ચલ રે હેસે
મૃત્યુપારેર સે ઉત્સબે।

તને કોણે કહ્યું કે જ્યારે મરણ તને પકડીને લઈ જશે ત્યારે તારે સર્વસ્વ છોડીને જવું પડશે? જીવનભર તું જે કંઈ જમા કરતો રહ્યો છે, તે તારે સાથે લઈ જવું પડશે.

અરે, આ ભરેલા ભંડારમાં આવીને શું તું ખાલી હાથે, શૂન્ય બનીને જઈશ?

જે કંઈ સાથે લેવા યોગ્ય હોય તેને બરાબર બાંધી લઈને જ યાત્રા માટે તૈયાર થઈ જા.

જો બચવું હોય તો આજીવન હજારો પ્રયત્નોથી એકઠા કરેલા કચરાની એક પ્રચંડ હોળી બનાવી તેને બાળી મૂક. નહીં તો તું તેના ભાર તળે કચડાઈ મરીશ. આ વિશાળ પૃથ્વી પર તું આવ્યો છે તો ભિખારીની જેમ જે કંઈ જુએ તે ઝડપી ન લે. અહીંથી તો એક સમ્રાટની માફક ઉત્તમોત્તમ સામગ્રી પ્રાપ્ત કરીને ખૂબ ઠાઠમાઠથી જવાનું છે. આ રીતે તું સજ્જ થા અને મૃત્યુની પેલી પાર જે મહોત્સવ તારી પ્રતિક્ષા કરી રહ્યો છે તેમાં હાસ્યવદને દાખલ થા! પાગલ બનીશ નહીં, તું એ ન માનતો કે તારે અહીંથી નાગાબાવા જેવા બનીને જવાનું છે.

પ્યારાબાપુ

# નૂતન ચીનનું ઘડતર

મૂ૦

[ચીન અત્યારે જે ઝડપથી પોતાનો વિકાસ કરી રહ્યુ છે તે આપણા દેશ માટે એક ઉદાહરણરૂપ છે. શિક્ષણક્ષેત્રમા તેઓએ નવી દૃષ્ટિથી પ્રયોગો શરૂ કર્યા છે તેની થોડીક ઝાંખી આ નીચેના લેખમાથી મળશે. આ લેખ જેક એટકન નામના અમેરિકન લેખકના 'ચીન દુનિયાને હચમચાવી નાખે છે' નામના પુસ્તકમાથી તૈયાર કર્યો છે]

માથે મુંડો, દાબેલે અવાજે બોલવાની રીત, જરાક શરમાળ પ્રકૃતિ, દૂબળો દેહ, થાકેલ હોય એવો ચહેરો: આવો એક આદમી એ નવીન ઘડાઈ રહેલ ચીનના સર હદી વિસ્તારનો કેળવણીખાતાનો વડો હતો. એનુ' નામ યાદ નથી. આપણે તેને વાગ બાબા કહેશું.

જાપાન સાથેનુ યુદ્ધ ચાલતુ હતુ ત્યારે આ વાંગ ચીન જમીનદારના છોકરાઓને ભણાવતો હતો આ પૈસાદારોના પ્રપંચી જીવનથી કંટાળીને તેણે આ નોકરી છોડી દીધી અને એક ગેરીલા ટુકડી સાથે ભળી ગયો. તે ખેડૂત કુટુમ્બમા જન્મેલો ને તેના માબાપને એકનો એક હતો માબાપે પેટે પાટા બાંધીને તેને માધ્યમિક શિક્ષણ સુધી પહોંચાડ્યો. છોકરે આગળ કોલેજમા ભણવા જવા માટે બાપાની રજા માગી એટલે બાપાએ ખાલી કોથળી બતાવી. વાગ પોતાના એક પૈસાદાર પાડોશી પાસે ગયો આ પાડોશીને વાગના કુટુંબ સાથે બહુ સારો નાતો હતો તેની પાસે પૈસાની લોન માગી

'પૈસા આપવામાં વાધો નથી પણ તારા કુટુંબની શાખ કેવી? તું કાંઈ એમાથી પાઈએ પાછી આપી શકવાનો છુ? મારે તો પૈસા ડૂબી જ પડ્યા એમ સમજવુને?" પૈસાદાર પાડોશીએ સ્પષ્ટ સંભળાવી દીધું.

પોતાના કુટુમ્બ સાથે આવો ગાઢ સંબંધ રાખનાર માણસ ખરે વખતે જાણે ઓળખાણ ન હોય એવો થઈ જાય એ વાતની વાગ ઉપર બહુ કઠોર છાપ પડી. વાંગ ઘર છોડીને ભાગી ગયો. અને અનેક મુશ્કેલીઓ વેઠીને તેણે ભણતર ચાલુ રાખ્યુ ને અંતે શિક્ષક થયો એમાંથી એક અધ્યાપન વર્ગનો આચાર્ય પણ થયો.

જાપાન સામેની લડાઈ ફાટી નીકળી ત્યારે વાગે પોતાના વિદ્યાર્થીઓને આ જાપાનીઝ આક્રમણ સામે થવાની હાકલ કરી જમીનદારોના છોકરાઓએ આ નાદાની-ભરી લડતમા ઊતરવાની ના પાડી. ગરીબોના છોકરાઓ તેમા કૂદી પડ્યા. કેટલાય જણાઓએ પોતાની જીન્દગી તેમા હોમી દીધી.

વાગને હવે પોતાનો ભવિષ્યનો માર્ગ વધુ ને વધુ સ્પષ્ટ થવા લાગ્યો તેને ખાતરી થઈ કે પૈસાદાર વર્ગને રાષ્ટ્ર એટલે શુ તેની કલ્પના જ નથી. ગરીબો હમેશાં રાષ્ટ્રની પડખે ઉભા રહેશે આ જમીનદારોના છોકરાઓને ભણાવ્યા કરીશ તો જીવનમા કઈ ભલીવાર રહેશે નહિ તે ધંધો છોડીને એક ગેરીલા ટુકડીમાં ભળી ગયો ને એક સ્થાનિક રાષ્ટ્રીય મુક્તિદળનો પ્રમુખ બન્યો

આ ગેરીલા દળની સાથે તેમના પ્રદેશમા તેણે શિક્ષણનુ કામ ચાલુ જ રાખ્યું. ખાસ કરીને બાળકોના પ્રાથમિક શિક્ષણને તેણે વધુમાં વધુ મહત્ત્વ આપ્યું. ભાવિ ચીનની આશા આ બાળકોમાં રહેલી છે તેવી તેને શ્રદ્ધા હતી. જાપાનીઝ આક્રમણકારોના હાથમાં આ બાળકો કોઈ રીતે ન પડે, તે માટે તે

સતત જાગ્રત રહેતો. શાળા માટેનાં મકાનો નહોતાં ઝાડ નીચે મંદિરોમાં વર્ગો ચાલતા હતા. બાળકો ઘૂંટણીએ પાટી ટેકાવીને નીચે માથું ઘાલીને લખતાં હોય ત્યારે આ વાંગ ક્યાય જાપાનીઝ આક્રમણકારો દેખાય છે, તેની સતત ચોકી કર્યા કરતો અને આવો ભય દેખાય કે તરત જ બાળકોને સંતાડી દેતો.

એમાં એક વાર તે જરાક મોડો પડ્યો ને જાપાનીઝોના હાથમાં પકડાઇ ગયો. તેને ખૂબ માર માર્યો, રિબાવ્યો ને પછી જાપાનના તાબાના એક શહેરની જેલમાં પૂર્યો. તેના એક વૃદ્ધ ચિત્રકાર મિત્રે તેને જેલમાંથી છોડાવવાને માટે મહેનત કરી પણ જાપાની-ઓએ ચાર હજાર ડોલર દંડ પેટે માગ્યા. આટલી મોટી રકમ ક્યાંથી કાઢવી? કેટલાય ખેડૂતોએ આ માટે ફાળો કર્યો. તેઓ માંડ માંડ બે હજાર ડોલર ઉઘરાવી શક્યા તે તેમણે જાપાનીઓને મોકલ્યા. ચાર હજારથી ઓછે એ જાપાનીઓ માને એમ ન હતા. વાંગે પોતાના એક વૃદ્ધ ચિત્રકાર મિત્ર મારફતે તેના એક વિદ્યાર્થીના જમીનદાર બાપાને કહેવરાવ્યું. જમીનદારે કહેવરાવ્યું 'કહો તો દશ ડોલરની રકમ આપું; એથી વધારે ક્યાંથી આપવા!'

વાંગ નિરાશ થઈ ગયો. જેલની મારકૂટ ને સતામણી તેનાથી સહી જતી નહોતી. તે માંદો પડ્યો. એવામાં એકાએક અણધારી જગ્યાએથી તેને મદદ મળી, એક જૂનો જાણીતો લૂંટારો કોણ જાણે ક્યાંથી જેલમાં તેની પાસે આવ્યો ને તેણે એક હજાર ડોલર મેળવી આપ-વાનું વચન આપ્યું. તેણે થોડા જ દિવસમાં એટલો ફાળો કરી નાખ્યો. ખેડૂતોના બે હજાર ડોલર તેમાં ભેળવીને એણે વાંગને મુક્તિ અપાવી.

વાંગ પાછો પોતાની મૂળ જગ્યાએ પહોંચી ગયો તે હજુ માંદો જ હતો. માંદગીની પથારીએ પડ્યા પડ્યા તેણે પોતાના અનુભવો પર ચિંતન કર્યું. તેણે જોયું કે પૈસાદારનો પ્રેમ પૈસા પર જ હોય છે. માણસ પર નહિ. ગરીબ વર્ગ જ માણસ પર પ્રેમ કરે છે. તેણે પોતાની કેળવણીના સિદ્ધાંતો આ પાયા ઉપર ઘડ્યા.

એક વાર અમે (આ લેખનો મૂળ લેખક) બેઠા હતા અને તેના કેળવણીના સિદ્ધાંતોની ચર્ચા કરતા હતા. તે સિદ્ધાંતો ઘણે અંશે માર્ક્સ-વાદી હતા. તેણે કહ્યું કેળવણી એ કોઈ ખાસ પ્રકારનો જીવનધર્મ નથી; તે એક સાધન છે, આ સાધનનો ઉપયોગ કોઈપણ કરી શકે છે.

મેં જોયું છે કે ચાગ-કાઈ-શેકના શાસન નીચેના પ્રદેશમાં આ સાધનનો ઉપયોગ ચાગ-કાઈ-શેકના ગુલામોને સર્જવામાં જ થાય છે. અમે આ મુક્ત પ્રદેશોમાં એ જ સાધનનો ઉપયોગ કેળવાયેલ વર્ગને આમજનતાના સેવકો બનાવવામાં કરીએ છીએ. એક બીજી પણ વાત છે. કેળવણીને જીવનથી વિખૂટી પાડી ન જ શકાય જહોન ડચુઈ કહે કે 'કેળવણી એ જીવન છે, અને શાળા એ સમાજ છે.' પણ અમે કહીએ છીએ કે જીવન એ જ કેળવણી છે ને સમાજ એ જ શાળા છે. એથી જ અમે અમારી આસપાસ પડેલ આ જીવંત સરંજામ માનવસમાજ તેને જ અમારી કેળવણીનું વાહન બનાવીએ છીએ. અમારી કેળવણી એ અજ્ઞાન ખેડૂત તથા તેની નજીકના એવા મધ્યમ વર્ગને લક્ષમા રાખીને અપાય છે. એટલે કે નેવું ટકા વર્ગને ધ્યાનમાં લઇને, નહી કે લોકોની અલ્પ એવી — સંખ્યા જમીનદાર વર્ગને—'

વાંગના આ કેળવણી વિષયક સિદ્ધાંતોને વ્યવહારમા કઈ રીતે મૂકવામાં આવે છે, એ જોઈએ એ પહેલાં ચીનના આ પ્રદેશમાં કેળવણી આપવાનું કામ કેટલું મુશ્કેલ છે. તેનો ખ્યાલ મેળવવો જરૂરી છે. અલબત્ત ચીનના વિશાળ મેદાન પ્રદેશોમાં પણ ૯૦ ટકા નિરીક્ષરતા છે. પણ ત્યા ભૂતકાલીન ચીનની સંસ્કૃતિનો વારસો લોકોને મળેલો

છે જ્યારે આ પહાડી પ્રદેશના લોકો લગભગ પશુ તુલ્ય હાલતમાં છે તેઓ ભૂત, પ્રેત, પિશાચ વગેરેમા તો માને છે પણ ગામના ભૂરાજતિઓની પકડ પણ તેમના ઉપર પૂરેપૂરી છે આ લોકોને સ્વચ્છતાનું તો ભાન જ નથી દાતણ કરવું, હાથમો પોવા, નખ કે વાળ કાપવા, એ તો તમને ખબર જ નથી સાંઓને વાળ ઓળવાની ખબર નથી. પગને હજુ નાનપણથી જ બાંધી રાખવામા આવે છે.

અભણ, વહેમી અને બહારની દુનિયાથી ભડકતા આ લોકોને કોઈ નવા વિચારમા દુનિયામા, સંસ્કૃતિમા શેમાય રસ નથી તેને કેવળ પોતાની જાતમા અને પોતાની ચાર પીંરારીયા દીવાલની વચ્ચેની દુનિયામા રસ છે.

આ પશુ જીવન જીવતા લોકોને કેમ ભણાવવુ ? દાખલા તરીકે દુનિયામા સૌથી વધારે અટપટી એવી ચીની લિપિજ તેને કેમ શીખવવી ! આજ અટપટી લિપિના શબ્દથી થોડાએક ભણેલા અને પૈસાદાર લોકોએ સૈકાઓ સુધી આમજનતાને વશ રાખી સામ્રાજ્યને સાચવી રાખ્યુ હતું. હવે આ અટપટી લિપિ આ ખાતરના જીવ જેવા ભૂતપ્રેતના ઉપાસકોને શીખવા માટે કેમ તૈયાર કરવા ! આ લોકોને આ બધુ શીખવાની બિલકુલ પડી નથી તેના વગર એમની પેઢીની જિંદગી નીકળી ગઈ છે.

આ પ્રશ્ન ચાંગ-કાઇ શેકના શાસનમા પણ ઊભો થયો હતો અને મોટા મોટા કેળવણીકારો, અમેરિકાની તાલીમ લીધેલ અધ્યાપકો પણ ઉકેલી શકતા ન હતા. જેમ્સ એન નામના એક અમેરિકાની તાલીમ લીધેલ વિદ્યાર્થીએ એક નમુનેદાર પ્રૌઢ શિક્ષણનું કેન્દ્ર ઊભું કર્યું હતું. પણ જ્યા કરોડોને ભણાવવાનો સવાલ હોય ત્યાં આવા એકાદ નમૂનાથી શું વળે ?

આ સામ્યવાદી શિક્ષકોએ આ પ્રશ્નનો સાવ સાદો અને ભાત પડે તેવો ઉપાય શોધી કાઢ્યો. ખેડૂતોને નિશાળમાં બોલાવીને શીખાવવા કરતા તેમના જ જીવનમાં જડાયેલાં સાધનો અને ધંધાઓનાં નામોને જ લખીને તેમની આંખ સામે રહ્યાં કરે એમ રજૂ કરવા માંડ્યા. દાખલા તરીકે ભરવાડ હોય તો તેને ઘેટાં, કૂતરો ડાંગ, ખંડ ઈ૦ શબ્દો જ વાંચતાં શીખવી દે એ જ પ્રમાણે ખેડૂતને શીખવવાની રીત પણ મૌલિક જ હતી, અને ભારે ગમ્મત આવે એવી હતી એક શાળાનો એક વિદ્યાર્થી બપોરની રજામાં ગામમાં જાય ને બે ચાર ઘરોમા જઈને ચૂલા ઉપર ખાંડલા ઉપર હાંડલા પર સે એમ જુદી જુદી જગ્યાએ તે તે સાધનનાં નામોનો કાગળ ચોડી દે. ઘરમા કામ કરતી સ્ત્રી હરતાં ફરતાં તે ચીજ પાસે આવે ને તેનું નામ લખેલ વાંચે ને એ રીતે એ લિપિ શીખે. બીજે દિવસે વળી પેલો છોકરો બીજાં બેત્રણ નામોના કાગળો ચોડી જાય

એક ખેડૂતે પોતાના ખેતરને બે છેડે લ શબ્દો ચોટેલા. તે હળથી ખેડતો જાય ને છેડે ચોડેલા શબ્દોને જોતો જાય ને ખેડતો ખેડતો યાદ કરતો જાય. એમ આખા દિવસમાં આ સાવ પ્રાથમિક દશાના મગજમા પણ આ શબ્દ અથડાતો-કુટાતો પેસી જાય.

એક પછી એક ગામે ફરતાં ફરતાં આ ધરતીનાં છોયાંઓને આવી રીતે ભણતા, શિયાળામાં નિશાળોમાં જતાં, ખળાઓમા ગ્રામનાટક મંડળીઓ તરફથી ભજવાતાં નાટકો જોતાં અને જુવાનિયાઓ મોટાં ભૂંગળાં રાખીને મોટેથી ભાષણો કરતા હોય તે સાંભળતાં અને મોટા મોટા શબ્દોમાં લખાયેલા ભીંતપત્રોને ઉકેલવા મથતા જોયાં.

પણ આ પ્રૌઢશિક્ષણના પ્રયોગ કરતાં પણ નાનાં બાળકોના શિક્ષણના તેમના પ્રયોગો વળી ઓર છે.

ગીતાંજલિ:....[ અનુસંધાન પૃષ્ઠ ૧૪૪થી ચાલુ ]
દીવો નદી પર તરતો મૂક્યો એ જોઈને કોઈ કહેશે, 'અરે આમ કરવાથી દીવો, તેલ, દીવેટ એ બધું વ્યર્થ ગયું !" પણ એ વ્યર્થતામાં જ આત્માનો ઉચ્ચ આનંદ રહેલો છે એ સત્ય લોકો ક્યાંથી સમજી શકે ? એ સત્યનો આનંદ તો અનુભવી જાણનાર જ માણી શકે.

એક સંગીતકાર મધુર સ્વરે વીણા વગાડી રહ્યો હતો. માણસો એની વીણા સાંભળીને મુગ્ધ થઈ ગયા. સંગીતકારે વીણા વગાડવાનું બંધ કર્યું એટલે બધા પ્રેક્ષકો એની પ્રશંસા કરતા કરતા વિખેરાઈ ગયા. પણ ત્યાં ઊભેલી એક ડોશીમા કહે: 'આ માણસે નકામું તુંબડું બગાડ્યું. એનો શાક તરીકે ઉપયોગ કરત તો ખાવા કામ આવત !'

આપણે શાલીગ્રામના પથ્થરને પૂજીએ છીએ એમાં આપણને એક પ્રકારનો આનંદ મળે છે. એ શાલીગ્રામના પથ્થરનો ઉપયોગ મસાલો વાટવામાં નહીં કરીએ.

અમુક વસ્તુ એવી હોય છે કે જેની કદર પ્રેમ, લાગણી કે આનંદથી થઈ શકે છે, પૈસાથી કે ઉપયોગથી નહિ.

ઘર રહેવાના ઉપયોગમાં આવે છે. પણ ફક્ત દીવાલો જ ચારે બાજુ હોત તો આપણે અકળાઈ જાત એટલે આપણે બારીબારણાં કર્યાં બારી બહાર જોઈએ એટલે ઘરની સીમિતતામાંથી આપણે અનંતતા, મહાનતાનું દર્શન કરી શકીએ છીએ.

મધ્ય યુગનું એક કાવ્ય છે:

'હે પંખી, તું તારો હૂંફાળો માળો છોડીને, ખોરાક છોડીને આમ ઊંચા આકાશમાં શા માટે નકામું ઊડ્યા કરે છે?'

પંખી કહે: 'હું જ્યારે મારા માળાની હદમાં પુરાઈ રહું છું ત્યારે મને બધું સુખ મળે છે ખરું, પરંતુ જ્યારે હદની બહાર આમ ઊંચે અનંત આકાશમાં ઊડું છું ત્યારે મારા આત્માને આનંદ થાય છે; ત્યારે મારા આત્માને હું પામું છું.'

ગુરુદેવ પણ કહે છે: 'જ્યારે હું ગાઉં છું ત્યારે હું જગતનો અર્થ સમજી શકું છું. ગીતરૂપી પાંખો વડે ઊંચે ઊડીને હું તારો સ્પર્શ પામું છું.'

આમ આનંદ દ્વારા જ આપણે આત્માનો આવિષ્કાર કરી શકીએ છીએ. અને એ આનંદ અહંભાવ ભૂલીને જ કરી શકાય છે. ગાંધીજી શ્રી. મહાદેવભાઈ વિશે કહેતા: 'He reduced himself to zero" (મહાદેવમાં શૂન્યવત્ થઈ જવાની શક્તિ હતી.) ખરેખર, મહાદેવભાઈએ પોતાની હસ્તી જ ગુમાવી દીધી હતી. તેઓ બાપુમાં જ સમાઇ ગયા હતા.

એ જ રીતે આપણે પણ આપણા અહમ્‌ને ભૂલીને સાચો આનંદ અનુભવવો જોઈએ. આનંદ તો આત્માનો ખોરાક છે. દુનિયા ભલે એવા આનંદને વ્યર્થ ગણે પણ એ આનંદ વગર આત્મા જીવી જ શકતો નથી.

---

યુરોપમાં 'નિંદા–નિષેધક' (પિકલોક સોસાયટી) નામની એક મંડળી છે. તેના જે સભ્ય થાય છે તે બીજા કોઈની નિંદા કરતા નથી. તેની નજરમાં બીજાની નિંદા કરવામાં જેટલું પાપ છે તેટલું જ પાપ બીજાની નિંદા સાંભળવામાં પણ છે. આ સોસાયટીનો નિયમ છે કે, તેનો જે સભ્ય બને છે તે સભ્ય બનતી વખતે ત્રણ વાર તાળું ખોલીને બંધ કરે છે. આનો એ અર્થ છે કે હવેથી હું કોઈની પણ મન, વચન અને કાયાથી નિંદા નહીં કરું. શું આપણે ત્યાં પણ આવી કોઈ મંડળી છે? જો હોય તો આપણે તેના સભ્ય થવા તૈયાર થઈશું?

# પ્રાર્થના પછી…

બબલભાઈ મહેતા

[ગય મે માસમા નાકજમા કાયદા શિબિર વખતે પ્રાર્થના પછી પ્રવચનો થતા હતા. એ પ્રવચનોમા સર્વોદયની દૃષ્ટિને વિશદ રીતે સમજાવવામા આવી છે. બાપુજીના વિચારોને સમજવા તેમ જ જીવનમા ઉતારવા પ્રયત્ન કરનાર પ્રત્યેકને એ અતીવ ઉપયોગી થઈ પડે એમ છે 'પ્યારાબાપુ'મા ક્રમેક્રમે તે પ્રગટ થશે.]

(૧)

પ્રાર્થનામા બેસવાનો રિવાજ નવો છે પહેલા લોકો રાત્રે ભેગા થતા અને ભજન કીર્તન કરતા એ રીતે ભગવાનનુ નામ લઈ કૃતાર્થ થતા પ્રભુને યાદ કરવો છે એવા ભાવોથી ભજનો ગવાતા મીરા, નરસિંહ સુરદાસે દિલ હાલી ઊઠે એવી રીતે ગીતો ગાયા છે ગાધીજીએ એના જ ભક્તોની માફક પ્રાર્થનાને નવું સ્વરૂપ આપ્યુ ગાધીજીએ આશ્રમ સસ્થા સ્થાપી આશ્રમો વિશે રામાયણ મહાભારતમા ઘણુ વાચ્યુ છે એ આશ્રમ શબ્દ ગાધીજીએ ઉપાડ્યો અને તેમા નવા તત્ત્વો ઉમેર્યાં. પ્રાચીન કાળના આશ્રમોમા ઋષિ મુનિઓ રહેતા. અમુક વિશિષ્ટ સમાજના જ વિદ્યાર્થીઓને જ્ઞાન માટે આશ્રમમા દાખલ કરતા જ્ઞાનની તૃષાવાળા ઉપલા વર્ગના વિદ્યાર્થીઓ ત્યા રહેતા, સાથે શ્રમ કરતા. અને ભિક્ષા માગી લાવતા ગાધીજીએ આશ્રમમા નવો સમાજ રચવાનો વિચાર કર્યો ગાધીજીએ બધા વર્ગના લોકોને અદર દાખલ કર્યા એક બધન હતુ તે એ કે બધા શરીરશ્રમ કરનાર હોય અને પ્રમાણિકતા ને સાદાઈથી જીવન જીવવા માગતા હોય તે અંગે કેટલાક



નિયમો કર્યા. તેમા સામુદાયિક પ્રાર્થનાનો પણ સમાવેશ કર્યો. એ પ્રાર્થના દશ પંદર કે વીસ મિનિટ ચાલે પછી આખો દિવસ આશ્રમ અંગેના કામો કરવાના હોય છે એ બધા કાર્યો અનાસક્તિપૂર્વક ઈશ્વર પ્રીત્યર્થે કરવા જોઈએ જેમ માળામા સૂત્ર મણકાને સાથે રાખે તેમ પ્રાર્થના આપણા જીવનમા કેન્દ્ર સ્થાને હોય રામનામ લેવુ એ ઠીક છે પણ રામમય આપણુ જીવન બનવુ જોઈએ દરેક કાર્ય રામ માટે કરું છું એ ભાવે તે કરવુ તેથી તે સારામા સારી રીતે કરવુ જોઈએ પ્રાર્થના આખા દિવસનુ બળ આપે છે પ્રાર્થના એ આપણો આધ્યાત્મિક ખોરાક બની રહે સામાન્ય રીતે પ્રાર્થનામા સુખી કરજે એવો ભાવ હોય છે, કે ઈશ્વરની ગુણસ્તુતિ હોય છે પણ ગાધીજીએ જે પ્રાર્થના તૈયાર કરી તેમા માનવી કેવો બનવા માગે છે તે આદર્શ મૂકેલો છે સાજની પ્રાર્થનામા સ્થિતપ્રજ્ઞના લક્ષણો ગણાવેલા છે. આદર્શ વ્યક્તિ કેવી હોય તેનુ તેમા ચિત્ર છે આદર્શ જીવન જીવન સમક્ષ રાખીને તેની પ્રાપ્તિ માટે મથવાનુ હોય છે આ આદર્શની દિન

પ્રતિદિન નજીક જવું એ પ્રાર્થના રાખવાનો હેતુ છે પ્રાર્થના ગમે તેટલી મિનિટની કરો પણ તેમાં તદાકાર થઇ જાઓ એવી પ્રાર્થના જીવનમાં આપણને વધુ બળ આપે છે. ગાંધીજી કહેતા કે ખોરાક વિના હું દિવસો સુધી ચલાવી શકું, પણ પ્રાર્થના વિના તો હું એક દિવસમાં મરી જાઉં. તે કહેતા કે નિરાશામાં પ્રાર્થના જ બળ આપે છે. આવું આપણા જીવનમાં થાય તો પ્રાર્થના પારસમણિ-રૂપ થઈ જાય.

માણસનું જીવન સમજથી, પ્રેમથી ફરે છે. ગામડાંમાં બેસી કામ કરવું કપરું છે. કેટલીક વાર કામ ધોવાઈ જતુ લાગે. ધારેલુ પરિણામ ન આવે તો ઈશ્વરનિષ્ઠ માણસ જ ત્યારે ટકી શકે. મીર આલમે જેમ ગાંધીજીની કસોટી કરી અને તે છેવટે મિત્ર બન્યો તેમ ઇશ્વરમાં શ્રદ્ધા હોય તે જ આકરી કસોટીમાથી પસાર થાય છે આવે પ્રસંગે પ્રાર્થના માનવીને બળ આપે છે. દુ:ખમાં કોઈ પણ માણસ દુઃખીને મદદ કરી શકતો નથી સાચી મદદ ઇશ્વરની જ હોય છે. ઇશ્વર વિષે પણ બાપુજીએ આપણને સાચો ખ્યાલ આપ્યો છે. ઇશ્વર એટલે શખ-ચક્ર-પદ્મધારી વ્યક્તિ નહિ; રામ એટલે દશ-રથપુત્ર રામ નહિ; ઈશ્વર એટલે મહાન શક્તિ, જે આખા વિશ્વનું તંત્ર ચલાવે છે. તે શક્તિ સત્ય છે. સત્ય એ જ ઈશ્વર છે. ઈશ્વરને ભજવો એટલે સત્યના નિયમ સાથે જીવન જોડાઈ જાય એવું કરવુ તે. આ જાતનો ક્રાંતિકારી વિચાર તેમણે આપણી સમક્ષ મૂકેલો છે.

ગાંધીજીના પ્રાર્થના, રામનામ, ભક્તિ વિષેના ખ્યાલો જુદા છે. આચાર વિચારનો મેળ હોવો જોઇએ એમ તે ભારપૂર્વક કહેતા. 'હજાર મણ તર્ક કરતાં અધોળ આચરણ ચડે.' આમ ગાંધીજીએ આપણને પ્રાર્થનાની નવી દૃષ્ટિ આપી છે. તે પકડાએ તો પ્રાર્થના આપણને નિત્ય નવીન બળ આપશે.

---

## ગુરુ ગૌતમ

[ એક નવજાત શિશુ પ્રતિ ]

ગુરુ મ૦

ઘોર અંધકારમાંથી
બે આંખો ચમકી ઊઠી।
તેમાંથી જ્યોતિ ઝમકી.
પણ આ જ્યોતિ ક્યાંથી પ્રગટી ?
મેં મારા મનને પૂછ્યું.
શું તારા જગતની આ જ્યોતિ ?
ના; તો શું સૂર્યની ?
ના ના, આ તો સૂર્યોના પણ
સૂર્ય—પ્રાણેશ્વરની.



અને બે આંખોએ મારા પર મીટ માંડી.
કેટલી કરુણાથી !
જાણે ના તરતી હોય મારી આંખ સામે
જગતમાતાની મૂર્તિ ?
ત્યાં તો એક ચમત્કાર થયો.
હું પોતે જ એક શિશુ બની ગયો.
ને હું સ્વર્ગનો એક રહેવાસી બન્યો.
તે વખતે આકાશમાં સ્વરો ગુંજ્યા.
"શિશુ—જગત એટલે જ સ્વર્ગ."

॥ શ૦ બાપુ

# બાપુનો ક્ષમાભાવ

મુકુલભાઈ

બાપુજીએ અહિંસક રીતે સત્યના પ્રયોગો કર્યા હતા. અહિંસા એટલે સર્વવ્યાપી પ્રેમ. શત્રુ ઉપર પણ પ્રેમ રાખવો, ક્ષમાભાવ દર્શાવવો વિરોધી પર પણ મમતાની દૃષ્ટિ રાખવી, ધીરજથી દુઃખ સહન કરી લેવું અને સત્યને માર્ગે આગળ પ્રયાણ કરતા રહેવું એ બધું બાપુજીએ પોતાના જીવનમાં ઉતારીને આપણને બતાવ્યું છે.

આફ્રિકામાં બાપુજી હતા ત્યારની વાત છે આફ્રિકામાં કાળાગોરાનો ભેદ બહુ ઊંડો હતો કાળા લોકોને તેમ જ હિંદીઓને ફૂટપાથ પર ચાલવાની પણ મનાઈ હતી રાત્રે પણ અમુક સમય બાદ કોઈથી ઘરની બહાર ન નીકળાય બાપુજીને ફરવા જવાની ટેવ હતી. દિવસે વખત ન મળે તો રાતે પણ તેઓ ફરવા નીકળે એ મુજબ એક દિવસ બાપુજી ફરવા નીકળ્યા તેઓ ફૂટપાથ પર ચાલતા હતા. તેવામાં એક સંત્રીએ આવીને બાપુજીને ધક્કો મારી ફૂટપાથ પરથી નીચે પાડી નાખ્યા અને જોરથી એક લાત મારી. બાપુજીએ એ બધું શાન્તિથી મૂગે મોઢે સહન કર્યું. તેઓ જરાયે ગુસ્સે થયા નહીં. એ જ વખતે બાપુજીનો એક ગોરો મિત્ર ત્યાંથી પસાર થતો હતો. તેણે આ બધું જોયું અને તરત જ ત્યાં દોડી આવીને પેલા સંત્રી પર ક્રોધે ભરાઇને બાપુજીને કહ્યું, "ગાંધી, મેં આ બધું નજરોનજર જોયું છે. તમે આ સિપાઈ પર કેસ કરો. હું સાક્ષી આપીશ. તમારી ઉપર આવી રીતે હુમલો થયો એ જોઈ મને બહુ દિલગીરી થાય છે"

પરંતુ બાપુજી બોલ્યા, "તેમાં દિલગીરીનું કંઈ કારણ નથી એ સિપાઈ બિચારો શું જાણે? તેને મન કાળા એટલા કાળા જ. તે હબસીઓને ફૂટપાથ પરથી આમ જ ઉતારતો હશે એટલે તેણે મને પણ ધક્કો મારી નીચે ગબડાવી પાડ્યો. મેં તો હવે એવો નિશ્ચય જ કર્યો છે કે, મારી જાત પર ગમે તે વીતે તેને સારુ મારે અદાલતે ન જ ચડવું. એટલે મારે કેસ નથી કરવો."

બાપુજીના આ ક્ષમાભર્યા ઉદ્‌ગારોની અસર પેલા સંત્રી પર ઊંડી પડી તેણે બાપુજીની માફી માગી અને પછી તે પોતાને કામે ગયો

બાપુજીના જીવનનો એક બીજો પ્રસંગ યાદ આવે છે: દક્ષિણ આફ્રિકામાં બાપુજી હતા ત્યારે એવો કાયદો સરકારે પસાર કર્યો હતો કે હિંદી લોકોએ ત્યાં રહેવા માટે પરવાના કઢાવવા અને તે પર દસ આંગળાંની છાપ આપવી તે પરવાનાને સૌએ પોતાની સાથે રાખવો અને જેની પાસે એ ન હોય તેને સજા કરવામાં આવશે આ કાયદો ખરે ખર આપણે માટે અપમાનજનક હતો. બાપુએ તે સામે સત્યાગ્રહ આદર્યો. છેવટે સરકારે સમાધાન કર્યું કે, જેની ખુશી હોય તે પરવાના કઢાવે; જેની ઇચ્છા ન હોય તે ન કાઢે તો ચાલે.

બાપુએ હિંદીઓને એ સુલેહ સમજાવવા સભા ભરી. પણ તેમણે સભામાં એમ જાહેર કર્યું કે, હું તો સૌથી પહેલો પરવાનો કઢાવીશ અને દશ આંગળાંની છાપ આપીશ.

આ વાત મીર આલમ નામના બાપુના એક ઓળખીતા પઠાણને ન ગમી. તેણે તો બાપુને ચોખ્ખેચોખ્ખું કહી દીધું: "હું ખુદાના કસમ ખાઈને કહું છું જે કોઈ પરવાનો કઢાવવા પહેલો જશે તેને હું ઠાર મારીશ."

પરંતુ બીજે દિવસે બાપુ અને કેટલાક આગેવાનો પરવાનો કઢાવવા ગયા. રસ્તામાં મીર આલમ અને બીજા કેટલાક એના સાથીદારો એમની રાહ જોઈ ઊભા હતા. મીર આલમે બાપુને પૂછ્યું એટલે બાપુએ કહ્યું, "હું તો પરવાનો કઢાવવા જાઉં છું."

એટલામાં તો બાપુના માથા ઉપર પાછળથી ડંડાનો સજ્જડ ફટકો પડ્યો તે ઓપરી પર વાગ્યો અને બાપુજી બેભાન થઈ જમીન પર ઢળી પડ્યા. પછી તો તેઓને લાકડીઓ અને પાટુઓનો માર માર્યો.

મારીને નાસવા જતા રસ્તા પરના લોકોએ તેમને પકડ્યા અને પોલીસને હવાલે કર્યા.

થોડી વાર પછી બાપુજી સાવધ થયા. તેમનો હોઠ ચિરાઈ ગયો હતો, આગલા દાંતને પણ ઈજા થઈ હતી. બાપુજીએ તરત પૂછ્યું: "મીર આલમ કયાં છે?"

લોકોએ કહ્યુ કે તે સૌને પોલીસને સોંપવામાં આવ્યા છે. એ સાંભળી બાપુને દુઃખ થયું. તેમણે તરત જ પોલીસના વડાને પત્ર લખી તેઓને છોડી દેવા ભલામણ કરી. પોલીસે મીર આલમને તેમજ તેના સાથીઓને છોડી દીધા. પણ કેટલાક ગોરાઓએ એ સામે વાંધો લીધો એટલે તેમને છ માસની સજા થઈ.

થોડા માસ પછી બાપુજીએ જોયું કે સરકાર પોતાનું વચન પાળવા તૈયાર નથી. તેથી બાપુએ ફરીને સત્યાગ્રહ શરૂ કર્યો. પરવાના બાળીને હોળી કરવાનો દિવસ નક્કી થયો. બધા પોતપોતાના પરવાના આપી રહ્યા હતા. એવામાં મીર આલમ બાપુજી આગળ આવી પરવાનો આપતાં બોલ્યો, "લો; મારો પરવાનો પણ બાળી મૂકો. મારા ગુના માટે મને માફ કરજો. મેં તમને ઓળખ્યા નહોતા."

તે વખતથી મીર આલમ બાપુજીના અનુયાયી જેવો બની ગયો અને બાપુજીની સંભાળ લેવા સદા તત્પર રહેતો.

બાપુના જીવનના આવો પ્રસંગો આપણને પ્રેરણાદાયી થઇ પડે એમ છે. આગ જેમ આગને બુઝાવી શકતી નથી, પણ તેનાથી વિભિન્ન એવા તત્ત્વની જરૂર રહે છે; તેમ કોઈ આપણા તરફ બૂરાઈ કરે તો તેના તરફ બૂરાઈને બદલે તે ભલાઈથી વર્તવામાં જ માણસાઇ રહેલી છે. અને એ રીતે જ આપણે બૂરાઈને વધતી અટકાવી શકીએ છીએ. આપણી સામે વિરુદ્ધ વર્તન બતાવનારની સાથે જો આપણે પ્રેમથી વર્તીએ તો જરૂર તેને આપણે મિત્ર બનાવી શકીએ. એ સારુ સૌને માટે પ્રેમ હોવો જોઇએ અને ક્ષમાભાવથી આર્દ્ર એવું હૃદય હોવું જોઇએ.

---

સત્યની આરાધનાને ખાતર જ આપણી હસ્તી. તેને જ કારણે આપણી પ્રત્યેક પ્રવૃત્તિ. તેને જ કારણે આપણે પ્રત્યેક શ્વાસોચ્છ્વાસ લઈએ. આમ કરતાં શીખીએ તો આપણને બીજા બધા નિયમો સહેજે હાથ આવે, ને તેમનું પાલન પણ સહેલું થઈ પડે. સત્ય વિના કોઈ પણ નિયમોનું શુદ્ધ પાલન અશક્ય છે. —ગાંધીજી



# મણકો - ૩જો - અહિંસા

સંકલન કર્તા   શ્રી ચતુભાઈ બ. પટેલ

મારો અનુભવ ને જેમણે પ્રયોગો કર્યા છે તેમનો અનુભવ એમ સૂચવે છે કે, વનપક્વ તાજી વનસ્પતિથી શરીરને જે શાંતિ મળે છે તેવી શાંતિ કદી અગ્નિમાં પકવેલી વસ્તુથી નથી મળતી અગ્નિથી પકવેલી વસ્તુમાં માદકતા પેદા થાય છે તેથી તે વહેલા વિકારો પેદા કરે છે

મધને વિષે મારી પાસે બચાવ નથી મધ ન ખવાય તો સારુ એમ હું માનુ છુ આરોગ્યવાનને મધ ખાવાની હું ભલામણ કરતો નથી ખાંડ સાકર કરતાં મધને હું નિર્દોષ માનુ છુ શારીરિક દૃષ્ટિએ સાકર ખાંડ કરતા મધ વધારે સારું છે એવો દાક્તર વૈદ્યનો અભિપ્રાય છે સુધરેલી રીતે મધ કાઢવાથી એક પણ માખીને ઇજા નથી પહોંચતી પણ મધ ખાવામાં આ બચાવ નથી

આરોગ્ય અહિંસા અને અર્થની વચ્ચે હું ભેદ નથી કરતો જે આરોગ્યવર્ધક છે તે અહિંસાનું પોષક હોવું જોઈએ અર્થનું વિરોધી ન હોવુ જોઈએ અહીં શુદ્ધ અને સાચા આરોગ્યની વાત છે

હુ પોતે કેવળ શરીરનો વિચાર કરીને આ પ્રયોગ ન કરી શકુ જે હું ધર્મવિરુદ્ધ માનુ તે કરીને જીવવા નથી માગતો ધર્મ અને અર્થ સત્ય અને સ્વરાજ્ય, સ્વરાજ્ય અને સર્વરાજ્ય, દેશહિત અને સર્વહિતનો મેળ મેળવવામાં હું પુરુષાર્થ માનુ છુ તે જ મોક્ષમાર્ગ છે તેમાં જ મને રસ છે એ રસ જેને લૂંટ્યો હોય તે લૂંટે એથી કોઈ ભિન્ન દૃષ્ટિથી મારી એકે ક્રિયા નથી ચાલતી

મારા અભિપ્રાયની તુલના સ્વતંત્ર રીતે થવી જોઈએ તે પશ્ચિમમાંથી આવી હો કે પૂર્વમાંથી—તેની જડ સત્ય છે કે અસત્ય, અહિંસા છે કે હિંસા એ જ વિચારવું યોગ્ય હોય મારો દૃઢ વિશ્વાસ છે કે સત્ય અને અહિંસા તેની જડ છે

એટલે હિંદની સેવા કરવામાં પ્રથમ તો તો પોતાનુ આંગણું સાફ કરો અને અહિંસા પાળો અહિંસા એટલે જીવદયા જીવદયા એટલે શું? માકડ, કીડી કે કોઈપણ જંતુને ન મારવા—દુ:ખ ન દેવું એ? એ યથાર્થ છે, પણ એટલામાં જ તેની પરિસમાપ્તિ નથી થતી અને જીવદયા એટલી જ હોય તો તે અહિંસા નથી

# ગ્રંથાવલોકન

<u>સાધુતાની પગદંડી</u>: લે૦ શ્રી નવલભાઈ શાહ; મહાવીર પ્રકાશન મંદિર, અમદાવાદ, કિં૰ બે રૂપિયા; પૃ૦ ૨૦–૧૯૦.

'પાથેય' પછી વિશ્વવાત્સલ્યના ભેટ પુસ્તક તરીકે શ્રી નવલભાઈ સાધુતાની પગદંડી' ધરે છે, એ આનંદપ્રદ પ્રસંગ છે. મુનિશ્રી સંતબાલજીના તપપૂત સાધુચરિત જીવનના પ્રેરક પ્રસંગોને શ્રી. નવલભાઈએ સુંદર રીતે આલેખ્યા છે. એમાં મુનિશ્રી પ્રત્યેનો એમનો પ્રેમ અને આદર દૃષ્ટિએ પડ્યા વિના શી રીતે રહે? સાચી લાગણી કદીય છાની ન રહી શકે.

આ પુસ્તકમાં ૨૩ પ્રકરણો છે. એમા મુનિશ્રીના ઉચ્ચ આદર્શને પોષક તેમ જ પ્રેરક એવા પ્રસંગો આલેખેલા છે 'આધ્યાત્મિક સૈનિક,' 'સત્ય સંકલ્પ', 'મૌનના અનુભવો,' 'ગુરુ – શિષ્ય,' 'ધર્મદૃષ્ટિએ સમાજરચના,' 'બે સંત', 'કોર્ટના પિંજરામાં' તેમ જ લગભગ બધાં જ પ્રકરણો વાચકના આત્માને સંતોષ આપે એવાં છે. જેણે પોતાના જીવનને સેવાને માર્ગે દોરવું છે, આધ્યાત્મિક વિકાસ સાથે માનવતાને આત્મસાત્ કરી જનસેવા એ જ પ્રભુસેવા એ વસ્તુની અનુભૂતિ કરવી હોય, ધર્મને પરંપરાની શૃંખલામાં આબદ્ધ કરી સંકુચિત ન કરતાં એને જીવનવ્યાપી કરવો હોય તો તેણે અવશ્ય આવાં પુસ્તકો વાંચવા જોઈએ. આજના ધમાલિયા યંત્ર-યુગમાં કોઈ કોઈને કામ વિના મળી શકતું જ નથી. એવે વખતે આવા આદર્શશીલ સત્પુરુષોના જીવન-પ્રસંગો તેમ જ એમના વિશેનાં લખાણો જ આપણને આપણી આધ્યાત્મિક ભીડ ભાંગવા સહાયરૂપ થાય એમ છે.

[અનુસંધાન સામે જુઓ]

[ પૃષ્ઠ ૧૫૩, 'મંગલ પ્રભાત' ૧૫૫, કોલિયું માથી ]

## અનુક્રમણિકા …… ……… …… ……… ૩૦ જુલાઈ ૧૯૫૧

આ પુસ્તકના પ્રારંભમાં મુનિશ્રી સંતબાલજીએ 'પ્રયોગની ભૂમિકા' લખી છે, એ અવશ્ય આ પુસ્તકને સમજવા મદદરૂપ થઈ પડશે એમાં મુનિશ્રીએ આપણને અનુસરવા યોગ્ય રાજકીય, સામાજિક તેમ જ ધાર્મિક દૃષ્ટિ દર્શાવી છે તેનું અનુશીલન કરવું ઉચિત છે.

છેવટે, શ્રી. નવલભાઈએ પુસ્તકના પ્રારંભમાં લખેલ 'પગદંડી અંગે' લેખમાં દર્શાવેલા એક બે મુદ્દા અંગે થોડું કહેવાનું મન થાય છે. તેમણે મુનિશ્રી વિશે લખતાં કહ્યું છે "ખાસ કરીને મને ગાંધી–વિચારસરણી વધુ ગમે છે. એ કસોટીએ કેટલીક બાબતોમાં મહારાજશ્રી પોતે સાધુ હોવાને કારણે તેમના જીવનને અનેક મર્યાદાઓ એમના જીવન વ્યવહારના અનુભવોને મર્યાદિત બનાવે છે એમ મને લાગે છે. પણ મને પૂરી શ્રદ્ધા છે કે એક દિવસ એ મર્યાદાઓ આપોઆપ છૂટી જવાની છે કારણ કે તે સાધુતાની કલ્પના માંથી ઊભી થયેલી છે સાધુતા અમુક વેશ કે અમુક જ પ્રકારના આચારમાં જ નથી એ તો જીવનમાં પ્રાણની જેમ વણાયેલી છે." એમના આ વિચારો બહુ સ્પષ્ટ નથી. તેઓ 'સાધુતા'ની શી વ્યાખ્યા કરે છે? એવી મર્યાદિત અથવા સ્થૂળ વ્યાખ્યાથી મુનિશ્રીની સાધુતાને જોવી ઉચિત છે? ખરી રીતે જોતાં સંતબાલજી મુનિશ્રી હોવાને લીધે એમનો જે પ્રભાવ જનતા પર પડે છે એવો પ્રભાવ અન્ય રીતે પડવો શક્ય નથી. સંતબાલજી એમની સાધુતાને લીધે જ કેટલાયના જીવનમાં ઉચ્ચ સ્થાન પામી શક્યા છે મને તો એમ લાગે છે કે એ સાધુતામાં જ એમનો મહિમા છે. શ્રી નવલભાઈએ પછીના ફકરામાં પણ એવી જ અસ્પષ્ટતા ઊભી કરે છે. ગાંધી વિચારસરણીને સંપૂર્ણ રીતે સમજવાની કચાશમાંથી જ આવી વિસંવાદિતા ઉદ્ભવે છે એમનું આ ટૂંકું નિવેદન અને એમને આલેખેલા મુનિશ્રીના જીવનપ્રસંગો એ બેમાં કેટલો ભેદ પડે છે!–એ પ્રસંગો જ જો શ્રી નવલભાઈ બરાબર સમજે અને તે પર વિચાર કરે તો મુનિશ્રી સંતબાલજીની મહત્તા સમજી શકે એમ છે અને એમ જો તે કરત તો આવી રીતે સંતબાલજીને સમજવામાં દ્વૈત ઉત્પન્ન ન થાત અસ્તુ.

'સાધુતાની પગદંડી' એ પુસ્તક મુનિશ્રીની વિચારસરણીને સમજવા સહાયરૂપ થાય એવું છે સૌ કોઈ એ વાંચે અને એમાંથી પ્રેરણા પામે એવી આશા વ્યક્ત કરવાનું યથાર્થ માનું છું.

સુ૦ કો

વ્યવસ્થા:

# "પ્યારાબાપુ"

આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે.

પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું. ગ્રાહકોએ પત્ર વ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનંતી છે.

વાર્ષિક લવાજમ રૂા. ૬) છે. પરદેશ માટે શિલિંગ ૧૨) છે. તે કાર્યાલયને સરનામે મ.ઑ. થી મોકલવું.

પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે. જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી પાછલા અંકો મળશે. લવાજમ મ.ઑ. થી મોકલતાં, મ. ઑ. ની કૂપન પર પૂરું ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવું

એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે.

'પ્યારાબાપુ' કાર્યાલય જૂનાગઢ (સૌરાષ્ટ્ર)

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]



વર્ષ ૪ ૩૦ ઑગસ્ટ – ૧૯૫૧ અંક ૭


## ઊઠો, જાગો'

ઊઠો, જાગો! સવારમાં ઈશ્વરનો પ્રકાશ આવીને આપણી પાંપણ ઉઘાડી દે છે, આખી રાત્રિની ઘમઘમાટ ઊંઘ એક પળમાં ચાલી જાય છે પરંતુ સમગ્ર ચેતનાનો પડદો કેવી રીતે ભાગશે? આખા દિવસના વિચારો અને કર્મોથી આપણી ચારે બાજુ જે એક પ્રકારનું ધુમ્મસ છવાઈ જાય છે તેમાંથી ચિત્તને નિર્મળ ઉદાર શાંતિમાં કેવી રીતે સ્થાપીશું? આવડો મોટો દિવસ એક કરોળિયાની માફક પોતાની જાળ વિસ્તારતો આપણને ચારેબાજુથી ફસાવી રહ્યો છે, ચિરંતનને, ભૂમાને પોતાની ઓથે આવરી રહ્યો છે! આ બધી જાળને ભાગી તોડીને આપણી ચેતનાને અનંતમાં સજાગ કરવી જોઈશે. બધાને ઊઠવાનો, જાગવાનો સમય થયો છે!

જ્યારે દિવસ અનેકવિધ કર્મો અનેકવિધ વિચારો અને અનેકવિધ પ્રવૃત્તિઓ દ્વારા આપણને ચાકે ચડાવી રહ્યો હોય છે, જ્યારે અખિલ વિશ્વ અને આપણા આત્માની વચ્ચે તે એક પ્રકારનું આવરણ ખડું કરી દે છે,



सत्यमेव जयते

ત્યારે જો વારંવાર આપણે આપણી ચેતનાને 'ઉત્તિષ્ઠત જાગ્રત' કહીને ઉદ્‌બોધિત ન કરીએ, જો આ જાગરણનો મંત્ર પગલે પગલે વ્યવહારિક કાર્યોની વચ્ચે રહ્યા છતાં આપણા અંતરમાંથી ધ્વનિત ન થાય તો એક પછી બીજા ચકરાવામાં, એક પછી બીજી જાળમાં આપણે ફસાઈ જ જવાના અને ત્યાર પછી એ તમસમાંથી, એ જડતામાંથી બહાર નીકળી જવાની આપણને ઇચ્છા સરખીયે નહિ થાય.

પરિણામે આસપાસની પરિસ્થિતિને આપણે અત્યંત સત્ય રૂપે માની લઈએ તથી મેં પર જે ઉન્મુક્ત વિશુદ્ધ શાશ્વત સત્ય રહેલું છે તે પર આપણો વિશ્વાસ ન રહે અને સૌથી વિચિત્ર તો એ થાય કે તે સત્ય તરફ સંશય અનુભવવા પૂરતી સજાગતા પણ આપણામાંથી ઓસરી જાય! માટે જ્યારે આખા દિવસના અનેકવિધ કર્મોનો કોલાહલ મચી રહ્યો હોય ત્યારે આપણા મનની ગંભીરતામાં 'ઊઠો જાગો'નો ધ્વનિ અસ્ખલિત રૂપે ઉચ્ચાર કરો!

રવીન્દ્રનાથ ઠાકુર



# શાંતિનિકેતનનાં ભજનો

તારી ઝાંખી ન પામું રે, પ્રભુ! જો આ જીવનમાં,
તો હું તુજને ન પામ્યો રે, રહે યાદ એ મનમાંઃ
નવ ભૂલું ને અંતર રે, સદા મારું દાઝયા કરે,
સદા શયને સ્વપનમાં રે, કે શલ્ય એ સાલ્યા કરે.

આ સંસારને હાટે રે, દિનો મારા જેમ જતા,
મારા હાથમાં ધનના રે, કે ઢગલા તેમ થતા;
તોય કાંઈ ન પામ્યો રે, રહે મને યાદ સદાઃ
નવ ભૂલું ને અંતર રે, સદા મારું દાઝયા કરે,
સદા શયને સ્વપનમાં રે, કે શલ્ય એ સાલ્યા કરે.

કદી આળસ ભારે રે, બેસી પડું માર્ગ પરે,
કદી ધૂળમાં પથારી રે, સજાવું હું હોંસ ભરે;
આખો મારગ બાકી રે, રહે મને યાદ સદાઃ
નવ ભૂલું ને અંતર રે, સદા મારું દાઝયા કરે,
સદા શયને સ્વપનમાં રે, કે શલ્ય એ સાલ્યા કરે.

ઊઠે હાસ્યની છોળો રે, ઘરે વાજે વાંસલડી,
આખા ઘરને સજાવ્યું રે, જોતાં ઠરે આંખલડી;
તને ઘરમાં ન આણ્યો રે, રહે મને યાદ સદાઃ
નવ ભૂલું ને અંતર રે, સદા મારું દાઝયા કરે,
સદા શયને સ્વપનમાં રે, કે શલ્ય એ સાલ્યા કરે.

— અનુ૦ નગીનદાસ પારેખ

(૧)

પદ્મનાભ શ્રી. જૈન

એક વખતે ભગવાન બુદ્ધ કૌશાંબીના ઘોષિતારામમાં વિહાર કરતા હતા ત્યારે કોઈ એક બહુશ્રુત, વિનયશીલ, ધર્મધર પંડિત અને આખ્યાતવાન ભિક્ષુ કોઈ દોષથી દૂષિત થયો. તેથી કેટલાક ભિક્ષુઓ તેને કહેવા લાગ્યા



'આયુષ્મન્, તમે જે દોષ કર્યો છે તે જુઓ છો ખરા?' પેલા ભિક્ષુએ કહ્યું, 'ના આયુષ્મન્, મેં ક્યાં કોઈ દોષ કર્યો છે?'

આથી તે ભિક્ષુઓએ તેને સંઘમાંથી કાઢી મૂકવાનો નિર્ણય કર્યો અને તે વાતનો અમલ પણ કર્યો. પેલા દૂષિત ભિક્ષુએ તેના મદદગાર મિત્ર ભિક્ષુઓ પાસે જઈ પોતાનો જુદો પક્ષ ઊભો કર્યો. એ રીતે બૌદ્ધ સંઘમાં બે મોટા પક્ષો નિર્માણ થયા, એમ નાના કલહો વધ્યા, પરસ્પર આક્ષેપો થવા લાગ્યા અને સંઘભેદ ઉત્પન્ન થયો.

આ વાતની જાણ ભગવાન બુદ્ધને થઈ તેથી ભગવાન આક્ષેપક પક્ષ પાસે ગયા અને બોલ્યા "ભિક્ષુઓ, અમે જ બધું જાણીએ છીએ, અમે જ સાચા છીએ, એમ માનીને કોઈને સંઘમાંથી કાઢી ન મૂકતા. કોઈ ભિક્ષુએ દોષ કર્યો હોય તોયે સંઘમાં ઝઘડો, કલહ, વિગ્રહ, વિવાદ અને ફાટફૂટ ન થાય એ રીતે સંઘના ઐક્યને વધારે મહત્ત્વનું માનીને, તમારે એના અપરાધી પ્રત્યે વર્તવું જોઈએ."

પછી ભગવાન આરોપિત ભિક્ષુના પક્ષમાં આવ્યા અને બોલ્યા.

"હે ભિક્ષુઓ, અપરાધ કર્યા પછી 'અમે અપરાધ કર્યો નથી, અમે સાવ નિરપરાધ છીએ,' એમ તમે ન માનતા. બીજા ઉપર વિશ્વાસ રાખીને, પોતાના કલ્યાણ માટે અને સંઘમાં વિવાદ ન થાય, વિગ્રહ અને ફાટફૂટ ન થાય એ માટે આરોપક ભિક્ષુઓ પાસે તમારે ક્ષમા-યાચના કરવી જોઈએ."

પરંતુ બંને પક્ષના ભિક્ષુઓએ ભગવાનનાં વચનોની કદર કરી નહીં. એમનો કલહ વધતો ગયો. અનુચિત આચરણ અને અયોગ્ય શબ્દોથી બંને પક્ષો પરસ્પરની નિંદા કરવા લાગ્યા. આમ બૌદ્ધ સંઘમાં મોટો વિદ્વેષ પ્રસરી ગયો.

ભિક્ષુસંઘના આ વિગ્રહથી સમાજમાં અસંતોષ ફેલાયો. શાકયપુત્ર જેવા શ્રમણ, કલ્યાણમૂર્તિ બુદ્ધ ભગવાનના શિષ્યોના આ વિવાદોથી પ્રજાને ભારે દુઃખ થયું, તો પછી ભગવાનને કેટલું દુઃખ થયું હશે? છેવટે કોઈ વૃદ્ધ ભિક્ષુ ભગવાનની પાસે આવ્યો અને બોલ્યો: 'ભગવન્, સંઘમાં ભિક્ષુઓનો ઝઘડો ચાલે છે. એને કોઈ શાંત નથી કરી શકતું. આપ ત્યાં કૃપા કરી આવો તો ઘણું સારું થાય.'

ભગવાન આ સાભળી મૌન રહ્યા. અને જ્યાં બધા ભિક્ષુઓ ભેગા થયા હતા ત્યાં જઈને બોલ્યા:

"ભિક્ષુઓ, ભૂતકાળમાં બનારસમાં બ્રહ્મદત્ત નામે રાજા મોટો ધનાઢ્ય, વૈભવશાળી અને બળવાન હતો. ત્યારે કોસલ રાષ્ટ્રમાં દીધિતિ નામે રાજા રાજ્ય કરતો હતો. તે ઓછો શ્રીમંત, અલ્પ વૈભવવાળો અને શક્તિહીન હતો. એક વાર બ્રહ્મદત્તે દીધિતાના રાજ્ય પર ચઢાઈ કરી. તેથી દીધિતિ રાજા પોતે નિર્બળ હોવાથી પોતાની ગર્ભવતી રાણીને લઈને છાનોમાનો નાસી ગયો અને બનારસમાં આવી એક કુંભારને ઘેર રહેવા લાગ્યો. રાણીને તે સ્થળે એક પુત્ર અવતર્યો. તેનું નામ દીર્ઘાયુ પાડવામાં આવ્યું. બ્રહ્મદત્ત રાજાના હાથમાંથી રાજકુમારને રક્ષવા ખાતર દીધિતિ રાજાએ તેને નગર બહાર રાખ્યો, અને ત્યાં રહી તે બધી કળા શીખતો હતો.

એ સમયે દીધિતિનો હજામ બ્રહ્મદત્તને ત્યાં રહેતો, તેણે દીધિતિ રાજાને અને રાણીને કુંભારના ઘરમાં જોયાં. તેણે બ્રહ્મદત્તને એ વાતની ખબર આપી બ્રહ્મદત્તે, હે ભિક્ષુઓ! તરત જ હુકમ કર્યો કે, તેમને પકડી લાવી, માથાં મુંડાવી, આખા નગરમાં ફેરવીને તેમનો શિરચ્છેદ કરો.

રાજાની આજ્ઞા પ્રમાણે કોસલ રાજાનું મૃત્યુ સરઘસ શહેરના રસ્તા પરથી પસાર થતું, ત્યારે દીર્ઘાયુ પણ માતપિતાનાં છેલ્લાં દર્શન કરવા ત્યાં ગયો. દીર્ઘાયુને દૂરથી આવતો જોઈને રાજા બોલ્યો, 'તાત દીર્ઘાયુ! તું મોટું કે નાનું એમ જોતો નહિ બેટા દીર્ઘાયુ, વેરથી વેર શાંત થતું નથી; અવેરથી જ વેર શાંત થાય છે.'

વખત જતાં દીર્ઘાયુકુમાર બનારસના રાજાને ત્યાં જ હસ્તવિદ્યા શીખવા રહ્યો. દીર્ઘાયુ વીણાવાદન સારી રીતે જાણતો હતો. બનારસના રાજા બ્રહ્મદત્તે સાંભળ્યું તેથી તેણે દીર્ઘાયુને બોલાવ્યો અને તેની સાથે રહેવા કહ્યું.

એક દિવસે બ્રહ્મદત્ત દીર્ઘાયુ સાથે શિકારે જવા નીકળ્યો. દીર્ઘાયુ રથ હાકતો હતો. તેણે રથ એવી રીતે હાકયો કે સેના કરતાં તે ખૂબ જ નીકળી ગયો. બ્રહ્મદત્તને ખૂબ થાક ચડ્યો એટલે તે બોલ્યો: કુમાર, રથ ઊભો રાખ. હું થાકી ગયો છું. જરા આરામ કરીએ.'

દીર્ઘાયુએ એ પ્રમાણે કર્યું અને રાજા દીર્ઘાયુના ખોળામાં માથું મૂકી સૂઈ ગયો. ત્યારે હે ભિક્ષુઓ! દીર્ઘાયુકુમારને થયું–'આ કાશિરાજ બ્રહ્મદત્તે અમને ખૂબ જ દુઃખ દીધું છે. એણે મારાં માતાપિતાનો વધ કર્યો છે, અમારું રાજ્ય જીતી લીધું છે અને અમારી સેના, સંપત્તિ વગેરેનો નાશ કર્યો છે. હવે મને એ તક મળી છે કે, હું તેનો બદલો લઉં.' એમ વિચારી કુમારે મ્યાનમાથી તલવાર કાઢી તે વખતે કુમારને યાદ આવ્યું કે, 'મરતી વેળાએ મારા પિતાશ્રીએ મને કહ્યું હતું–'તાત દીર્ઘાયુ, વેરથી વેર શાંત નથી થતું. અવેરથી વેર શાંત થાય છે.' તો શું મારે પિતાશ્રીના એ વચનનું ઉલ્લંઘન

કરવુ ?" કુમારે તરત જ તલવાર મ્યાન કરી

તે જ વખતે હે ભિક્ષુઓ! બ્રહ્મદત્ત રાજા ભયભીત, ઉદ્વિગ્ન, શંકાગ્રસ્ત થઈને એકદમ જાગી ગયો. કુમારે પૂછ્યુ 'દેવ તમે કેમ ભયભીત થઇ ગયા?' રાજાએ કહ્યું 'કુમાર, મે સ્વપ્નમા જોયુ કે કોસલરાજાનો પુત્ર તલવારથી મારી હત્યા કરવા તૈયાર થયો છે એટલે હુ ભય પામ્યો હતો'

દીર્ઘાયુને તરત જ પાછુ વેર યાદ આવી ગયુ તેણે એકદમ રાજાનુ માથુ પકડી તલવાર મ્યાનમાથી બહાર કાઢી રાજાને સંબોધીને કહ્યુ, 'દેવ, હુ જ કોસલરાજા દીર્ઘતિનો પુત્ર દીર્ઘાયુકુમાર છુ તમે મારા માતાપિતાનો વધ કર્યો છે આજે વેર વાળવાનો સમય છે તૈયાર થઈ જાઓ'

આ સાંભળીને કાશિરાજા દીર્ઘાયુને પગે પડી વિનવવા લાગ્યો 'કુમાર મને જીવન દાન આપ તાત દીર્ઘાયુ મને જીવનની ભિક્ષા આપ!'

રાજાને આમ અસહાય બની પ્રાણદાન યાચતો જોઈને કુમારને દુઃખ થયુ તે બોલ્યો, 'અરે, હું કોણ તમને જીવતદાન આપનારો? મહારાજ, તમે જ મને જીવનનુ દાન આપનાર છો!'

રાજા આ સાંભળીને બોલ્યો 'કુમાર, તું મને જીવનની ભિક્ષા આપ, હું તને જીવન આપીશ' આમ બન્ને જણ મિત્ર બની કાશી નગરીમા પાછા ફર્યા

રાજાએ બીજે દિવસે દરબાર ભરી પોતાના અમાત્યોને કહ્યુ 'મંત્રીઓ, જો કોસલ રાજાને પુત્રને જો કોઈ પકડી લાવે તો તેને શી શિક્ષા કરશો?'

એકે કહ્યુ, 'મહારાજ, અમે એના હાથ કાપી નાખીશુ' બીજો કહે, 'અમે એની આખ કાઢી નાખીએ' ત્રીજો કહે, 'અમે એનો શિરચ્છેદ કરીએ' આમ દરેક જણ કહેવા લાગ્યા ત્યારે રાજા બોલ્યો, 'એમાનુ એકેય કર્મ ઉચિત નથી. આ રહ્યો દીર્ઘાયુકુમાર. એ મારો મિત્ર છે તેણે મને જીવતદાન આપ્યુ છે મે તેને અભયદાન આપ્યુ છે"

આટલુ કહ્યા પછી ભગવાન બુદ્ધ બોલ્યા 'હે ભિક્ષુઓ, જે લોકોએ હિંસાનો કે શસ્ત્રનો સંપૂર્ણ ત્યાગ કર્યો નથી તેવા યુદ્ધ પરાયણ ક્ષત્રિય રાજાઓમા પણ આટલી ક્ષમા, શાંતિ, તિતિક્ષા અને પરસ્પર શ્રદ્ધા હોય, તો પછી શું તમને આ શોભાસ્પદ છે કે, તમે પવિત્ર જીવનના ધર્મ વિનય માટે પ્રવ્રજ્યા લઈને આવી રીતે પરસ્પર વિગ્રહ કરો, વિવાદ કરો અને પરસ્પર અવિશ્વાસ લાવો! ભિક્ષુઓ, આ ઝઘડાઓ, આ કલહો, આ વિગ્રહો, આ વિવાદ હવે બસ થયા! આથી વેર વધે છે ધર્મ વધતા નથી. અવિનય વધે છે, વિનય વધતો નથી"

"નહિ વેરેન વેરાનિ સમ્મન્તીધ કુદાચન ।
અવેરેન ચ સમ્મન્તિ એસ ધમ્મો સનાતન ॥



રૂપાયતનના ભાઈઓ પોતાની ચેતનામાં ઘણા સમયથી પોષતા આવ્યા છે. અને આજે પ્રભુની કૃપાથી, સૌરાષ્ટ્ર સરકારની અને શ્રી. નારણદાસકાકા તથા બીજા મિત્રોની શુભેચ્છાથી તેમના આ સંકલ્પને મૂર્ત કરવાની તક મળી છે. આ સંકલ્પ કેવળ કલાકારોનો સંકલ્પ નથી પણ તપસ્વીના સંકલ્પ છે. કલાને, ઉદ્યોગને અને શિક્ષણને તેઓ સાધનાના રૂપમા જુએ છે. પ્રભુની કૃપાથી તેમની એ સાધના સફળ થાય એમ આપણે ઇચ્છીએ વળી એ સંકલ્પમા ભારતવર્ષના બે મહાન વિભુતિઓનો ફાળો અત્યંત મહત્ત્વનો છે. બાપુ અને ગુરુદેવ એ બન્ને વ્યક્તિઓએ આ આદર્શ ઘડવામા મોટો ફાળો આપ્યો છે. અને એ આદર્શના ફળ સ્વરૂપ આ રૂપાયતન સંસ્થાની સ્થાપના છે તેમા બાપુ અને ગુરુદેવના આદર્શોનો સંગમ કરવાનો સંકલ્પ છે આ સંગમ પૂર્ણ સ્વરૂપે જ્યારે રૂપાયતનમા થશે ત્યારે જૂનાગઢની આ પુણ્યભૂમિ પર કરેલો શુભ સંકલ્પ સાર્થક થશે. આ સામેના પહાડોમા સેંકડો વર્ષોથી તપસ્વીઓ તપ કરતા આવ્યા છે. કોઈ સંજોગોમાં રૂપાયતનના ભાઈઓ તેમના આદર્શમાં ઢીલા થાય—પ્રભુ કરે એવું ન થાય—ત્યારે સેંકડો વર્ષોના તપથી પવિત્ર બનેલો આ ગિરનાર અને તેના તપસ્વીઓ તેમને બળ આપે એવુ આપણે પ્રાર્થીએ ગુરુદેવ અને બાપુ બન્ને આપણને શીખવી ગયા છે કે જે કોઈ સાધના આપણે જીવનમાં કરીએ તેનુ ફળ જો દરિદ્રનારાયણને ચરણે ન મૂકી શકીએ તો તે સાધનામાં ખામી છે પ્રભુ કરે રૂપાયતનના ભાઈઓની તપસ્યા તથા તેનું ફળ દરિદ્રનારાયણનું જીવન ઉન્નત બનાવવામાં તથા આનંદમય બનાવવામાં રહો. જો આમ થશે તો તેઓ ધન્ય થશે, તેમની સાધના ધન્ય થશે, પ્રભુ પ્રસન્ન થશે.

કલાકાર કલામા જ લીન થઈને જીવનથી અલગ બની જાય તો તે કલાનુ જ અપમાન છે કલા એ તો પૂલ છે—આપણી અને પ્રભુની વચ્ચે, આપણી અને સમાજની વચ્ચે અને આપણી અને દરિદ્રનારાયણની વચ્ચે પ્રભુનું જે સુંદર સ્વરૂપ છે તે તો રૂપાયતનમા હોય જ, પણ તે સાથે તેનું જે સત્યમ્ અને શિવમ્નુ સ્વરૂપ છે એ પણ સાથે હોવું જોઈએ. પ્રભુના આવા સ્વરૂપનું દર્શન રૂપાયતન કરાવી શકે તો એ સુધન્ય બને.

આપણે હવે શાંતિમા બેસીને પ્રભુને ચરણે પ્રાર્થના કરીએ કે આ શુભ સંકલ્પ સફળ થાય. પ્રભુ તે માટે બુદ્ધિ ઉત્સાહ' અને ઉમંગ આપે.

આ મંગળ પ્રસંગે શ્રી. નંદલાલ બોઝ, શ્રી કાકાસાહેબ કાલેલકર, શ્રી. નારણદાસ ગાંધી શ્રી. બિરલા અને તેમના ભાઈઓ, શ્રીમતી આશાદેવી, શ્રી. આર્યનાયકમ્, શ્રી. ભાગીરથજી કનોડિયા, શ્રી. રવિશંકર રાવળ, શ્રી. વસંતકુમાર ઇત્યાદિ શુભચિંતકોએ 'રૂપાયતન'ના સંકલ્પની સિદ્ધિ અર્થે આશીર્વાદ મોકલ્યા હતા.

હવે જે જમીન અમને મળી છે, તેના પર કામ શરૂ કરી દેવાની વ્યવસ્થા થઈ રહી છે. અને આશા છે કે આવતી ૧૦મી માર્ચે—જે શુભ દિને ૧૯૧૫માં પૂજ્ય બાપુજી અને પૂજ્ય ગુરુદેવ એકબીજાને પ્રથમ મળ્યા હતા—'રૂપાયતન'નો ઉદ્ઘાટન-વિધિ કરવામાં આવશે. ત્યાં સુધીમાં થોડા ઉદ્યોગો અને ઇતર પ્રવૃત્તિઓનો પણ આરંભ કરી દેવામાં આવશે

આશાબાપુ

# મહાદેવભાઈની સાધના ...... ...... ...... ...... ......

મુકુલભાઈ

શ્રી મહાદેવભાઈના સાધનાશીલ જીવનનું સ્મરણ આપણા જીવનને પણ પ્રેરણાદાયી થઈ પડે છે. બાપુજી પાસે પચીસ વર્ષ સતત રહીને જીવનોત્કર્ષ સાધવો એ કંઈ નાની સૂની વાત નથી. બાપુજી વિશે એક અંગ્રેજે યથાર્થ જ કહ્યુ છે કે, 'Gandhiji is a combination of ferocious tiger and a sacred cow.' (ગાંધીજીમાં ભયંકર વાઘ અને પાવનકારી ગાયનો સમન્વય જોવામા આવે છે) તેથી બાપુજીની પાસે રહી સાધના કરવી એ ભારે કસોટીરૂપ હતું મહાદેવભાઈએ પણ એક વાર કહ્યુ હતું:

'રહેવુ સોહ્યલું રે, સંતની સાથે સ્વર્ગે જઈને,
જીવવુ દોહ્યલું રે, સંત નિકટ પૃથ્વી પર રહીને.'

પરંતુ મહાદેવભાઈ તો આ આકરી કસોટીમાંથી પસાર થઈને પોતાના જીવનને સુધન્ય કરી ગયા અને તેની સૌરભ બધે પ્રસારતા ગયા.

૧૯૧૮ની વાત છે. બાપુજી રંગરૂટની ભરતીનું કામ ખેડા જિલ્લામા કરી રહ્યા હતા અત્યંત પરિશ્રમને લીધે તેમની તબિયત લથડી અને તેમને મરડો થયો બાપુજીને વારવાર દિશાએ જવું પડે અને અશક્તિ તો વધ્યે જતી હતી. તેથી મહાદેવભાઈએ નરહરિભાઈને પત્ર લખ્યો અને સત્યાગ્રહાશ્રમમાથી જાજરૂપેટી લઈને નડિયાદ આવવા કહ્યુ. નરહરિભાઈ તરત જ જાજરૂપેટી લઈને નડિયાદ આવ્યા તેમને અચાનક આવેલા જોઈને બાપુએ પૂછ્યુ : 'કેમ, તમારે એકાએક આવવુ પડ્યું ?' નરહરિભાઈએ બધી વાત કહી આ સાંભળી બાપુજી ગુસ્સે થઈ ગયા અને મહાદેવભાઈને કહેવા લાગ્યા : 'મહાદેવ, તમે આ શું કર્યું ? તમે શા માટે આશ્રમમાંથી જાજરૂપેટી મગાવી ? ત્યાની પેટી અહીં લવાય જ કેમ ? ત્યાં આટલા બધા માણસો છે તેમના ઉપયોગ માટે તે ત્યા જોઈએ. મારા ઉપયોગ માટે તમારાથી એ પેટી અહીં ન મગાવાય.'

મહાદેવભાઈને તો આ પહેલો અનુભવ હતો તે ધીમેથી બોલ્યા : 'બાપુજી, પણ પેટી તો ત્યાં નકામી જ પડી હતી. કોઈ વાપરતું નહોતુ અહી આપને જાજરૂ જવાની બહુ જ તકલીફ પડતી હતી એટલે મે મગાવી'

આ સાભળીને બાપુ વધારે ગુસ્સે થયા અને કહેવા લાગ્યા : 'મહાદેવ, તમે શુ કહો છો ? મને તકલીફ પડે છે તે માટે તમે આશ્રમના આટલા બધા લોકો માટે રાખેલી પેટી મારે માટે મગાવી ? મારા પ્રત્યેનો તમારો કેટલો મોહ ? ત્યા એટલા બધા છે તેમની ચિંતા નહિ, અને તેમને અવગણીને મારી ચિતા। આ તમારું કેટલુ અજ્ઞાન ! અને ત્યા ઉપયોગ સિવાય પડી રહ્યુ હતું તેથી તમે મગાવ્યું એ તો સાવ બુદ્ધિ વગરની દલીલ સ્ટેશનો ઉપર 'ફાયર બકેટ' તમે કોઈ દિવસ જોઈ છે? તેના ઉપયોગ વિના વરસોના વરસો સુધી તે એક જ સ્થળે રાખી મૂકવામા આવે છે. કોઈ તેનો બીજો ઉપયોગ ન કરી શકે તમારા જેવી દલીલ કરી સ્ટેશનનો મજૂર પણ તેને નહિ ઉપાડે. તમારું એ ભાન કયાં ગયું ? તમે તો ગજબ કર્યો. આશ્રમમાથી ત્યાના માણસો માટે રાખેલ પેટી તમે અહી મગાવી એ ભારે દોષ કર્યો.'

હૃદયની યાતના અનુભવતા બાપુના એ શબ્દો સાંભળી મહાદેવભાઈની આખમાં આસુ આવી ગયા

૧૯૨૫નો પ્રસંગ છે મીરાંબહેન પોતાનું વતન, માતાપિતા, વગેરે છોડી હિંદની સેવા અર્થે બાપુજી પાસે આવીને રહ્યા હતાં મહાદેવભાઈને થયું કે, મીરાંબહેન પાસે ફ્રેંચ શીખી લઉં. તેમણે તો ફ્રેંચ શીખવાનું શરૂ પણ કર્યું. બીજે દિવસે તેમણે મીરાબહેનને પૂછ્યું: 'મેં ફ્રેંચ શરૂ કર્યું છે એ બાપુ જાણે છે?' મીરાબહેને જવાબ આપ્યો 'હા. તમે ફ્રેંચ શીખો છો એ સાંભળીને તેમને હસવું આવ્યું અને આશ્ચર્ય પણ થયું'

આ સાંભળીને મહાદેવભાઈને થયું કે, બાપુ જરૂર એમને બોલાવશે અને પૂછપરછ કરશે તેવામાં એક ભાઈએ આવીને કહ્યું, 'બાપુ તમને બોલાવે છે'

મહાદેવભાઈ તો હવે શું થશે એનો વિચાર કરતા બાપુજી પાસે ગયા. થોડી વાતચીત પછી બાપુજી હસતા હસતા બોલ્યા 'મહાદેવ, ફ્રેંચ શીખવા માંડ્યું છે?' મહાદેવભાઈએ ધીમેથી કહ્યું, 'હા મેં મિસ સ્લેડને પૂછ્યું હતું કે બાપુ આ વિષે જાણે છે? તેમણે મને કહ્યું કે આપને હસવું આવ્યું અને આશ્ચર્ય થયું એમ આપે કહેલું'

બાપુ બોલ્યા, "એથી વધારે કહેલું ગઈ કાલે તમે જ્યારે એને કહેતા હતા કે બાર વાગે હું તમારે ત્યાં આવીશ, ત્યારે મને થયું હતું કે, તમે એને કાંઈ શીખવવા જવાના હશો. પણ આજે જ સવારે મેં એની પાસે કાલની રોજનીશી માગી તેમાં એણે કહ્યું–એક કલાક તમને ફ્રેંચ શીખવવામાં આપ્યો. મને આશ્ચર્ય થયું અને મેં કહ્યું, 'બહુ કુહાડા મારે તે પડવાનું સારું?'" બાપુનો હસતો ચહેરો ગંભીર બનતો જતો હતો. તેમણે પૂછ્યું, 'શા સારુ ફ્રેંચ શરૂ કર્યું? રોમેરોલાં ફ્રેંચમાં વાંચવા માટે કે મિસ સ્લેડ અહીં આવ્યાં છે તેથી એકાએક ઉમળકો થઈ આવ્યો?'

મહાદેવભાઈએ ધ્રૂજતાં જવાબ આપ્યો, 'ના, જાણવાની ઇચ્છા તો પહેલેથી જ હતી'

બાપુજીએ પૂછ્યું, 'શા સારુ? તમે જાણો તો છો કે, ઘણા અંગ્રેજો ફ્રેંચ નથી જાણતા? અને ઘણાખરા અંગ્રેજ વિદ્વાનો પણ ફ્રેંચ સાહિત્યગ્રંથો કેવળ અંગ્રેજીમાં જ વાંચીને સંતોષ માને છે તે જાણો છો? અને ઘણુંખરું ફ્રેંચ સાહિત્ય તો બહાર પડે છે કે અંગ્રેજીમાં તેનું ભાષાંતર થાય છે!' થોડીવાર થોભીને પછી બાપુ બોલ્યા, 'અને તમને એ શીખતા કેટલો સમય લાગશે તેનો વિચાર કર્યો?'

મહાદેવભાઈએ કહ્યું, 'છ મહિના!'

'રોજ કેટલો સમય?'

'એક કલાક.'

'વારુ, તમને એટલો સમય મળશે કે?'

'અહીં છું ત્યારે મેળવી લઉં. અને ટ્રેનમાં કંઈક મળે.'

'હંમેશાં એક કલાક મળે એવો તમારો અનુભવ ખરો કે?'

મહાદેવભાઈ મૂગા જ રહ્યા. બાપુએ આગળ કહેવા માંડ્યું, 'એટલે એનો અર્થ એ કે, છ મહિના સુધી મારું ગમે તે કામ હોય છતાં તમને તો દિવસમાં એક કલાક મારે છૂટો રાખવા જ જોઈએ, તમે ફ્રેંચ વાંચતા હો ત્યારે મારાથી તમને ન બોલાવી શકાય, ખરું ના?'

મહાદેવભાઈ બોલ્યા, 'એમ નથી હું સમય કોઈક રીતે મેળવી લઉં.'

બાપુ કડક અવાજે બોલ્યા, 'અરે, મેળવી લેના હો? ચોરી લો એમ કહો તો ભલે.'

આ શબ્દોએ મહાદેવભાઈને એકદમ ચેતવી દીધા બાપુ ધીમેથી બોલ્યા, 'આપણો બધો સમય એક જ વસ્તુને અપાયેલો છે, ત્યાં આપણે આવી વસ્તુ, જેનો સ્વરાજને માટે કશો ખપ નથી, તેમાં શેના પડીએ? આપણો બધો સમય આપણા કાર્યને માટે અપાવો જોઈએ, તેમ થી આ તો ચોરી થઈ.'

મહાદેવભાઈએ કહ્યું, 'બાપુજી, આજથી ફ્રેંચ શીખવાનું બંધ કરીશ ગમે તેમ એ સમય કાંતવામાં તો આપી શકાય.'

પણ બાપુ બોલ્યા, 'બીજાં ઘણાં કામો છે. પણ તમારી સામેનો આરોપ હજી પૂરો નથી થયો. મિસ સ્લેડ એ કોણ છે? એનો ત્યાગ તો અસાધારણ છે. આપણે કોઈ એની બરોબરી કરી શકીએ એમ નથી. એણે પોતાનું સર્વસ્વ હોમ્યું છે. એને પોતાનાં દેશ કે ઘરની સાથે કશી મમતા નથી રહી. ઘેર ગમે તે થઈ જાય તોયે તે અડગ અહીં જ કામ કર્યા કરવાની ટેક લઈને આવેલાં છે. આપણા કાર્યને માટે એનો બધો સમય અર્પણ થયેલો છે. એને તો આપણને ઘણું આપવાનું મન થાય, પણ આપણાથી એની પાસેથી લેવાય જ કેમ? એને તો ઘણુંયે જાણવું છે–શીખવું છે, હિંદુસ્તાની જાણવું છે, સંસ્કૃત જાણવું છે. એ બધું આપણે એને આપી દેવું રહ્યું. જો આપણો સમય આપણો નહિ, તો એનો સમય તો આપણો શેનો જ? આપણો સમય જો કાર્યપ્રીત્યર્થ હોય, તો એનો વધારે કાર્યપ્રીત્યર્થ છે.'

બાપુજીનાં મર્મભેદી વચનોમાં પણ કેટલું ઊંડું સત્ય રહેલું છે એનું દર્શન થતાં મહાદેવભાઈ શાંત થઈ ગયા અને તેમનાથી એક શબ્દ પણ ઉચ્ચારી શકાયો નહિ. પરંતુ બાપુ પ્રેમાળતાથી બોલ્યા, "મહાદેવ, જાઓ હવે. પાછા આવતી કાલે એ જ સમયે એની પાસે જજો, તમારી ભૂલની એની આગળ વાત કરજો, અને ફ્રેંચ શીખવાને બદલે એને આપણી 'ભજનાવલિ'માંથી ભજનો વાંચીને સમજાવજો."

આમ પદે પદે બાપુજી મહાદેવભાઈને કસોટીએ કસતા હતા. બાપુજી જ્યારે દક્ષિણ હિંદમાં પ્રવાસ કરતા હતા. ત્યારનો એક પ્રસંગ મનનીય છે. બાપુજી સાથે આવેલા કેટલાક સાથીઓને ગેરસપ્પાનો ધોધ જોવાનું મન થયું. મહાદેવભાઈ જો સાથે આવે તો પ્રકૃતિ–સૌન્દર્યનો લહાવો લૂંટવાની ઓર મજા આવે. તેથી રાજાજીએ સાથીઓ વતી બાપુજી પાસે પાસે મહાદેવભાઈને ગેરસપ્પાનો ધોધ જોવા જવાની રજા માગી.

તે દિવસે બાપુનું મૌન હતું. એટલે બાપુજીએ કાગળ ઉપર બે જ વાક્યો લખ્યાં: "મહાદેવ નહિ આવે. હું એનો ગેરસપ્પા ધોધ છું."

આ વાતની જ્યારે મહાદેવભાઈને જાણ થઈ ત્યારે તેમણે લખ્યું હતું, "એ વાત સાચી છે. પણ એની સાથે એક કડવું રહસ્ય ભરેલું છે. ગાંધીજી મારે માટે ગેરસપ્પાના ધોધ છે. પરંતુ એ ધોધને કોણ ઝીલી શક્યું છે કે હું ઝીલી શકું? નળનું કે નાના ઝરણાનું પાણી માંડ ઝીલી શકાય, પણ ગેરસપ્પાની નીચે તો ભૂકેભૂકા થઈને ધોવાઈ જઈએ. આજે ગાંધીજી જાણે પોકારીને કહી રહ્યા છે: 'ઝીલો અથવા તો ચૂરેચૂરા થઈ જાઓ.' એ બેમાંથી એક કરવાની ઈશ્વર મને શક્તિ આપો, દેશને શક્તિ આપો!"

૧૯૩૩નો પ્રસંગ છે. બાપુજી વગેરે યરવડા જેલમાં હતા. ત્યાં એક અમેરીકન બાપુને મળવા આવ્યા હતા. એ વાર્તાલાપનો સાર મહાદેવભાઈએ 'હરિજન' માટે તૈયાર ....

[ અનુસંધાન પૃષ્ઠ ૧૮૪મે પાને ]



# બાપુની અનોખી વાતો

કાશિનાથ ત્રિવેદી

[ ૮ ]

વર્ધાની વાત છે મહિલા-આશ્રમમા શ્રી નરહર લક્ષ્મણ આઠવલે આચાર્ય તરીકે કામ કરતા હતા તેઓ પૂનાના રહેવાસી હતા માનો એકનો એક પુત્ર માને તે પોતાનુ સર્વસ્વ સમજતા હતા તેમના પિતાશ્રી તેમને બહુ નાની ઉંમરના મૂકીને ગુજરી ગયા હતા માતાએ ખૂબ મહેનત મજૂરી કરીને તેમનુ પાલનપોષણ કર્યું પોતાની માના તે એકમાત્ર આધાર હતા સને ૧૯૩૮ના જુલાઈ માસની ૩૧મી તારીખ હતી તે દિવસે અચાનક વર્ધાના ચાર-પાચ રાષ્ટ્રીય કાર્યકર્તાઓ કૉલેરાના સકંજામા સપડાઈ ગયા બે ત્રણ તો થોડા જ સમયમા ખલાસ થઈ ગયા તે દિવસે આચાર્ય આઠવલે પણ આશ્રમમા માંદા પડ્યા કૉલેરાની માદગી હતી આશ્રમવાસીઓએ પોતાની બધી શક્તિ વાપરીને તેમની દવા કરી સેવા-ચાકરી કરી સેવકો રાત દિવસ ખડે પગે સેવાના કાર્યમા મચ્યા હ્યા ડાક્તરો અને સેવકોએ આખરે રોગ પર વિજય મેળવ્યો સૌને લાગ્યુ કે હવે આચાર્ય આઠવલે બચી જશે પણ ભગવાનની મરજી કઈ જુદી જ હતી. આચાર્ય એક માદગીમાથી છૂટ્યા ત્યા તો બીજીએ તેમને પકડી લીધા હૃદય નબળુ પડી ગયુ હતુ તેથી તે કૉલેરાની ઘાતક માદગીના શ્રમને સહન ન કરી શક્યુ ડાક્તરોએ ઘણાયે ઇલાજ કર્યા પણ સફળતા ન મળી.

સેવાગ્રામથી બાપુ લગભગ હમેશા આશ્રમમા આચાર્યને જોવા આવવા લાગ્યા પરિસ્થિતિ ગભીર છે એવા સમાચાર જાણી તેઓ જલદી પગપાળા આવી પહોચ્યા. એ દિવસોમા બાપુએ ઉઘાડા પગે ચાલવાનો નિયમ કર્યો હતો ગરમી, વરસાદ, રાત, દિવસ ગમે તે સમયે ઉઘાડા પગે જ આવે જતા આવતા હતા. મહિલા આશ્રમના આચાર્યને બાપુ ખૂબ માનની દૃષ્ટિથી જોતા હતા એ આદરને પાત્ર પણ હતા. બાળ બ્રહ્મચારી, વિદ્વાન, નિષ્ઠાવાન, સદાચારી, એકાગ્રભાવથી, સતત પોતાના કામમા તલ્લીન

રહેનારા, સારા લેખક, સારા વિચારક, જન્મ-જાત શિક્ષક, માનસશાસ્ત્રી અને મિત્ર વગેરે અનેક સ્વરૂપે આચાર્ય આઠવલે પોતાના ક્ષેત્રમાં ખૂબજ લોકપ્રિય બની ગયા હતા. ઘરમાં માતાજી તેમને પ્યારથી 'નાના' કહીને બોલાવતાં હતાં. આશ્રમમાં પણ અમે તેમને ઘણુંખરું તે જ નામથી ઓળખતા અને બોલાવતા હતા. જ્યારે નાનાની માંદગી ટળે એવું ન જણાયું, અને દાકતરોને પણ લાગ્યું કે, હવે તેમને બચાવવા મુશ્કેલ છે, એટલે તરત પૂના તાર કરીને તેમની માતાને વર્ધા બોલાવવામાં આવ્યાં.

માતાજી આવ્યાં. આવતા જ તેઓ પુત્રની સારવારમાં લાગી ગયાં. પુત્ર માતૃભક્ત હતા તો માતા પુત્રભક્ત હતા. બન્નેને એક બીજા પર અત્યંત પ્રેમ, અનન્ય શ્રદ્ધા, અનન્ય ભક્તિ અને અનન્ય માન હતાં. બધું જ અલૌકિક હતું. નાનાની માતાજીને જોઇને આશ્રમવાસીઓ દંગ થઈ ગયા. એકના એક પુત્રની ઘાતક અને ભયંકર માંદગીમાં પણ એક ક્ષણને માટે પણ તેમણે ધીરજ ન ગુમાવી. ચૂપચાપ ભગવાનના નામનું રટણ કરતાં કરતાં મોતના મુખમાં પડેલા પુત્રની અટલ પ્રેમથી સેવા કરી રહ્યાં હતાં.

૧૯૩૮ના ઑગસ્ટની ૧૧મી તારીખે સવારે ખબર પડી કે, નાનાની તબિયત ગંભીર છે. બાપુને તરત ખબર આપવામાં આવી. બાપુ બધાં કામ પડતાં મૂકીને આવી પહોંચ્યા. આવતાં જ સીધા નાનાના ઓરડામાં ગયા. રોગીની પાસે જઈ જોયું, તેમને બોલાવ્યા. માથા ઉપર હાથ ફેરવ્યો. પોતે ભાનમાં આવે, જુએ, વાતો કરે, એ માટે પ્રયત્ન કર્યા, પણ નાનામાં હવે એટલું ચેતન રહ્યું ન હતું. બાપુ તેમના પલંગ પર બેઠા. રોગીના શરીર પર હાથ ફેરવવા લાગ્યા. નાનાની માતા ત્યાં જ બેઠાં હતાં. ગંભીર હાલત હતી. બાપુ નાનાની માને હિમ્મત આપવા લાગ્યા, પણ માને તેની જરૂર ન હતી. માતાનું તત્ત્વજ્ઞાન અનોખું હતું. બાપુની આશ્વાસન આપનારી વાતો સાંભળી માતાએ સહજ ભાવે કહ્યું, "બાપુજી, નાનો હવે ભગવાનને ત્યાં જઈ રહ્યો છે. એક માતા તરીકે મને તેનું દુઃખ થાય એ સ્વાભાવિક છે. પણ નાનાએ તો પોતાનું જીવન આપના કામ માટે અર્પણ કર્યું હતું. ભરયૌવનમાં તેણે દેશને સ્વરાજ ન મળે ત્યાં સુધી અપરિણિત રહેવાની પ્રતિજ્ઞા કરી હતી. આ વાત પંજાબમાં જલિયાનવાલા બાગના હત્યાકાંડ વખતની છે. તે વખતથી ૧૯ વર્ષ સુધી નાનાએ એકનિષ્ઠાથી સ્વરાજ માટે પોતાની જાતને ઘસી છે. મને આનંદ થાય છે કે, હવે તે ભગવાન પાસેથી નવું સશક્ત શરીર મેળવશે અને ફરીથી જન્મ લઇને આપના જ કામમાં બમણી શક્તિથી લાગી જશે. ભગવાનનું ધન હતું ભગવાન પાસે જાય છે. બાપુ, હું કઈ વાતનો શોક કરું?"

નાનાની માતાજીના આ શબ્દો સાંભળ્યા તે સૌનું હૃદય ગદ્‌ગદ્ થઇ ગયું. એકના એક પુત્રની મૃત્યુ-શય્યા પર દુનિયાના એક મહાન પુરુષને જે વૃદ્ધ, નિરાધાર અને લગભગ નિરક્ષર માતાએ આ વાત કહી તેના અનુપમ ધૈર્ય ઊંચા તત્ત્વજ્ઞાનને ભલા કોણ પામી શકે તેમ છે?

માતાના એ શબ્દોએ સર્વને આશ્ચર્યચકિત કરી મૂક્યા. બાપુ પણ ખૂબ પ્રભાવિત થયા. દિલાસો આપવા ગયા હતા પણ પોતે જ મોટો દિલાસો પામીને ઊઠ્યા. માતાના શબ્દોએ નાનાના જીવનની મહત્તાને વધારી દીધી. [ અનુસંધાન પૃષ્ઠ ૧૮૭મે પાને ]

ચિ૦ કુસુમ,

તારો કાગળ મળ્યો. તારા શોખ વિષે બે ટેકાણેથી રાવ આવી. નામ જાણીને તું શું કરીશ? તારે કામની સાથે કામ હોય. તું સોનાની બગડીનું ભૂલી ગઈ એટલે મને બસ છે. કોઈ દિવસ તને કંઈ મન ન થાય એ કેમ કહી શકાય? તારી ઉમ્મરે પ્રભુ જાણે મને કેટલીયે ઇચ્છા થતી હશે. ઇચ્છાને મારી શકીએ એટલે સંતોષ.

નાગપુર ૯–૧૦–૩૩ બાપુના આશીર્વાદ

...... સંયુક્ત પ્રાંતની મુસાફરીમાં ગરીબ અને ધનિક બહેનોના ઘરેણાં જોઈ હું બહુ અકળાઈ રહ્યો હતો. તેવામાં બ્રેનસાહેબનું મેં પુસ્તક વાંચ્યું. તેમાં તેમણે ઘરેણાં વિષે કરેલી ટીકા મને મુખ્યત્વે ગળે ઊતરી. તેમણે પુરુષોને પણ આ ઘરેણાંના શોખને સારુ જવાબદાર ગણ્યા છે. હું માનું છું કે પુરુષની જવાબદારી છે અથવા પૂર્વે હતી, આજે તે મોળી પડી હશે; પણ સ્ત્રીઓની પોતાની જવાબદારી ઓછી નથી ઘરેણાંનો ત્યાગ કરવાનું હું ઘણી બહેનોને સમજાવી નહોતો શક્યો.

આ શોખ ક્યાંથી ને કેમ આવ્યો હશે? મને આ ઇતિહાસની ખબર નથી. તેથી મેં તો કેટલાંક અનુમાનો જ કાઢ્યાં છે. હાથેપગે જે ઘરેણાં સ્ત્રીઓ પહેરે છે એ તેમની કેદની નિશાની છે. પગનાં કેટલાંક ઘરેણાં એવાં વજનદાર હોય છે કે સ્ત્રી તે પહેરીને તીવ્ર ગતિથી ચાલી જ નહીં શકે ને દોડી તો ન જ શકે હાથનાં ઘરેણાં કેટલીક એવાં પહેરે છે કે જે પહેરીને હાથનો પૂરો ઉપયોગ ન આપી શકે. એથી એ ઘરેણાંને હું તો હાથપગની બેડી જ સમજું છું. કાન નાક વીંધી જે ઘરેણાં પહેરવામાં આવે છે તેમનો ઉપયોગ તો, સ્ત્રીને પુરુષ જેમ દોરવા ઇચ્છે તેમ દોરવામાં મદદ લેવા પૂરતો મેં તો ભાળ્યો. એક બાળક પણ મજબૂત સ્ત્રીના નાકનું કે કાનનું ઘરેણું પકડે તો તેને પરાધીન કરી મૂકે. એટલે મેં તો આ મુખ્ય ઘરેણાંને કેવળ ગુલામીની નિશાની તરીકે ઓળખ્યાં છે.

આ બધાં પુરાણાં ઘરેણાંનો ઘાટ પણ મને તો ખરાબ જ જણાયો છે, મારી આંખે તેમાં કળા મુદ્દલ નથી જોઈ. તેમને મેલનાં સ્થાન તરીકે મેં ઓળખ્યાં ને જોયાં છે. હાથ, પગ, કાન, નાક અને વાળમાં પુરાણાં ઘરેણાંથી લદાયેલી સ્ત્રી તે તે ભાગો સાફ રાખી નથી શકતી. તે તે જગ્યાએ મેલના જામેલા થર મેં ભાળ્યા છે. તેમાંનાં ઘણાં તો રોજ ઉતારી શકાય તેવાં પણ નથી હોતાં. કેટલીક બહેનોએ મને પગના તોડા ને હાથની બગડીઓ આપ્યાં હતાં તે કાઢવાને સારુ સોની બોલાવવા પડ્યા હતા. એ કાઢ્યાં ત્યારે હાથપગમાં મેલના ખાસા કંદોરા હતા ને ઘરેણાંની કારીગરીમાં તો મેલના થર જામેલા હતા જ. તે બહેનોને પણ ઘણાં વર્ષોનો ભાર ઊતર્યો લાગ્યો.

આધુનિક સ્ત્રી ઘરેણાંની આ ઉત્પત્તિ ભૂલી જઈ તેમને પોતાના શણગાર માને છે, અને તેથી તેમને નાજુક બનાવે છે ઝટ પહેરી ઉતારી શકાય તેવાં તે બનાવે છે, અને બહુ પૈસા હોય તો સોનારૂપાનાંને બદલે હીરામોતીનાં બનાવરાવે છે. આમાં મેલ ભલે ઓછો જામતો હોય, તેમાં ભલે કંઈ કળા ગણાતી હોય, પણ તેમાં ઉપયોગિતા નથી, શોભા કાલ્પનિક છે. જે ઘરેણાં આપણી સ્ત્રીઓ પહેરે છે તે બીજા દેશોની સ્ત્રીઓ નહીં પહેરે. તેમની શોભાની કલ્પના જુદી હોય છે. દેશ

પા શ બા પુ

દેશની શોભાની, કળાની કલ્પના અલગાય છે. તેથી આપણે જાણી શકીએ છીએ કે આવી બાબતોમાં કળાનું કે શોભાનું આપણી પાસે સ્વતંત્ર કે સર્વમાન્ય પ્રમાણ નથી.

ત્યારે ઘણી સમજુ, ભણેલીગણેલી સ્ત્રીઓ પણ ઘરેણાંનો શોખ કેમ રાખે છે? વિચાર કરતાં એમ લાગે છે કે, જેમ બીજી બાબતોમાં તેમ અહીં પણ રૂઢિનું સામ્રાજ્ય વર્તે છે આપણે આપણી દરેક ક્રિયાને સારુ કારણ જોતા નથી, તેની યોગ્યતાઅયોગ્યતાનો વિચાર નથી કરતા રૂઢિ છે એટલે કરીએ છીએ, ને પછી તે સ્વતંત્ર રીતે આપણને ગમે છે. આનું નામ વિચારશૂન્ય જીવન.

પણ જે સ્ત્રીઓમાં જાગૃતિ આવી છે, જે પોતે સ્વતંત્ર વિચાર કરતી થઈ ગઈ છે, જેને દેશસેવા કરવી છે, જે સ્વરાજયજ્ઞમાં ભાગ લઈ રહી છે અથવા લેવા ઇચ્છે છે, તે ઘરેણાં વગેરેને વિષે પોતાની વિવેકબુદ્ધિ કેમ ન વાપરે?

ઘરેણાંની ઉત્પત્તિ મેં કલ્પી છે તેવી હોય તો, તેમને ગમે તેવા હળવા કે શોભીતા કર્યા તોયે, તે ત્યાજ્ય છે સોનાની કે હીરા મોતીથી જડેલી બેડી પણ બેડી જ છે અંધારી કોટડીમાં પૂરો કે મહેલમાં પૂરો, બન્નેમાં પુરાયેલ સ્ત્રીપુરુષ કેદી જ ગણાશે.

વળી શોભા શામાં છે! તેનાં ઘરેણાંમાં, તેના હાવભાવમાં, તેના નિત્યનવા પોશાકમાં, કે તેના હૃદયમાં, તેના આચારવિચારમાં! મણિધર સર્પના મુખમાં હલાહલ છે, તેથી તે મણિનો મુગટ પહેરે છે છતાં દર્શન કરવા કે ભેટવા યોગ્ય નથી ગણાતો.

જે 'કળા' અસંખ્ય પુરુષોનું પતન કરે છે એમ જે સ્ત્રી સમજે છે તે સમજ્યા પછી ઘરેણાંમાં ગમે તેટલી કળા છુપાયેલી હોય તોપણ તે કેમ તેમને સંઘરે? એ વ્યક્તિસ્વાતંત્ર્ય નથી, એ વ્યક્તિગત અધિકારની વાત નથી; એ નર્યો સ્વચ્છંદ છે ને ત્યાજ્ય છે, કેમ કે તેમાં નિર્દયતા છે. પોતાના કાર્યની અસર બીજા ઉપર કેવી પડે છે તે જોવાનો; ને બીજી રીતે તેની ઉપયોગિતા સિદ્ધ ન થતી હોય તો ને અસર ખરાબ થતી હોય તો, તે ન કરવાનો પ્રત્યેક વિચાર શીલ દમાણી સ્ત્રીપુરુષનો ધર્મ છે.

છેવટે, આ કંગાળ મુલકમાં, જ્યાં સરેરાશે જણ દીઠ આપણે સાત પૈસા કે બહુ તો આઠ પૈસા રોજ કમાઈએ છીએ, ત્યાં કોને એક વાલની વીંટી સરખી પણ પહેરવાનો અધિકાર છે? વિચારવતી સ્ત્રી, વળી જે દેશની સેવા કરવા ઇચ્છે છે તે તો, કદી ઘરેણાંને ન અડકી શકે. અર્થશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં ઘરેણાંમાં જેટલું સોનુંરૂપું આપણે રોકીએ છીએ તે ત્રેવડું નુકસાનકર્તા છે. એક નુકસાન એ કે જ્યાં ખાવાની તંગી છે ત્યાં આપણે ઘરેણાં પહેરી વધારે તંગી કરીએ છીએ યાદ રાખવું ઘટે છે કે આપણી રોજની કમાણી સરેરાશે સાત કે આઠ પૈસા છે એટલે જેની રોજની કમાણી એક હજાર રૂપિયા છે તે પણ આ ગણતરીમાં આવી ગયા. એટલે કે, લખપતિને બાદ કરતાં કેવળ ગરીબ વર્ગને લઈએ તો તેની કમાણી એકબે પૈસા થવા જશે એટલે જેટલો પૈસો ઘરેણાંમાં વાપર્યો એટલું આપણે ગરીબના પેટમાંથી કાઢ્યું. બીજું, આ ઘરેણાં વ્યાજ નથી આપતાં એટલે દેશની મિલકતમાં તેટલો વધારો થતો આપણે અટકાવ્યો. ત્રીજું, આ ઘરેણાંનો ઘણો ભાગ છેવટે ઘસાય છે, એટલે કે, એટલા ધનનો સર્વથા નાશ થાય છે. જેમ કોઈ પોતાની પાસે રહેલી સોનાની પાટો દરિયામાં ફેંકી દે તો તેટલી તેની દોલત ઘટી ગણાય, લગભગ તેમ જે સ્ત્રી ઘરેણાંમાં પૈસા નાંખે છે

તેને વિષે કહી શકાય હું 'લગભગ' શબ્દનો ઉપયોગ કરું છું, કેમ કે કેટલાક ઘરેણાં આપત્તિકાળે વેચાય છે, એટલે તે ઘરેણાંનો કંઈક ઉપયોગ થયો ગણાય વેચતાં પહેલાં ઘસારાથી જેટલો નાશ થયો તેટલો થયો જ. અને ઘરેણા ખરીદનારને તે ફરી વેચતા કદી ઘરેણાંનું મૂળ દામ ઊપજતું નથી, તેથી તેમાં જે નુકસાન થાય તે તો છે જ. એટલે જે સ્ત્રી ઘરેણાંને સ્ત્રીધન તરીકે કે આપદ્ધન તરીકે રાખવા ઇચ્છે તેણે તો રોકડા પૈસા જ પોતાને નામે મૂકવા જોઈએ, અને માબાપોએ કે સાસરાપક્ષે બૅન્કમા ખાતું પડાવી જમાચિઠ્ઠી જ આપવી ઘટે. આ સમય ભલે દૂર હોય. જો સમજુ બહેનો, જે સેવકાનું કામ કરવા ઇચ્છે છે તે, પોતાના ઘરેણાંનો મોહ છોડે તો આ લેખનો અર્થ અત્યારે તો પૂરો સર્યો ગણું

## સ્વતંત્રતાની સરવાણી

સ્વતંત્રતા એ દિવ્યાત્માની સેવિકા અને સુપુત્રી છે, સ્વચ્છંદતા એ સેતાનની દાસી અને અનુચારિકા છે.

સ્વતંત્રતા એ સંપૂર્ણતાના સ્વર્ગની કેડી છે, સ્વચ્છંદતા એ અપૂર્ણતાની અધોભૂમિ ભણી ઘસડી જનારી કર્દમભૂમિ છે.

સ્વતંત્રતા એ સત્ય માટેની અનુરુદ્ધ તૃષ્ણાની પ્રેરણાદાયિની છે સ્વચ્છંદતા એ અવિરત વાસનાને ઉદ્દીપન કરનારી છે

સ્વતંત્રતા એ દેવી છે, સ્વચ્છંદતા એ નારકી માયા છે.

સ્વતંત્રતા એ ફૂલ-મહેકતી વાડી છે, સ્વચ્છંદતા એ ભયાનક સ્મશાનભૂમિ છે.

સ્વતંત્રતા એ પ્રેમની દીવાદાંડી છે, સ્વચ્છંદતા એ વિકારનું ઝાંખું અજવાળું છે.

સ્વતંત્રતા એ વરદાન છે. સ્વચ્છંદતા એ અભિશાપ છે.

સ્વતંત્રતા એ વિચારોને આત્માના સાધનમા ફેરવી દેનારી છે, સ્વચ્છંદતા એ ઇન્દ્રિયોપભોગના ઊંડા ગર્તમા મનને ધકેલી દે છે.

સ્વતંત્રતા એ દિવ્ય સવિતા છે, સ્વચ્છંદતા એ આગિયાની ક્ષણજીવી ચમક છે.

સ્વતંત્રતા એ હૃદયનો ધર્મ છે, સ્વચ્છંદતા એ જીવનને વિચ્છિન્ન કરનારા ઝેરની પ્યાલી છે.

સ્વતંત્રતા એ ચેતનાની ધ્રુવતારકી છે, સ્વચ્છંદતા એ પશુતાની ક્ષણિક આતશબાજી છે

સ્વતંત્રતાની સંવાદિતા સંયમ છે, સ્વચ્છંદતાની તાલબદ્ધતા 'અહંભાવ' છે

સ્વતંત્રતા એ મહાપુરુષોનું ઉપદેશામૃત છે, સ્વચ્છંદતા એ અજ્ઞાનાંધકારનો મિથ્યા બકવાદ છે.

સ્વતંત્રતાનો શિરતાજ કરુણા છે, સ્વચ્છંદતાનો ભભ ભર્યો મુગટ વાસના છે.

સ્વતંત્રતા એ આંતરિક સુન્દરતાની પ્રફુલ્લિતતા છે, સ્વચ્છંદતા એ બાહ્ય ઠઠારાની લિપસ્ટીક (ઓષ્ઠરંગિની) છે.

સ્વતંત્રતા એ આત્માની દીપમાલિકા છે, સ્વચ્છંદતા એ વિલાસિતાની બંસરી છે.

સ્વતંત્રતા વ્યક્તિનો નહીં પણ સમષ્ટિનો સમાવેશ કરી વિચારે છે અને વર્તે છે, સ્વચ્છંદતા હમેશાં 'અહમ્'ની દાંભિક વાણીમા પોતાને કેન્દ્રિત કરે છે.

સ્વતંત્રતા એ સામંજસ્યની જનની છે, સ્વચ્છંદતા એ વિસંવાદિતાની ધાત્રી છે.

સ્વતંત્રતાની પતાકા પર 'શાંતિ'ની મૂર્તિ અંકિત છે, સ્વચ્છંદતાની ધજા પર 'યુદ્ધ'ની ઘોષણા સ્થાપિત છે.

સ્વતંત્રતા એ સજ્જનની પ્રેમળ વાણી છે, સ્વચ્છંદતા એ જંગલી બાળકનું કંટાળાભર્યું ક્રંદન છે.

સ્વતંત્રતા એ સન્માનિત પરોણો છે, સ્વચ્છંદતા એ નિર્લજ્જ માગણહાર છે.—ગુ૦ મ૦

પ્યારાબાપુ



# બાપુનો પરિવાર

## સ્વ. શ્રી મથુરાદાસ

ડૉ. જીવરાજ મહેતા

સ્વ મથુરાદાસ એમના મામા પૂ૦ ગાંધીજીની અનુકૃતિ જેવા હતા એમણે પૂ૦ ગાંધીજીના જીવનને આદર્શ તરીકે રાખી પોતાનુ જીવન ઘડયુ હતુ. આમ છતા તેઓ પૂ૦ ગાંધીજીના અંધ અનુયાયી ન હતા. એમને પોતાને ઇચ્છા શક્તિ અને પોતાના આગવા દૃષ્ટિબિન્દુઓ હતા અને જ્યારે જ્યારે તેઓને પૂ૦ ગાંધીજી સાથે મતભેદ થતો ત્યારે તેઓ પોતાનુ મતવ્ય રજૂ કરતા જરા પણ ખચકાતા નહી કેટલી વાર તો ગાંધીજી તેમના ભાણેજના દૃષ્ટિબિન્દુને સ્વીકારતા પણ ખરા અને પોતાના કાર્યની દિશામા એ અનુસાર ફેરફાર પણ કરતા આમ છતા શ્રી મથુરાદાસ શિસ્તના ચુસ્ત હિમાયતી હોય નિર્ણય લેતી વખતે એ નિર્ણય પોતાના ઇચ્છા કે મતવ્યને અનુરૂપ ન હોય તો પણ પૂ૦ ગાંધીજીના મન્તવ્યમા પોતાના મતવ્યનો લોપ થવા દેતા

શ્રી મથુરાદાસ ૧૯૧૪મા મુબઈ યુનિવર્સિટીમાથી ઈતિહાસ અને અર્થશાસ્ત્રનો વિષય લઈ સ્નાતક થયા ૧૯૧૫ની શરૂઆતમા જ્યારે મહાત્માજી દક્ષિણ આફ્રિકાથી હિન્દમા આવ્યા ત્યારે શ્રી મથુરાદાસ તેમની દોરવણી હેઠળ સામાજિક સેવાના કાર્યમા જોડાયા રોલેટ ખરડાઓનો પ્રતિકાર કરવા માટે સ્થાપવામા આવેલી સત્યાગ્રહ કચેરીમા તેઓ જોડાયા ત્યાર બાદ તેઓ મુબઈ પ્રાતિક કોગ્રેસ સમિતિના કોષાધ્યક્ષ અને મંત્રી બન્યા અને કોગ્રેસના રચનાત્મક કાર્યક્રમ માટે નાણા ઊભા કરવા લોકમાન્ય તિલકના સ્મરણમા શરૂ કરવામા આવેલા તિલક સ્વરાજ ભડોળના ટ્રસ્ટી તરીકે નીમાયા ૧૯૨૩મા તેઓ શ્રી વિઠ્ઠલભાઈ પટેલ સાથે મુંબઈ સુધરાઈ કોર્પોરેશનમા પ્રવેશ્યા અને મુંબઈ સુધરાઇ કોગ્રેસ પક્ષની રચનામા અગ્ર ભાગ ભજવ્યો

શ્રી મથુરાદાસે ૧૯૩૦ અને ૩૨ની સત્યાગ્રહની ચળવળમા ભાગ લીધો અને તેમને બે વાર જેલની સજા થઈ ૧૯૩૪મા મુંબઈમા કોગ્રેસનુ વાર્ષિક અધિવેશન યોજવાનો નિર્ણય થતા તેઓ હૃદયપૂર્વક એ કાર્યમા મડી ગયા ૧૯૩૫મા તેઓ બીજી વાર મુબઈ સુધરાઈ કોર્પોરેશનમા ચૂટાઈ આવ્યા અને પોતાની પ્રમાણિકતા, સક્ષમતા અને વફાદારી માટે માન પામવા લાગ્યા

શ્રી. મથુરાદાસને ૧૯૩૯માં મુંબઈ કૉંગ્રેસ સુધરાઈ પક્ષના નેતા તરીકે ચૂંટનારાં તેમના સાથીદારોએ કૉર્પોરેશનમાંના તેમના કાર્યની ભારે પ્રશંસા કરી અને ૧૯૪૦–૪૧ના વર્ષ માટે તેમને મુંબઈના નગરપતિ બનવવામાં આવ્યા. આ પદને માટે તેઓ સર્વથા યોગ્ય હતા. તેમણે નગરપતિના કાર્યને જ પોતાનું કાર્ય ગણ્યું અને નાગરિકોના હિતનું હોય એવું કોઈ પણ કામ પછી તે મુંબઈ સુધરાઈ કોર્પોરેશન ધારાની મર્યાદામા આવતું હોય કે ન હોય તો પણ ઉપાડી લીધું.

૧૯૪૧ના માર્ચમાં સખત પરિશ્રમને લીધે શ્રી. મથુરાદાસનું સ્વાસ્થ્ય કથળ્યુ અને તેની અસરમાંથી તેઓ કદી પણ મુક્ત થઈ શક્યા નહીં આને પરિણામે કોંગ્રેનની પ્રવૃત્તિમા તેઓ જોઈએ તેટલો ફાળો આપી શક્યા નહીં. શ્રી મથુરાદાસના હૃદયમાં નબળા અને દલિત માનવીઓ પ્રત્યે અનુકંપા હતી. પૂ૦ ગાધીજીની પ્રેરણા હેઠળ તેમણે હરિજનોમાં સામાજિક સેવા કરવાનો આરંભ કર્યો હતો. તેઓ હિન્દુ સમાજની સુધારણાની અને ખાસ કરીને સ્ત્રીઓના કલ્યાણની પ્રવૃત્તિઓના ટેકદાર હતા. આદર્શવાદી હોવા છતાં તેઓ એટલા જ વાસ્તવવાદી પણ હતા. આપણી આઝાદી લડતના આરંભના દિવસોમાં સરદાર પટેલ અને રાજાજી જેવા નેતાઓ પણ એમની સલાહ લેતા. ૧૯૨૫માં તેઓ ગંભીર બીમારીમાં પટકાયા અને પાંચ વર્ષ સુધી રાજકારણમાં સક્રીય ભાગ લઈ શકયા નહીં. ૧૯૩૦–૩૨માં તેઓની તબિયત સુધરતાં સેવા માટે ફરી મોખરે આવ્યા. પાછા ૧૯૪૧માં માંદા પડ્યા. આમ દશ વર્ષ સુધી તેઓ સામાજિક અને રાજકીય પ્રવૃત્તિઓમાં ભાગ ન લઇ શકયા હોવાને લીધે યુવાન કાર્યકરોને તેઓ અજાણ રહ્યા. જો કે તેમના જીવનના અંતિમ દિવસ સુધી તેમણે બધા જ પ્રશ્નોમાં પોતાનો રસ જાળવી રાખ્યો હતો. માંદગીના સમયમાં તેમણે ક્ષયના દર્દીઓને માર્ગદર્શક થઈ પડે એવું 'મરુકુંજ' લખ્યું અને મહાત્માજીની આત્મકથાની સંક્ષિપ્ત આવૃત્તિ પ્રગટ કરી.

શ્રી. મથુરાદાસની છેલ્લી માંદગી એટલી ગંભીર હતી કે બીજો કોઈ સાધારણ માણસ તો બે કે ત્રણ વર્ષમાં અવસાન પામે, પરંતુ શ્રી મથુરાદાસના નિશ્ચયબલ, આત્મસંયમ અને રોગના પ્રકારની સમજને લીધે તેઓ ઠીક ઠીક સમય સુધી રોગ પર જીત મેળવતા રહ્યા. તબીબી વિજ્ઞાન પ્રત્યેના તેમના ઋણનો તેમને ખ્યાલ આવ્યો અને તેમની અનોખી રીતે તેમણે તબીબી શાસ્ત્ર અને કલા પ્રત્યેનું પોતાનું ઋણ અદા કરવાનો નિર્ણય કર્યો. પોતાનું સ્વાસ્થ્ય હવે કથળી રહ્યું છે એમ લાગતાં તેમણે ૧૭મી જૂન ૧૯૫૧ના રોજ ડૉ. ગિલ્ડર પર એક પત્ર પાઠવ્યો. એ પત્રમાં તેઓ લખે છે: "પૂ૦ બાપુને લીધે આપણે એકબીજાના સંપર્કમા આવ્યા અને એ સંપર્ક ચિરમૈત્રીમાં પરિણમ્યો. તમે મારા માંદગીના સમયમાં મારી ખાસ કાળજી લીધી અને સારવાર કરી. જે મને એક 'ટૉનિક' જેવી ગઈ પડી. તબીબી સેના અને તબીબોની મૈત્રીએ મારે માટે ઘણું કર્યું છે એટલે હું એવી ઉત્કટ ઇચ્છા વ્યક્ત કરું છું, કે મારા મૃત્યુ પછી મારા મૃતદેહનો વાઢકાપ માટે ઉપયોગ કરવામાં આવે. મારાં ફેફસાં–હૃદય વગેરેની તપાસ કરવામાં આવે અને શક્ય હોય તો તેને અભ્યાસ અને પ્રદર્શન માટે રાખવામાં આવે અને તે પણ જી. એસ. મેડિકલ કોલેજ કે કે. ઈ. એમ. હોસ્પિટલમાં. મને આશા છે

કે તમે મારી આ છેલ્લી વિનંતી અમલમાં મૂકતાં અચકાશો નહી."

શ્રી મથુરાદાસને લાગ્યું હતું કે, તબીબી વિજ્ઞાનમાં થયેલી પ્રગતિને લીધે જ તેમનું આયુષ્ય આટલું ટકી શક્યું અને બદલામાં તેમણે વિજ્ઞાન અને માનવતાની યથાશક્તિ સેવા કરવાનો સંકલ્પ કર્યો આથી જ શ્રી મથુરાદાસે સ્વેચ્છાથી પોતાના મૃતદેહનું પોસ્ટ મોર્ટેમ કરવાનું જણાવ્યું અને કે. ઇ. એમ હોસ્પિટલ તેમજ શેઠ જી. એસ. મેડીકલ કોલેજના ડીન ડૉ. ધાયગુડે અને તેમના સહકાર્યકરોએ પોસ્ટ મોર્ટેમ કર્યું અને આને પરિણામે શ્રી. મથુરાદાસ ૬૫ વર્ષના લાંબા ગાળા સુધી રોગ સામે કેવી રીતે ટકી રહ્યા તે વિષેની અમૂલ્ય માહિતી મળી એમનો નિર્ણય તેમની આત્મશ્રદ્ધાનો નિર્દેશક છે.

આવા ઉમદા આત્મબલિદાનને સફળ બનાવવા દેવા માટે તબીબો તરફથી ડૉ. ગિલ્ડર અને હું શ્રી મથુરાદાસના કુટુંબના સભ્યો કે જેમણે ખુશીથી અને સત્વર તેમની અંતિમ ઇચ્છાનો અમલ થવા દેવામાં સંમતિ આપી તેમનો આભાર માનીએ છીએ. અમે આશા રાખીએ છીએ શ્રી. કે. મથુરાદાસ અને તેમનાં કુટુંબીજનોના ઉમદા સેવાકાર્યની સાચી ભાવના બીજાઓ પણ સમજશે. આવી ત્યાગભાવના જ રાષ્ટ્રમાં પ્રગતિની ભાવના જાગૃત કરે છે અને રાષ્ટ્ર માટે ગૌરવરૂપ બને છે. શ્રી મથુરાદાસે આપણને તબીબી શાસ્ત્ર અને માનવતાના હિતાર્થે અનુસરવા માટેનો બોધપાઠ આપ્યો છે

---

બાપુની અનોખી વાતો: (અનુ. ૧૭૬થી ચાલુ) માતા અને પુત્રનું એક નવું પુણ્ય અને પાવનરૂપ સૌની સમક્ષ ખડું થયું બધાએ પોતાના મસ્તક ઝુકાવ્યા અને ધન્ય ધન્ય કહેવા લાગ્યા

જ્યારે નાનાએ દેહ છોડ્યો પંખી ઊડી ગયું ને પિંજર ખાલી રહ્યું, ત્યારે આગળની બધી વ્યવસ્થા કરાવીને બાપુ સેવાગ્રામ પાછા ફર્યા. આશ્રમની બહેનો અને શિક્ષકોને કહેતા ગયા, "ભીડ ન કરો, પોતપોતાનું કામ કરો, સમય ન ગુમાવો. નાના મરી ગયા નથી, મરીને જીવી ગયા. તેમના જેવું જીવન બનાવવાનો પ્રયત્ન કરો."

સેવાગ્રામ પહોંચીને એ જ દિવસે બાપુએ નાનાની માતાજી ઉપર ગુજરાતીમાં ટૂંકો મર્મસ્પર્શી પત્ર લખ્યો. નાનાનો જન્મ કાઠિયાવાડમાં થયેલ હતો. તેથી નાનાએ બાળપણમાં જ ગુજરાતી ભાષા શીખી હતી. નાનાની મા પણ ગુજરાતી સારી રીતે બોલતાં અને સમજતા હતા. તેથી બાપુએ નીચે પ્રમાણે પત્ર લખી મોકલ્યો

પ્રિય ભગિની,

નાના ગયા એનો શોચ તમે નહીં જ કરતા હો તમારું ધૈર્ય જોઈ હું તો મુગ્ધ થયો છું. નાનાના ત્યાગ અને સંયમને તમને જોઈ વધારે સમજી શકયો છું. નાનાનું શરીર પડયું એનો આત્મા તો સદાય મહિલાશ્રમમાં રહેશે અને અનેક બહેનોને પ્રેરણારૂપ થશે.

સેવાગ્રામ, ૧૧-૮-૧૯૩૮ બા. ક. ગાંધીના વંદેમાતરમ્

બાપુએ પોતાના જીવન, પોતાના કાર્ય અને પોતાની પ્રેરણાથી લોકોને કેવી રીતે ઊંચે આણ્યા અને શહીદ બનાવ્યા તેનું એક અનોખું ઉદાહરણ નાના અને તેમની માતાનું આ ઉદાત્ત સ્વરૂપ છે.

જય નાના! જય નાનાની મા!! જય બાપુ!!!

મહાદેવભાઈની સાધના · [અનુ૰ ૧૭૪થી ચાલુ]
કરીને બાપુને બતાવ્યો. બાપુને એ સારમાં કેટલાક ગેરસમજૂતીભર્યાં વાક્યો જણાયાં અને તેઓ તરત જ ગુસ્સે થઈ ગયાં. મહાદેવભાઈની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. મહાદેવભાઈએ ફરીને તે સાર લખ્યો અને બાપુજીને બતાવ્યો તે વાંચીને બાપુ પ્રસન્ન થયા અને 'હરિજન'માં છાપવાની તેમણે મંજૂરી આપી.

આમ મહાદેવભાઈને ખૂબ જ જાગ્રત રહેવું પડતું. વળી મહાદેવભાઈ બાપુજીની સેવા પણ તનમનથી કરતા સોળ કલાક કામ કરવું એ તો એમને મન સ્વાભાવિક હતું. એ બધા વચ્ચે નિયમિત કાંતવાનું અને ગમે તેટલા મોડા સૂતા હોય તોયે સવારની વહેલી પ્રાર્થનામાં હાજર રહેવાનું કદી ચૂકતા નહિ બાપુજીનું એકેએક કામ તેઓ ખૂબ પ્રેમથી કરતા. ૧૯૪૨મા જેલમાં ગયા ત્યારે તેમની તબિયત સારી ન હતી જેલમાં ગયા પહેલાની વાત છે. જેઠ મહિનાની બપોર હતી ગાંધીજીની સાથે સખત તાપમા ચાલતા ચાલતા મહાદેવભાઈ બેશુદ્ધ બની ગયા આ વાતની શ્રી ઘનશ્યામદાસ બિરલાને જાણ થઈ. ત્યારે તેઓ મહાદેવભાઈને કહેવા લાગ્યા, 'મહાદેવભાઈ, વૃદ્ધ બાપુ તડકામાં ચાલી શકે અને તમે બેશુદ્ધ બની જાઓ એ શરમાવા જેવી વાત છે. થોડા દિવસ મારી સાથે રહી આરામ લો અને સાજા થઈ જાઓ.'

મહાદેવભાઈ બોલ્યા: '... હું કયાં લાંબું જીવી શકવાનો હતો ? હું તો કામ કરતા કરતાં બાપુને ખોળે માથું મૂકી મરી શકું તોય સારું.'

આમ ભવિષ્યકાળની આગાહી જાણે મહાદેવભાઈને પહેલેથી થવા લાગી હતી.

મહાદેવભાઈના અવસાનના એક અઠવાડિયા પહેલાં રાતે સભામાંથી પાછા આવ્યા પછી નારાયણ દેસાઈ તેમ જ કનુ ગાંધી મહાદેવભાઈ સાથે ટોળ કરતા હતા. નારાયણ દેસાઈએ કહ્યું, 'કાકા, હવે અમે આઝાદ બાપુજીએ કહી દીધું કે, હવે સૌ આઝાદ છે. એટલે અમે હવે તમારું પણ નહી માનીએ.' મહાદેવભાઈ હસીને બોલ્યા, 'પણ તારે મારું ક્યારે માનવું પડે છે. તારે તારી બાની વાત માનવી પડે છે.' અને ખરેખર, થોડા જ વખત પછી એ જ સત્ય ઠર્યું !

આમ તો ૧૯૪૨ની જેલ દરમિયાન મહાદેવભાઈની તબિયત સારી ન હતી. પણ તેમને તો બાપુની ચિંતા ખૂબ હતી. તેમણે ૧૨મી ઑગસ્ટે સુશીલાબહેનને કહ્યું હતું, '... આ વખતે મને કશું કરવાનું મન થતું નથી બાપુના ઉપવાસની તરવાર માથા પર લટકે છે ત્યાં સુધી હું કશુ કરી નથી શકતો....'

છેવટે મહાદેવભાઈ કશું કરી જ ન શક્યાં. તા. ૧૫મી એ તો તેઓ પોતે જ ચાલ્યા ગયા. બાપુની ચિંતામાં તેમણે પોતાના શરીરનો ખ્યાલ ન કર્યો શ્રી સરોજિની નાયડુ તે વખતે બાપુ સાથે જ હતાં તેમણે કહ્યું હતું. 'ક્યારેય કોઈએ બીજાને માટે જીવન આપ્યું હોય તો તે મહાદેવે આપ્યું. ઈશુ ભગવાનની પેઠે તે બાપુ જીવી શકે એટલા માટે મર્યા માણસ બીજાને માટે પોતાના પ્રાણ અર્પણ કરે તેના કરતાં એક માણસ બીજાની શી સેવા કરે ?'

મહાદેવભાઈનું આવું સાધનાશીલ જીવનનું સ્મરણ થતાં માથું આદરથી નમી પડે છે. મહાદેવભાઈની સેવા પરાયણતાનો એકાદ અંશ પણ જીવનમાં ઉતારવા પામીએ તો ઘણું.

પ્યારાબાપુ

આશરે ત્રીસેક વર્ષ પહેલા ચિરકાળની પ્રાર્થનાના ફળ રૂપે હું પ્રથમ વાર ગુરુદેવને શાંતિ નિકેતનની વૃક્ષાચ્છાદિત ભૂમિ પર મળ્યો, અને તેમનામા રહેલા પિતૃદત્ત સંસ્કારે મારા અંતરમાં માનવસુલભ દિવ્યતાની અનુભૂતિ જગાડી. એ જ ક્ષણમા જાણે મારામાં રહેલી જાતિ–કુળની ભાવના વિગલિત થઈ ગઈ આ રીતે હુ દ્વિજ બન્યો, ગુરુદેવે કહેલી ઉપમા વાપરીને કહુ તો જેમ પંખી ઇંડાના કોચલાને તોડીને બહાર નીકળી અનંત આકાશમા વિહરવા નવો અવતાર પામે છે, તેમ મારી પણ સ્થિતિ થઈ આમ કવિવર મારા આધ્યાત્મિક ગુરુ બન્યા ત્યારથી હું તેમના પ્રેમના પ્રકાશમા અને અનત પ્રકારના પ્રેમમાં વૃદ્ધિ પામતો ગયો અને એ દ્વારા પ્રભુની ઝાંખી કરવા પામ્યો તેથી એમનુ મારા પર અપાર ઋણ છે અને તે એવું છે કે, હું તેમાથી કદી છટકી શકું એમ નથી.



૧૯૧૯ની સાલ દરમિયાન પણ શાંતિ નિકેતન પ્રાચીન વન – સંસ્કૃતિને અનુરૂપ જીવનની સુવાસથી સભર ભરેલું હતું. સકળ સૃષ્ટિ જે બધુનાના સંગીતથી ધબકી રહી છે તેની આકૃતિ રૂપ શાંતિનિકેતન હતું માનવી અને કુદરત એ બંને પરમ સર્જનહારની હાજરીનું આપણને ભાન કરાવતાં હતાં

ત્યાર પછી ભારે પરિવર્તન થયું. આદર્શ શાળા ધીમે ધીમે યુનિવર્સિટીનું રૂપ ધારણ કરવા લાગી. સાદાઈભર્યું ગામડુ શહેરની ભભકથી રાચવા લાગ્યું. ધર્મની દૃષ્ટિએ કહીએ તો એ આશ્રમ હિંદનું નાનકડું સ્વરૂપ છે, સંસ્કારની દૃષ્ટિએ, તે નાનુ એશિયા છે; સાધનાની દૃષ્ટિએ પૂર્વ અને પશ્ચિમના સંગમ રૂપ છે; અને આર્થિક દૃષ્ટિએ તે મોટી વેપારી પેઢી બનતું જાય છે. ધીમે ધીમે શાંતિનિકેતન એક વિશાળ સંસ્થાનું રૂપ ધારણ કરતુ જાય છે, અને ત્યાં મધમાખની પેઠે કામની ધમાલ મચી રહી છે. હવે ત્યાંના કાર્યકરોને નવા ખીલતા ફૂલને જોવાની કે વાદળાંની ઘટાને નિહાળવાની અથવા સૂર્ય–પ્રકાશમાં પતંગિયાની પેઠે પડી રહેવાની લગારે ફુરસદ નથી. પહેલાનુ વાતાવરણ, જેમાં અતરાત્માને જાગ્રત થવાનો અવકાશ હતો, તેમ જ આપણા અંતરાત્મા સાથે એકરૂપતા સધાતી હતી, તે આજે ધીમે ધીમે અદૃશ્ય થતું જાય છે અને રોજ-બરોજનાં કામો જ વાતાવરણ પર વર્ચસ્વ જમાવતાં જાય છે. આ રીતે તો પ્રકૃતિની સાથે સહકારની ભાવનાથી પ્રગટ થતી પવિત્રતા સાધવા માટે કરવામાં આવતો માનવ–પુરુષાર્થ હવે માત્ર ભૂતકાળનું અમૂલ્ય સંસ્મરણ તરીકે રહેશે એવો ભય ઉપસ્થિત થાય છે. અને ખરેખર, આજે શાંતિનિકેતનનું

દર્શન કરતાં અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થના દુઃખભર્યા શબ્દો યાદ આવે છેઃ 'જગતની જંજાળ આપણને વધુ ને વધુ વળગતી જાય છે!'

વનમાં સ્થપાતા આશ્રમને લક્ષમાં રાખીને જગવિખ્યાત મહાપુરુષે સ્થાપેલ શાંતિનિકેતન ભલે સમયને અનુસરીને ફેરફાર પામતું હોય, તોયે તે આધુનિક યુગને બંધબેસતું આવે એમ નથી. વળી સાથે સાથે એમ તો ન જ કહી શકાય કે, કવિવર એવી શકયતા ઊભી ન કરી શકત. કદાચ આજનું કાર્ય—તંત્ર તેમ જ આદર્શના પ્રણેતાઓ એ સ્વપ્નને કાર્યમાં પરિણિત કરવા કે દર્શનને મૂર્ત સ્વરૂપ આપવા જેટલી આસ્થા ધરાવતાં નથી.

છતાં પણ, ઝડપભેર વિકાસ પામતી આ સંસ્થાના સંચાલન દ્વારા પરસ્પર સહકારની સુસંવાદિતા જાળવી શકાય ખરી. પરંતુ દુઃખની વાત એ છે કે, ત્યાં તો એવી સંકુચિતતાનું વાતાવરણ પ્રસરી ગયું છે કે, પ્રત્યેક વિભાગ એકબીજાથી વિભિન્ન થતો જાય છે, સૌ પોતપોતાના ચોકા જમાવી બેઠા છે. આ પ્રમાણેની વિભિન્નતા સામે ગુરુદેવ હંમેશા ઝૂઝતા હતા, કારણ કે, આવી વિભક્તતા આશીર્વાદરૂપ નથી, પરંતુ શાપરૂપ છે. તેથી શાંતિનિકેતનમાં આજે એવું થઈ રહ્યું છે કે જેથી માનવ કરતાં યંત્રનું મહત્ત્વ વધી જશે!

વળી, વિશ્વભારતીના પ્રત્યેક વિભાગના આદર્શો પહેલાંના જેવા જ છે, પરંતુ તેઓનું સ્થૂળ સાન્નિધ્ય જ જળવાતું હોવા છતાં એમાં આપણને દિવ્યતાની પ્રતીતિ થતી નથી. કારણ કે, પહેલાંના સમયની પેઠે આજે ત્યાંનું વાતાવરણ અનંતતાના ધબકારની અનુભૂતિ કરાવે એવું રહ્યું નથી, જેથી તેમાં બધા વિસંવાદો વિગલિત થઈ જાય, આધ્યાત્મિક એકતા સધાય અને વ્યક્તિતાનો વિકાસ થાય.

આજે શાંતિનિકેતન સરકારની સહાયથી ચાલતી યુનિવર્સિટી બની ગયું છે. પરંતુ સમય જ નક્કી કરી શકશે કે, શાંતિનિકેતને મૃગજળ સમાન ભૌતિક તેમ જ આર્થિક વિકાસ સાધવો જોઈએ કે તેના પ્રસ્થાપકને પગલે પ્રયાણ કરવું જોઈએ. ગુરુદેવ તો કહેતા કે, આશ્રમનું ધ્યેય માનવીને ઈશ્વરાભિમુખ કરવાનું છે, તેમ જ મહર્ષિ દેવેન્દ્રનાથની ભાવના અનુસાર કહીએ તો, આધુનિક યુગના ભભકભર્યા ઠાઠમાઠથી ન આકર્ષાતાં આત્માની સત્યતાની પ્રતીતિ કરાવવાનું છે કારણ, કેટલાક સમય પહેલા શાંતિનિકેતનનો મૂળ આદર્શ 'ગૃહ અને મંદિર' સ્થાપવાનો હતો જે આજે ભુલાઈ જવાયો છે. આજે તો ઘરને બદલે છાત્રાલય ઊભું થયું છે, મંદિરનો તો ત્યાગ કરવામાં આવ્યો છે અને મહેમાનગૃહ યજમાનના ભાવલીના સત્કાર વિહોણું બની ગયું છે! વળી ત્યાં ખેડૂતના હળને કે રેંટિયાને પણ સ્થાન નથી.

આજે વિશ્વભારતીની શક્તિ છૂટા છોડી મૂકેલા નળ વાટે જેમ પાણી નકામું વહી જાય છે, એમ નિષ્કારણ વેડફાતી જાય છે.

વળી જે છતીમ વૃક્ષ તળે શાંત ચિત્તે બેસીને મહર્ષિએ ઘણા વર્ષો સુધી સાધના કરી હતી અને જેના ફળરૂપે શાંતિનિકેતનનો ઉદ્ભવ થયો હતો, તે સ્થાનથી શાંતિનિકેતન દૂરને દૂર સરતું જાય છે, એટલે કે, શાંતિનિકેતનના ઉપવનનો આદર્શ ધીમે ધીમે નષ્ટ પામતો જાય છે અને ઑફિસ-વૃત્તિ વધતી જાય છે, ચોપડાનો ઢગ ખડકાતો જાય છે, આધ્યાત્મિકતા આથી વધારે ને વધારે અદૃશ્ય થવા લાગી છે અને અનંત અવકાશને રૂંધી નાંખે એવાં જંગી મકાન ઊભાં થતાં જાય




આપણે ઘણા વર્ષોથી ઇચ્છતા હતા એ આઝાદી આપણને મળી આજે એ મળ્યે ચાર વર્ષ થયા એટલે આપણે તેની ઉજવણી કરીએ છીએ જ્યા સુધી સમજુ માણસો રહેશે ત્યા સુધી આ દિવસ ઉજવાશે

ત્રીસ વર્ષ સુધી હિંદના મહાપુરુષે આ વસ્તુની માગણી કર્યે રાખી હતી અને એ મેળવવા માટે સતત અથાગ પુરુષાર્થ કર્યો હતો તેઓ એમ માનતા કે પાચ હજાર માઇલ દૂરથી અહીં આવીને આપણા ઉપર અંગ્રેજો રાજ્ય કરે એ ઠીક નથી એ લે એમને કાઢવા માટે એમણે પ્રયત્નો કર્યા

આજે આપણે જેને સ્વરાજ્ય કહીએ છીએ એને માટે ભેખ ધરનારા, હિંમતથી એનુ રટણ કરનારા, ખાતા પીતા, ઊંઘતા એને જ સંભારનારા, એના સિવાય બીજુ કશુ જ નહી ઇચ્છનારા એવા બે મહાપુરુષો થયા તિલક મહારાજ અને ગાધીજી એ બને પુરુષોએ પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધની જેમ પોતાના ભાગો કર્યા બનેની કામ કરવાની રીત જુદી હતી, છતા એકબીજાની પૂરક હતી, જેમ એક દળે અને બીજો રોટલો ઘડે – એ બને ક્રિયા જુદી જુદી હોવા છતા એકબીજાની પૂરક છે તેમ

તિલક મહારાજે 'સ્વરાજ મારો જન્મ સિદ્ધ હક્ક છે' એ શીખવવાનુ કામ કર્યું એ હક્ક સાબિત કરવા માટે એમણે પોતાની વાણી અને કલમનો ઉપયોગ કર્યો એમણે એ શિક્ષણ આપી આપીને, એ માટે ઘણું ઘણું સહીને દેશમા સ્વરાજ્ય માટેની તમન્ના જગાડીને દેશને તૈયાર કર્યો

સ્વરાજ લેવાનુ કામ ગાધીજીને ભાગે

---

છે–અને એ રીતે અનતતાના ઉપાસકની, અસીમના સૌન્દર્યની અનુભૂતિ ક્યાથી થઈ શકે ?

શાતિનિકેતનથી વિદાય લેતી વેળાએ ગુરુદેવના ઉચ્ચ આદર્શથી પ્લાવિત એવા મારા હૃદયમાથી આવા ઉદ્ગારો સરી પડે છે પરતુ ઊડે ઊડે મારા અંતરાત્મામાં એક અદમ્ય આશા જાગે છે કે, શાતિનિકેતન એ જ ઉચ્ચ આદર્શ માટે અસ્તિત્વ ધરાવે છે અને એ પુનિત ભૂમિમા મહર્ષિના અને ગુરુદેવના આત્માનુ ગુંજન સનાતન કાળ સુધી સ્પદતુ રહેશે અને ફરીન એ સાધના રીત ભૂમિમા જ આ આદર્શ પુનર્જન્મ પામશે. અને આજે હુ એ જ ઉન્નત અને મગળ આશા સેવીને ગુરુદેવની એ તપોભૂમિ તરફ મીટ માંડીને નીરખી રહ્યો છુ.

આવ્યું. ગાંધીજીએ જોયું કે દેશવાસીઓનું પતન થઈ રહ્યું છે. અને એમાંથી એમને ઊંચે લાવવાના કાર્યની આડે અંગ્રેજ સરકાર આવે છે; માટે એ સરકારને કાઢવી જોઈએ. એનો આશ્રય છોડવો જોઈએ, એનો સંગ છાંડવો જોઈએ એ માટે તેમણે અસહકારનું શસ્ત્ર પ્રયોજ્યું.

એક માણસ ચાલતો હોય અને વચ્ચે આડું ઝરડું આવે તો એ એને સાચવીને કોરે મૂકે. બીજો એને બાળી પણ મૂકે, પણ એ બાળવામાં શક્તિ વધારે ખરચાય. ગાંધીજીએ કહ્યું કે આપણે આપણો વિકાસ કરવો છે, એમાં અંગ્રેજ સરકાર ઝરડાની જેમ રુકાવટ કરે છે, માટે એને કોરે મૂકો. આપણે વિકાસ સામે નજર રાખીને ચાલવું જોઈએ, એ દૃષ્ટિ ગાંધીજી આખા દેશમાં લાવવા માગતા હતા.

અંગ્રેજ સરકારે અદાલતો કરી હતી, એને લીધે કજિયા ઘટવાને બદલે વધ્યા, અને આપણામાં કુસંપ પેદા થયો. એ સરકાર આપણા ઉદ્યોગધંધાનો વિકાસ રોકતી હતી આપણે આપણાં બાળકોને માણસ બનાવવાની કેળવણી આપવી હતી, તેમાં પણ સરકાર રુકાવટ કરતી હતી. આપણે આપણું બળ એ રુકાવટ દૂર કરવામાં વાપરવું જોઈએ એમ ગાંધીજીએ કહ્યું. તેમનું મુખ વિકાસ તરફ હતું એટલે જે જે વસ્તુ એની આડે આવી, તેને દૂર કરવા પ્રયત્ન કર્યા. પછી એ રુકાવટ ધર્મની હોય, રૂઢિની હોય, સમાજની હોય કે સરકારની હોય રસ્તામાં જતાં થોરની વાડ આવે ત્યારે જો એમ લાગે કે થોરિયો પહોળો કર્યે જવાય તેમ નથી, તો તેને ઉખેડી નાખવો જોઈએ; તેવી રીતે અદાલતો વગેરે રાજની બધી પ્રવૃત્તિઓ થોરની જેમ રુકાવટ કરનારી લાગી એટલે એને પાછી ફેંકવા ગાંધીજીએ અસહકારનો માર્ગ લીધો. અને તેમાં સામેલ થવા કેવળ બુદ્ધિશાળીઓને જ નહીં પણ આમજનતાને પણ હાકલ કરી. અદાલતો છોડીને લવાદ મારફત કુસંપ દૂર કરવા કહ્યું. અર્થહીન કેળવણી છોડીને દેશને ઉપયોગી કેળવણી લેવા કહ્યું. આ કામ માટે ઘરબાર અને મિલકતનો મોહ છોડનાર જુવાનોને આમંત્ર્યા, આને આપણે '<u>રચનાત્મક કાર્યક્રમ</u>' એવું નામ આપ્યું.

<u>વિકાસ</u> તરફ મો રાખીએ પછી ક્રોધ કે હિંસાને તો સ્થાન જ ક્યાંથી હોય? આપણી જ ભૂલો હોય એટલે ક્રોધ કોના પર કરવાનો હોય? આપણા જ આંગણામાં ઘાસ ઊગ્યું હોય ત્યાં બીજાને શું કહેવું? તે ઘાસને આપણે ઉખેડી નાખવું જોઈએ. આપણે આપણી ભૂલો દૂર કરવી જોઈએ. ગાંધીજીએ સરકારનો સામનો કર્યો પણ તે વિકાસ સામે મો રાખીને. મેળામાં હીંડતા માણસનું ધ્યાન માર્ગ કાઢીને મંદિરે પહોંચવા તરફ હોય છે, ધક્કા મારવા તરફ નથી હોતું. તેવે વખતે આપણે બીજાને હટાવીએ છીએ તે એ તરફ પહોંચવાનો માર્ગ કાઢવા માટે. એમાં જે આડે આવે તેને આગળ હાથ રાખીને દૂર કરીએ છીએ. એ વખતે આપણને કોઈ પર ક્રોધ નથી હોતો તેમાં મિત્ર પણ આવી જાય અને અજાણ્યો પણ આવી જાય. રુકાવટ કરનારને કેવી રીતે દૂર કરવો એ ગાંધીજીએ રચનાત્મક કામ દ્વારા બતાવ્યું.

પણ આપણે ભૂલમાં પડી ગયા. આપણે માર્ગ કાઢવા તરફ મો રાખવાને બદલે દૂર કરવાની–ધક્કાની મઝામાં પડી ગયા, એટલે વિકાસ તરફ મોં રાખવાને બદલે કેવળ મેલને કાઢવા તરફ મોં રાખ્યું. એને

પરિણામે દેશને ભયંકર નુકશાન થયું છે. આજે આપણે પચીસ વર્ષ પહેલાં જ્યાં હતા ત્યાંના ત્યાં જ રહ્યા છીએ અંગ્રેજો તો ગયા. પણ આપણો ધક્કા મારવાનો રસ હજુ નથી ગયો. એટલે હવે આપણે અંદર અંદર ધક્કા મારવા લાગ્યા છીએ. આપણું મો વિકાસ તરફ નહોતું એટલે જ આપણે ત્યાં કાળાં બજાર અને સત્તાની હોસાતુંસી ચાલે છે

હવે આપણું મો વિકાસ તરફ ફેરવીએ. આપણો કુસંપ કાઢીએ. આપણા જ ભાઈઓને દબાવવાનો મદ કાઢીએ. બધા ભેગા થઈને સાથે રહીને વિકાસ તરફ મોં રાખીને દોડીએ, તો જ સાચું સ્વરાજ આવશે.

ગાંધીજીએ આપણને ક્રિયા મારફત જ્ઞાન તરફ વાળ્યા પણ આપણી વર્ષોની નબળાઈ અને મેલથી બહુ અજવાળું આવ્યું નહી. ડાઘા પડી ગયેલા જૂના વાસણોની જેમ ગાંધીજીએ આપણને પચીસ પચાસ વર્ષો સુધી ખટવીને ઘસ્યા તોય ડાઘા ગયા નહી

અંગ્રેજો ગયા તેથી સ્વરાજ આવી ગયુ એમ આપણે સમજીએ છીએ. પણ એક અંતરમાં ઉતારવા જેવી વસ્તુ તરફ આપણું જોઈએ તેટલું ધ્યાન ગયુ નથી, તે એ કે સ્વરાજ એ સાધન છે — સાધ્ય નહીં એ જ વાત અનેક વખત ગાંધીજીએ ઠોકી ઠોકીને કહી છે. સ્વરાજ્ય તો સાધન છે, ને સાધ્ય તો છે આત્મવિકાસ અને સામાજિક પ્રેમ. એટલે અંગ્રેજો ગયા તેટલામા બધું આવી ગયુ એમ માનવાનું નથી. મુસાફરીમા આવતા અંતરાયને દૂર કરવો એ જ ફક્ત મુસાફરીનુ ધ્યેય હોતુ નથી. તેનુ ધ્યેય તો નક્કી કરેલા સ્થાને પહોચવાનુ હોય છે. તેવી જ રીતે અંગ્રેજી તંત્ર સામાજિક, આર્થિક અને આધ્યાત્મિક ઉન્નતિમાં અંતરાયરૂપ હતું તે હવે દૂર થયુ છે. એટલે હવે આપણો, ઉપર જણાવેલ ત્રિવિધ ઉન્નતિ કરવાનો. પુરુષાર્થ કરવા માટેનો માર્ગ સરળ થયો છે. જેટલા પ્રમાણમા તે પુરુષાર્થ કરીશું તેટલા પ્રમાણમા સાચુ સ્વરાજ્ય પ્રાપ્ત કરી શકીશું —રવિશંકર મહારાજ

---

એક દિવસે એક રાજાએ એક માણસને કેદ કર્યો અને કહ્યું. "તુ મને બે હાથ જોડીને નમસ્કાર કર" માણસ બોલ્યો હું તમને હાથ નહી જોડું." 'રાજા ખૂબ જ નારાજ થયો અને બોલ્યો! "હુ તને મારી નખાવીશ" માણસે જરા પણ ડર્યા વગર કહ્યુ: "તમે ભલે મને મારીન ખાવો, પરતુ મારા આત્માને તો મારી નહીં શકો. ગીતાજીમા કહ્યું છે:

નૈનં છિન્દન્તિ શસ્ત્રાણિ નૈનં દહતિ પાવક: તમે શરીરને સળગાવી શકો છો કાપી શકો પરતુ આત્માને કોઈ મારી શકતું નથી.

---

અમેરિકાના પ્રમુખ અબ્રાહિમ લિંકન એક દિવસે પાર્લામેન્ટમાં જઈ રહ્યા હતા. રસ્તામાં તેમણે એક સૂવરને કીચડમા ખૂંચેલુ જોયું, પ્રયત્ન કરવા છતાં તે નીકળી શકતું ન હતું. પ્રમુખે પોતાની મોટર ઊભી રખાવી અને જાતે જઈને તે સૂવરને કીચડમાથી બહાર કાઢયું. કીચડમાં જવાથી તેમના કપડા પર છાંટા ઊડ્યા હતા, પણ તેઓ તો તે જ કપડે પાર્લામેન્ટમાં ગયા બધા સભ્યો પ્રમુખના આવા કપડા જોઈ આશ્ચર્યમા પડી ગયા છેવટે જ્યારે મોટર હાંકનારે તેમને બધી વાત કહી ત્યારે તે લોકો તેમની પ્રશંસા કરવા લાગ્યા. આ સાંભળી પ્રમુખ બોલ્યા: મે કંઈ તે સૂવરનુ દુઃખ ઓછું નથી કર્યું પરતુ તેને જોઈને મને દુઃખ થયુ તે જ મે દૂર કર્યું છે, અર્થાત્ મે મારૂં જ દુઃખ દૂર કર્યું છે!"

પ્યારાબાપુ

# પ્રાર્થના પછી .................................................

[ ગયા મે માસમા બીડજમાં કાયદા શિબિર વખતે પ્રાર્થના પછી પ્રવચનો થતાં હતાં. એ પ્રવચનોમા સર્વોદયની દૃષ્ટિને વિશદ રીતે સમજાવવામાં આવી છે. બાપુજીના વિચારોને સમજવા તેમ જ જીવનમા ઉતારવા પ્રયત્ન કરનાર પ્રત્યેકને એ અતીવ ઉપયોગી થઈ પડે એમ છે. 'પ્યારાબાપુ'મા ક્રમે ક્રમે તે પ્રગટ થશે.]

( ૨ )

ગ્રામસેવકે પોતાની દૃષ્ટિ ભૂલવી ન જોઇએ. લોકો કહે તે રીતે તેણે ન કરવું પણ પોતાના રસ્તે જ ચાલ્યા જવું લોકો પોતાની સાથે ન આવે તેની ચિન્તા નહિ પણ પોતાના પંથે તેણે ચાલ્યા કરવું જોઇએ. તે લોકો માટે છે પણ લોકો ઇચ્છે તે રીતે કાર્ય કરવા માટે નથી તેને સાચું લાગે તે ઢંગે લોકોની સેવા કરે આમ કરવામાં તેને મુશ્કેલીઓમા મુકાવાનો સંભવ છે. બધી વાર ફૂલો ન મળે. કોઈ વાર પથ્થર મળે તો તે સહન કરવાની તેને તક મળશે.

આપણી પાસે કઈ મૂડી હોય ? નીતિની મૂડી આપણી પાસે હોવી જોઈએ. તે વધારવાને માટે સદા પ્રયત્નશીલ રહેવું જોઈએ. પૈસાની મૂડી તે જે દિવસે વધારવા બેઠો તે દિવસથી સેવક મટી ગયો. તેથી આપણી જાતને તપાસતા રહેવું કે દૃષ્ટિ પ્રમાણે કાર્ય થાય છે ? આપણી નબળાઈ ખંખેરીને આત્મ પરીક્ષણ કરતા રહેવું.

પોતાની જાતને તે પ્રમાણિક છે ? એ સવાલ આપણને પ્રતિદિન ઊઠવો જોઇએ ગામડાંમાં જતી વેળા નવા રોગો લઇને ન જઈએ પણ નવી હવા લઈને જઈએ. આપણે નવું ન આપીએ તો વાંધો નહિ, પણ છે



તે બગાડવું નહિ. લોકો ચતુર હોય છે. તે સેવકને ઓળખી કાઢે છે માટે સો ગળણી માંથી પસાર થાય તે માટે પ્રયત્નશીલ રહેવું.

આપણા પોતાના જીવનને માપવા માટે લાંબો અને ઊંચો ગજ રાખવો. લોકોને માપવા માટે નાનો ગજ ચાલશે. પોતાના દોષ પ્રત્યે વધુ કડક થવું, પણ પારકાના દોષને ઉદાર દૃષ્ટિએ જોઇએ.

એ દૃષ્ટિ રાખી સેવક કાર્ય કરશે તો ગામનો અને પોતાનો વિકાસ કરી શકશે.

— શિવાભાઈ પટેલ

( ૩ )

રચનાત્મક કાર્ય હવે સહેલું સાદું રહ્યુ નથી. એ બહુવિધ થયુ છે. પહેલા જેવું તે રહ્યું નથી તે વેળા અંગ્રેજો સામે લડવાનું હતું. હવે એ કાર્ય અઘરું થયું છે. બુદ્ધિ ચલાવીને જીવનનાં બધાં અંગો આવરી લેવાનાં છે. પહેલાં આપણે રેંટિયો ચલાવતા પણ હવે રેંટિયો એટલો સાદો રહ્યો નથી. ગાંધીજીએ છેવટના ભાગમાં કેવળ રેંટિયાના સેવનથી અસંતોષ બતાવ્યો કાંતવામા રેંટિયો શીખ્યા પણ પીંજણ પણાટ શીખ્યા નહિ એને બાપુજીએ રેંટિયો કબૂલ કર્યો નહિ તેથી જતા જતા રેંટિયા પર નવો પ્રકાશ ફેંકતા ગયા કાંતવું એટલે સમજીને કાંતવું. સમજીને કાંતવું

એમ્સે રેટિયો અહિંસાનુ પ્રતીક છે એમ રામજીને કાન્તુ કાતવું એટલે કપાસિયા કાઢવાની ક્રિયાથી માંડીને ખાદી વણાયા સુધીની બધી ક્રિયા કરવી તે બાપુજી જીવતા હોત તો એથી આગળ જઈને કહેત કે, કપાસ ઉગાડી લો ત્યાથી માડીને વણવા સુધીની બધી ક્રિયા કરે ત્યારે કાતુ કહેવાય હજી ઘણા એ દિશામા પાછળ છે

સ્વરાજ પૂર્વેના જમાનામ હિન્દનુ સ્વરાજ મેચેસ્ટરની મિલોથી નાશ પામ્યુ એ માલ અહી ન આવે તેવું કરવુ જોઈએ ગાધીજીને આ વાતની સમજ પડી હતી તેથી તે માલનો બહિષ્કાર કરાવ્યો પણ ગાધીજીએ આગળ વધીને કહ્યુ કે બીજા દેશનો માલ નહિ વાપરવો એ પૂરતુ નથી, કઈક રચનાત્મક કર્ય થવુ જોઈએ વસ્ત્રમા સ્વાવલબી બનો એ મત્ર તેમણે દેશને આપ્યો આ વાત સ્વરાજ પહેલાના જમાનાની થઈ

આજે આપણે અનાજની બાબતમા પરાવલબી બની ગયા છીએ

ચારે બાજુથી અનાજ માટે ભિક્ષા માગવી પડે છે હવે રેટિયાએ અનાજનુ રૂપ ધારણ કર્યું છે રેટિયાનુ આજ સુધી સૂતરનુ રૂપ હતુ. તે હવે અન્ન રૂપ થયુ છે જે ધાર્મિક બુદ્ધિથી સૂતર વધાર્યું, તે જ ધાર્મિક વૃત્તિથી હવે અન્ન વધારો અન્ન કે વસ્ત્રની બાબતમા પ્રજાને કહો તે પહેલા જાતે કરો તેથી જ વિનોબાજી જેવાએ ખેતી કરીને રેટિયાનો અર્થ વિકસાવવા માડ્યો છે પોતાનુ પકવેલુ પોતે ખાય એ પથ પર જવાની જરૂર છે "વધુ અનાજ વાવો" ના સૂત્રોથી અનાજ ઊગવાનુ નથી છાપા વગેરેથી અન્ન જ નહિ ઊગે ટ્રેકટરો લાવવાથી પણ અનાજમા વધારો થવાનો નથી ટ્રેકટરોમાથી આજે કેટલા ચાલે છે ને કેટલા બધ છે તેની કોણ તપાસ કરે છે? આ બધા બાહ્ય ઉપાયો છે સાચો ઉપાય તો એ છે કે, એને માટે આખી પ્રજામા ઊર્મિ થવી જોઈએ "ભીખ નહિ માગીએ" અનાજ ઉગાડીશુ" એ ભાવના સાથે સેવકોએ તેની શરૂઆત કરી દેવી જોઈએ લોકોને મહેનત કરવાનો પદાર્થપાઠ આપો સાચી મહેનત કરીશુ, તો કઈ પાકશે જ શાકભાજી કરીશુ પોતાની જમીન નહિ હોય, તો કોઈની જમીનમા જઈને કામ કરીશું કૂડા બનાવીને કઈક કરીશુ પણ ઉત્પન્ન કરીશુ રેટિયાનુ આ નવુ સ્વરૂપ તમે સૌ સમજો એવી આશા રાખુ છુ —જુગતરામ દવે

## ઍડ્મિરલ હાર્ટની પ્રાર્થના

પ્રિય પ્રભો જેને ફેરવી શકાય નહિ તે વસ્તુઓ શાન્તિપૂર્વક સ્વીકારવાની શક્તિ તુ અમને દે જે ફેરવી શકાય તથા ફેરવવી જોઈએ તે વસ્તુઓ ફેરવવાની ધીરતા અમને દે અને પહેલી તથા બીજીનો વિવેક કરવાની બુદ્ધિ અમને દે

[વિટલ્સીપ્રકાશિત પેરી તથા લેઇટનના ગ્રન્થ ઉપરથી]

પ્રાર્થનામા શુ માગશો?

પુરુષ થઈને દેવો આગળ શોકયુક્ત જીવન કદાપિ ન માગતો, પણ — જાત જાતના ભાર ખમવાનું ચૂગતન માગજે

મેનન્ડેર [ફ્લગ્મેટ્સ, ૫૪૯]

# 'મિત્ર મોટો કે ધર્મ ?'

અમેરિકાના એક પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા, વિલિયમ નેપિયરે એક દિવસ કોઈ છોકરીને રસ્તા પર રોતી સાંભળીને તેની પાસે ગયો અને રોવાનું કારણ પૂછ્યું; છોકરીએ કહ્યું, 'મારો ઘડો ફૂટી ગયો છે, હવે હું ઘેર જઈશ તો મારી મા મને મારશે; તેથી જો આપને સાંધતા આવડતો હોય તો મહેરબાની કરીને સાંધી દો' ઇતિહાસવેત્તાએ કહ્યું, ઘડો સાંધતા તો નથી આવડતો, પણ હું તને પૈસા આપું છું; તે વડે તું નવો ઘડો ખરીદીને ઘેર જઈશ તો તારી મા નહીં મારે !' એમ કહીને તેમણે પોતાના બટવામાં હાથ નાખ્યો તો બટવો ખાલી હતો. તેણે છોકરીને કહ્યું, 'અત્યારે મારી પાસે પૈસા નથી, જો તું કાલે મને આ સમયે અહીં મળીશ તો હું તને જરૂર પૈસા આપીશ આજે તારી માને કહી દેજે કે ઘડો કાલે લાવીશ' છોકરી તેની વાત પર વિશ્વાસ રાખીને ઘેર ચાલી ગઈ ઇતિહાસવેત્તા જ્યારે ઘરે ગયો ત્યારે તેમને તેના મિત્રનો એક તાર મળ્યો – જેમાં લખ્યું હતું કે કાલે સ્ટેશન પર મને જરૂર મળજે. છોકરીને મળવાનો તેણે જે સમય આપ્યો હતો તે જ સમય સ્ટેશને જવાનો હતો. તેથી તે વિચારમાં પડી ગયો. તેણે વિચાર્યું, 'મિત્ર મોટો કે ધર્મ? મિત્ર તો આજ દુનિયાનો છે, જ્યારે ધર્મ તો પર લોકનો પણ મિત્ર છે;' તેથી તેણે ધર્મ બજાવવાનો નિર્ણય કર્યો. સ્ટેશન પર તેમણે પોતાના નોકરને મોકલ્યો અને આવનાર મિત્ર પર તેમણે એક ચિઠ્ઠિ લખી મોકલાવી' 'મને અનિવાર્ય કામ આવી પડવાથી હું આવી શક્યો નથી; તે માટે મને ક્ષમા કરજે.' તેણે ધાર્યું હોત તો નોકરને પૈસા આપીને તે છોકરી પાસે મોકલી શકત, પરન્તુ તેણે પોતાનું વચન પાળવા માટે તેમ કર્યું નહીં. આપણી વાણીમાં પણ આવી દ્રઢતા જોઇએ. સત્યનું પાલન કરવા માટે આવી દ્રઢતા કેળવવાની જરૂર છે. પૈસાનું નુકસાન સહન કરીને પણ સત્યની હાનિ ન થાય તે માટે કાળજી રાખવી જોઈએ; પૈસાનું નુકસાન બહુ બહુ તો ભૂખે મારે, પરન્તુ સત્યની હાની જન્મ-જન્માતરમાં દુખનાં કારણ રૂપ બને છે; તેથી વચનની દ્રઢતા અવશ્ય રાખવી જોઇએ.

[ પૃષ્ઠ ૧૮૧, 'હિન્દુસ્થાન' ૧૮૭, પર્વમહિમા'માંથી ]

અનુક્રમણિકા ................................................ ૨૦ ઑગસ્ટ ૧૯૫૧

# ગ્રંથાવલોકન

**પૂર્વ આફ્રિકામાં :** શ્રી. કાકા કાલેલકર; પ્ર૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; કિં૦ ૩-૦-૦ પૃ૦ ૨૯૬.

કાકાસાહેબ કાલેલકર તો રહ્યા પ્રવાસી. 'હિમાલયનો પ્રવાસ' આપણને આપીને આપણા પ્રવાસ–સાહિત્યને તેમણે સમૃદ્ધ કર્યું છે. 'બ્રહ્મદેશનો પ્રવાસ' પણ એટલો જ મહત્ત્વનો છે. વળી પ્રવાસી કાકાસાહેબને જ્યારે બિમાર પડી પથારીમાં પડી રહેવું પડ્યું, ત્યારે તેમણે પથારીમાં પડ્યા પડ્યા 'સ્મરણ યાત્રા' કરી.

કાકાસાહેબ પૂર્વ આફ્રિકામા ગયા, એટલે મનમાં થયા કરતું હતુ કે, કાકાસાહેબ પૂર્વ આફ્રિકાના પ્રવાસ વિશે લખે તો જરૂર આપણને પૂર્વ આફ્રિકા નિહાળવાની નવી દૃષ્ટિ મળે અને આ પુસ્તક વાચતા એ ઇચ્છા તૃપ્ત થાય છે ખરી.– પ્રવાસવર્ણન વાચતાં આપણને થઈ આવે છે: ખરેખર, પૂર્વ આફ્રિકાનો પ્રવાસ કરવો તો જોઇએ જ.

કાકાસાહેબ આ પુસ્તકમાં નવી દૃષ્ટિ રજૂ કરે છે તેઓ કહે છે : 'હિંદુ સંસ્કૃતિનુ રહસ્ય ધ્યાનમાં આવ્યા પછી અને બધા ધર્મો પ્રત્યે સમભાવ અને આદરભાવ કેળવ્યા પછી જેમ મને બધા જ ધર્મો સાચા, સારા અને મારા લાગે છે, તે જ પ્રમાણે દુનિયાના તમામ દેશો મને ભારતભૂમિ જેટલા જ પવિત્ર અને પૂજ્ય લાગે છે. તેથી જે ભક્તિભાવથી હું આસેતુહિમાચલ યાત્રા કરી શક્યો એ જ ભક્તિભાવથી આફ્રિકા જોવાનું મને મન થયું....' ખરેખર, આપણે પણ આવી ઉચ્ચ દૃષ્ટિ રાખી પ્રવાસ કરીએ તો જરૂર તે દેશોનું હાર્દ પામી શકીએ અને એનું સાચું દર્શન કરી શકીએ.

આખું પુસ્તક રસપ્રદ અને ભાવના પૂર્ણ છે. કાકાસાહેબની પરિપકવ દૃષ્ટિનો નિચોડ એમાં દેખાઈ આવે છે 'હિમાલયનો પ્રવાસ' અને ત્યાર પછીના ગાળામાં કાકાસાહેબે સાધેલી પ્રગતિ અને ત્યાર બાદ હવે પ્રવાસી કાકાસાહેબ પોતાની દૃષ્ટિને વધુ વ્યાપક કરી યાત્રા કરે છે, એનો ખ્યાલ આ પુસ્તક પરથી સહેજે આવે છે.

આ પુસ્તક સૌને માટે વાચવા યોગ્ય છે. પરંતુ માત્ર અહીં થોડું કહેવું પડે છે. આ પુસ્તકનું મૂલ્ય 'હિમાલયનો પ્રવાસ'ની સાથે સરખાવતાં ઘણુ વધારે છે. એમાં ચિત્રો આપ્યા છે, એથી કિંમત વધે એમ છે ખરી. પરંતુ જો સૌ કોઈ એનો આસ્વાદ લઈ શકે એમ કરવું હોય; તો કિંમતનો વિચાર કરવો યોગ્ય છે. સુ૦ ક૦

## "પ્યારાબાપુ"

વાર્ષિક લવાજમ રૂા. ૬) છે. પરદેશ માટે શિલિંગ ૧૨) છે તે કાર્યાલયને સરનામે મ.ઑ.થી મોકલવું.
પ્રથમ અંકથી ગ્રાહક થવું આવશ્યક છે. જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી પાછલા અંકો મળશે.
લવાજમ. મ. ઑ થી મોકલતાં મ. ઑ ની કુપન પર પૂરું ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવું.
એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે.
'પ્યારાબાપુ' કાર્યાલય જુનાગઢ (સૌરાષ્ટ્ર)

પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય, ગિરિ વિહાર કોલેજ રોડ, જુનાગઢ.

અંશ જ નથી કરતો. તેના કાયદામાં સુધારો વધારો પણ નથી થતો. તેના કાયદા અવિચળ છે. અનેક રૂપે આપણને વિચાર કરવાની, અને પસંદ કરવાની, સારું માઠું સમજવાની શક્તિ આપી છે તેમાં જ આપણી સ્વતંત્રતા સમાયેલી છે. એ સ્વતંત્રતા ઘણી ઓછી છે. એટલી ઓછી છે કે, એક જ્ઞાનીએ કહ્યું છે કે, એક વહાણવટીને વહાણની ડેક પર ફરવાની છૂટ હોય છે તેનાં કરતાં પણ થોડી જ. પણ ગમે તેટલી તોયે છૂટ તો છે જ, અને તે થોડી છતાં એટલી છે કે તેના વતી માણસ મુક્તિ મેળવી શકે છે. દૈવ અને પુરુષાર્થની જોડી સાથે સાથે ચાલ્યાં જ કરે છે. પણ મુક્તિના પંથ પર ચાલનારને દૈવ આડે આવતું જ નથી.

એટલે હવે આપણે ઈશ્વરને કેમ સેવવો—ભજવો—એ જ વિચારવું રહે છે. ઈશ્વરની સેવા એક જ રીતે થાય. ગરીબોની સેવા તે ઈશ્વરની છે. એક કીડીની સેવા કરી તે ઈશ્વરની છે. પણ કીડિયારાં પૂરીને કીડીની સેવા ન થાય. કીડીને કણ અને હાથીને હારો ઈશ્વર આપે છે. કીડીને પણ જે ઇરાદાપૂર્વક કચરે નહીં તે તેની સેવા કરે છે, અને કીડીને એમ જ્ઞાનપૂર્વક ન દૂભવનાર અન્ય પ્રાણીને કે પોતાની જ જાતિને—મનુષ્ય પ્રાણીને—નહીં દૂભવે. દરેક સ્થળે દરેક વખતે સેવાની ભાત પડેલી છે; વૃત્તિ એક જ હોય છે. દુઃખીની સેવા કરવામાં ઈશ્વરની સેવા થાય છે. એ સેવામાં વિવેક હોવો જોઈએ. ભૂખ્યાને અનાજ આપવામાં સેવા જ થાય છે એમ માનવાનું કારણ નથી. આળસુ મનુષ્ય બીજાને આશરે બેસી રહે ને અન્નની આશા રાખે તેને અન્ન આપવામાં પાપ છે. તેને કામ આપવામાં પુણ્ય છે,' ને કામ કરવા તૈયાર ન જ થાય તો તેને ભૂખે રહેવા દેવામાં તેની સેવા છે. ઈશ્વરનું નામ જપવું, પૂજાપાઠ કરવા એ આવશ્યક છે, કેમ કે તેથી આત્મશુદ્ધિ થાય છે ને આત્મશુદ્ધ મનુષ્ય પોતાનો માર્ગ જોઈ શકે છે પણ પૂજાપાઠ જ કંઈ ઈશ્વરસેવા નથી, એ સેવાનું સાધન છે. તેથી જ નરસિંહે ગાયું છે:

> 'શું થયું સ્નાન સેવા ને પૂજા થકી,
> શું થયું માળ ગ્રહી નામ લીધે?'

અને આ જવાબમાંથી ત્રીજા પ્રશ્નનો જવાબ મળી રહે છે ત્રીજો પ્રશ્ન આ છે: જીવવાનો હેતુ? જીવવાનો હેતુ પોતાને ઓળખવો. નરસિંહની ભાષામાં:

> 'જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહીં,
> ત્યાં લગી સાધના સર્વ જૂઠી.'

અને આત્મતત્ત્વ—આત્મજ્ઞાન—જીવમાત્રની સાથે એટલે ઈશ્વરની સાથે ઐક્ય—તન્મયતા—સાધવાથી જ થાય. જીવનમાત્રની સાથે ઐક્ય સાધવું એટલે તેને દુઃખે જ્ઞાનપૂર્વક દુઃખી થવું, તેના દુઃખનું નિવારણ કરવું. — ગાંધીજી

કોઈ ચોર એક અંધારા ઓરડામાં પેસે છે, અને તેની અંદરની જુદી જુદી વસ્તુઓને સ્પર્શ કરતો જાય છે તેનો હાથ મેજ પર પડે છે, અને તે કહે છે, "આ નહિ." એમ બોલી વળી તે આગળ ચાલે છે. તે પછી વળી તે કોઈ બીજી ચીજને અડકે છે, ખુરશીને—અને ફરી કહે છે, "આ નહીં." તથા એમ બોલી પોતાની શોધ ચાલુ રાખે છે. એમ કરતાં કરતાં હીરા મોતીના દાગીનાઓથી ભરેલી પેટી પર તેનો હાથ પડે છે. પછી તે બોલી ઊઠે છે, "બસ આ જ." અને આમ તેની શોધનો અંત આવે છે. બ્રહ્મની શોધનું પણ આવું જ સમજવું.

# બૌદ્ધધર્મની કથાઓ ........................................... ⊙

(૨)

પદ્મનાભ શ્રી. જૈન

પ્રાચીન સમયમાં બનારસમાં એક નગરશેઠ રહેતો હતો. તેના પુત્રનું નામ હતું ગંધકુમાર. જ્યારે તે નગરશેઠનું અવસાન થયું, ત્યારે બનારસના રાજાએ ગંધકુમારને બોલાવીને તેનો સત્કાર કરી નગરશેઠ તરીકે તેને નિયુક્ત કર્યો. ત્યારથી કુમાર પોતાને ગંધશ્રેષ્ઠી તરીકે ઓળખાવતો.

એક દિવસે તેના મુનીમે તિજોરી ઉઘાડીને કહ્યું, "સ્વામી આટલું તમારું પિતૃધન, આટલું તમારું માતૃધન અને આટલું પિતામહ તરફથી મળેલું ધન. હવે આપ તેનું રક્ષણ કરજો."

આટલું અખૂટ ધન જોઈને ગંધશ્રેષ્ઠી બોલ્યો, "તો શું મારા પિતાશ્રી આ બધું ધન સાથે ન લઈ ગયા?"



મુનીમે કહ્યું, "ના, સ્વામી અત્યાર સુધી કોઈ પણ પોતાનું ધન સાથે લઈ જઈ શક્યું નથી. પોતપોતાના કુશળ અને અકુશળ કર્મના ફળ માત્ર લઈને જીવ અહીંથી જાય છે, અને એમાં આપ પણ અપવાદરૂપ થવાના નથી જ."

આ સાંભળીને શ્રેષ્ઠી વિચારવા લાગ્યો, "એ બધા મૂર્ખ હતા, એટલે જ કમાવેલું ધન અહીં જ મૂકીને ગયા. હું તો બધું જ સાથે લઈને જઈશ." પરંતુ ગંધશ્રેષ્ઠીએ દાન કરવાનો કે સત્પુરુષોનો સત્કાર કરવાનો વિચાર ન કરતાં 'એ બધું ધન હું જ ભોગવીશ' એવો નિશ્ચય કર્યો. એ ધનના ઢગલામાંથી દસ હજાર રૂપિયા આપીને તેણે એક સ્નાનગૃહ બંધાવ્યું, બીજા દસ હજાર આપી એક સુવર્ણ-મંડિત પાટલો બનાવરાવ્યો, વળી બીજા દસ હજાર આપી ખાવા માટે સુવર્ણની થાળી બનાવી, અને એ રીતે હજારો રૂપિયાનો ખર્ચ કરી સિંહાસન, શય્યા વગેરે ઉપભોગની વસ્તુઓ તૈયાર કરાવી. વળી સવારના ભોજન માટે હજાર અને સાંજના ભોજન માટે પણ હજાર તેમ જ પૂર્ણિમાના દિવસે મિષ્ટાન્ન વગેરે માટે દસ હજાર રૂપિયા એ પ્રમાણે તે ખર્ચ કરવા લાગ્યો. એ રીતે પોતાનો વૈભવ બધાં લોકો જુએ એમ તે ઠાઠમાઠથી રહેવા લાગ્યો.

એક વખત પૂર્ણિમાને દિવસે તેણે લોકોને

ધારા બાપુ

પોતાનો વૈભવ જોવા આમંત્રણ આપ્યું. ગામનાં બધાં લોકો જોવા ભેગાં થયાં. ગંધશ્રેષ્ઠી દસ હજાર રૂપિયા ખર્ચીને બાંધેલા સ્નાનગૃહમાં એટલા જ રૂપિયા ખર્ચીને બનાવેલા પાટલા ઉપર બેસીને સોળ સુગંધોથી ભરેલા કુમ્ભો વડે સ્નાન કરી ઊઠ્યો. પછી તે સુવર્ણમંડિત સિંહાસન ઉપર બેસી સુવર્ણની થાળીમાં અખૂટ વૈભવશાળી ભોજનનો આસ્વાદ લેવા લાગ્યો.

તે વખતે ગામડાનો એક ગરીબ કઠિયારો પેટ ભરવા માટે જંગલમાંથી લાકડાં કાપીને ગાડામાં ભરી બનારસમાં વેચવા સારુ આવ્યો હતો. પેલા કઠિયારાને તેના મિત્રે કહ્યું, "તેં કદી ગંધશ્રેષ્ઠીનો ધનવૈભવ જોયો છે? જોવો હોય તો મારી સાથે ચાલ." પછી બંને જણ ત્યાં ગયા.

ગંધશ્રેષ્ઠીનો ભોજનવૈભવ જોઈને પેલો કઠિયારો પોતાના મિત્રને કહેવા લાગ્યો, "હું તો ભોજનની સુગન્ધથી ગાંડો થઇ ગયો છું. આ થાળીની ચીજો ઉપર મારું મન ચોંટી ગયું છે." મિત્રે કહ્યું, "ભાઈ, એ વિચાર જવા દે. તને એ ચીજ કદી મળશે નહીં." કઠિયારો બોલ્યો, "મને જો એ ન મળે તો હું જીવવાનો નથી. ગમે તે ભોગે પણ એ ચીજનો હું સ્વાદ લઈશ જ."

પેલો મિત્ર નિરુપાય બન્યો. ગંધશ્રેષ્ઠીનું ભોજન પૂરું થવા આવ્યું એટલે તેણે મોટેથી કહ્યું, "સ્વામી, આ એક ગામડાનો માણસ તમારી થાળીમાંની ચીજો જોઈને તેના પર આસક્ત થયો છે. તેને એમાંથી એકાદ ચીજ અપાવો."



આ સાંભળીને શ્રેષ્ઠી ક્રોધે ભરાઈને બોલ્યો: "અરે, આવી ધૃષ્ટતા તને કયાંથી સૂઝી? એમાંનું કંઇ પણ મળશે નહીં."

મિત્રે કઠિયારાને કહ્યું, "કેમ સાંભળ્યું કે?" કઠિયારો બોલ્યો, "મેં સાંભળ્યું છે ખરું, પણ એ ચીજનો સ્વાદ લીધા વિના હું જીવી શકીશ નહીં." તેથી પેલા મિત્રે ફરીને સાદ કર્યો, "સ્વામી, આ માણસ મરવા પડ્યો છે. તેને જીવતદાન આપવા ખાતર પણ એક કોળિયો આપો." શ્રેષ્ઠીએ ઘડીક વિચાર કરીને કહ્યું, "આપવાનું તો ન જ બને. જો એ વિના તે જીવી શકતો ન હોય તો ત્રણ વરસ સુધી મારે ત્યાં નોકરી કરે અને ત્રણ વરસને અંતે તેના પગાર તરીકે તેને એક વાર મારી થાળીમાં જમાડીશ."

કઠિયારાએ તે વાત કબૂલ કરી અને પોતાના કુટુંબને છોડી ત્રણ વરસ માટે નોકરી કરવાની પ્રતિજ્ઞા લઈ શ્રેષ્ઠીને ઘેર રહેવા લાગ્યો. માણસ હતો ગામડાનો, પણ કામમાં ખૂબ જ હોશિયાર. શ્રેષ્ઠીની રસોઇ પણ તે કરવા લાગ્યો અને થોડા વખતમાં "શ્રેષ્ઠીના રસોઇયા" તરીકે બધે જાણીતો થઇ ગયો.

એમ કરતાં ત્રણ વરસ પૂરાં થયાં. તેણે પોતાના કામથી શ્રેષ્ઠીનો પ્રેમ જીતી લીધો હતો. શ્રેષ્ઠીએ ઘરના નોકરોને કહ્યું, "મારો જે રીતે તમે સત્કાર કરો છો તે જ પ્રમાણે આજે આ કઠિયારાનો કરજો. આજે આ ઘરનો સ્વામી હું નથી, પણ આ કઠિયારો છે, એમ માનીને તમે વર્તજો." એમ કહીને તે શ્રેષ્ઠી પોતાની પત્નીને લઈ એક દિવસ માટે ઘર છોડી બહાર ચાલ્યો

ગયો જતા જતા તેણે નગરના લોકોને કહ્યું, 'આજે મારે બારણે કઠિયારો ભેટી છે'

'એક દિનના શ્રેષ્ઠીને જોવા આખુ નગર ભેગુ થયુ ત્રણ વરસ નોકરી કરીને એક વખતનુ ભોજન-સન્માન મેળવનાર માણસને જોવા બધા ઉત્સુક થઈ ગયા હતા દિવ્ય સંગીત અને દિવ્ય નૃત્ય થઈ રહ્યા હતા અને સુવર્ણની થાળીમા અમૃત જેવી રસોઈ પીરસવામા આવી

તે જ વખતે નજીકના ગંધમાદન પર્વત ઉપર એક બૌદ્ધ ભિક્ષુ સાત દિવસની સમાધિમાથી ઉઠી પારણુ કરવા નીકળ્યો પોતાના જ્ઞાન વડે તેણે ત્રણ વરસની ચાકરી કરીને આજે શ્રેષ્ઠી બનેલા પેલા રસોઈયાને જોયો અને એની શ્રદ્ધા કેવી છે તેની પરીક્ષા કરવા પોતાનુ ભિક્ષા-પાત્ર લઈ તે ભિક્ષુ શ્રેષ્ઠીના ઘરને આંગણે આવીને ઊભો રહ્યો



ત્રણ વર્ષની નોકરીને અંતે પ્રાપ્ત થયેલા વૈભવને ભોગવવા તૈયાર થયેલા રસોઈયાએ ભિક્ષુને પોતાને આંગણે આવેલા જોઈને વિચાર્યું 'મે પૂર્વકાળમા કશુ પણ આપ્યુ નથી અને તેથી જ એક દિવસના ભોજન માટે શ્રેષ્ઠીને ઘેર ત્રણ વરસ માટે નોકરી કરવી પડી આજનુ આ ભોજન મને એક દિવસ માટે પૂરતુ છે અને થોડી ક્ષણ સુખ આપનારુ છે પરતુ જો એ ભોજનનુ દાન આ ભિક્ષુને હુ કરુ, તો એ સમાધાન મને આ જન્મમા તેમ જ પરજન્મમા પણ સુખ આશાબાપુ .

આપનારુ નીવડશે' એમ વિચાર કરી તે ત્રણ વરસની મહેનત પછી પ્રાપ્ત કરેલા ભોજનમાથી એક પણ કોળિયો લીધા વિના રાજીખુશીથી પેલા ભિક્ષુને બધુ ભોજન દાનમા આપવા તૈયાર થયો. ભિક્ષુનુ નાનુ પાત્ર ભરાઈ ગયુ, એટલે ભિક્ષુએ વધુ લેવાની ના પાડી એટલે કઠિયારો બોલ્યો, 'ભગવન્, એક થાળીના ભોજનના બે ભાગ ન થાય એ એક માણસનુ ભોજન મે તમને અર્પણ કર્યું છે એ બધુ જ તમે લો અને મારા પર કૃપા કરો. મારી ઇચ્છાથી બધુ તમને અર્પણ કરુ છુ એમા મારે ભાગીદાર થવુ નથી ' એમ કહી આખી થાળી ખાલી કરી નાખી બૌદ્ધ ભિક્ષુ આશીર્વાદ આપી તે ભોજન લઈને પોતાના સ્થાને ગયો અને બધા ભિક્ષુઓને એ ભિક્ષા તેણે વહેંચી દીધી

આ અપૂર્વ પ્રસંગ જોઈને આખા નગરમા બધે હર્ષ વ્યાપી ગયો 'વૈભવશાળી માણસ તો આવો જ હોવો જોઈએ ' એમ બધા કહેવા લાગ્યા આ સ્તુતિ જ્યારે ગંધશ્રેષ્ઠીએ સાંભળી ત્યારે તેને પોતાના ભોગ-ઐશ્વર્યની ખૂબ જ શરમ આવી પોતાના વૈભવમાથી થોડુ પણ દાનમા આપવાની પોતાને ઇચ્છા ન થઈ, જ્યારે આ રસોઈયાએ ત્રણ વરસ નોકરી કરીને જે ચીજને મેળવવાની કલ્પના સેવી હતી, તે ચીજને પરમ સમાધાનપૂર્વક સત્પાત્રને દાનમા આપી દીધી એ જોઈ તે રસોઈયા પ્રત્યે તેને માન ઊપજ્યુ અને તેનુ ગૌરવ સમજી પોતાના વૈભવમાથી

અડધો ભાગ રસોઇયાને આપ્યો અને તેનો ખૂબ સત્કાર કરી પોતાની સાથે રાખ્યો. બનારસના રાજાએ પણ રસોઇયાના આ સદ્‌ગુણ પર મુગ્ધ થઇ તેને નગરશેઠ બનાવ્યો. અને તે વખતથી જે ઘરમાં ભોગવિલાસનો પાર ન હતો તે જ ઘર દાનશાળા બની ગઈ.

"સબ્બ રસં ધમ્મરસો જિનાતિ ।
સબ્બ દાન ધમ્મદાનં જિનાતિ ॥"
(સર્વ રસોમાં ધર્મરસ શ્રેષ્ઠ છે,
સર્વ દાનોમાં ધર્મદાન શ્રેષ્ઠ છે.)

—ધમ્મપદ અટ્ઠકથા

---

અમદાવાદમાં શ્રી. હરિલાલ સેતલવાડ નામે એક સરકારી અમલદાર થઈ ગયા એક દિવસ એક માણસ પોતાના લાભના કામમા તેમની મદદ લેવા તેમને લાંચ આપવા આવ્યો.

થોડી વાર વાતો કર્યા પછી પેલો માણસ બોલ્યો: "સાહેબ, આપ મોટા સરકારી અમલદાર છો. આપ જો મને મારા લાભમાં આટલુ કામ કરી આપશો, તો આપનો આભાર હુ કદી ભૂલીશ નહીં. વળી તે કામના બદલામાં આપને આપવા માટે ગાડુ ભરીને રૂપિયા પણ લાવ્યો છું."

શ્રી. હરિલાલ સેતલવાડે જવાબ આપ્યો: "ના ભાઈ, મારાથી એવુ ન થાય. જેની વાત સાચી હશે તેની તરફેણમાં જ મારે કહેવું પડશે. માટે તમે તમારા રૂપિયા પાછા લઈ જાઓ."

પેલો માણસ કહે: "સાહેબ, સમજી જાઓ. આ કંઈ થોડા રૂપિયા નથી; ગાડું ભરીને રૂપિયા છે. આવો લાભ નકામો જવા ન દો."

શ્રી હરિલાલ સેતલવાડ બોલ્યા, "ભલેને એવા પચીસ ગાડાં ભરીને કોઈ રૂપિયા આપવા આવે; પરંતુ મારે આમ લાંચ લઇ અપ્રામાણિક કામ કદી કરવું નથી."

એ સાંભળીને પેલો માણસ ગુસ્સે થઇને બોલ્યો: "ઠીક ત્યારે. પણ યાદ રાખજો, આવડી મોટી રકમ આપનાર તમને બીજો કોઇ નહીં મળે!"

શ્રી. હરિલાલ સેતલવાડ શાંત અવાજે બોલ્યા: "ભાઈ આટલી રકમ આપનાર કોઇક તો હશે જ પણ એ લેવાની ના પાડનાર મળવો મુશ્કેલ છે!"

સુ૦ ક૦

× × × × ×

કપડાં બદલે તેટલી આસાનીથી ધર્મ બદલનારા
લોકોની મારે મન કશી કિંમત નથી. ગાંધીજી

# કોનો મહિમા ?

મુકુલભાઈ

ગુરુદેવે બાપુજી વિશે કહ્યુ હતુ · "યુગે યુગે દૈવયોગે આ સસારમાં મહા પુરુષનુ આગમન થાય છે તેમના દર્શન સર્વદા થતા નથી દર્શન થાય તો આપણુ સદ્‌ભાગ્ય આજના જમાનામા દુ ખોનો પાર નથી, કેવા કેવા જુલમો કેવી દીનતા, કેટકેટલા રોગ, શોક અને તાપ પણ આપણે નિત્ય ભોગવી રહ્યા છીએ, દુ ખના ડુ ગર માથે ડુ ગર ચડ્યા જ કરે છે જે ધરતી પર આપણે જીવીએ છીએ, હરીએ-ફરીએ છીએ, તે જ ધરતી પર એક મહાપુરુષે- જેમનો જોટો નથી તેવા મહાપુરુષે- ભારતવર્ષમા અવતાર લીધો છે" પરતુ આજે તો આ પ્રમાણે બોલનાર ગુરુદેવ નથી અને બાપુજી પણ નથી ! અને આજે લગભગ એવી કરુણ સ્થિતિ આવતી જાય છે કે, બાપુનું જાણે વિસ્મરણ થઈ રહ્યુ છે. કારણ કે, ગુરુદેવે કહ્યુ હતુ એમ, 'મહા પુરુષ અવતરે છે, ત્યારે આપણે તેમને સારી પેઠે ઓળખી પણ શકનાર નથી આપણા મન ડરપોક અને મેલા, આપણો સ્વભાવ શિથિલ, અને આપણી ટેવો હલકી બની ગયેલી હોય છે મહતને પૂરેપૂરૂ ઓળખ વાની આપણામા સહજ શક્તિ જ હોતી નથી' તેથી જો આપણે આપણા અહકારને વિગલિત કરી દઈએ અને આપણા મનને નિર્મળ કરીએ, તો આપણને બાપુજીના મહિમાની ઝાખી થઈ શકે જગતમા ખૂણે ખૂણે એવા વિમળ મનના માણસો પડેલા છે – જેમને જગત ઓળખતુ પે ન હોય – તેઓ આવી મહાવિભૂતિઓને તરત પારખી લે છે અને એમને ચરણે પોતાનુ સર્વસ્વ સમર્પી દે છે.



એક વાર બાપુજી દિલ્હીમા હતા. એક વૃદ્ધ માણસ મહાદેવભાઈ પાસે આવીને બોલ્યો "ભાઈ, હુ ક્યારનો અહી મહાત્માજીના દર્શન માટે ઊભો છુ મારે મહાત્માજીને મળવુ છે હવે બપોરે આવુ તો મહાત્માજી એક બે મિનિટ દર્શન ન આપે ? મહાત્માજીને ચરણે હજાર રૂપિયા ધરવા છે ને તેમના આશીર્વાદ માગવા છે "

મહાદેવભાઇને આ વૃદ્ધ ગ્રામવાસીની વાત સાભળીને નવાઈ લાગી તેમણે પૂછ્યુ . "તમારે રૂપિયા મોકલવાના છે કે સાથે લઈ આવ્યા છો ?"

વૃદ્ધે કહ્યુ, "સાથે જ લઇ આવ્યો છુ."

ગાધીજી તે વખતે અગાસી ઉપર બેસીને લખી રહ્યા હતા થોડી વાર પછી મહાદેવભાઈ પેલા વૃદ્ધ ગ્રામવાસીને બાપુજી પાસે લઈ

ગયા. તેણે તરત જ પોતાની ખાદીની ફૂદાર બંડીમાંથી નોટોની દસ થોકડીઓ કાઢી ગાંધીજીની સામે મૂકી દીધી પછી તેણે કહ્યું :

"મહાત્માજી, આ ગરીબમાં ગરીબ અને સુપાત્ર હોય એવાને માટે મારી અલ્પ ભેટ છે. એવા લોકોને બીજા કોઈના કરતાં આપ જ વધારે સારી રીતે ઓળખો છો."

ગાંધીજી આ જોઈને બોલ્યા : "એ તો બહુ સારું પણ આ તમારી કેટલાં વરસની બચત છે ?"

વૃદ્ધે કહ્યું : "ઘણા વરસની. પણ મેં ધરતીકંપ માટે સો રૂપિયા મોકલેલા; અને ચાર વરસ પર અલાહાબાદમાં પાંચસો રૂપિયા ખેડૂતોને માટે આપેલા."

ગાંધીજીને આ સાંભળીને આશ્ચર્ય થયું. તેઓ બોલ્યા : "એમ કે ? તમને પગાર કેટલો મળતો ? ને હવે પેનશન કેટલું મળે છે ? તમે શું કામ કરતા ?"

વૃદ્ધે જવાબ આપ્યો : "હું નિશાળમાં શિક્ષક હતો. ઘણા વરસ નોકરી કર્યા પછી જ્યારે હું નિવૃત્ત થયો, ત્યારે મને માહને બાવન રૂપિયા પગાર મળતો હતો. મને પેનશન તો ન મળ્યું, પણ રૂ ૨૭૦૦ની ઉચ્ચક રકમ આપવામાં આવી."

બાપુએ પૂછયું : "તમને નિવૃત્ત થયે કેટલાં વરસ થયાં."

"પાંચ વરસ."

"તમે તમારા ગુજરાન માટે કેટલું ખરચ કરો છો ?"

વૃદ્ધે કહ્યું, "મારા ગુજરાન માટે ? કાંઈ નથી કરતો."

"તોયે માણસને જીવ્યા વિના કાંઈ ચાલે છે ? તમારી જરૂરિયાત કેટલી છે ?"

વૃદ્ધ બોલ્યો : "થોડી દાળરોટીને માટે કંઈ બહુ પૈસા ન જોઈએ. અને તો મહિને દસ રૂપિયાથી પણ ચાલે. મારે બૈરી છોકરાં કાંઈ નથી. મારા ભત્રીજા હતા, તેમને ભણાવીને ઠેકાણે પાડ્યા. એટલે હવે એકલો જ છું. એક સંસ્કૃત પાઠશાળા છે ત્યાં ભણાવવામાં ઘણો વખત આપું છું. એ નિશાળમાં મફત શિક્ષણ અપાય છે."

બાપુએ કહ્યું, "ત્યારે તો તમે નાના પગારમાંથી થોડાક હજાર રૂપિયા બચાવ્યા, ને તે ગરીબની સેવામાં ખરચો છો ! બહુ ભારે કહેવાય. એ કળા તમારી પાસેથી બધા શીખી શકે તો કેવું સારું !"

વૃદ્ધ ગ્રામવાસી બોલ્યો, "હા, મહાત્માજી, મેં જાત માટે બહુ ઓછું ખરચ કર્યું છે. અને ઘણી વાર મારી પાસે હતું તે બધું મેં ગરીબોને આપી દીધું છે."

પછી વૃદ્ધની ફૂદાર બંડી જોઈને બાપુએ પૂછયું : "અને તમે આ ખાદી ક્યાંથી લાવ્યા ?"

વૃદ્ધે કહ્યું : "એ ખાદી તો ઘેર બનાવેલી છે." થોડી વાર પછી તે બોલ્યો "મહાત્માજી, હજી મારી પાસે થોડાક પૈસા બચાવેલા પડ્યા છે. એ હું ફરી કોઈ વાર લાવીશ. પૈસા કયાં આપવા એની મને ખબર નથી. હું તો આપને ઓળખું. ને આપ સુપાત્ર ગરીબોને ઓળખો છો અને આજે બહુ તૃપ્તિ થઈ ગઈ. હું કૃતાર્થ થયો."

આમ કહી તે વૃદ્ધ ગ્રામવાસીએ બાપુજીનો ચરણસ્પર્શ કર્યો અને પછી તે ધીમે ધીમે ચાલ્યો ગયો.

આ આખો પ્રસંગ આપણા જીવનને પ્રેરણા આપે એવો છે. અને આપણા મનમાં પ્રશ્ન ઊઠે છે :

આ પ્રસંગ કોનો મહિમા વધારનાર છે. ત્યાગી વૃદ્ધ પુરુષનો કે વૃદ્ધ પુરુષને પોતાની થાપણ સોંપવા યોગ્ય જણાયેલા એવા બાપુજીનો ?



# બાપુની અનોખી વાતો

કાશિનાથ ત્રિવેદી

[૯]

૧૯૩૦મા આશ્રમની બે કન્યાઓ અને એક કુમારના નામે મોકલેલા બાપુના કેટલાક પત્રો આપ્યા છે મીઠાના સત્યાગ્રહની બાબતમા સરકારે બાપુને પકડ્યા અને પૂનાની યરવડા જેલમા પૂરી દીધા આ પત્રો ત્યાથી જ લખેલા હતા. બાપુ જેલને 'મહેલ' અને 'મન્દિર' માનતા હતા તેથી તેઓ તેમના દરેક પત્રને અંતે તારીખની સાથે સાથે સંક્ષેપમા ય૦ મ૦ લખતા હતા તેનુ પૂરૂ નામ યરવડા મહેલ યા મન્દિર બાપુ યરવડા મન્દિરમાથી દર અઠવાડિયે દગલાબંધ કાગળો સાબરમતી આશ્રમના પોતાના સાથીઓ અને તેમના બાળકો ઉપર લખતા હતા એક પહાડી કુટુમ્બના ત્રણ બાળકોને અવાર નવાર લખેલા એવા કેટલાક પત્રોના નમૂના નીચે આપવામા આવ્યા છે જે બાળકો ઉપર આ પત્રો લખવામા આવ્યા છે તે પોતાની મા સાથે આશ્રમમા રહેતા હતા. તેમના

મારા બાપુ

પિતા મૃત્યુ પામ્યા હતા ત્રણ બહેનો હતી અને બે ભાઈ હતા જ્યારથી એ આશ્રમમા આવ્યા ત્યારથી બાપુ જ તેમના પિતા અને સંરક્ષક બન્યા હતા. બાપુ આશ્રમમા હોય કે આશ્રમ બહાર, જેલમા બંધ હોય કે દેશમા ભ્રમણ કરી રહ્યા હોય, તોયે તેમને પોતાના સાથીદારના બાળકોનુ હમેશા ધ્યાન રહેતુ હતુ તેમના જીવનને યોગ્ય દિશાઓ વાળવા બાપુ કેટલા સજાગ હતા તે આ પત્રોના એકેક શબ્દ અને વાકયથી સ્પષ્ટ થાય છે એમા શુ નથી? હાસ્ય, વિનોદ, મમતા, વાત્સલ્ય, પ્રોત્સાહન, ઉપદેશ બધુ ગાગરમા સાગરની જેમ મોજૂદ છે માતાની મમતા, પિતાનુ શાસન અને ગુરુની સાવધાની, આ પત્રોમા જાણે ઊભરાઈ રહ્યા છે આ જ બાપુની વિશેષતા હતી જેલમા બેઠા બેઠા એક બાજુ તેઓ દેશની સ્વતંત્રતા માટે દુનિયાના મહાનમા મહાન સામ્રાજ્ય સામે ટક્કર ઝીલી રહ્યા હતા અને બીજી બાજુ પોતાના આશ્રમવાસીઓ, સાથીદારો અને તેમના બાળકોની ચિંતામા મા જેટલી કાળજી રાખતા. આ જ-- [અનુસંધાન પૃષ્ઠ ૨૧૭મે પાને]

# મીરાંની સાધના

રામનારાયણ ના. પાઠક



માનવજીવનમાં બાહ્ય તેમ જ આંતરિક યુદ્ધો નિરંતર ચાલ્યા કરે છે. નજરે દેખી શકાય તેવી આપણી હથિયારથી લડવાની લડાઈઓની નોબત વાગે છે, તેવા જ જે લડવૈયા હોય છે તે થનગની ઊઠે છે, અને વખત આવ્યે તેમાં કૂદી પડે છે. સામાન્ય માનવી એ લડાઈ જોયા કરે છે. પોતાના રોજિંદા ધંધારોજગાર કરતો લડાઈની વાતો સાંભળ્યા કરે છે, એમાંથી એક પક્ષને પોતાનો માને છે અને તેને જીતતાં જોઈ મનમાં રાજી થાય છે. અગર પોતાના માનેલા પક્ષને હારતો જોઈ મનથી દુઃખી થાય છે.

પણ જે ખરો ક્ષત્રિય છે એનાથી યુદ્ધના નગારાં સાંભળીને બેસી રહી શકાતું નથી. 'રાડ પડયે રજપૂત છિપે નહીં' એ ઉક્તિ મુજબ જે સાચો લડવૈયો છે એ સર્વસ્વ છોડીને ચાલી નીકળે છે, તે જ પ્રમાણે જેને અંદરથી આત્માનો અવાજ ઊઠે છે, જેને અંતરની રાડ સંભળાય છે, એ પછી દુનિયાના સુખ ભોગમાં, એશઆરામમાં રચ્યો-પચ્યો રહી શકતો જ નથી. ગઈ કાલનાં સુખ એને દુઃખરૂપ લાગે છે. જગતભરનાં લગભગ તમામ સંતોનાં જીવનનો આ અનુભવ છે. ભક્તકવિ મીરાંબાઈ એમાંનાં એક છે.

મેવાડની મહારાણીને જ્યારે અંતરનો અવાજ ઉઠ્યો ત્યારે એને રાજપાટ, ધન-સંપત્તિ અને મહારાણામાંથી પણ મન ઊઠી ગયું. એ અંદરથી ખળભળી ઊઠયાં. દુન્યવી વહેવારો તરફ એમને સ્વાભાવિક રીતે જ અણગમો પેદા થયો. આંતરિક યુદ્ધ શરૂ થયું. ઉગ્ર-મંથનને પરિણામે પોતે મનનું સમાધાન પ્રાપ્ત કરવા લાગ્યાં. લોકો આવે પ્રસંગે બન્ને બાજુની વાતો કરે છે. આંતર પીડ નહીં જાણનાર લોકો ભક્તની મનોદશા સમજી શકતા નથી. પણ ભક્તને એનો હરખશોક હોતો નથી

મીરાંબાઈ પોતે જ એનું પૃથક્કરણ કરે છે:

"માઇ મૈંને ગોવિંદ લીનો મોલ...<br>
કોઈ કહે સસ્તા, કોઈ કહે મહેઁગા,<br>
લીનો તરાજૂ તોલ........માઇ૦"

મીરાં કહે છે! મેં તો મારો ગોવિંદ (નિજાનંદ) વેચાતો લીધો છે. કોઈ કહે છે મને સસ્તામાં મળી ગયો. કોઈ કહે છે મને એ મોંઘો પડી ગયો, પણ મેં તો બરાબર ત્રાજવે તોળીને લીધો છે,' સસ્તામાં મળ્યો કહેનારા માને છે મીરાંને હવે રાજકુટુંબનો મલાજો રાખવાની પંચાત મટી ગઈ, મરજી પડયે ત્યારે સાધુબાવા ભેગા બેસી નાચવું-કૂદવું. 'જેણે મૂકી લાજ એને નવ રાજ.' એ પ્રમાણે એને હવે કશી ઉપાધિ રહી નથી.' તો બીજા કહે છે. 'ભાઈ, મીરાં મેવાડની મોટી મહારાણી, રાજમહેલનાં સુખ છોડી, સામાન્ય માણસની જેમ રહે છે. છત્રીપલંગ મૂકી ભોંયપથારી કરે છે, મિષ્ટાન્ન

મેવા મૂકી સાદુ ભોજન કરે છે, રાજકુટુંબ છોડી સાધુને સંગે વસે છે, આવું કષ્ટ કોણ ઉઠાવી શકે? આવી ભક્તિ તો મોંઘી પડી જાય' પણ એ તમામને મીરાબાઈ સીધો ને સટ જવાબ વાળે છે "ભાઈ, મને મારો ગોવિંદ, મારા જીવનનો ખરો આનંદ, મોંઘો પણ નથી પડ્યો ને સસ્તો પણ નથી મળ્યો મનુષ્ય જીવનમા જેટલો ત્યાગ એટલો જ સામો આનંદ પ્રાપ્ત થાય છે માણસના જીવનમા જેટલો સમજ પૂર્વકનો વૈરાગ્ય એટલો જ ત્યાગ થઈ શકે છે અને તેટલું જ મનનું સમાધાન મળે છે વળી મીરા કહે છે

> કોઈ કહે ઘરમે, કોઈ કહે બનમે,
> રાધાકે સંગ ખિલોવ માં

કોઈ કહે છે, 'આવો આત્માનંદ ઘરમા મળે છે, કોઈ કહે છે સંસાર છોડી વનમા જવાથી મળે છે પણ મીરાબાઈ એ સૌને સ્વાનુભવનો ઉત્તર આપે છે "માણસ ઘરમા રહ્યો ગૃહસ્થ ધર્મ બજાવે કે વનમા જઈ તપ કરે, જેના હૃદયમા પ્રભુ પ્રત્યે ખરો પ્રેમ પ્રગટ્યો છે જગતના પ્રાણી માત્રમા જે એ પ્રેમના દર્શન કરે છે, ભૂત માત્ર પ્રત્યે પોતાનું અનુસંધાન સાધી શકે છે રાધા જેવી ગોવાલણની સાથે રાસ રમતા શ્રીકૃષ્ણને સૌમા સમાન રીતે વસેલો નીરખી શકે છે, એ જ એ પરમાત્માને પ્રેમને તાંતણે બાંધી શકે છે, આવો અદ્ભુત પ્રેમ મીરાંના હૃદયમા પ્રગટ થયો અને એના દુન્યવી વ્યવહારો આપમેળે છૂટવા લાગ્યા મહારાણીના કુટુંબીજનોને આ વસ્તુ અકારી થઈ પડી મીરાને પોતાને ગમતું આ જાતનું જીવન વસમું લાગવા માંડ્યું આવી ઉગ્ર સાધનાની પળે મહામંથન સમયે કહે છે કે મીરાબાઈએ પોતાના સમકાલીન સંત ગોસ્વામી તુલસીદાસજીની સલાહ પૂછી, આ બાબતમા તેમનો મત માગ્યો કે 'મારે હવે શું કરવું?'

ભક્ત કવિ તુલસીદાસજીએ પ્રત્યુત્તર પાઠવ્યો:

> જાકે પ્રિય ન રામ બૈદેહી ।
> સો છાંડિયે કોટિ બૈરી સમ,
> જદ્યપિ પરમ સનેહી ॥

તુલસીદાસજી મીરાબાઈને જવાબ આપે છે કે જેને રામ અને સીતા એટલે કે સત્ય અને નીતિ વહાલા નથી, એવાની સાથે રહેવું શા કામનું? એને તો અંતરના પ્રણામ કરી અળગા રહેવું એમા જ શ્રેય છે, પછી ભલે એ વ્યક્તિ, પરમસ્નેહી હોય એની સાથે તો પ્રેમ ભર્યો અસહકાર કર્યે જ છૂટકો -

પરમ સ્નેહી કોને કહેવો? સામાન્ય મૈત્રી, સામાન્ય સ્નેહ એ તો સહેજે છૂટી શકે પણ પિતા-પુત્ર ભાઈ-ભાઈ, માતા-પુત્ર, ગુરુ-શિષ્ય અને પતિ-પત્ની આવા પરમ સ્નેહીને સત્યને ખાતર તજ્યાના દાખલા આપતા સંત તુલસીદાસજી લખે છે

> તજ્યો પિતા પ્રહ્લાદ,
> વિભીષણ બન્ધુ, ભરત મહતારી ।
> બલિ ગુરુ તજ્યો, કંત વ્રજવનિતની,
> ભયે મુદમંગલકારી ॥

પ્રહ્લાદે હિરણ્યકશિપુ જેવા મહાન રાજવી પિતાને સાચને માટે તજ્યો વિભીષણે રાવણ જેવા ભાઈને અને ભરતે કૈકેયી જેવી માતાને તજી બલી રાજાએ શુક્રાચાર્ય જેવા સંજીવની વિદ્યા જાણનાર સમર્થ ગુરુને તજ્યા, પણ પત્નીએ પતિને તજ્યાના પુરાવા છે? તો કહે વ્રજની ગોપીઓએ પ્રાણ પ્યારા પતિઓને છોડીને આત્માનંદમા મસ્ત બની, માટે તુલસીદાસજી કહે છે

> નાતે નેહ રામકે મનિયત સુહૃદ સુસેવ્ય જહાઁ લૌ ।
> અંજન કહા આઁખ જો ફૂટૈ બહુતક કહૌં કહાઁ લૌ ।

સાચો સ્નેહ તો રામનો જ માનવો બીજા બધા દુન્યવી સબધો ક્ષણિક છે દુખરૂપ છે કવિ તુલસીદાસજી આ વસ્તુ સુદર ઉપમા આપીને સમજાવે છે આખનુ આજણુ ઠંડક આપવા માટે છે, નિરોગી અને તેજસ્વી બનાવવા માટે છે પણ જે આજણુથી આખ જ ફૂટી જાય તે અજન શા કામનું? જે સુખ ખનુ મૂળ છે તે છોડવુ જ રહ્યુ. જે બધો ભક્તિની આડે આવે તે છોડવા રહ્યા થવા કહો કે જેની આખ ફૂટી છે તેને જ્ઞણુથી શો લાભ!

જે સ્નેહી સબધીની સાચા સુખ તરફની દૃષ્ટિ જ નષ્ટ થઇ છે તેને તમે શી રીતે સાચો માર્ગ બતાવી શકશો? તેથી

"તુલસી સો સબ ભાઁતિ પરમહિત
પૂજ્ય પ્રાણ તે પ્યારો,
જાસો હોય સનેહ રામપદ,
એતો મતો હમારો."

જેમને સર્વ રીતે રામજી તરફ પ્રેમ નથી, તેમને છોડીને શાતિપૂર્વક પ્રભુપદમા ભક્તિ દૃઢ કરવી, અને કુટુબ તરફના સ્નેહને પરમાત્મા તરફ વાળવો એવો અમારો દૃઢ અભિપ્રાય છે

તુલસીદાસજીનો આ અભિપ્રાય મળ્યા પછી, કહેવાય છે કે મીરાબાઈ મેવાડ છોડી દ્વારિકા તરફ ચાલી નીકળ્યા અને ત્યા જ પ્રભુ ભક્તિમા લીન બની પરમપદને પામ્યા

× × × × ×

માણસનો સર્વોત્તમ પુરુષાર્થ ઈશ્વરની શોધની કોશિશમા મડ્યા રહેવામા છે માણસે બાધેલા મદિરો કે તેણે ઘડેલી મૂર્તિઓ અથવા યાત્રાના ધામોમા તે મળતો નથી અથવા જપતપ કર્યે પણ તેનો ભેગ થતો નથી ઈશ્વર કેવળ દુન્યવી નહી પણ દૈવી પ્રેમથી જ મળે છે મીરાબાઈ એ જ પ્રેમને આધારે જીવતી હતી અને સર્વ સ્થળે અને સર્વ વસ્તુમા પ્રેમસ્વરૂપ ઇશ્વરને જોતી હતી ઈશ્વર જ તેનુ સર્વસ્વ હતુ.

ગાધીજી

× × × × ×

મનુષ્યને જ્યા સુધી પોતાની વસ્તુનો મોહ હોય છે ત્યા સુધી તેનો સ્વભાવ નિર્મળ બની શકતો નથી પુરાણા સમયની એક વાત છે કાશીના એક શ્રીમત બ્રાહ્મણનો પુત્ર તક્ષશિલામા વિદ્યાભ્યાસ કરવા માટે ગયો આજે જેમ કાશી શિક્ષણનુ કેન્દ્રસ્થાન માનવામા આવે છે તેવી રીતે તે સમયે તક્ષશિલા અને નાલદાના વિદ્યાલયો વિશ્વમા પ્રખ્યાત હતા કેટલાક સમય બાદ જ્યારે બ્રાહ્મણનો પુત્ર તક્ષશિલામા ભણીને ઘેર આવ્યો ત્યારે તેનો પિતા મરણ પામેલો હતો તેણે વિચાર્યું, "જ્યારે મારા પિતા આ બધુ ધન અહી છોડીને જ જતા રહ્યા છે, ત્યારે હું શુ તે સાથે લઈ જઈ શકીશ?" એમ વિચારીને તેણે બધુ ધન ગરીબોને વહેચી દીધુ મનુષ્ય જ્યારે અપરિગ્રહી બને છે ત્યારે વિકાસ સાધે છે



ભાવાબાપુ

ચિ૦ કલાવતી,

બહોત દિનોંકે બાદ તુમારા ખત મિલા. હમારે એસી આદત રખની ચાહિયે જિસે અચ્છા બુરા ન લગે. કર્તવ્ય કે કારણ કહીંભી રહના પડે અચ્છા હિ માનના. જિસકો સેવા હિ કરની હૈ ઉસકો અચ્છા ક્યા બુરા ક્યા? લોકચર્ચાસે ડરના નહિ. અપને નિશ્ચય પર કાયમ રહેના. ધર્મ પાલન વહી સ્ત્રી કરતી હૈ જો ફાંસી પર ભી અપના નિશ્ચય કો ન તોડે. મુઝકો લિખા કરો. — બાપુકે આશીર્વાદ

× × × × ×

જહાંતક તેરા હૃદય દોષ ન માને વહાંતક દોષ નહીં સમઝના. અંતમેં હમારે પાસ દૂસરા કોઈ નાપ નહીં હૈ. ઇસીલિયે હમ હૃદયકો સ્વચ્છ રખનેકી કોશિશ કરતે હૈં. પાપી મનુષ્ય પાપકો હી પુણ્ય માન લેતા હૈ, ક્યોંકિ ઉસકા હૃદય મલિન હૈ. કુછ ભી હો, જબતક ઉસે જ્ઞાન નહીં હુઆ તબતક પાપકો હી પુણ્ય સમઝકર ચલતા રહેગા. ઇસલિયે તેરે લિયે અચ્છા ક્યા હૈ, વહ ઔર કોઈ નહીં બતા સકતા હૈ. મૈં તો ઇતના હી બતા સકતા હૂં કિ હમારે સત્ય ઔર અહિંસાકે પથ પર ચલના હૈ. ઔર ઐસા કરનેકે લિયે યમ-નિયમાદિકા પાલન આવશ્યક હૈ.

× × × × ×

દરિદ્ર વહ હૈ જિસમેં શુદ્ધ પ્રેમકી બુંદ તક નહીં હૈ. ધનવાન વહ જિસકે પ્રેમમેં જંતુસે લેકર મસ્ત હાથી સમા સકતા હૈ. નાસ્તિક વહ જો શરીરકે બાહર વિશ્વવ્યાપી આત્માકો નહીં પહચાનતા. આસ્તિક વહ જો હર જગહ આત્માકે સિવા ઔર કુછ દેખતા નહીં.



# ગુરુદેવની ગીતાંજલિ

[ગુરુદેવની 'ગીતાંજલિ'ના કાવ્યોનું અનુશીલન પૂજ્ય મહિલાઓજીને મુખેથી કરવું એ ખરેખર જીવનનો સુધન્ય લહાવો છે. એમની સ્નેહ નીતરતી આંખો, આપણા દેહાને પુલકિત કરે એવો ધીર, ગંભીર પ્રશાંત અવાજ, ગુરુદેવ પ્રત્યેના પૂજ્યભાવથી પ્લાવિત એમનું પ્રેમાળ હૃદય અને સ્વપ્નસમો મંડપ' એ સૌના સુભગ સુમેળ વચ્ચે એમના મુખે ગુરુદેવના કાવ્યો વિશે સાંભળવાથી 'ગીતાંજલિ'ને સમજવા માટે આપણને નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. આ લેખમાળા સૌને મનનીય થઈ પડશે.]

તું જ્યારે ગાવાને કહે છે,
અંતર ગર્વ થકી ફૂલી,
નેનો અશ્રુ ભરી તુજને નીરખે છે.
જે કંઈ કઠોર જે મુજ પ્રાણ
પીગળી જાય અમૃતમય ગાને,
સહુ સાધન આરાધન માગ
ઊડતા પંખી સમા તલખે છે
તૃપ્ત થતો મુજ ગીતે રાગ,
ગીત તને ચાહના મુજ લાગ.
જાણું તુજ પાસે જઈ બેસું
એ બળ તો મુજ ગીત તણું છે.
મનથી જ્યાં પહોંચી નવ શકતો,
ગીત વડે ચરણો તે અડતો,
સુરની ધૂન મહીં ભૂલીને
બંધુ કહી સંબોધું પ્રભુને.
અનુ૦ [નગીનદાસ પારેખ]

અંગ્રેજી ગીતાંજલિનું ૭૮મું ક. સમજાવતાં પૂ૦ મહિલાઓજી નીચે પ્રમાણે બોલ્યા.

આપણે જોઈ ગયા કે માણસે જીવનની સફળતા માટે આનંદને ખાતર દરરોજ કંઈક કામ કરવું જોઈએ. બીજાના સ્વાર્થ માટે કે કોઈ કરવા કહે એ સારું નહિ, પણ આનંદને ખાતર જ. આનંદ પાછળ શાંતિ રહેલી છે અને શાંતિ પાછળ આનંદ રહેલો છે. શાંતિ અને આનંદ એ બંને અભિન્ન છે.

કલાકાર કે સાહિત્યકાર જ્યારે કંઈ સર્જે છે ત્યારે તે પ્રભુમાં લીન થઈ જાય છે પ્રભુમાં મગ્ન બની જાય છે. પ્રભુ વ્યક્તિ નથી પણ વિરાટ સ્વરૂપ છે પ્રભુ તો પ્રત્યેકને પોતપોતાની ભાવના અનુસાર આવિર્ભાવ પામે છે જે માનવી પોતાના નિજત્વને, સ્વત્વને,

# સાચો અધિકાર

મુકુલભાઈ

આપણા દેશમા હવે આપણુ રાજ છે, પ્રજાનુ રાજ છે આપણે જો પ્રજાનુ મન જીતીએ તો આપણે અધિકારને લાયક બનીએ અને પ્રજા પણ આપણને માન આપે તેમ જ આપણુ સાભળે. પરતુ લોકશાહીમા કેટલીક વાર અપાત્ર માણસો પણ કુનેહથી કે 'યેનકેનઉપાયેન' અધિકાર પર આવી જાય છે અને પછી લોકશાહીને તેમ જ દેશને જોખમમા મૂકી દે છે તેથી અધિકારીના સાચા ધર્મને સૌએ સમજવો જરૂરી છે

ચીનમા કોન્ફ્યુશિયસ નામે મહાન ફિલસૂફ થઇ ગયા તેમણે પોતાના સદુપદેશથી ચીનના લોકોના મન પર ઊંડુ વર્ચસ્વ સ્થાપ્યુ છે અને તેમનો એ ઉપદેશ એવો જ જીવનવ્યાપી પણ છે એક દિવસે કોઈએ તેમને પૂછ્યુ

'સત્તા ધારણ કરનારા અધિકારીએ શી રીતે વર્તવુ જોઈએ જેથી રાજ્યનુ શાસન સારી રીતે ચાલી શકે?'

મહાત્મા કોન્ફ્યુશિયસ બોલ્યા તેણે પાચ ઉત્તમ વસ્તુઓને ગ્રહણ કરવી જોઈએ, અને ચાર ખરાબ વસ્તુઓનો ત્યાગ કરવો જોઈએ આ પ્રમાણે કરે તો તે સારી રીતે શાસન ચલાવી શકે'

'એ પાચ ઉત્તમ વસ્તુઓ કઈ છે?' કોન્ફ્યુશિયસ બોલ્યા 'ખોટો અને ઉડાઉ ખર્ચ કર્યા વિના લોકસમૂહનુ – લોકકલ્યાણનુ કામ થઈ શકે એવી સાદી અને સુગમ યોજનાઓ અધિકારીઓ ઘડી કાઢે, ત્યારે એક ઉત્તમ વસ્તુ થઈ કહેવાય લોકોને ભારરૂપ ન થાય એ રીતે કર લેવાની યોજનાઓ અધિકારીઓ યોજી શકે તો તેમણે બીજી ઉત્તમ વસ્તુ સાધી ની કહેવાય' આ બે વસ્તુઓ થઈ હવે ત્રીજી ઉત્તમ વસ્તુ કઈ?'

'જ્યારે પોતે જે વસ્તુને લોકના હિત માટે જરૂરી અને ઉપયોગી માનતો હોય પરતુ ખોટો દુરાગ્રહ ન સેવે અને જરૂર પડયે એ છોડી દેવા જતાયે આનાકાની ન કરે, તો તે અધિકારી ત્રીજી વસ્તુ સમજી શક્યો છે એમ કહેવાય કારણ કે કોઈ વસ્તુ ઉત્તમમા ઉત્તમ હોય પરતુ લોકોની વૃત્તિ એનાથી વિરુદ્ધ હોય, લોકો તેને અમલમા લાવવાનો આગ્રહ રાખવામા આવે તો તે સત્તાઘેલછા જ કહેવાય લોકો ધીમે ધીમે એ ઉત્તમ વસ્તુને સમજતા થાય, અને પોતાની ભૂલ સુધારતા થાય એ પણ સારા શાસનની કસોટી છે'

---

ભાગે બે રસ્તા સાફ કરવાના હતા જ્યારે જ્યારે તેને વખત મળે ત્યારે ત્યારે તે ત્યા પડેલો કચરો સાફ કરી આવતો એ વિના એને ચેન પડે નહિ રાતે પણ સૂતા પહેલા તે ત્યા જઈ આવે અને કચરો પડેલો હોય તે ઉપાડે મે એમને પૂછ્યુ 'અરે, તમે સવારે સફાઈમા જવાના તો છો જ, પછી રાતે જવાની શી જરૂર?" તે કહે, 'મારુ દિલ માનતુ નથી મારી તો એ જ પૂજા છે, સાધના છે" આમ ભક્ત પોતાની અને પ્રભુની વચ્ચે પુલ બાધે છે પ્રભુને ગાયક સમજીને ગુરુદેવ ગીત દ્વારા પુલ બાધે છે, એ દ્વારા પ્રભુની નીકટતા અનુભવે છે પ્રભુની અને આપણી વચ્ચે ભલે કેટલુયે અતર હોય, એની અને આપણી શક્તિ વચ્ચે ભલે કેટલોયે તફાવત હોય, પણ જો મન શાત હોય, બુદ્ધિ શાત હોય ચિત્ત એકાગ્રતા પામતુ હોય અને નિજત્વનુ વિસ્મરણ થતુ હોય તો એવી ક્ષણ આવે જ છે જ્યારે પ્રભુ અને આપણી વચ્ચે પડદા [illegible]

'આ ત્રણ વસ્તુ સમજાઈ. હવે ચોથી ઉત્તમ વસ્તુ કઈ?'

'જ્યારે અધિકારી પોતાના અધિકારને લીધે અભિમાની ન બનીને પોતાના અધિકારનું ગૌરવ બરાબર જાળવી શકવાની શક્તિ ધરાવતો હોય, ત્યારે જ તે સારું શાસન કરી શકવાને સમર્થ છે કારણ કે જે શાસન કરતો નથી તે જ સાચું શાસન કરી શકે છે, તે પોતાનાં કર્મોથી જ સુશાસનની સ્થાપના કરતો હોય છે.'

'હવે છેલ્લી પાંચમી ઉત્તમ વસ્તુ કઈ?'

'દરેકમાં રહેલી શક્તિ કોઈને કોઈ પ્રકારની ભવ્યતાનું પ્રતીક છે. એ ભવ્યતા કદી તુચ્છ બનતી નથી. કદી ક્ષુદ્ર હોતી નથી; કદાપિ મિથ્યા ક્રોધમા માનતી નથી

આ પાંચ વસ્તુ જે બરાબર સમજે છે તે સારી રીતે પોતાનો અધિકાર ચલાવી શકે છે, સારું શાસન સ્થાપી શકે છે'

'તમે આ પાંચ ઉત્તમ વસ્તુઓ સમજાવી પરંતુ વ્યવહારમાં એ શી રીતે ચાલી શકે? ખર્ચ અને કોઈ કોઈ વાર ઉડાઉ દેખાય એવા ખર્ચ કર્યા વિના લોકકલ્યાણ શી રીતે સાધી શકાય? પૈસાની ડગલે ને પગલે જરૂર પડે!'

કૉન્ફ્યુશિયસ બોલ્યા: 'લોકકલ્યાણની કઈ વસ્તુ લોક પાસેથી સહજ રીતે કરાવી શકાય એમ છે તે જાણવા માટે બુદ્ધિની કસોટી તો કરવી જ રહી એમ કરીએ તો શું ઓછા ખરચે વધારે કામ ન થઈ શકે? એ જ રીતે બીજી ઉત્તમ વસ્તુઓ વિષે પણ સમજવું. એક બીજું ઉદાહરણ લઈએ: 'ભવ્યતા કદી તુચ્છ હોતી નથી.' એનો શો અર્થ સમજવો? એનો અર્થ એ છે કે, જેને સત્તાનો શોખ નથી, પરંતુ પોતાના ઉપર આવી પડેલા એક ધર્મ તરીકે તેનો જેણે સ્વીકાર કર્યો છે, તે માણસ ગમે તેવા અલ્પ, ક્ષુદ્રક દેખાવો સામે પણ કદી પોતે તેવો બનતો નથી. તે પોતાની ભવ્યતા ત્યારે જ જાળવી શકશે જ્યારે તેની પાસે માણસની મોટામાં મોટી મૂડી-ચારિત્ર્ય હશે. નહિ તો તે પોતાના અધિકારપદેથી રાક્ષસના જેવા બરાડા પાડશે અને એ બરાડા જ એની વધારે ને વધારે નબળાઈ ઉઘાડી પાડશે. ભવ્યતા કંઈ નકામા દેખાવો કરવાથી ઊભી થતી નથી. એ તો માણસમાં જ હોય તો કામની.'

'એ વાત તો સાચી છે. હવે તમે જે ચાર વસ્તુનો ત્યાગ કરવાનો કહો તે કઈ?'

'લોકોની વૃત્તિઓને પૂરેપૂરી સંસ્કારી કર્યા વિના તેમ જ ભવિષ્યમા કેવું પરિણામ આવવાનું છે તેની જાણ કરાવ્યા વિના, તેમના ઉપર કોઈ વસ્તુ લાદવામાં આવે, તો એ એક પ્રકારની ક્રૂરતા જ છે. સારા શાસને વ્યવસ્થા સ્થાપવાની છે, ક્રૂરતા બતાવવાની નથી. લોકોને તૈયાર કર્યા વિના તેમના ઉપર ધૂંસરી લાદવામાં આવે તે સારા શાસનની નિશાની નથી.

'પૂરેપૂરો વિચાર કર્યા વિના કાયદાઓ ઘડવા અને હુકમો કાઢવા, અને પછી તેનું બધા બરોબર પાલન કરે એ માટે નિર્દયતાથી કામ લેવું એ પણ સારું શાસન ન જ કહેવાય. વળી આપણા હાથ નીચેના માણસો પાસે કામ લેવું અને તેની યોગ્ય કદર ન કરવી એ પણ ત્યાજ્ય વસ્તુ છે, સારા અધિકારીને તે શોભાસ્પદ નથી.'

છેવટે કૉન્ફ્યુશિયસ બોલ્યા: 'આ બધી વસ્તુ ધ્યાનમા રાખવી. પરંતુ લોકો ઉપર શાસન કરવાનો અધિકાર પ્રાપ્ત થવો એ ઈશ્વરી પ્રસાદ છે. આ વસ્તુ જે સમજતો નથી તે કોઈ દિવસ સારો અધિકારી ન થઈ શકે. અધિકારવાળા માણસે યોગ્યાયોગ્યતાનો વિવેક જાણવો જોઈએ; પોતાના શબ્દોની કિંમત સમજવી જોઈએ, મન ફાવે તેમ બોલવું ન જોઈએ. એ પ્રમાણે જે વર્તે છે, તે જ સાચો અધિકારી બની શકે છે.'



# રવીન્દ્ર મનન



કાકા કાલેલકર

એક પ્રાચીન બ્રાહ્મણે પોતાનો જીવન સિદ્ધાંત અડધા શ્લોકમા વ્યક્ત કર્યો છે:

અસમ્માનાત્ તપો-વૃદ્ધિઃ
સમ્માનાચ્ચ તપ ક્ષય ॥

આપણામાં કોઈ પ્રકારનો દોષ ન હોય, સદાચારમાં પણ જરાયે ખામી ન હોય, તેમ છતાં જગત આપણું અપમાન કરે તો આપણું તપ વધારે બળવાન બને છે અને આપણું ચારિત્ર્ય વધારે ઉજ્જવળ થાય છે એને બદલે આપણું સત્કૃત્ય જોઇને લોકો આપણો જય જયકાર કરવા લાગે તો આપણું તપ ક્ષીણ થઇ જાય છે અને આપણુ પતન થવાનો ભય વધી જાય છે.

વ્યવહારિક જીવનમા દરેક માણસ મારા કામ દુનિયાને કેવા લાગશે તેને ડગલે ને પગલે વિચાર કરતો રહે છે હરકોઈ પોતાને કોઈ હીન કે કાયર ન માને એની ચિંતામા રહે છે અને ઇજ્જત આબરુની પરવા કહે છે ઘણી વખત માણસ કેવળ આ ઇજ્જત આબરુની પરવાથી જ ભલાઈ કરે છે. પણ છૂપી રીતે દુનિયાની નજર તેના ઉપર ન હોય, ત્યારે હલકું કામ પણ તે કરી બેસે છે, અને કોઈ તેની અધમતા જાણતુ નથી, એટલે તે માની લે છે કે, મારી આબરૂ જેવી ને તેવી નિષ્કલંક રહી છે!

સાચી વાત તો એ છે કે, જે ઘડીએ માણસ પોતાની નીતિ છોડે છે, તે જ ઘડીએ તે પોતાની પહેલાંની ઇજ્જત આબરુ પણ ખોઇ બેસે છે. લોકો શું કહેશે, લોકોને કેવું લાગશે તેના કરતા અધિક મહત્ત્વનો વિચાર એ છે કે, 'હું' મારા અંતરાત્માને શુ કહીશ, અથવા મારા મનને એ કેવુ લાગશે.' એ વાત સાચી છે કે, દુનિયામા ઇજ્જત આબરુથી રહેવું જોઈએ પરંતુ પોતાની પાસે પોતાની આબરુ ટકી રહે તેનો આગ્રહ વધુ રાખવો જોઇએ

અંગ્રેજીમા તેને Self-respect કહે છે તેનો સાચો અર્થ એ જ છે કે, આપણી પાસે આપણી આબરુ ટકી રહે. પણ સામાન્ય રીતે લોકો જ્યારે Self-respectની વાત કરે છે તો તેનો સાચો અર્થ Social respect સામાજીક પ્રતિષ્ઠા કરે છે

ખરા સત્પુરુષો સામાજીક – પ્રતિષ્ઠાને જરાયે મહત્ત્વ આપતા નથી. તેમને તો આત્મપ્રતિષ્ઠાની જ પડી હોય છે.

આપણા પૂર્વજ ઋષિઓ આપણને શીખવતા ગયા છે કે, જેનાથી આપણો અંતરાત્મા લજ્જા પામે તેનાથી દૂર રહીએ. વ્યવહાર ઊંડાણમાં ઊતરતો નથી. તે તો કહે છે કે, જે વસ્તુ લોકોને ખટકે અને જેનાથી તમારી બદનામી થાય એવું ન કરો. તેથી જ ચિડાઇને તુકારામ કહે છે:

'લોક ઐસા ઓક(ઊલટી) ધરિતાં ધરવેના'
લોક તો ઊલટી સમાન છે રોકયા રોકાતા નથી) તુકારામ કહે છે કે, 'મારી યોગ્યતા સાચી હશે તો શું તમારા આ 'લોકો' મને સ્વર્ગે જતો રોકી શકશે? અને જો હું અંદરથી ક્ષમી રહીશ તો તેમના જયજયકાર

પ્રાશબાબુ

મારે માટે સ્વર્ગનું વિમાન થોડું જ લાવવાના હતા! મને લોકમતની શી પડી છે!'

સત્ય અસત્યગરીં મન કૈસેં આહી,
માનિયલેં નાહીં બહુમતા ॥'

(મેં તો સત્ય અસત્યની બાબતમાં મારા મનને જ સાક્ષી રાખ્યું છે. મેં કદાપિ બહુમતને માન્યો નથી.)

'બરેં દેવા કુનબી કેલેં
નાતરી દંભે અસતો મેલોં'

(સારું કર્યું ભગવાન્, કે મને શુદ્ર બનાવ્યો! નહીં તો દંભથી જ હું મરી ગયો હોત.)

દીનતા, વિપત્તિ, દુઃખ અને અપમાનથી તેજસ્વી પુરુષની બધી શક્તિઓ જાગ્રત થાય છે. એક મહાત્માની જ્યારે વિના કારણ નિંદા થવા લાગી, ત્યારે તેમણે પોતાના એક વ્યવહારી સલાહકારને કહ્યું, 'લોકોની પાસે હું કંઈ સન્માન માગવા ગયો નહોતો. અને મારાથી ખિજાઈને મારી કીર્તિ મને છોડી ચાલી ગઈ તો હું તેને રોકનાર નથી માન-સન્માનથી મારી દોલત કંઈ વધી નથી અને તેમના જવાથી મારુ કંઈ નુકસાન પણ થવાનુ નથી લોકોની ઈજ્જત મારે માટે ભારરૂપ થઈ પડી હતી લોકો સાથેની મમતા છૂટી તો હલકો થઈને વધારે સરળતાથી ભગવાન તરફ આગળ વધી શકીશ. મારા અંતરાત્માને લજાવે એવું કોઈ કામ મારાથી ન થઈ જાય એટલું બસ છે. ગીતાંજલિ-૧૨૬

નિન્દા દુઃખે અપમાને
જત આઘાત ખાઈ
તબુ જાનિ, કિછુઇ સેથા
હારાબાર તો નાઈ।

થાકિ જખન ધુલાર પરે
ભાબતે ના હય આસનતરે.
દૈન્યમાઝે અસંકોચે
પ્રસાદ તવ ચાઈ।
લોકે જખન ભાલો બોલે,
જખન સુખે થાકિ,
જાનિ મને, તાહાર માઝે
અનેક આછે ફાંકિ।
સેઇ ફાંકિરે સાજિયે લયે
ઘુરે બેડાઈ માથાય બયે,
તોમાર કાછે જાબો એમન
સમય નાહિ પાઈ।

જેમ જેમ હું નિંદા, દુઃખ અને અપમાનના ઘણા સહન કરતો જાઉં છું, તેમ તેમ મને સમજ પડે છે કે, એનાથી મારું કંઈ નુકસાન થતું નથી. જમીન પર બેસવાનું થયું તો પુરતી જગા મળશે કે નહીં તેની ચિંતાની ગુંજાશ રહેતી નથી, પણ આસન ઉપર બેસવાનુ થયું, તો તે લાંબું પહોળું છે કે નહીં તેનો વિચાર કરવો પડે છે. દીનતામા કોઈનો પણ સંકોચ રહેતો ન હોવાથી ઇશ્વર-પ્રસાદીની તમન્ના વધતી જ જાય છે.

જ્યારે જ્યારે દુનિયા મને સારો કહે છે, મારી સ્તુતિ કરે છે; જ્યારે જ્યારે હું સુખચેનમાં હોઉં છું, ત્યારે ત્યારે મારો અંતરાત્મા મને કહે છે, 'અહીં ફસાવાનો ભય છે-સાવધાન!' કારણ કે તેની પાછળ દંભ લાગેલો જ છે. એ ગલપટ્ટાને અલંકાર માનીને માથા ઉપર ચઢાવી ફરવા લાગીશ તો પ્રભો, તારી પાસે આવવાની મને ફુરસદ ક્યાંથી મળશે?

# પ્રાર્થના પછી...... .. ....... ............... .. ................. .. .......... .... ૭

બબલભાઈ મહેતા

[ ગયા મે માસમા બીડજમા કાયકર શિબિર વખતે પ્રાર્થના પછી પ્રવચનો થતાં હતાં એ પ્રવચનોમા સર્વોદયની દૃષ્ટિને વિશદ રીતે સમજાવવામા આવી છે બાપુજીના વિચારોને સમજવા તેમ જ જીવનમા ઉતારવા પ્રયત્ન કરનાર પ્રત્યેકને એ અતીવ ઉપયોગી થઈ પડે એમ છે 'પ્યારાબાપુ'મા ક્રમે ક્રમે તે પ્રગટ થશે.]

(૪)

ગાધીજીનુ જીવન સમજવાના બે પાસા છે એક બાહ્ય અને બીજુ આતરિક તેમના આતરિક પાસામા જીવનના નતો આવે છે અને બાહ્ય પાસામાં તેમના બધા રચનાત્મક કાર્યો આવે છે એ બે અમલમા આવે તો નવી સમાજ રચના ઊભી થાય



વાવો તો ઘઉં ન મળે પણ ખરખર આચરણ કરવાનુ આવે છે અને નજરે સામે ફળ દેખાય છે ત્યારે શુદ્ધ માર્ગ છોડી દેવાનુ મન થાય છે બાળકને વહેલે શીખવવાની દૃષ્ટિએ શિક્ષક મારે છે પણ મારથી તેની બુદ્ધિનુ દ્વાર બધ થઈ જાય છે માર મારવો એ બુદ્ધિ ખીલવવાનો રસ્તો નથી આવુ જ જીવનમા

એમના તત્ત્વજ્ઞાનમા સાધન શુદ્ધિ એ અતિ મહત્ત્વનુ અગ છે હેતુ કે સાધ્ય પાર પડયુ એટલે પત્યુ એમ માનનારાઓથી ગાધીજી જુદા પડે છે ઊચી સિદ્ધિ ખોટા સાધનથી મળે તોયે તેમને ન ખપે સ્વરાજ હિંદની પ્રજાને માટે અતિ મહત્ત્વની ચીજ છે એ સ્વરાજ દગા ફટકાથી કે જૂઠાણાથી આવે તો ન જોઇએ એવુ ગાધીજી કહેતા સાધનના નજીવા દોષો આવે તો હિમાલય જેવી ભૂલ થઈ એમ કહીને મોટી હિલચાલ થભાવી દે છે એ ઘણા ઓછા લોકો ધ્યાનમા રાખે છે સિદ્ધિ લલચાવનારી ચીજ છે તે લલચાવીને ટૂકે માર્ગે વાળી જાય છે અને ટૂકો માર્ગ છેવટે લાબો બની જાય છે ખરેખરો માર્ગ સાધન શુદ્ધિનો છે 'વાવે તેવુ લણે' એવી કહેવત આપણે ત્યા પ્રચલિત છે બાવળ

અનેક વાર બનતુ હોય છે જે રસ્તે જવુ છે તેની શરૂઆત સાધન છે રસ્તાનો છેડો ધ્યેય છે સાધન અને ધ્યેય જુદા નથી ધ્યેય સત્ય છે સાધન અહિસા છે, પ્રેમ છે સત્ય અને અહિસા એ એક સિક્કાના બે પાસા છે એને જુદા કેમ પડાય? અહિસા હોય તો સત્યના દર્શન થાય સર્વોદયમા માનનારાઓએ આ વાત ધ્યાનમા રાખવી જોઇએ ઘણા વાદો આપણી સમક્ષ આવે છે ત્યારે આપણે ધ્યેય સમજી લેવુ જોઈએ ગરીબોનુ કલ્યાણ, સામ્યવાદ, ગાધીવાદ, સમાજવાદ કે બીજા કોઈ વાદ આવે એમાથી કયે માર્ગે સારુ થાય? ગાધીવાદ કેમ સારો, બીજા વાદો કેમ સારા નથી, એના સૂક્ષ્મ ભેદો અને સાધન શુદ્ધિના આકો પણ સમજી લેવા જોઈએ આપણો કસોટી—

કાળ આવે ત્યારે સાધન શુદ્ધિ જે માર્ગમા દેખાય તે માર્ગ અપનાવવો.

જો અશુદ્ધ સાધનો હશે તો તે જ આપણને ગબડાવી દેશે હિંસાનો માર્ગ સાચો નથી. દુનિયા એ માર્ગે જઈ રહી છે એ માર્ગમાંથી હઠવું હોય તો આખી સમાજ-રચના બદલવી પડે શરૂઆત એક દેશથી થાય તો વિશ્વમાં એ ફેલાશે. જ્યાં પ્રારંભ થાય ત્યાં ખુવારી થવાનો પણ સંભવ છે. પણ પ્રજા સાથેસાથ અહિંસક હોય તો અંતે તેનો વિજય છે. ગાંધીજીએ માર ખાધો પણ તેમનું તેજ અહિંસક હતું એટલે વિજય થયો. આપણી પ્રજામાં એ તેજ નથી તેથી આપણે ત્યા લશ્કર છે.

તેથી જેટલી સાધન શુદ્ધિ રાખીશું તેટલો સર્વોદયનો પંથ આગળ વધશે.

જે સાધનો વડે ક્રિયા કરવાની છે તે જેટલાં શુદ્ધ તેટલુ કામ પાકા પાયાનુ થશે. ગાંધીજી આવાં કાર્યો સિદ્ધ કરી શકયા કારણ કે તેમના સાધનો શુદ્ધ હતા. માણસના જીવનમા પોતે જેટલી તૈયારી કરે તેટલે અંશે તે સફળ થાય. એ દૃષ્ટિએ જોતાં જે આદર્શ મન સમક્ષ રાખીએ તે પાર પાડવા માટે મન બુદ્ધિ આત્મા શરીર વિકસી શકે એવો આપણો પ્રયત્ન હોવો જોઇએ જે માણસ પોતાનું મન બુદ્ધિ શરીર બગાડી મૂકે તે પોતાના આત્માનો પણ નાશ કરે છે.

'વિષયોનું ધરે ધ્યાન તેમાં આશક્તિ ઊપજે,
જન્મે આશક્તિથી કામ, કામથી ક્રોધ નીપજે;
ક્રોધથી મૂઢતા આવે મૂઢતા સ્મૃતિને હણે,
સ્મૃતિલોપે બુદ્ધિ નાશ, બુદ્ધિનાશે વિનાશ છે.'

માનવીના વિનાશના આ પગથિયાં છે. મન ક્યાં લઈ જાય તેનું આ એક ચિત્ર છે. આદર્શ જો ઊંચો ન હોય તો ઊતરતા ઢાળ પર બેસતાં જ તે નીચે ગબડી જાય છે ડુંગર પર ચડવું અઘરું છે પણ પડવું સહેલું છે. એક બોલ ને શત વિનિપાત. જીવનમાં ઊંચી જગ્યાએ જવાનુ ધ્યેય નથી હોતું તો ગમે ત્યાં અથડાઈએ છીએ જે પોતાના જીવનને ઉન્નત કરવા માગે છે તેની સમક્ષ કોઈ ઊંચો આદર્શ હોવો જ જોઈએ. મનુષ્ય-દેહ ઉત્તમ છે. તે દ્વારા નરનો નારાયણ થાય છે. ગાંધીજી જેવાએ પોતાના જીવનમાં એ કરી બતાવ્યું. વ્યક્તિ ધારે તેવી થઇ શકે છે. જેનુ જીવન-ધ્યેય સ્પષ્ટ છે તે ગમે ત્યાં ગબડી ન પડે. તેથી જીવનમાં ઉચ્ચ ધ્યેયની જરૂર છે. તે ધ્યેયની પ્રાપ્તિ માટે તે આપણે નાનાં નાનાં પગથિયા બનાવીએ. જે ધ્યેય ગાંધીજીનું તે જ આપણુ ધ્યેય. તે એક સામટાં ચાર પગથિયાં કૂદ્યા તો આપણે એકએક કૂદીશું. પણ ધ્યેય તેમના જેવું ઉચ્ચ રાખીશું મોટી ઉંમર સુધી જે જીવન ધ્યેય નક્કી કરતો નથી તે પસ્તાય છે. જો જીવનમા ધ્યેય હશે તો નાનાં કામથી તેને સંતોષ મળશે. નહિ તો મોટાં કામો પણ તેના મનનું સમાધાન ન કરી શકે.

સામે ધ્યેય હશે તો તેનો પ્રયત્ન સફળ થાય કે નહિ પણ તે પુરુષાર્થી રહેશે જ. જેમ પેલા ભરવાડે ગુફાના સેવાના પ્રારંભથી ભગવાનને શોધ્યા તેમ ઉચ્ચ ધ્યેય માટે આપણામા પુરુષાર્થ માટે તાલાવેલી જોઇએ. માટે ધ્યેય નક્કી કરો. અને તેની પ્રાપ્તિ માટે શુદ્ધ પગથિયાં ધરો.



સંત કવિ કનકદાસ મૂળ મારવાડ તરફના બાડ ગામના રહીશ એમનુ અસલ નામ વીરનાયક જાત અન્ત્યજની ધધો શિકારીનો. અચૂક બાણ મારી લક્ષ વેધવામા એમની તોલે આવે એવો એમના વખતમા બીજો ન હતો ચિત્રકલ્દુર્ગ (હાલનુ ચિતલ દુર્ગ)ના રાજાની નોકરીમા એ સેનાપતિના હોદ્દા સુધી ચડ્યા પૈસા અને પ્રતિષ્ઠાના સ્વામી બન્યા પણ એક વખતે એક લડાઈમા એમને ઉપરતિ થઈ અંદરના અવાજે પડકાર કર્યો કે "બાપ! આ બધી દુનિયાની માયા છોડી દે, અને એકનારી ને ભિક્ષાપાત્ર હાથમા લઈને દાસ થ. વીરનાયકે ગુરુની શોધ આરંભી અને, ને યાત્રાએ ઉપડ્યા તિરુપતિ કાશી કલહટ્ટી વગેરે ફરી વિજયનગર ગયા એ વખતે મહાન કૃષ્ણ દેવરાય રાજ્ય કરતા હતા અહી વીરનાયકને એમના ગુરુ મળ્યા એમણે માધ્વ સમ્પ્રદાયની દીક્ષા લીધી અને ફરી યાત્રાએ ઉપડ્યા

ચિદમ્બરમ, શ્રીરંગમ મદુરા રામેશ્વર અનન્તશયન, કન્યાકુમારી ગોકર્ણ વગેરે યાત્રાઓ કરી અનેક જાતના કષ્ટ વેઠી કનકદાસ (વીરનાયક) ઉડપી આવી પહોંચ્યા ઉડપી એટલે ચુસ્ત સનાતનીઓનુ થાણુ કનક જેવા અન્ત્યજને ઊભા રહેવા કોણ દે? પછી ભિક્ષા મળવી તો દૂર જ રહી અનેક સાંસા પડ્યા પછી વાદિરાજ સ્વામીનુ ધ્યાન એમના તરફ ગયુ ઉડપીના મન્દિરની વ્યવસ્થા જુદા જુદા આઠ મઠના સ્વામીઓ પર્યાયે છે એમના મોટે મઠના મુખ્ય તે વાદિરાજ સ્વામી અસાધારણ વિદ્વાન અને ધર્મશીલ તરીકે તેમની ખ્યાતિ હતી તેમણે જોઈ લીધુ કે કનકદાસ તો પોતાના કરતા પણ ચડે એવો છે મંદિરની પૂજા થયા પછી વાદિરાજ સ્વામી રિવાજ પ્રમાણે હસ્તોદક આપે, અને પછી જ બધા બ્રાહ્મણો જમવા બેસે આ હસ્તોદક તો પ્રતિષ્ઠાના ક્રમ પ્રમાણે જ અપાય કનકની યોગ્યતા જાણ્યા પછી, વાદિરાજ મન્દિરમાથી નીકળે કે પ્રથમ કનક પાસે જાય, એમને હસ્તોદક આપે ત્યાર પછી જ બીજા બ્રાહ્મણોને તે મળે બ્રાહ્મણો આથી ખૂબ ચિડાયા. વાદિરાજે કહ્યુ 'અરે, કનકદાસ મારા કરતાયે મોટો છે એને હસ્તોદક પ્રથમ ન આપુ તો અધર્મ થાય' બ્રાહ્મણોએ પ્રમાણ માગ્યુ વાદિરાજ મન્દિરમા ગયા, અને જમણા હાથની મૂઠી વાળી બહાર આવી બ્રાહ્મણોને પૂછ્યુ 'બ્રાહ્મણો! મારા હાથમા શુ છે તે કહો' દરેકે જુદો જુદો જવાબ આપ્યો છવટે કનકનો વારો આવ્યો એ તો ભક્તિમા મગ્ન જ થઈ ગયા એમના કંઠમાથી ગાન સ્ફુર્યુ 'એ તો વાસુદેવ પરમાત્મા જ છે' જેમ જેમ ગાન ચાલ્યુ તેમ તેમ વાદિરાજના હાથનો બોજો વધવા લાગ્યો તેઓ તે ખમી ન શક્યા તેમણે મૂઠી ઉઘાડી તો તેમા શુ હતુ! એક શાલિગ્રામ અને તુલસીપત્ર

'વાદિરાજ સ્વામી એક દિવસ બ્રાહ્મણોને એકેક કેળુ આપ્યુ અને કહ્યુ 'આજે એકાદશી છે કોઈ જુએ નહી એવે ઠેકાણે જઈને આ ખાજો' બેશક કનકને પણ એક કેળુ આપ્યુ હતું બીજે દિવસે બધા ભેગા થયા પોતાની આજ્ઞાનુ પાલન કેવુ થયુ છે એ જોવા વાદિરાજે દરેક જણને પૂછ્યુ દરેક જણે ક્યા ક્યા એકાંત શોધ્યુ તે કહ્યુ એકલા કનકદાસના હાથમા કેળુ એમ ને એમ રહ્યુ હતુ એમણે કહ્યુ "જ્યા જાઉં ત્યા વાસુદેવ

છે જ. એકાંત મળે ક્યાં? એટલે હું કેળું એમ ને એમ લઈને બેઠો છું."

એક દિવસ કનકદાસને મન્દિરના તળાવમાં નાહી દર્શન કરવાનું મન થઈ આવ્યું. વાદિરાજ ઉડપીમાં ન હતા. કનકના કોડ પૂરા કરે એવું બીજું કોઈ ઉડપીમાં ન હતું. જેટલી વાર દર્શન કરવા જાય તેટલી વાર બ્રાહ્મણો એમને કાઢી મૂકે આખરે નિરાશ થઈને કનકદાસ મન્દિરની પાછળ ગયા ને ગાવા લાગ્યા. કરુણામાં એમણે પોતાનું આખું હૃદય ઠાલવી દીધું. પરમાત્માથી એ સહેવાયું નહીં. મૂર્તિ એકાએક પેલા કર્મકાંડી બ્રાહ્મણોથી વિમુખ થઈ પાછલી બાજુએ મોં ફેરવી ઊભી!

આ થયું શું? કોઇને સૂઝે નહીં. વાદિરાજ આવ્યા. એમણે બનેલી બીના જાણતાવેંત કહ્યું: "અરે, તમે કનકદાસનો કંઈક ગુનો કર્યો છે, તેથી જ વાસુદેવે આપણા આચારધર્મ તરફ પૂઠ ફેરવી છે." આખરે એમણે મન્દિરની પાછલી દીવાલમા પથરાની જાળી કોરાવી, અને કનકને દર્શન થયા! આજે પણ એ બારી કનકની બારીને નામે ઓળખાય છે. એ બારી પાસે જ કનકની કુટિ છે. આજે ત્યાં એક સંસ્કૃત વર્ગ ચાલે છે.

એક રથયાત્રાને પ્રસંગે કોણ જાણે શાથી પણ રથ કેમે કર્યો ખસે નહીં. આખરે વાદિરાજે કહ્યું: "એમ જ દેખાય છે કે કનકના સ્પર્શ વગર રથ ચાલવા દેવાની પરમાત્માની મરજી નથી."

ધન્ય છે વાદિરાજ સ્વામીને! જેમણે જોઈ લીધું કે અન્ત્યજોના સ્પર્શ વગર સમાજનું ગાડું ચાલવાનું નથી. આજે કર્ણાટકમાં ચુસ્તમા ચુસ્ત મરજાદી વૈષ્ણવ બ્રાહ્મણો કનકનાં રચેલાં ભજનો ગાઈને ભક્તિરસ કેળવે છે; એમને સંત તરીકે સ્વીકારી એમનું ચરિતામૃત ગાવામાં પોતાને પાવન થયા માને છે; અને છતાં એ જ કનકદાસના જાતભાઈઓને હડધૂત હડધૂત જ રાખે છે.

અસ્પૃશ્ય કોણ ગણાય એ વિષે કનકદાસનું રચેલું એક કાનડી કાવ્ય છે, તેનો ભાવાર્થ આ પ્રમાણે છે.

'ઓ મૂરખ, અસ્પૃશ્યને શોધવા ગામ બહાર ઢેડવાડામાં શા સારુ જાય છે? આંખ ઉઘાડીને શું તું એટલું જોઈ શકતો નથી કે એ તો અહીં ગામમાં જ છે? જે માણસની પાસે ઘણું ધન છે પણ જે બહુ જ ઓછું દાન કરે છે, તે અસ્પૃશ્ય છે; જે માણસ પોતાને બીજાના કરતાં સારો માને છે તે અસ્પૃશ્ય છે; જે માણસ અસત્ય બોલે છે કે ભૂંડી વાણીને છૂટી છૂટ આપે છે તે અસ્પૃશ્ય છે; અને જે અસુર બીજાનો જીવ લે છે તે ઘણો બૂરો અસ્પૃશ્ય છે.

'ત્યારે તું અસ્પૃશ્યને ખોળવા ઢેડવાડે શા સારુ જાય છે? એ શું ગામની અંદર બીજે ઠેકાણે મળતો નથી? જે માણસ પૈસા ઉછીના લઈ જાણે છે પણ તે પાછા આપી જાણતો નથી તે અસ્પૃશ્ય છે; જે રાંક થઈને વિષયોનો દાસ બને છે તે અસ્પૃશ્ય છે; જેનું લૂણ ખાધું હોય તેનું બૂરું કરનાર અસ્પૃશ્ય છે.

'ગામમાં નજર નાખી જો. ત્યાં ગમે તે જગાએ તને અસ્પૃશ્ય મળી આવશે. એને ખોળવા તું ઢેડવાડે શા સારુ જાય છે? જે વચન આપીને તોડે છે તે અસ્પૃશ્ય છે; જેનામાં મનની ઉદારતા નથી ને જે બધાં કામમાં પોતાના સ્વાર્થ સાધવાનો જ પ્રયત્ન કરે છે તે અસ્પૃશ્ય છે; જે પોતાની જાણમાં થયેલો અન્યાય ઉઘાડો પાડતો નથી તે અસ્પૃશ્ય છે, જે પાપી પોતાના સ્વામી ને સરજનહારની સેવા કરવાનું ભૂલી જાય છે તે અસ્પૃશ્ય છે. અસ્પૃશ્ય કંઈ ઢેડભંગીના ઘરમા જન્મતો નથી; એ તો ગામમાં ઠેર ઠેર જોવા મળે છે.'

બાપુની અનોખી વાતો : અનુ૦ ૨૦૧થી ચાલુ]

બાપુના જીવનની અનુપમતા હતી... વજ્રથી પણ કઠોર, પુષ્પથી પણ કોમળ ! લોકોત્તર પુરુષનું આ જ લક્ષણ કહેવામાં આવ્યુ છે ને ! આ રહ્યા એ પહાડી બાળકો ઉપર લખેલા પત્રો :–

ચિ૦ દુર્ગા,

તારો સરસ અક્ષરે લખાયેલો સરસ કાગળ મળ્યો છે

મહાવીર વિષે તું લખે છે એ બરોબર છે. બધાને એકસરખા ગણ્યા આવડે તે જીતે છે કાકાનો શંકર પણ આ કાફલામા આવી ગયો છે. તું બરોબર સેવાકામમા ગુંથાઈ જજે. કોઈ પણ કામમા આળસ ન કરજે અમે તો બધા મજામા છીએ

બાપુના આશીર્વાદ

—ને કહેજે કે તે આળસ મુદ્દલ ન કરે. હાથ લાલ પાણીમા બોળે છે કે ? ખાવામા મર્યાદા રાખે.

ચિ૦ દુર્ગા,

તારો સરસ કાગળ મળ્યો હજુ ચડજે ખૂબ કામ કરજે. સવારમા ઊઠવાનુ ન જ છોડવું ને ઊઠીને પ્રાર્થનામા બરોબર જાગૃત રહેવું.

મોનવાર, ૪. મ.  બાપુના આશીર્વાદ

ચિ૦ દુર્ગા,

તું રિસાઈ ગઈ છે કેમ ! કાગળ તુ ન લખે ને રિસાય પણ તું એ કેનો ન્યાય ! આશ્રમનો કે પહાડનો ! કે રિસાવાનું બહાનું કરીને લખવાનું આળસ કરે છે ? તું રોજ કેટલું કાતે છે ? બીજું શું કરે છે ? નિયમસર સવારે ઊઠે છે ! કયા અધ્યાય મોઢે કર્યા છે !

૧–૯–૩૦  બાપુના આશીર્વાદ

ચિ૦ દુર્ગા,

તારો કાગળ સારો છે. અક્ષર પણ સારા છે. સીવણકામમાં તમે બધા મારી પરીક્ષા લેશો કે મને દેશો ! તમે બધી છોકરીઓ તો વેતરતાં પણ શીખો છો. અહી મને એ બધું કોણ શીખવે ? પણ જોઈશું. મારી લાકડીઓ ચડે છે કે હું ! તારા અક્ષર મે વખાણ્યા છે તે એવી આશાએ કે હજુ વધારે સારા કરશે. ગધાબહેનનો નમૂનો તો તમ બધી છોકરીઓ પાસે છે જ. લખેલો કાગળ ફરી વાચી જવો જેથી ગફલતમાંથી રહેલી ભૂલ સુધારાય

૧૩–૭–૩૦  બાપુના આશીર્વાદ

ચિ૦ દુર્ગા,

આ વખતનો તારો કાગળ સરસ ગણું છુ. ભાષાની ભૂલો તો છે, પણ તેની હરકત નહિ લખેલા કાગળ ફરી વાચી જવાની ટેવ પાડવી એટલે કેટલીક ભૂલો સુધારી શકાય. કાંતણ પ્રાર્થના પહેલા થાય તો વધારે સરસ. સીવણમા શુ કામ કરે છે ! કલાકના રેંટિયા પર ને તકલી પર કેટલુ ને કયા આંકનું કાંતી શકે છે ? એ લખજે જો ગતિ ન કાઢી હોય તો કાઢીને લખજે. આંક કાઢતા આવડે છે ના ! પથારીમા પડતા રામનામ લે છે એ બહુ જ સારી ટેવ છે.

૩–૧૧–૩૦  બાપુના આશીર્વાદ

ચિ૦ દુર્ગા,

તારો કાગળ મળ્યો. હુ મુદ્દલ મોડો જવાબ મોકલતો નથી પણ તુ ન લખે તેથી મારો કાગળ મોડો આવ્યો ગણે છે. તારા કાગળ નીચેના અક્ષર સત્યદેવીના જ હોય તો તારા જેવા તો છે જ. એટલે હવે તારાથી થોડા દિવસમાં ચડવી જોઈએ.

૧૨–૧૦–૩૦  બાપુના આશીર્વાદ

ચિ૦ દુર્ગા,

તારા કાગળથી હજી મને સંતોષ થાય એમ નથી રોજનો કાર્યક્રમ દેજે. બરોબર લખતી થઈ જશે, પછી નવું વિશેષણ મળશે. આ વખતે અક્ષર ઠીક કર્યા છે. મૈત્રીના અક્ષર તારા કાગળ નીચે જોઈ રાજી થયો. તેના વિગતવાર કાગળની રાહ જોઈશ.

૧૭-૧૦-૩૦ બાપુના આશીર્વાદ

ચિ૦ દુર્ગા,

હવે વધુ શું લખું ? એમ શું લખે છે ? એક અઠવાડિયામાં તો ઘણું બન્યું હોય તેનું વર્ણન કરવાની શક્તિ આવવી જોઈએ તારી ઉમરની બાળાને તો સેકરો વિચારો આવતા હોય એ વિચારોનું પણ લખાય. હા, એક શરત છે. લખવાની હોશ જોઈએ તેમા મન પરોવાવું જોઈએ તું રોજનીશી લખતી હોય તેમા બધું લખતી હોય તો તેમાથી પણ લખવાના વિષયો મળી રહે.

૨૮-૧૦-૩૦ બાપુના આશીર્વાદ

ચિ૦ સત્યદેવી,

તારો કાગળ મળ્યો તારે તારું ગુજરાતી કોઈની પાસે સુધરાવી લેવું જોઈએ. ચિત્રનો મહાવરો રાખ્યો છે ? વખતોવખત તેમાં સુધારો થતો નથી જોતો.

ધર્મકુમાર મસ્તી કરે છે કે ?

૨૧-૯-૩૦ બાપુના આશીર્વાદ

ચિ૦ સત્યદેવી,

હું જેને કાગળ ન લખું તેને ભૂલી ગયો છું એમ તમે કોઈ માનો તો મારા તો બારે જ વાગે ના ? એટલા મોટા કુટુંબમાં બધાને લખાય કે ? પણ તમે બધી તો જરૂર લખી શકો.

તારા અક્ષર સુંદર છે. અને ફૂંડુ ને તેમાંનાં ફૂલમાંથી તો સુવાસ પણ આવે એવું તે ચિત્ર લાગે છે. બધું ધ્યાન દઈને કરે છે ને ? ધર્મ હજુ મસ્તી કરે છે ?

મૌનવાર બાપુના આશીર્વાદ

ચિ૦ સત્યદેવી,

હું તારા કાગળ ભૂલચૂક સુધારીને વાંચું તેના કરતાં તું જ ત્યાથી સુધરાવીને કાગળ લખે તો બેવડો લાભ થાય. તને તારી ભૂલની ખબર પડે ને મારે કંઈ સુધારવું ન પડે. એ કેવું સરસ ?

માતાજીને કહેજે મને લખે ને જણાવે હમણાં શું શું કરે છે ?

૨૨-૮-૩૦ બાપુના આશીર્વાદ

ચિ૦ સત્યદેવી,

તારો કાગળ મળ્યો. તેં ચિત્રો ઠીક કાઢ્યાં છે હવે તારે જીવતાં ઝાડ જોઈને તેની સાથે તારાં ચિત્રો સરખાવવાં જોઈએ.

તારું ચિત્ર જોયું. અસલ છોડ જાણે નજરે આવે ! અક્ષરને વળાંક બરોબર આપવા પહેલાં અક્ષર સાચો કાઢવાનું પાકું કરી લેવું જોઈએ તને સારું શીખવાની હોંશ છે એટલે કહું છું કે તારી જોડણી અત્યારથી જ સાચી કરી મૂક. કાંતવામાં આળસ ન કરતી.

૯-૮-૩૦ બાપુના આશીર્વાદ

ચિ૦ ધર્મકુમાર,

તારો કાગળ મળ્યો. શાહીથી લખવાની ટેવ પાડવી. છાપેલા જેવા અક્ષર લાવવા. તોફાન કરે છે કે ?

મૌનવાર બાપુના આશીર્વાદ

પ્યારા બાપુ




# મણકો ૩જો - અહિંસા

સંકલનકર્તા   શ્રી ચંદુલાલ બ. પટેલ

અહિંસા તમારો ધર્મ છે—તમારું કર્તવ્ય છે તે મોક્ષનું દ્વાર છે. મુસલમાનને હણીને હું સુખી થવા ઇચ્છું તો અધર્મ છે. અહિંસા પાળનાર, મુસલમાનને હિંદુને એકસમાન ગણે. અહિંસાના એજ સૂત્રે મને શીખવ્યું કે અંત્યજ મારો ભાઈ છે. અંત્યજ ભાઈને ખવરાવીને આપણે ખાઈએ પિવડાવીને આપણે પીએ.

હવે આપણે અહિંસાનું મૂળ તપાસીએ. તેના મૂળમાં નિઃસ્વાર્થતા રહેલી છે. નિઃસ્વાર્થતા એટલે દેહાભિમાનનો સર્વથા અભાવ. દેહાભિમાન—દેહાધ્યાસ—ને લઈને જ્યારે મનુષ્યને અનેક નાના મોટા દેહોનો નાશ કરતા કોઈ ઋષિમુનિએ જોયો ત્યારે તેના આદિ અજ્ઞાન વિષે ઋષિને કંપારી છૂટી ને તેણે જોયું કે, દેહના આવરણે મનુષ્ય પોતામાં રહેલા અમર આત્માને ભૂલી જાય ને આત્માનું શુભ સાધવાને બદલે પોતાના ક્ષણિક દેહનું કામ સાધે છે તેથી તે ઋષિએ સર્વસ્વના સંપૂર્ણ ત્યાગની આવશ્યકતા જોઈ. તેણે જોયું કે જો મનુષ્ય આત્માને એટલે સત્યને જોવા ઇચ્છે તો તેને સારુ માર્ગ કેવળ પોતાના દેહને જતો કરવાનો છે, એટલે કે બીજા દેહોને અભયદાન આપવાનો. આ અહિંસાનો માર્ગ.

જે મનુષ્ય અહિંસાવ્રત પાળવાનો દાવો કરે તેનાથી પોતાનું અહિત કરનાર ઉપર પણ ગુસ્સે ન થવાય, તે તેનું બૂરું ન ઇચ્છે, તેને ગાળ ન દે કે તેના ઉપર હાથ ન ઉપાડે. સામેનો માણસ જે કંઈ ઈજા કરે તે પોતે સહન કરે. આમ અહિંસાવ્રત પાળનાર તદ્દન નિર્દોષ રહે. કોઈ પણ સજીવ વસ્તુ પ્રત્યે વેર ન હોય તેનું નામ શુદ્ધ અહિંસા. આથી જીવજંતુ પશુ સુદ્ધાં પ્રાણીમાત્રને અભયદાન મળે છે. આપણી હિંસક વૃત્તિને તૃપ્ત કરવાને પ્રાણીઓને પેદા કરવામાં નથી આવ્યાં. જો આપણે ઇશ્વરની લીલા કળી શકવા હોઈએ તો તો આ સૃષ્ટિમાં તેઓનું સ્થાન ક્યાં છે તે ઘણુંયે સમજાય. પ્રાણીમાત્ર વિષે શુભેચ્છા રાખવી એ અહિંસાનું સક્રિય રૂપ છે. તે શુદ્ધ પ્રેમ છે. હિંદુધર્મ—શાસ્ત્ર, બાઇબલ કે કુરાન દરેકમાંથી મને આજ મળે છે.

અહિંસા એ સંપૂર્ણ દયા છે. જાણ્યે અજાણ્યે પણ મનુષ્ય માત્ર સ્વભાવતઃ આ

દિશામાં જ જાય છે. માણસ જ્યારે નિર્દોષની મૂર્તિરૂપ બને છે ત્યારે તે દેવ નથી થઈ જતો. ત્યારે જ તે ખરો મનુષ્ય બને છે. ચાલુ સામાન્ય દશામાં આપણે નરપશુ છીએ.

ટીકા સામે ધોલ મારવી તેને આપણે અજ્ઞાનમાં અને ઘણી વાર તો અહંકારથી મનુષ્ય જાતિનો ધર્મ ગણીએ છીએ અને તેને માટે ગુસ્સાને પોષીએ છીએ. ધર્મ તો સંયમ પાળવાનો—સબરનો—કહ્યો છે. વેર વાળવું એ તો સ્વચ્છંદ છે, તેથી તેને માટે ઘણા પ્રતિબંધની જરૂર ગણાઈ છે. અંતિમ સંયમ સિવાય સંપૂર્ણતા અપ્રાપ્ય છે, એટલે સહનશીલતા—સબર—માણસ જાતિનો ધર્મ છે.

આપણું ધ્યેય તો હમેશાં આપણાથી દૂરને દૂર ખસતું જાય છે. જેમ જેમ આપણે આગળ વધતા જઈએ છીએ તેમ તેમ આપણી ત્રુટીઓનું આપણને વિશેષ ભાન થતું જાય છે. પુરુષાર્થમાં જ આનંદ છે, પ્રાપ્તિમાં નથી, પૂર્ણ પુરુષાર્થ એ પૂરો વિજય છે.

એટલે અહિંસાની પરિપૂર્ણ દશાથી હું કેટલો વેગળો છું એનો મને દીવા જેવો ખ્યાલ છે. છતાં મારા જીવનનું સાર્થક હું પ્રેમમય થવામાં ગણું છું અને પાછો પડીશ તેમ તેમ ઊલટો વધારે બળપૂર્વક પ્રયત્ન કરીશ.

× × × × ×

નવું જન્મેલું વાછરડું કેવું આનન્દી, કેવું ચપળ હોય છે! માનું દૂધ ધાવવા આવે તે સિવાય બધો વખત કેવું નાચે છે, કૂદે છે, દોડાદોડ કરે છે! પણ જેવું ગળાની આસપાસ દોરડું વીંટાયું કે તે ધીરે ધીરે સુકાવા માંડે છે અને આનન્દીને બદલે ઉદાસ દેખાય છે. તેવી જ રીતે બાલ્યાવસ્થામાં જ્યાં સુધી બાળક ખૂબ જ આનન્દમાં અને ખુશ મિજાજમાં હોય છે, પરંતુ જેવો સંસારમાં જકડાયો, લગ્નની બેડી પગમાં પડી, કુટુંબની જવાબદારી શિર પર આવી, કે તરત બધાં સુખના સુવર્ણ સ્વપ્નાં દેખાતાં બંધ પડી જાય છે! મો પરથી નૂર ઊડી જાય છે; બસ ચિન્તા, ઉદાસીનતા, ગમગીની, બીજું કાંઈ નહીં! સારુંયે જીવન જે બાલ્યાવસ્થાની તાજગી અનુભવે છે, પ્રભાતના પવન જેવો મુક્ત, નવવિકસિત પુષ્પ જેવો સુકોમળ અને ઝાકળબિન્દુ સમાન પવિત્ર રહે છે, તેને ધન્ય છે, ધન્ય છે!

[ પૃષ્ઠ ૧૯૩, 'નવજીવન' ૨૧૧, મંગળ પ્રભાત'માંથી ]

## અનુક્રમણિકા ........................................ ૧૦ સપ્ટેમ્બર ૧૯૫૧

# મેલેરિયા

આપણા દેશમા મલેરિયાનો ફેલાવો બહોળા પ્રમાણમા છે અને તમને જાણીને નવાઈ લાગશે કે આ રોગમા દર વર્ષે અડધોથી એક કરોડ જેટલા મનુષ્યો સપડાય છે અને તેમાથી લગભગ ૧૫ લાખ જેટલા મૃત્યુ પામે છે

આવા એ ભયંકર રોગના ફેલાવાનુ કારણ મચ્છર છે મચ્છરમા પણ બે જાત છે એક 'ક્યુલેક્સ' અને બીજી 'એનોફિલિસ' 'ક્યુલેક્સ' મચ્છર આ રોગ ફેલાવી શકતા નથી એનોફિલિસ મચ્છરની માદા જ આ રોગના ફેલાવાનુ કારણ છે મચ્છર વિના આ રોગનો ફેલાવો શક્ય નથી એનોફિલિસ મચ્છરની માદા પાણીથી ભરાયેલા ખાડા કે તળાવ વગેરેમા પોતાના ઈંડા મૂકે છે આ ઈંડા લાખોની સંખ્યામા મળી આવે છે ઈંડા પરિપક્વ થતા તેમાથી મચ્છરની ઇયળ નીકળે છે આ ઇયળ શ્વાસોચ્છ્વાસ માટે પાણીની સપાટીની પાસે જ રહે છે થોડા વખત પછી આ ઇયળમાથી પૂર્ણ એવો મચ્છર પેદા થાય છે અને પોતાની પાંખ ફફડાવી ઊડી જાય છે આમ તળાવમા જ્યા સુંદર કમળ ઊગતા હોય છે <u>ત્યા સાક્ષાત્ મોત પણ છુપાયેલુ હોય છે</u>

આ એનોફિલિસ મચ્છર ઊડતો ઊડતો મેલેરિયાથી પીડાતા રોગી પાસે જઈ ચડે છે અને તેના શરીરમા પોતાની સૂંઢ ભોંકી લોહી ખેંચી લે છે આ લોહી સાથે મેલેરિયાના જંતુઓ પણ આવે છે ત્યારબાદ એ જ મચ્છર, તંદુરસ્ત મનુષ્યના શરીરમા ડંખ મારીને આ જંતુઓ દાખલ કરે છે જંતુઓ શરીરમા દાખલ થયા પછી થોડા જ વખતમા બેથી ત્રણ ગણા થઈ જાય છે અને તંદુરસ્ત મનુષ્યને પોતાનો પરચો બતાવે છે આમ એ રોગનો દૂર દૂર ફેલાવો થતો જ જાય છે

આવા એ રોગનો ફેલાવો આપણે અટકાવી ન શકીએ? જરૂર અટકાવી શકીએ ગામમા પાણીથી ભરાયેલા ખાડાઓ વગેરે માટીથી પૂરી નાખવા કે જેથી મચ્છરના ઉત્પત્તિસ્થાન જ જતા રહે તળાવ વગેરેના પાણીમા ડી ડી ટી નો છંટકાવ કરવો અને પીવાના પાણીમા માછલીઓ નાખવી જેથી મચ્છરના ઈંડામાથી ઉત્પન્ન થતી ઇયળનો નાશ થાય હવામા રહેલા મચ્છર સામે જલદ પગલા ભરવા માટે ડી ડી ટી નો હવામા છંટકાવ કરવો કે જેથી તેની અસર ઝડપથી થાય અને તેની અસર લાંબા વખત સુધી કાયમ રાખવા જમીન પર છંટકાવ કરવો

ધૂપ મચ્છરદાની વગેરેનો ઉપયોગ કરીને પણ મચ્છરને આવતા અટકાવી શકાય છે શરીરના ખુલ્લા ભાગ ઉપર મચ્છરને ન ગમતી વાસવાળા તેલ લગાડવા (દા ત ઘાસતેલ) કે જેથી મચ્છર પાસે નહિ આવે ઘરની ભીંતો પર બદામી રંગ લગાડવાથી પણ મચ્છર આવતા અટકશે ઘરના બારી બારણા જાળીવાળા અને બહાર ઉઘડતા રાખવા

દિલ્હીમા સ્થપાયેલી 'મેલેરિયા નિવારણ સમિતિ'એ આ બાબતમા સક્રિય પગલા લીધા છે અને આસામમાથી મેલેરિયાને નાબૂદ કરવાનો જબરો પ્રયત્ન કર્યો છે, આપણી ફરજ છે કે આપણે આ સમિતિને સક્રિય મદદ આપી તેને મેલેરિયા સામે લડવાને શક્તિમાન કરીએ

ગિરીશ દેસાઇ

# પ્રાર્થના પછી

નમ઼ેદાભાઈ મહેતા

[ ગયા મે માસમાં બીજા કાયદા શિબિર વખતે પ્રાર્થના પછી પ્રવચનો થતાં હતાં એ પ્રવચનોમાં સત્યાદય દૃષ્ટિએ વિશદ રીતે સમજાવવામાં આવી છે બાપુજીના વિચારોને સમજવા તેમ જ જીવનમાં ઉતારવા પ્રયત્ન કરનાર વાચકને એ અતીવ ઉપયોગી થઈ પડે એમ છે 'નારાયણ બાપુમાં કેમ રમે તે નમ઼ેદ. ઘ.] -

આજે તમને બધાને ખબર હશે કે, એક માણસ રાતે આમ તેમ ફરતો હતો કંઈ કંઈ બોલતો હતો અને આપણામાંના કેટલાકને એ જગાડીને પૂછતો હતો એના મગજનું કંઈ ઠેકાણું ન હતું એને ચિત્તભ્રમ થયો છે ચિત્તભ્રમનો અર્થ એ કે, વિવેક શક્તિ ઝાંખી પડી જાય એ અર્થમાં આ દુનિયામાં ૯૯ા ટકા લોકો ચિત્તભ્રમથી પીડાય છે દુનિયામાં જેને વ્યવહાર કુશળ કહેવામાં આવે છે તે પોતાની વિવેકશક્તિ સૂક્ષ્મ રીતે વાપરે છે વિવેકશક્તિની સાથે જીવનના આદર્શો અને ધ્યેયનો મેળ મેળવવાનો હોય છે સમાજની વિવિધ લાલચોમાંથી પસાર થવાનું હોય છે છતાં જે પોતાનો માર્ગ કાઢે તે વ્યવહાર કુશળ છે જે ઘણી ભૂલો કરે છે સામાન્ય બુદ્ધિનો ઉપયોગ કરતો નથી તેને આપણે કહીએ છીએ કે, એનું 'ચક્કર' ખસી ગયું છે વિવેકશક્તિ એ જ મનુષ્યની વિશિષ્ટતા છે પશુ કરતાં માનવી ચડે છે, કારણ કે તેનામાં વિવેકશક્તિ છે એ ખૂએ એટલે માનવી પશુતુલ્ય બની જાય છે ગીતાજી આપણને જ્ઞાની થવાનું સ્થિતપ્રજ્ઞ થવાનું ભક્ત બનવાનું, ગુણાતીત થવાનું અને દૈવીસંપત્તિ પ્રાપ્ત કરવાનું કહે છે આ બધા જુદા જુદા આદર્શો છે છેવટે માણસે વિવેક બુદ્ધિવાળા થવું પડે છે અને આ બધાનો સૂક્ષ્મભેદ કરતા આવડે તેની વિવેક-બુદ્ધિ ખીલેલી છે વિવેક બુદ્ધિ વધારી શકાય છે અને ઘટાડી પણ શકાય છે આ પ્રયત્નથી એ વધે છે

પોતાના સ્વ. દૃષ્ટિએ અને સમાજના વિકાસ અને કલ્યાણની દૃષ્ટિએ જે પગલું ભરે તે ડાહ્યો ગણાય છે સત્ય બોલવાવાળો પણ કોઈ વાર ખાડામાં ખપી જાય છે, સત્ય જેવી મોટી ચીજ કોઈ નથી સત્ય પાલન, સત્યનો સાક્ષાત્કાર એ બાપુજીનો આદર્શ હતો પણ એ સત્યના આગ્રહની મર્યાદા છે, એનો અતિરેક થાય તો સત્ય તે સત્ય મટી જાય છે સત્યની શોધમાં વિવેક એ આપણને માર્ગ બતાવે છે એ મોટી બક્ષીસ માનવજાતને મળેલી છે એ વધારવા માટેનો ઇલાજ બુદ્ધિનો સૂક્ષ્મ રીતે વિકાસ કરવો એ છે વિવેક ચોપડી વાચવાથી કે તર્ક કરવાથી આવતો નથી બહુ ચોપડીના વાચનથી માહિતી વધે પણ વિવેક-શક્તિ હંમેશા ખીલે જ એવું નથી હોતું આ વિવેક-શક્તિ જેટલી વધુ કેળવાય તેટલો આપણો વધુ વિકાસ થયો સમજવો અને જીવનની સફળતા પણ એના પર અવલંબે છે




# ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]



વર્ષ ૪ | ૩૦ ઑક્ટોબર–૧૯૫૧ | અંક ૯


## સરદારશ્રીની વાણી

[બાપુજીના સાંનિધ્યમાં રહીને સરદારશ્રીની આધ્યાત્મિક બાજુ પણ વિકાસ પામી હતી. તેથી સરદારશ્રીની વાણીમાં આપણને જીવનના સત્યોનો પણ અનુભવ થાય છે. સરદારશ્રીનાં ભાષણોમાંથી એવાં વિચારરત્નો સંકલિત કરી અહીં આપવા પ્રયાસ કર્યો છે.]

દુઃખ વિના સુખ નથી સમજીને દુઃખ વેઠવું એ સારામાં સારો રસ્તો છે.

*

કઠોરમાં કઠોર હૃદયને પણ પ્રેમથી વશ કરી શકાય છે, અને સામાની કઠોરતાના પ્રમાણમાં આપણો પ્રેમ તેટલો જ સબળ હોય તો જરૂર આપણે જીતી શકીએ.

*

સત્તાધીશોની સત્તા તેમના મૃત્યુ સાથે જ સમાપ્ત થાય છે, જ્યારે મહાન દેશભક્તોની સત્તા તેમના મૃત્યુ પછીથી જ ખરો અમલ ચલાવે છે.

*

કોઈ માણસ પથ્થરને હીરો માની લાંબા કાળ સુધી સાચવી રાખી ભીડને પ્રસંગે વટાવવા જાય અને પસ્તાય તેમાં પથ્થરનો શો દોષ?




મલિન રાજનીતિ ચલાવનાર સરકારને ઉચ્ચ ચારિત્ર્યવાન પુરુષનો હંમેશાં ભય રહે છે, પણ શુદ્ધ રાજનીતિવાળા રાજ્યના તો એવા જ પુરુષો સ્તંભરૂપ છે.

*

પ્રજાની ઉન્નતિનો આધાર તેની હિંમત, તેના ચારિત્ર્ય અને તેની ભોગ આપવાની શક્તિ ઉપર રહેલો છે.

*

આપણે ન્યાય મેળવવો હોય ને સ્વતંત્રતા પ્રાપ્ત કરવી હોય તો, આપણા પોતાના દોષ જોતાં અને સુધારતાં, સહનશીલતા, આત્મશ્રદ્ધા અને ધૈર્ય રાખતાં ભોગ આપતાં દશામાં જેમની પાસેથી આપણે ન્યાય લેવો છે તેમના દોષો જોવા કરતાં તેમનામાં રહેલા ગુણો અને ચારિત્ર્યનું અનુકરણ કરતાં શીખવું જોઈએ.

જેનામા માણુસાઈ હોય તે માણુસથી ડરતો નથી.

*

એક જ વાત ધ્યાનમાં રાખવાની છે. કે મરવાનું એક જ વખત છે દરેકને માટે ફાંસી અને વાંસ સિવાય બીજું છે જ નહિ.

*

ગામની શોભા ગામના વકીલો કે ડૉક્ટરો ઉપર નથી, પણ ગામે કેટલા સેવકો પેદા કર્યા તે ઉપર છે.

*

આપણે ડર કાઢી બીજાને ડરાવીએ તેના જેવું એકે બીજું પાપ નથી; માટે તમે ઈશ્વરનો ડર રાખો.

*

આપણી દુઃખ સહન કરવાની શક્તિ ઉપર જેટલો જીતનો આધાર છે, તેના કરતાં આપણી શાંતિ જાળવવાની શક્તિ ઉપર જીતનો વધારે આધાર છે.

*

અસહકારનો પ્રાણ જ અહિંસા છે; હિંસા એનું મૃત્યુ છે.

*

પશુબળ વાપરવાના પરિણામે આપણને જ વધારે સોસવાનું રહે છે અને આપણે ઊંચે નથી ચડતા પણ નીચે ને નીચે પડતા જઈએ છીએ.

*

બે જાતની માખી હોય છે : એક માખી દૂર જંગલમાં જઈ ફૂલોમાંથી રસ લઈ મધ બનાવે છે. બીજી માખી ગંદા ઉપર જ બેસે છે, અને ગંદકી ફેલાવે છે. એક માખી જગતને મધ આપે છે, ત્યારે બીજી ચેપ ફેલાવે છે. એ માખીને તમારી પાસે આવવા દેશો જ નહિ. ગંદકી અને મેલ જ તમારામાં ન રાખશો કે તમારી પાસે એ માખીઓ આવે. (ક્રમશઃ)

સંકલનકર્તા : મુ૦ ક૦

---

કોઈ જગાએ આપણું કશું છે નહીં. આપણે ભગવાનને ખોળે બેઠેલા છીએ. આપણા જેવા કોઈ સુખી નથી જેણે કોઈનું પડાવ્યું નથી એને દુઃખ નથી આવતું. આપણું ઈશ્વર સિવાય કોઈ છે નહી. રાજ જશે તો લૂગડાં ખ ખેરી નાખીશું. આપણું શું જવાનું ? પણ આપણે એક વસ્તુ સમજી લેવાની છે કોઈ પણ પ્રકારની અવ્યવસ્થા થાય તો કૂતરાં–બિલાડાને મોતે નથી મરવું. ગાંધીજી પાસેથી એક વસ્તુ શીખવાની છે : નિર્ભયતા. આ જિંદગીમાં તમારી સામે જે અવસર આવ્યો છે એવો કોઈ ભવમા નહીં આવે.

× × × ×

આ શરીર પંચમહાભૂતનું બનેલું છે. માટી થોડી ઘરડી થાય છે; પણ અંદરની ચિણગારી તેજ રહેવી જોઈએ ગાંધીજીનું શરીર કમજોર હતું પણ તેઓ દુનિયાભરમાં સૌથી વધારે તાકાતવાળા હતા. આપણે ઉંમરનો નહીં પણ કામનો વિચાર કરવો જોઈએ.

મજૂરોનો, શ્રમજીવીઓનો જમાનો છે તેમનો ઉદય થઈ રહ્યો છે. રશિયામાં ધનિકોને ખતમ કર્યા. ગાંધીવાદમાં અને એમાં એટલો જ ફરક છે કે એક પ્રેમથી કામ લે છે, બીજો તલવારથી લે છે.

દુનિયામાં સૌથી મહાન વ્યક્તિ મહાત્મા ગાંધી સલાહ આપે છે કે તલવારનો રસ્તો જાનવરનો છે, મનુષ્યનો નથી તેઓ કહે છે કે કોઈને મારવો પીટવો નહીં કોઇ મારે તો શાંતિથી સહન કરી લેવું. આ હિન્દુસ્તાનની સભ્યતા છે, સંસ્કૃતિ છે, પણ એમનો અવાજ કયાં સુધી પહોંચે છે એ વિચારવાની વાત છે. તલવારનો ખેલ ખેલનારાઓ કરતાં આ ખેલ વધારે બહાદુરી ભરેલો છે. મહાત્મા ગાંધીને ઉપોદ છે કે હિન્દુસ્તાનમાં આ શક્તિ પડેલી છે. પણ આપણને એ જણાતી નથી.



આરાઆરુ

# બે દીવાલોની કરુણ કથા !

શ્રીમન્નારાયણ અગ્રવાલ

### કબીરની પુણ્ય ભૂમિ

કેટલાક મહિના પહેલા હું ગોરખપુરનુ આરોગ્યમંદિર જોવા ગયો હતો. શ્રી. મહાવીર પ્રસાદજી પોદ્દારની પ્રેરણાથી ત્યાં લગભગ બે અઠવાડિયા રહ્યો. ગોરખપુરની આજુબાજુ ભગવાન બુદ્ધના જીવન-સબંધી કેટલાય પ્રાચીન સ્થાનકો છે એ હું જાણતો હતો. પરંતુ મહાત્મા કબીરની પુણ્યભૂમિ પણ ગોરખપુરથી આશરે ૧૫ માઈલ જ દૂર છે એ જાણીને મને ખૂબ આનંદ થયો. તે સ્થાનનું નામ <u>મગહર છે</u>. તે ઓ. ટી. રેલવેનું એક નાનું સ્ટેશન પણ છે. કબીરની સમાધિ સ્ટેશનેથી અડધોએક માઈલ છેટે છે. ત્યાંના સફેદ મકાનો ગાડીમાં આવતા જતા મુસાફરો સ્પષ્ટ રીતે જોઈ શકે છે. નજીકમાં જ મગહર ગામ છે જ્યાં વણાટનું કામ જૂના વખતથી હજી ચાલ્યા કરે છે.

### ચેતનનો જડ અનરોપ

કબીરના વ્યક્તિત્વને માટે મારા મનમાં ખૂબ આદર અને પ્રેમ છે. તેમનાં ભજન સરળ છતાં અત્યંત માર્મિક છે. તેઓ એક પહોંચેલા સંત તો હતા જ, પરંતુ એમણે આ દેશમાં હિંદુઓ અને મુસલમાનોમાં પરસ્પર પ્રેમ પ્રસ્થાપિત કરવા પોતાની બધી શક્તિનો ઉપયોગ કર્યો અને બન્ને જાતિઓને ધર્મઝનૂનથી બચાવવાનો પ્રયત્ન કર્યો.

"અલ્લા ગૈબ સકલ ઘટ ભીતર,
હિરદૈ લેહુ બિચારી ।
હિન્દૂ-તુરક દુહૂ મહઁ એકૈ,
કહૈ 'કબીર' પુકારી ।"

પ્યારાખાપુ

તેથી મગહરમાં તેમની સમાધિ જોવાની મને સહજ ઈચ્છા થઈ આવી. અને એક દિવસે હું ત્યાં ગયો. એમ કહેવાય છે કે, જ્યારે કબીરનો દેહાન્ત થયો ત્યારે હિંદુ અને મુસલમાન કબીરના શરીરના અંતિમ સંસ્કાર કરવાની બાબતમાં પરસ્પર લડવા લાગ્યા. મુસલમાનો તેમના શરીરને દફનાવવા માગતા હતા, અને હિંદુઓ તેને બાળવા ઈચ્છતા હતા. છેવટે જ્યારે ચાદર ઉપાડીને જોયું તો કબીરના મૃત-દેહની જગાએ કેવળ બે ફૂલ પડ્યા હતા. એક ફૂલ હિંદુઓએ લઈ લીધું અને બીજું મુસલમાનો લઈ ગયા. બન્નેએ પોતપોતાના ધર્મ પ્રમાણે કબીરની સમાધિઓ બનાવી. <u>આજે</u> પણ <u>એ</u> બન્ને સમાધિઓ-મંદિર અને મસ્જિદ-હયાત છે અને બન્નેમાં ભજનકીર્તન થાય છે.

### દિલના બે ટુકડાની વાત

પહેલાં હું હિંદુઓના મંદિરમાં ગયો. ત્યાં બે કબીરપંથી પરસ્પર ચર્ચા કરતા હતા. ત્યાં ગયા પછી ખબર પડી કે, રોજ સાંજે ત્યાં કબીર-વાણી ગાવામાં આવે છે. દર વર્ષે આસો સુદ પૂનમને દિવસે બનારસના મહંત શ્રી રામવિલાસદાસજી મગહરમાં પધારે છે, અને તે દિવસે મોટો ઉત્સવ ઉજવવામાં આવે છે. તે ઉત્સવને ભંડારો કહે છે. થોડો વખત બેઠા. પછી મેં મુસલમાનોની મસ્જિદમાં જવાની ઈચ્છા કરી.

"અહીં તો રસ્તો નથી, સાહેબ !" જવાબ મળ્યો.

"કેમ ?" મેં આશ્ચર્ય સાથે પૂછ્યું.

"વચ્ચે દીવાલ છે."

"બન્નેની વચ્ચે દીવાલ શા માટે?"

"એ ન પૂછો સાહેબ! એ તો ઘણા વખતથી છે."

"શું અહીંથી ત્યાં જવા માટે દીવાલમાં એક નાનો સરખો દરવાજો પણ નથી?" મેં પૂછ્યું.

"જી, ના. દરવાજો રાખવાનું પ્રયોજન શું? અમારું ત્યાં આવવા જવાનું જ બંધ છે!"

આ શબ્દો સાંભળી મને ખૂબ દુઃખ થયું. હિંદુ અને મુસલમાન બન્ને કબીરપંથી છે. કબીરે બન્ને જાતિઓ વચ્ચે એકતા પ્રસ્થાપિત કરવા અકથ્ય પ્રયત્નો કર્યા; તો પણ બન્ને વચ્ચે એકતા ન થઈ શકી. બન્નેની વચ્ચે આંધ દીવાલ ઊભેલી છે.

આ પણ કબીરના નામ પર!

મંદિરની બહાર જઈને પછી હું મસ્જિદ તરફ ગયો. અંદર જઈને મેં એક મુસલમાન કબીર પંથી સાથે વાતો કરી. તે ઉપરથી જાણવા મળ્યું કે, ત્યાં પણ વર્ષમાં એક વાર મોટો ભંડારો થાય છે.

"ભંડારા વખતે આપ બધા—હિંદુ અને મુસલમાન—એક સાથે ખાઓ પીઓ છો ને?" મેં સહજ ભાવે પૂછ્યું.

"ના સાહેબ, અમે લોકો આટો, દાળ, ચોખા, ખાંડ વગેરે મંદિરમાં મોકલીએ છીએ અને ભોજન ત્યાં તૈયાર થાય છે."

"અને હિંદુ ભાઈઓ આપ લોકોને માટે ભોજન-સામગ્રી મોકલે છે?"

"ના જી. ત્યાંથી તૈયાર ભોજન આવે છે!"

"એમ શા માટે? હિંદુ ભાઈઓ આપનું તૈયાર કરેલું ભોજન કેમ નથી ખાતા? આપ બન્ને કબીરપંથી છો ને?"

"જી હા, અમે બધા કબીરપંથી છીએ. કોઈ માંસ ખાતું નથી. પણ હિંદુઓ અમારા હાથનું તૈયાર ભોજન નથી ખાતા! અમે તો તેમનું બનાવેલું ભોજન ખાઈ લઈએ છીએ."

૮૦ વર્ષ પહેલાંનો સંકેત!

છેવટે કબીરપંથીઓએ પણ સ્પૃશ્યા-સ્પૃશ્યને કાયમ રાખી! આ જાણીને મને બહુ દુઃખ થયું. હિંદુ અને મુસલમાનો વચ્ચેની આ સ્પૃશ્યાસ્પૃશ્યની ખાઈએ જ અંતે ભારતના બે ટુકડા કર્યા; બે વચ્ચે એક દીવાલ ઊભી કરી, અને ભાઈ ભાઈ વચ્ચે વિદ્વેષની જ્વાળા સળગાવી!

"આ દીવાલ શું, શરૂઆતથી જ હતી?" મેં જાણવા ખાતર પૂછ્યું.

"જી, ના પહેલાં નહોતી. પણ હિંદુ મુસલમાનોના વચ્ચે ઝઘડા ચાલુ રહ્યા; તેથી લગભગ એંશી વરસ પર એક અંગ્રેજ અમલદારે બે વચ્ચે એક દીવાલ ઊભી કરી દીધી!

પાકિસ્તાનના મૂળનાં ભયાનક દર્શન!

એક અંગ્રેજ અમલદારે મગહરમાં હિંદુ-મુસલમાન કબીરપંથીઓ વચ્ચે દીવાલ ઊભી કરાવી! અને એંશી વરસ પછી એક અંગ્રેજ ગવર્નર-જનરલે દેશના હિંદુ અને મુસલમાનોની વચ્ચે રાજનૈતિક ભીંત ઊભી કરી! દેશના બે ટુકડા થઈ ગયા. વચ્ચે એક દરવાજો પણ જોવા નથી મળતો! કેટલો કરુણા-જનક આ ઇતિહાસ છે! પાકિસ્તાનની ઉત્પત્તિના મૂળનાં દર્શન મને એંશી વર્ષ પૂર્વે બનેલી મગહરની આ દીવાલમાં થયાં! તે દર્શન કેટલું ભયાનક હતું!



# બાપુની અનોખી વાતો

શશિનાથ ત્રિવેદી

[ ૧૦ ]

તે દિવસોમા બાપુજી સેવાગ્રામ–આશ્રમમા રહેતા હતા ૧૯૩૯નો જમાનો હતો મહાગુજરાત બાપુનો વિરોધ કરવાનુ એક તોફાની મોજુ ફરી વળ્યુ હતુ મરાઠી ભાષાના અનેક સમાચાર–પત્રો, સામયિકો અને પત્ર–પત્રિકાઓમા બાપુના વિરોધમા સારુ–નરસુ ખૂબ ખૂબ લખાવા લાગ્યુ હતુ બાપુને જનતાની નજરમા નીચા પાડવા માટે બધી રીતની કોશિશ કરવામા આવતી હતી. તેમના પર જાતજાતના આરોપ અને આક્ષેપો કરવામા આવતા હતા એવુ લખવામા અને કહેવામા આવતુ હતુ કે, તેમના જેવો સ્વાર્થી, અપ્રામાણિક ઢોગી અને ચારિત્ર્યહીન માણસ બીજો કોઈ છે જ નહિ મનુષ્યના દુર્ગુણોને કલમની મદદથી જેટલા કાળામા કાળા ચીતરી શકાય તેટલા ચીતરવામા કેટલાક લેખકો, પ્રચારકો, વિદ્વાનો અને વિચારકો કહેવાતા લોકો પ્રયત્ન કરી રહ્યા હતા

તે વખતે સંજોગો પણ એવા ઊભા થયા કે, મધ્યપ્રાતના કૉંગ્રેસી મંત્રીમંડળમાથી ડૉ. ખરેને ખસી જવુ પડ્યુ હતુ તે દિવસોમા તે મધ્યપ્રાતની સરકારના પ્રધાનમંત્રી હતા તે પ્રધાનમંત્રી પદેથી છૂટા થયા એટલે મહારાષ્ટ્રના ગાધી–વિરોધી મિત્રોને બાપુની વિરુદ્ધ પ્રચાર કરવાનુ એક મોટુ સાધન મળી ગયુ તેઓએ આ ઘટના ઉપરથી એવુ સિદ્ધ કરવાની કોશિશ કરી કે, ગાધી મહારાષ્ટ્રનો અને મહારાષ્ટ્રીઓનો દુશ્મન છે

તે જ દિવસોમા વર્ધામા કેટલાક લોકો એકાએક બીમાર પડ્યા જે દિવસે આ લોકો બીમાર પડ્યા, તે દિવસે એમના ઘણાખરાએ ખજૂરીનો તાજો રસ નીરો પીધો હતો દારૂબદીના આદોલન વખતે બાપુએ નીરા–પાનના પ્રચારને ઉત્તેજન આપ્યુ હતુ સંજોગવશાત્ તે દિવસે વર્ધામા જે લોકોએ નીરો પીધો હતો તેમાના ઘણાખરા મહારાષ્ટ્રીઓ હતા જે લોકો બીમાર પડ્યા હતા તેમાના બે ત્રણ તો થોડા કલાકમા કૉલેરાના શિકાર થઈ ગયા તેઓને મોતના મુખમાથી પાછા

લાવવા માટે ડાક્તરો અને નર્સોને દિવસ-રાત ખૂબ મહેનત કરવી પડી મહારાષ્ટ્રના ગાંધી-વિરોધી મિત્રોએ આ આકસ્મિક દુર્ઘટનામાં પણ બાપુના મહારાષ્ટ્ર દ્વેષના દર્શન કર્યાં, અને માની લીધુ કે, નીરા પાઈને કેટલાક સારા, શક્તિશાળી મહારાષ્ટ્રીય જુવાનોને અને વિદ્વાન સેવકોને મોતને રસ્તે લઈ જવાનુ એક ભયાનક ષડ્યંત્ર રચવામા આવ્યુ હતુ!

તે જ દિવસોમા પૂનાથી 'પ્રસાદ દીક્ષા' નામનુ એક મરાઠી પુસ્તક પ્રકાશિત થયુ તે પુસ્તકમા જે પત્રો બાપુએ સાબરમતી આશ્રમની પોતાની એક મરાઠી શિષ્યાને અવારનવાર લખ્યા હતા, એ પત્રોનો મરાઠી અનુવાદ આપવામા આવ્યો હતો. બાપુનુ જીવન જેટલુ બહારથી નિર્મળ હતુ, તેટલુ જ અદરથી પણ નિર્મળ રાખવાની તેઓ પોતાના તરફથી પૂરેપૂરી કોશિશ કરતા હતા બાપુએ પોતાની આ મહારાષ્ટ્રીય શિષ્યાને જે પત્રો લખ્યા હતા, તેમા તેમણે પોતાનુ દિલ ખોલીને વ્યક્ત કર્યું હતુ મનમા ચોરી રાખીને તો કદી કોઈ વાત તેઓ કહેતા કે લખતા નહિ આ પત્રોમા તેમણે સ્ત્રી-પુરુષોના વૈવાહિક જીવનની બાબતમા પણ પોતાના અનુભવની કેટલીક વાતો નિસકોચ ભાવે લખી હતી મહારાષ્ટ્રના ગાંધી-વિરોધી મિત્રોએ તેનો ખૂબ વિરોધ કર્યો, અને તે પત્રોનો ઉપયોગ કરીને બાપુને જેટલા બદનામ કરી શકાય એમ હતુ તેટલા બદનામ કરવામા તેઓએ જરા પણ કસર રહેવા ન દીધી

આ રીતે મહારાષ્ટ્રના ગાંધી-વિરોધી મિત્રોને બાપુની વિરુદ્ધ ઝેરીલો પ્રચાર કરવાની જે સધિ આ ત્રણ ઘટનાઓએ આપી તે કારણે મહારાષ્ટ્રના કેટલાયે સુશીલ, સુવિચારી અને સુસસ્કૃત ભાઈબહેનોના મન બહુ જ વ્યથિત થયા તેઓ સારી રીતે જાણતા હતા કે, તેમના પ્રાતમા કેટલાક લોકો દ્વારા બાપુને વિશે જે પ્રચાર કરવામા આવે છે, તે બિલકુલ જૂઠો, ઘૃણિત અને રાગદ્વેષથી પ્રેરિત છે પણ તેઓને સમજાતુ ન હતુ કે, તેઓ આ બધા ઝેરીલા પ્રચારને રોકવાને સારુ શુ કરે?

આવા લોકોમા મુબઈના શ્રીમતી અવન્તિકાબાઈ ગોખલે પણ હતા તે બાપુને દક્ષિણ આફ્રિકાના સમયથી ઓળખતા હતા બાપુની સાથે તે રહ્યા પણ હતા અને તેમને સોંપેલુ કામ કરતા હતા બાપુ પ્રત્યે તેમની ભક્તિ ખૂબ ઊંડી હતી એમનો નિયમ હતો કે, દર વરસે બાપુના જન્મદિને તેમની સેવામા પોતાને હાથે કાતેલા સૂતરની ધોતી બાપુને માટે મોકલવી, અને તેમની પાસે આશીર્વાદ માગવા ૧૯૩૯ના ઑક્ટોબર મહિનામા બાપુનો જન્મદિન આવ્યો શ્રીમતી અવન્તિકાબાઈ ગોખલેએ દર સાલની માફક આ વરસે પણ પોતાને હાથે કાતેલા સૂતરની ધોતી બાપુને માટે મોકલી, અને સાથે પત્રમા પોતાના દિલની ઊંડી વ્યથા પ્રકટ કરીને બાપુનુ ધ્યાન મહારાષ્ટ્રમા ચાલતા ગાંધી વિરોધી પ્રચારની તરફ ખેચ્યુ તેમણે લખ્યુ હતુ "આપની વિરુદ્ધમા મરાઠી જગતના પત્ર-પત્રિકાઓમા અહીં જેવો ઝેરીલો પ્રચાર થઈ રહ્યો છે, તેને સહન કરવાની શક્તિ મારામા રહી નથી મન અત્યત દુખી છે આપ બિલકુલ મૌન છો ન કઈ લખો છો, ન કઈ બોલો છો અમને કઈ રસ્તો સૂઝતો નથી કોઈ એવો ઉપાય લેવો જોઈએ, જેથી આ ઝેર વધારે ફેલાય નહિ"

બાપુએ શ્રીમતી અવન્તિકાબહેનના આ વ્યથાભર્યા પત્રનો જે ઉત્તર લખ્યો, તેમા બાપુના જીવનની સાચી મહાનતા પ્રકટ થઈ તેમણે [ અનુસધાન પૃષ્ઠ ૨૪૮મે પાને ]



# રવીન્દ્ર મનન

કાકા કાલેલકર



એક અન્યોક્તિમા ભર્તૃહરિએ કહ્યુ છે 'હે મેઘ, કોણ નથી જાણતુ કે ચાતકનો એક માત્ર આધાર તુ જ છે! તો પછી ચાતકના મુખે યાચનાની રાહ તુ શા માટે જુએ છે?" તે કંઈ માગે એ પહેલા જ તુ તેના મુખ સુધી અમૃત પહોચાડી દે, તેમા જ તારુ ગૌરવ છે

કુલીન માણસને મુસીબતની ઘડીએ કોઈની સામે હાથ લબાવવો પડે તો મરવા જેવું લાગે છે જે સજ્જન છે તે આ વાત સમજતો હોવાથી જાતે જ – તે ન માગે તોયે, અને કેઇ કોઈ વાર તેને ખબર ન પડે એ રીતે તેને મદદ પહોચાડે છે આવી મદદને ગુપ્તદાન કહેવામા આવે છે

બાળક થાકી જાય તો મા – બાપ એવી રાહ નથી જોતા કે તે મોઢેથી કહે કે હવે મારાથી વધારે કામ થશે નહી ' તેઓ તો પહેલાથી જ કહે છે હવે તુ જરા બેસી જા થોડો આરામ લે કંઈ ખાઈ લે, પી લે, અને પછી તાજેમાજે થઈ જા કામ તો પછી કરવાનુ જ છે ને! ઉતાવળ શી છે? થોડો વખત દમ તો ખા'

રોજ સાજે પ્રકૃતિમાતા પણ પ્રાણીમાત્રને કહે છે, ' દિવસભર ખૂબ શ્રમ કર્યો હવે શ્રમથી કંટાળી જાઓ એ પહેલા મે ઓઢ લેતી નિદ્રાને આધીન થઈ જાઓ જેથી તમારો બધો થાક ઊતરી જાય અને નવી તાકાત તેમ જ નવો ઉત્સાહ લઈને નવા દિવસ માટે તૈયાર થઈ શકો' દર વરસે વૃક્ષોમા પ્રકૃતિમાતા નગ્ન ડાળીઓને તેમ જ જર્જરિત વૃક્ષોને સુવાડી દે છે, અને પછી તેને વસતઋતુ કરીને નૂતનદાન કરે છે. સાપ પણ ઘરડી થઈ ગયેલી સૂકી કાચળી ઉતારીને ફરીથી તારુણ્યની નવી તાજી કાચળી ધારણ કરે છે

ભગવાનના ઘરનુ મૃત્યુ પણ આવા પ્રયોજનથી પોતાનુ કામ કર્યે જાય છે એટલે જ પુરાણકારોએ મૃત્યુને "મહા નિદ્રા"ની ઉપમા આપી છે આપણે જો વસતઋતુના આગમનને અને સૃષ્ટિ નવપલ્લવિત થાય છે તેને એક મહોત્સવ માનતા હોઈએ, તો પછી આપણને મૃત્યુ પછીના પુનર્જન્મનો ઉલ્લાસ શા માટે ન થાય? વળી જો આપણને પુનર્જન્મમા વિશ્વાસ હોય અને તે ઇષ્ટ લાગતુ હોય, તો પછી મૃત્યુથી ભડકવાનુ શુ કારણ છે? આપણે શુ પ્રાર્થના નથી કરતા કે, "ભગવાન, હુ થાકી ગયો છુ હવે મને નિદ્રા આપ!"? એ જ રીતે આપણે કરુણાઘન પાસે યાચના શા માટે ન કરીએ કે, "જિંદગીમા હવે કંઈ સાર રહ્યો નથી તુ મને નિ સત્ત્વ જીવન વિતાવવા કરતા તેમાથી છુટકારો આપ મારી ફજેતી ન થવા દે. મારી લાજ જશે તો તારી પણ લાજ જશે. માટે મને જલદી મૃત્યુ આપ, જેથી હુ જરા થાક ખાઈને તાજો-માજો થઈ નવી જીવનયાત્રા ફરીને શરૂ કરી શકુ."? મનુષ્ય – જીવન અને

પ્રાકૃતિક જીવનના આ અભેદને સમજીને
તેમ જ સ્વીકારીને જ કવિ આ પ્રાર્થના કરે છે:

દિવસ જદિ સાંગ હલ, ના જદિ ગાહે પાખિ,
ક્લાન્ત બાયુ ના જદિ આર ચલે,
એબાર તબે ગભીર કરે ફેલો ગો મોરે ઢાકિ
અતિ નિબિડ ઘન તિમિર તલે–
સ્વપન દિયે ગોપને ધીરે ધીરે
જેમન કરે ઢેકેછ ધરણી રે,
જેમન કરે ઢેકેછ તુમિ મુદિયા પડા આઁખિ,
ઢેકેછ તુમિ રાતેર શતદલે।
પાથેય જાર ફુરાયે આસે પથેર માઝખાને,
ક્ષતિર રેખા ઉઠેછે જાર ફુટે,
બસનભૂષા મલિન હલ ધુલાય અપમાને,
શક્તિ જાર પડિતે ચાય ટુટે–
ઢાકિયા દિક તાહાર ક્ષતવ્યથા
કરુણાઘન ગભીર ગોપનતા.
ઘુચાયે લાજ ફુટાઓ તારે નબીન ઉષા-પાને
જુડાયે તારે આઁધાર સુધા જલે।

જ્યારે દિવસ પૂરો થશે, પંખીઓનો કલરવ શાંત પડશે, થાકેલો વાયુ પણ વાતો બંધ થશે, ત્યારે હે ભગવાન, તારા હાથ લંબાવીને તું મને ઢાંકી દેજે. મને તારામાં સમાવી લેજે, ઘોર અંધકારરૂપી તારી ગોદમાં મને છુપાવી દેજે.

જે પ્રમાણે આ પૃથ્વીને તું નિદ્રાના અંધકારમાં સહજ રીતે ઢાંકી દે છે, થાકેલાં નયનો પર તું નિદ્રાનું આવરણ નાખી દે છે; અને શતદલ કમલોની આંખ મિંચાતાં જ તેના ઉપર પણ રજનીનો અંચળો ઓઢાડી દે છે, એ જ રીતે મને પણ તારી ગોદમાં સમાવી લેજે.

જ્યારે યાત્રા પૂરી થતાં પહેલાં જ પથિકનું ભાથું ખૂટી ગયું હોય, તેના ચહેરા ઉપર અતિશ્રમની રેખા અંકાવા લાગી હોય, તેનાં કપડાં મેલાં અને જર્જરિત બનીને તેને લજાવી રહ્યાં હોય, અને તેના હાથપગમાં શક્તિ જરાયે રહી ન હોય, તે વખતે તેની આ દુનિયામાં ફજેતી થવા ન દેતો! તેને નિરાધાર ન છોડી મૂકતો! હે કરુણામય, તારી દયાર્દ્ર અને ગભીર ગોપનતા ફેલાવી દે અને તેની લાજ રાખ! તેને નિદ્રાનો, વિસ્મૃતિનો આશ્રય આપ અને રાત્રીરૂપી સુધા-જળથી તૃપ્ત કર અને પ્રભાતનું ઉષઃપાન કરાવીને તેને ફરીને તાજગીવાળો બનાવી દે.

## ગુરુદેવનો સંદેશો

ભાઈઓ! હૃદયધર્મ સાથે, માનવતાના ધર્મ સાથે, બેઈમાની ન કરો. ચારિત્ર્યને નષ્ટભ્રષ્ટ કરીને ભારતમાતાની સેવાનો પ્રયાસ કરવો એ ભારતમાતાનું અપમાન કરવા સમાન છે. બીજાનો દ્વેષ કરીને આપણે સ્વજનોની સેવા કરી શકવાના નથી. હિંદુસ્તાનનો ઇતિહાસ તેમ જ તેનું ભાવિ–બંને કહે છે કે, અહીં જે કોઈ આવ્યા તે પાછા ફરવા આવ્યા નથી. જે જબરદસ્તી કરવા આવશે તેમનો અહંકાર ઓગળી જશે અને હિંદુ, મુસલમાન, પારસી, ઈસાઈ, યહૂદી, નાસ્તિક તેમ જ આસ્તિક–બધા આ મહા–માનવસાગર–તીરે એકઠાં મળીને જગન્માતાની સેવા અને અર્ચના કરશે. બ્રાહ્મણ! તું તારો અહંકાર છોડીને તારું હૃદય પવિત્ર બનાવ. હરિજનોને ભાઈ કહીને ગળે લગાડ. બધા એક થાઓ અને માતાની સેવામાં લાગી જાઓ!”



# ગુરુદેવની ગીતાંજલિ

• • • ૧

[ગુરુદેવની 'ગીતાંજલિ'ના કાવ્યોનું અનુશીલન પૂજ્ય મહિલાજીને મુખેથી કરવું એ ખરેખર જીવનનો સુધન્ય લહાવો છે. એમની સ્નેહ નીતરતી આંખો, આપણાં દેહને પુલકિત કરે એવો ધીર ગંભીર પ્રશાંત અવાજ, ગુરુદેવ પ્રત્યેના પૂજ્યભાવથી પલ્લવિત એમનું પ્રેમાળ હૃદય અને સ્વજનસમો મધુર એ સેનાનો સુભગ સુમેળ વચ્ચે એમના મુખે ગુરુદેવનાં કાવ્યો વિશે સાંભળવાથી ગીતાંજલિને સમજવા માટે આપણને નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. આ લેખમાળા સૌને મનનીય થઈ પડશે.]

તવ સિંહાસનના આસનથી આવ્યો તું ઊતરીને,
મુજ આ નિર્જન ભવનને દ્વારે ઊભો તું થંભીને.
એકલ બેસી હું મુજ મનમાં ગાતી'તી કંઈ ગીતો,
તારે કાન સ્વરો તે પહોંચ્યા, આવ્યો તું ઊતરીને,
મુજ આ નિર્જન ભવનને દ્વારે ઊભો તું થંભીને.
તવ દરબાર વિષે કંઈ ગીતો કંઈક ગુણીજન ગાતા
પણ ગુણહીન તણે ગીત તારો પ્રેમ ઊઠયો જાગીને.
વિશ્વતણા સંગીત વિષે એક કરુણ સુર ભળિયો,
વરણમાળ લઈને તુજ હાથે આવ્યો તું ઊતરીને,
મુજ આ નિર્જન ભવનને દ્વારે ઊભો તું થંભીને.

અનુ૦ [નગીનદાસ પારેખ]

આ રીતે ગીતાંજલિનું ૪૮મું કાવ્ય સમજાવતા પૂ૦ મહિલાજી નીચે પ્રમાણે બોલ્યા –

ભગવાનના દરબારમાં તો ઘણા ગુણીજનો ગાનારા છે ત્યાં ગુરુદેવની શી ગણના! ઉસ્તાદોનો જલસો હોય ત્યાં આપણા ગીતની શી કદર થાય? એ જ રીતે પ્રભુના દરબારમાં ગાતા સંકોચ થાય જ પરંતુ ગુરુદેવ કહે છે કે જો આપણે અંતરની પ્રેરણાથી ગીત ગાઈએ તો એને સાંભળવા પ્રભુ ઉત્સુક છે જ. પ્રભુના ભક્તો પાસેથી એવું સાંભળ્યું છે કે હિમાલય પર્વત પર અમુક એવા મહાપુરુષો વસે છે તેઓ ત્યાં રહીને જ જગતમાં કોઈએ શુદ્ધ કામ કર્યું હોય, શુભ ભાવના સેવી હોય તો એની તેઓને તરત જ જાણ થાય છે અને તેઓ ત્યાં રહીને તે શુભ કાર્ય કે ભાવનાને ઉત્તેજન આપે છે. એ જ પ્રમાણે ભગવાન પણ સાચા ભક્તના અંતરના અવાજને સાંભળે જ છે અને તે સાંભળવા ઉત્સુક રહે છે. આપણે રેડિયો વગેરે દ્વારા ચારુ સંગીત સાંભળી મુગ્ધ થઈએ

છીએ. પણ જો આપણું પાંચ છ વર્ષનું નાનું બાળક ગીત ગાવા લાગે તો આપણે એથીય વધારે આનંદ પામીએ છીએ. તે વખતે આપણે કંઈ એના ગીતને ઉસ્તાદોની સાથે સરખાવવા બેસતા નથી. બાળકના ગીતની મધુરતા કંઈ ઓર જ હોય છે. એ જ રીતે આપણું જેવું તેવું ગીત સાંભળવા પ્રભુ આતુર જ છે આવા સાચા ભક્તો પોતાનાં સાદાં, સરળ ગીત દ્વારા પણ પ્રભુ સાથે આત્મૈક્યતા સાધે છે અને પ્રભુને 'બંધુ' ગણી સંબોધે છે આવી બંધુના સર્જન દ્વારા, કલા દ્વારા સાધી શકાય. એ પોતાની જ સૃષ્ટિ સર્જી દે છે. આ બધું સહજ ભાવે બને છે

જગતમાં ઘણી વાર એવા અનુભવ થાય છે કે સહજ વસ્તુમાંથી જ ઊંડું દર્શન પામી શકાય છે. ગીતની એકાદ લીટી સાંભળીને કોઈને થઈ આવે છે કે જેની શોધમાં હું આજ લગી હતો તે મને આ એક જ પંક્તિ દ્વારા મળી ગયું આપણે વર્ષો સુધી પ્રયત્ન કરીએ, તેથી કંઈ વળતું નથી પણ પ્રભુ કોઈ વાર આપણને એવી અજબ રીતે દોરે છે કે જે અપ્રાપ્ય છે એ સુપ્રાપ્ય બની જાય છે. કામૂલમાં એક સાહિત્યકાર હતો એંસી વર્ષની એની ઉંમર હતી પચીસેક પુસ્તકો એણે લખ્યાં હતાં તે દરરોજ ખરા દિલથી કુરાને શરીફનો પાઠ કરતો અને તે મુજબ વર્તવા પ્રયત્ન કરતો હતો આમ એ પચાસ વર્ષથી કરી રહ્યો હતો. પણ એનો આત્મા સંતોષ પામતો ન હતો. દરરોજ એને થાય કે, અરર, હજુ મને પ્રભુના દર્શન ન થયાં! એક વખતે તેને સ્વપ્નમાં સંભળાય છે કે, 'અમુક વ્યક્તિને ઘેર તું જા, ત્યાં તને મારા દર્શન થશે.' પણ એ માણસ એનો હરીફ હતો. એને ઘેર શી રીતે જવાય? તેને થયું કે આ પ્રભુનો નહિ પણ શેતાનનો અવાજ હશે આમ એને બીજી વાર અને ત્રીજી વાર સ્વપ્નું આવ્યું. અને એ જ આદેશ થયો તે તો પેલા હરીફને ઘેર ગયો. પેલા ભાઈને પણ એને જોઈને ખૂબ નવાઈ લાગી. બંને ભાવપૂર્વક મળ્યા અને પેલા સાહિત્યકારની અંદરની બધી ગ્રંથીઓ ખુલી ગઈ અને એને પ્રભુના ચરણનો જાણે સ્પર્શ થયો હોય એવો આનંદ થયો

આમ આપણા અંતરમાં જ્યાં સુધી ભેદભાવ છે, દ્વેષભાવ છે, ત્યાં સુધી પ્રભુનાં દર્શન થવાં અશક્ય છે. એક વખતે એક ભક્તરાજ મંદિરને દ્વારે ઊભો હતો. એવામાં એક માણસ ઉતાવળે આવીને મંદિરમાં દાખલ થતો હતો તેને ભક્તરાજે અટકાવ્યો અને કહ્યું, "તમે મંદિરમાં જશો નહિ તમને પ્રભુના દર્શન ન થાય." થોડી વાર પછી પેલા માણસનો નાનો ભાઈ મંદિરમાં પ્રવેશવા આવ્યો તેને પણ ભક્તરાજે અટકાવ્યો જ્યારે બંને ભાઈઓએ ભક્તરાજને એનું કારણ પૂછ્યું ત્યારે તે બોલ્યા: "તમારાં બંનેમાં હમણાં ક્રોધ ભરાયેલો છે. તમે એક બીજા પર ગુસ્સે થયા છો. માટે તમે બંને જણ ગુસ્સાને મનમાંથી કાઢીને સદ્ભાવ હૃદયમાં લાવશો તો તમે પ્રભુના દર્શનના અધિકારી થશો."

તેથી આપણે જો એ બધા વિઘ્ન રૂપ ભાવોને મનમાંથી કાઢી નાખી ઈશ્વરના આદેશને અનુસરીએ તો અવશ્ય આપણે પ્રભુના દર્શનના પાત્ર બની શકીએ અને પ્રભુ પણ આપણું ગીત સાંભળવા સદા ઉત્સુક જ રહે.

મને ગુરુદેવના જીવનનો પ્રસંગ યાદ આવે છે. ગુરુદેવ સાત વર્ષના હતા ત્યારથી કવિતા લખતા હતા. ગુરુદેવનો અવાજ પણ ખૂબ મધુર હતો. એમણે પહેલી કવિતા મહર્ષિની પાસે ગાઈ સંભળાવી. મહર્ષિ [અનુસંધાન પૃષ્ઠ ૨૪૦ પર]




## શ્રી. મનોહરજી દિવાણ

### અને મહારોગી-સેવા

લે૰ યદુનાથ થત્તે

તુકારામે ગાયું છે 'જે કા રંજલે ગાંજલે, ત્યાસી મ્હણે જો આપુલે' આ વાક્યમા મહાત્મા ગાંધીજીની આધ્યાત્મિકતાનુ સાર સર્વસ્વ આવી જાય છે ગાંધીજીની આધ્યાત્મિકતા કે ધર્મભાવના મૂર્તિપૂજામા અથવા અંધશ્રદ્ધાના એવા જ બીજા કોઈ પ્રકારમા કદી વ્યક્ત થઈ નથી તેમની ભાવના અખંડ સેવાને તેમ જ કર્મને પ્રેરણા આપનારી હતી આજે આપણા સમાજમા રૂઢ થયેલી ધર્મભાવના જડ, શુષ્ક, બાલિશ અને સ્વાર્થી જણાય છે ગાંધીજીની ભાવના જીવંત સમાજસેવામા પરિણમતી અને ચૈતન્યદાયી હતી

દુનિયામા બધે સ્થળે, મનુષ્યમાત્ર સાથે એકરૂપ થવાની તેમની આકાંક્ષા હતી માનવ માનવ વચ્ચે કોઈ પણ પ્રકારનો ભેદભાવ તેઓ સહન કરતા ન હતા માનવજાત બધી રીતે એકરૂપ છે એવી તેમને શ્રદ્ધા હતી તેથી આ જ શ્રદ્ધા સેવતા મોટા સેવકો તેમની આસપાસ એકત્ર થયા હતા

આદિવાસીઓ માટે રાતદિવસ મહેનત ઉઠાવનારા ઠક્કરબાપા કઈ ભાવનાથી અસ્વસ્થ બન્યા હતા? સ્ત્રીઓના શીલનુ રક્ષણ કરવા સારુ પોતાના પ્રાણને હોડમા મૂકવા તૈયાર થનારા આચાર્ય ભણસાળીજીની પ્રેરણા શી હતી? ચોર લૂંટારાઓને પણ પોતાનુ જીવન બદલાવવા માટે સતત મથનારા રવિશંકર મહારાજને સ્ફૂર્તિ ક્યાંથી મળતી હતી? હરિજનો માટે પંઢરપુરના વિઠોબા-મંદિરના દ્વારની સાથે હૃદય-મંદિર પણ ઊઘડવા જોઈએ એ હેતુ સારુ પોતાના પ્રાણની પણ ગણના ન કરનારા સાને ગુરુજીના જીવનના સૂર્ય કોણ હતા? તુકડોજી મહારાજ જેવા ઈશ્વર ભજનમા હંમેશા મગ્ન રહેનારા સંતને સામાજિક ક્ષેત્રમા ક્રાંતિ કરવી એ જ ઈશ્વરીય કાર્ય છે, સમાજ – માનસ બદલવું એ જ ભક્તિયોગ છે, એવો બોધપાઠ ક્યાંથી મળ્યો હતો? પોતાના વ્યક્તિગત જીવનને શુદ્ધ કરનારા સંતો ઘણા છે પરંતુ સમાજના દલિત પીડિતોની સેવા કરીને તેઓને ઉન્નત કરવાના કાર્યોમા જ ખરી ઈશ્વર-સેવા છે, એ ભાવનાને વ્યાપક રીતે ફેલાવનાર ગાંધીજી જ હતા આત્મૌપમ્ય ભાવનાને ગાંધીજી ક્યાંય પણ મર્યાદિત કરતા ન હતા ગાંધીજીના આત્મૌપમ્યની ખરી કસોટી મહારોગીઓને રક્તપીતિયાઓને–પોતાના માનવામા હતી,

મહારોગીઓની સેવા કરવામાં હતી 'હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને' એ ભજન ગાવું સહજ છે, પરંતુ જીવનમાં ઉતારવું અઘરું છે. ગાંધીજીનો હરિજનનો માર્ગ કંઈ પૂજાઅર્ચનનો માર્ગ ન હતો. પરંતુ તે તો નિર્ભયતા ઉપર અવલંબનો શૂરવીરનો માર્ગ હતો. ત્યાં શરીર-પરાયણતા ન હતી. શરીર એ સાધન હતું. મહારોગીઓની સેવા તેમણે એ જ ભાવનાથી કરી. પરચુરે શાસ્ત્રીજી જેવા સત્પ્રવૃત્ત માણસને મહારોગને લીધે સમાજે દૂર કર્યો. પરંતુ ગાંધીજીએ તેમને આશ્રમમાં લાવીને તેમની પોતાને હાથે સેવા કરી.

ગાંધીજીની પાસે રહેનારા લોકોમાં પણ એ પ્રેરણા દેખાઈ આવતી. આ પ્રેરણાને જીવનમાં અનુભવવા માટે ઉત્સુક એવા લોકો તેમની પાસે રહેતા હતા. સર્વભૂતોમાં–સૌ પ્રાણીઓમાં–ભગવાનને જોવા માટે આ લોકો મથતા હતા. ગીતાનો સંદેશ આ જ છે એવી ગાંધીજીની શિખામણ હતી.

૧૯૨૦–૨૨ની ચળવળ વખતે જે અનેક જુવાનો ગાંધીજી તરફ આકર્ષાયા હતા તેમાં મનોહરજી દિવાણ પણ એક હતા. ૧૯૨૦ના અસહકારમાં બહિષ્કારની રચનાત્મક બાજુ તરીકે બધે રાષ્ટ્રીયશાળા શરૂ થવા લાગી. ખામગાંવ નામે ગામમાં રાષ્ટ્રીયશાળાના સંસ્થાપકોમાંના મનોહરજી એક હતા. પછી લગભગ ૧૨ વર્ષ તે વિનોબાજીના સાન્નિધ્યમાં રહ્યા હતા. વિનોબાજી તો ગીતાના બોલતા-ચાલતા ભાષ્ય જેવા છે. વિનોબાજી અને ગાંધીજીના રંગે રંગાએલા મનોહરજી પણ સર્વભૂતોમાં ભગવાનને જોવા માગતા હતા. તેમની આ વૃત્તિની કસોટી કરનારો પ્રસંગ તરત જ તેમના જીવનમાં આવ્યો એક દિવસ તે બજારમાં ગયા હતા ત્યાં તેમની નજર એક મહારોગી પર પડી. તેમને તે મહારોગી ભગવાન તો નહિ જ, પણ માણસ પણ ન લાગ્યો! મહારોગી એટલે ભૂત એમ તેમને લાગ્યું. કેટલો ભયંકર, કેટલું કદરૂપું એનું રૂપ! હાથનાં આંગળાં વિનાનો, પગની આંગળીઓ સૂજેલો, ચહેરો એકદમ કદરૂપો બનેલો, પાસે ઊભું રહેવું પણ અશક્ય થઈ પડે એટલો ગંધાતો મહારોગી અને તેમાં વળી ભગવાનનાં દર્શન કરવાં! છિ, છિ! એ તો અશક્ય જ છે. સમાજના સામાન્ય લોકોમાં સહજ રીતે ઉત્પન્ન થનારી આ ભાવના મનોહરજીના મનમાં આવી. પરંતુ તે મહારોગીના દર્શનથી તેમના મનમાં તોફાન જાગ્યું! જ્યાં સુધી મહારોગીમાં પણ ઈશ્વર દર્શન કરવાની પાત્રતા આપણામાં આવે નહિ, ત્યાં સુધી આપણી સાધના અપૂર્ણ છે, એમ તેમને લાગતું હતું. હંમેશ મુજબ પોતાની સાધના માટે બળ મેળવવાના હેતુથી મનોહરજી દેવની મૂર્તિ સામે જઇને ઊભા રહ્યા. પણ ત્યા તે મૂર્તિમાં તેમને મહારોગી જ દેખાવા લાગ્યા. માણસે માણસનો શા માટે તિરસ્કાર કરવો જોઇએ? આવો તિરસ્કાર કરવો એ અધ્યાત્મને જ નહિ પણ માનવતાને પણ શોભાસ્પદ નથી એવા કેટલાયે વિચારો તેમના મગજમાં પ્રવેશ કરવા લાગ્યા.

એક વાર મનોહરજી ગોબરા હૉસ્પિટલમાં ગયા હતા. ત્યાં એક કદરૂપો બની ગયેલો યુરોપિયન મહારોગી હતો. આંખની ભ્રમરના વાળ ખરી પડેલા, નાકની જગ્યાએ બે કાણાં, પાસે જતાં દુર્ગંધ આવે અને હાથપગનાં આંગળાંનો પત્તો ન મળે એવી સ્થિતિમાં તે યુરોપિયન મુકાયેલો હોવાથી તે ખૂબ જ ચીડિયો બની ગયો હતો, તેથી એની પાસે કોઇ જતું ન હતું અને તેની સાથે વાતચીત પણ કરતું ન હતું. જ્યારે મનોહરજી એ મહારોગીની પાસે ગયા કે તરત જ તેણે [અનુસંધાન પૃષ્ઠ ૨૩૮મે પાને]

ચિ૦ કાશીનાથ,

તમારો કાગળ મળ્યો. મિત્રોના દેહાતથી વ્યગ્રચિત્ત થવાનું મુદ્દલ કારણ નથી. વણમોતે કોઈ મરતું નથી, અકાળ મૃત્યુ મિથ્યા ભ્રમણા છે. એક દિવસનો શ્વાસ લઈને મરનાર બાળક પણ અકાળ મૃત્યુ નથી પામતો. તે દેહનાં તેનાં કર્મ ભરાઈ ગયાં એ એના મૃત્યુનો અર્થ છે. આપણને મૃત્યુનું દુઃખ ગાઢ અજ્ઞાન અને સ્વાર્થને લીધે થાય છે. આત્માના ધર્મોનું અજ્ઞાન ને આપણે પોતે મરવા નથી ઈચ્છતા તેથી મિત્રાદિના મૃત્યુ આપણને અકળાવે છે. બાપુના આશીર્વાદ

× × × × ×

તમારો કાગળ મળ્યો. નેપાલ છૂટયો જ છે. તેની વહુ કઠોર હૃદયની અનુભવી છે. મરણથી આપણે આપણું કર્તવ્ય વિચારવાનું છે ને શરીર પર લગભગ તિરસ્કાર ઉપજાવવાનો છે. પણ મરણથી ભય પામવાની જરૂર નથી. માણસ બળીને મરે છે ત્યારે પણ અતિ દુઃખ નથી વેઠતો એમ જણાય છે. ઘણું દુઃખ પડયે મૂર્છિત થાય છે. દેહને વધારે વળગનારા વધારે પીડાય છે. આત્મતત્ત્વ જાણનાર માણસ મોતથી નહીં ગભરાય. નેપાલની જેમ હજારો માણસો, હજારો જીવો અત્યારે દરેક પળે બળી મરે છે બ્રહ્માંડમાં નેપાલ એ કીડી કરતાં પણ સૂક્ષ્મ જંતુ છે. આપણે પોતે જાણેઅજાણે દીવા સળગાવવામાં, રાતની બત્તી વાપરવામાં, નેપાલ કરતાં પ્રમાણમાં મોટા એવા કેટલા જંતુને સળગાવતાં હઈશું! બ્રહ્માના જેવો કોઈ મહાજીવ કલ્પો. તેને મન આપણે કીડીનાં કરતાં સૂક્ષ્મ હોવા જોઇએ. તેની આંખનો પરિઘ જ એટલો મોટો કે આપણે ચાંચડવત્ જણાઈએ. તેણે નેપાલને બાળ્યો હશે તો શું? અને તેણે એમ પણ માન્યું હશે કે તેના મહાજીવના સુખને અર્થે નેપાલ સમાન જંતુને જીવતા બાળવા જોઈએ. આપણે મન તો નેપાલ આપણા જેવડો જંતુ એટલે આપણા એવા હાલ થાય તે ભયથી દયા છૂટે છે. પણ જે દલીલ આપણે કીડી, માંકડ, ચાંચડ ને બીજાં અસંખ્ય જંતુઓ, જેને આપણે નરી આંખે નથી જોઈ શકતા, તેને વિષે ડહાપણપૂર્વક લગાડીએ છીએ, તે જ દલીલ વિશેષ ડહાપણવાળો બ્રહ્મા આપણે વિષે લગાડી વાપરતો હોવો જોઇએ. આ જો આપણને સમજાય તો નેપાલાદિના કિસ્સામાંથી આપણે આટલું શીખી શકીએ:

"૧. આપણી પોતાની ઉપર કરુણા લાવી સર્વ જીવને સમાન માની તેની ઉપર કરુણા કરીએ ને આપણા કોઈ પણ સુખને સારુ જીવહાનિ કરતાં ચોંકીએ.

"૨. દેહને વિષે મૂર્છા ન રાખી મરણનો જરા પણ ભય ન કરીએ.

"૩ દેહ અત્યંત દગાખોર છે એમ જાણી, આ ક્ષણે મોક્ષની સામગ્રી તૈયાર કરીએ.

"આ ત્રણે સૂત્રો કહી જવાં સહેલાં છે, પણ તેને વિચારવાં કઠણ છે. ને વિચાર્યા પછી તે પ્રમાણે વર્તન કરવું તે તો ખાંડાની ધારે ચાલવા જેવું છે.

"અત્યારે સવાર છે. વિચારનો પ્રવાહ એ જ દશામાં ચાલ્યો જાય છે કેમ કે બા પાછી પીડાય છે ને તેને મરણના ડરમાંથી મુક્ત કરવા પ્રયત્ન કરું છું."

ગુરુદયાલ મલ્લિક

શિક્ષણ સંસ્થાઓ અનંત ધર્માલય હોવી જોઇએ. શિક્ષણ દ્વારા, શિક્ષકના જીવન દ્વારા જે શિક્ષણ અનંત તરફ જાગ્રત ન કરે તેને હું તો અધૂરું, અપૂર્ણ ગણું.

માત્ર પુસ્તકોથી જ અનંત તરફ જવાનો ઉત્સાહ જાગ્રત થવાનો સંભવ બહુ ઓછો છે. શિક્ષકો દ્વારા જ એ કામ થઇ શકશે. સંસ્થા સારી બનાવવાનો આધાર શિક્ષકો પર છે. શિક્ષક પંડિતાઈમાં પૂરેપૂરો હોય પણ એના પોતાના જીવનમાં શુષ્કતા ભરી હોય અને જીવનનું રહસ્ય સમજવા માટે પોતે સાધના ન કરતો હોય તો તેનાથી અપાતું શિક્ષણ પાંડિત્ય ભર્યું, ચાતુર્યભર્યું હશે તોયે તેમાં ઘણી ખામી રહી ગઈ હશે.

ગુરુદેવ જ્યારે શિક્ષકોને રાખતા ત્યારે તેમની ડીગ્રીને મહત્ત્વ નહિ આપતા, પણ શિક્ષકોની રહેણીકરણી જોતા, તેઓ વિદ્યાર્થીઓના દિલને જીતવામાં કેટલા હોશિયાર છે તે જોતા અને ત્યારબાદ પસંદગી કરતા. પછી ભલેને તે શિક્ષક મૅટ્રિક પાસ પણ ન હોય શિક્ષણના ક્ષેત્રમાં અમુક મર્યાદામાં પણ જો વિદ્યાર્થીઓને સત્યમ્ શિવમ્ સુંદરમ્ માટે જાગ્રત કરી દઈએ તો તે વિદ્યાર્થીઓ, તે શિક્ષણ અને તે સંસ્થા સુધન્ય છે.

ગ્રીક ભાષામાં સ્કૂલનો અર્થ પ્લે-ગ્રાઉન્ડ એટલે કે ક્રીડા-ક્ષેત્ર થાય છે ગુરુદેવે એ વિચારને અપનાવ્યો હતો. અને શાંતિનિકેતનની સ્થાપના કરી હતી. પણ એમનો આદર્શ હતો: 'આત્માનું ક્રીડા ક્ષેત્ર'' (Playground of the soul) — જ્યાં આત્માનો વિકાસ થાય

આજની સ્કૂલ કૉલેજોની સ્થિતિ જોતા મારે દુઃખ સાથે કહેવું પડે છે કે, તે લગભગ 'ઇંદ્રિયોનું ક્રીડા – ક્ષેત્ર' (Playground of the senses) થઈ ગઈ છે ઇંદ્રિયોની શક્તિઓના વિકાસ માટે જ ભાર દેવાય છે. સૌથી મહાન ઇંદ્રિય તો આપણો અહમ્ છે આજની આપણી સ્કૂલ કૉલેજો તો આપણા અહંકારને જ પોષે છે. ભણવાથી સારી લાયકાત (Position) મળશે, ધન, માન, કીર્તિ વગેરે મળશે એ જ હેતુથી આપણે ભણતા હોઇએ છીએ. આમાં આત્માનો વિકાસ નથી. શિક્ષણ અને શિક્ષણ સંસ્થાઓ દેશની સંસ્કૃતિ અને સમાજનો ખ્યાલ રાખીને જ ચાલવા જોઇએ દેશનો આત્મા દેશની સંસ્કૃતિમાં પ્રતિબિંબિત થાય છે. જે શિક્ષણ દેશની સંસ્કૃતિને પોષે નહિ, તે શિક્ષણ અપૂર્ણ છે શિક્ષણે દેશની સંસ્કૃતિને સમાજમાં ફેલાવી દેવી જોઈએ.

વ્યક્તિગત રીતે આપણે લાગણીહીન (Insensitive) બની ગયા છીએ જ્યાં કંઈ સુંદર હોય, સારું હોય તેને અનુભવવાની શક્તિ આપણે ખોઈ બેઠા છીએ.

શિક્ષણની એવી પદ્ધતિ રચાવી જોઇએ કે,

(૧) જ્યા આત્માનો વિકાસ થાય,

(૨) જ્યાં દેશની સંસ્કૃતિ અને સમાજના આદર્શો પોષાય.

શિક્ષકોનો કૉલેજો, સ્કૂલો, તેમજ શિક્ષણ દ્વારા સમાજને ઊંચા આદર્શ તરફ લઈ જવાનો ધ્યેય હોવો જોઇએ જે સાંસ્કૃતિક ધન આપણને મળ્યું છે તેને યોગ્ય બનવાનો અને તેમાં કાંઈક ઉમેરો કરવાનો શિક્ષણ

સંસ્થાઓએ દૃઢ નિશ્ચય કરવો જોઇએ.

શાંતિનિકેતન, સેવાગ્રામ, હરદ્વાર ગુરુકુલ વગેરે સંસ્થાઓ જોતાં એમ લાગે છે કે, શિક્ષણમાં એવું કાંઈક હોવું જોઇએ જેનાથી વિદ્યાર્થીઓની જે કાંઈ શક્તિઓ છે તેને એકરૂપતા મળે. અત્યાર સુધી ચાલતા શિક્ષણે જે કાંઇ શીખવ્યું છે તેનાથી મગજ બુદ્ધિ ખીલ્યાં છે. પણ એમ. એ. થયેલાને ચોપડીઓનું સારું પેકેટ બાંધતા નહિ આવડે. વળી પ્રકૃતિમા, માનવજીવનમાં, સાહિત્યમાં સારા જગતમાં જે કાંઇ સુંદર હોય, નવાઈ ઉપજાવે તેવું હોય તેની કદર કરવાનું (Appreciate) આપણે ખોઈ બેઠા છીએ. મુગ્ધતાની લાગણી (Sense of Wonder) પણ આપણે ખોઈ બેઠા છીએ. આશ્ચર્યભાવ તેમ જ જીજ્ઞાસાભાવમાંથી જ સાચી વિદ્વત્તા (Wisdom) સ્ફૂરે છે. જ્યારે જ્યાં, કાંઈ પણ સત્ય, શિવ, સુંદર જણાય ત્યાં તેની કદર કરવાની બુદ્ધિ અને શક્તિ કેળવવી જોઇએ.

આપણે બધા કોલેજમાં જઈ શિક્ષિત થઈએ છીએ પણ આપણે ભણેલા પણ ગણેલા નથી હોતા આપણામાંથી કેટલા સૂર્યોદય અને સૂર્યાસ્તનું આકર્ષણ અનુભવી નિયમિત રીતે તેનું દર્શન કરવા જતા હશે? પણ બંગાળના સાંથાલ લોકો કોઈ દિવસ સૂર્યોદય સમયે પગે લાગવાનું નથી ચૂકતા. રૂઢિને વશ થઇને જ સૂર્યોદય સમયે પગે લાગે છે એવું નથી. તેઓ પોતાની ઝૂંપડી પણ એવી જગ્યાએ બાંધવાનું પસંદ કરે છે, જ્યાંથી પ્રકૃતિનું દૃશ્ય બરાબર જોવા મળે. મેં એવું સાંભળ્યું છે કે, ગ્રીસમાં નાનકડું ગામ છે, ત્યાંના બધા લોકો સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે પાંચેક મિનિટ દર્શન કરવામાં ગાળે છે. તે ઉપરાંત પૂર્ણિમા, વસંતઋતુ વગેરે પ્રસંગે ઉત્સવ પણ કરે છે. પ્રકૃતિ સાથે એકરસ થવાથી એક જાતની શાંતિ અનુભવાય છે. પ્રકૃતિને સમજવી, એની અસરને અનુભવવી એ પ્રભુને ઓળખવા સમાન છે. કારણ કે પ્રકૃતિ પ્રભુનું હસ્તલિખિત પુસ્તક (Manuscript of God) છે.

વસંતઋતુ આવે કે ચમેલીને પહેલું ફૂલ આવે કે કમળને ફૂલ આવે તેમાં જીવંત રસ લેવો જોઈએ. ગુરુદેવ ૮૦ વર્ષના થયા ત્યાં સુધી સૂર્યોદય જોવાનું કદી ભૂલતા ન હતા. આ પ્રમાણે પ્રવૃત્તિમાં જીવંત રસ લેવા માટે સતત જાગ્રતિ અને સાધકપણું રાખવુ જોઇએ.

એક વાર, વરસો પહેલાં મને કોઇએ કહ્યું હતું કે, જાપાનમાં એક જાતનું ફૂલ થાય છે; તેને જે જુએ અને ખબર આપે એ વ્યક્તિને ઇનામ મળતું. બધા લોકો તે દિવસે મેળામાં જતા હોય એમ તે ફૂલના દર્શન કરવા જતા. ઑફિસો બંધ, નિશાળો બંધ, બધા જ ફૂલ જોવા, પ્રકૃતિનાં દર્શન કરવા જતા. એમની કલાકૃતિઓ પણ આ રીતે પ્રકૃતિનાં દર્શનથી ભરેલી હોય છે. જાપાનમાં કોઈ પક્ષી ઉપર કે કૂતરા ઉપર કોઈને પથરો મારતો તમે કદી નહિ જુઓ. માથા ઉપર વજન લઈને જતો હમાલ જો રસ્તામાં ફૂલ હશે તો તે કચરશે નહિ જરા દૂરને રસ્તેથી જશે એટલું જ નહિ પણ વજન નીચે મૂકીને ફૂલોને બાજુએ મૂકીને પછી આગળ જશે. આને તમે મૂર્તિ પૂજા કહી શકો છો. પણ મૂર્તિ પૂજા તો વિચારની, આદર્શની પણ ક્યાં નથી હોતી?

સંસ્કૃતિનું અંદરનું રહસ્ય કેવળ ધ્યાન દ્વારા નહિ પણ સૌન્દર્ય દ્વારા, સાધના દ્વારા મળે છે.

જીવનની આખર સુધી નવીનતાનો ભાવ (Sense of Wonder) રાખવાની જરૂર છે.



પ્યાશબાપ્ર

ગુરુદેવને એમના ૮૦ વર્ષ પૂરા થતા એક ભાઈ મળવા આવ્યા અને બોલ્યા "ટાગોર, તમે એંશી વર્ષના વૃદ્ધ થયા" (Tagor you are eighty years old) પણ ગુરુદેવે કહ્યુ 'મને 'વૃદ્ધ' ન કહો એંશી વર્ષનો 'જુવાન' કહો" (Do not say old' but say 'eighty years young) માંદગીને લીધે ને હુના ખૂબ પીડિત હતા તો પણ વિદ્યાર્થી' ઓના રંગમંચમા ભજવાયેલા એક શાક વિષેની એક બહેનની વાતમા તેમણે જે રીતે રસ લીધો તે આશ્ચર્યમુગ્ધ કરે છે આવો રસ મનુષ્યને આનંદ તરફ લઈ જાય છે આ દૃષ્ટિએ બધી કલાઓનું સ્થાન છે

ગુરુદેવે શરૂઆતથી જ કલાઓને સ્થાન આપ્યુ છે ગુરુદેવે જ્યારે શાંતિનિકેતનની સ્થાપના કરી ત્યારે શિક્ષણ સંસ્થાઓમા ત્રણ આર (Three R s)નુ ચલણ મુખ્યપણે હતુ (Reading. writing (A)R thmatic) આર આગીને પણ આ બધુ શીખવવામા આવતુ એક વાર અંગ્રેજીમા તો કહેવત પ્રચલિત હતી કે 'બાળકને સ્ત્રીને અને અખરોટના ઝાડને જેટલુ વધારે ફટકારીએ તેટલુ વધારે સારુ થાય' જો કે ત્યા પણ ગુરુદેવની માફક સૌંદર્ય દૃષ્ટિ અને કલાની દૃષ્ટિ સાથે શિક્ષણ-ક્ષેત્રમા કામ કરનાર કોઈ કોઈ હતા તો ખરા પણ મુખ્યપણે તો રૂઢિ પ્રમાણે જ કામ ચાલ્યા કરતુ

હાથ, બુદ્ધિ અને હૃદયના ઐક્ય (Harmony of hand head and heart) દ્વારા જ વિદ્યાર્થીને શિક્ષણ પૂરા સ્વરૂપમા આપી શકાશે માત્ર ઉદ્યોગમા જ નિષ્ણાત થાય કે માત્ર માનસિક શક્તિઓ વિકસે તે પૂરતુ નથી બન્ને ચીજો સાથે સાથે થવી જોઈએ શિક્ષણના ક્ષેત્રમા આ જ અગત્યનુ છે

આપણામા એક ખામી એ પણ છે કે, સાથે મળીને રહેવાનુ અને કામ કરવાનુ આપણે શીખતા નથી આપણા વિષે પરદેશી માણસનો એક અભિપ્રાય જાણવા જેવો છે

Ind ans should cultivate team spir t They sho ld learn to laugh a little more (હિંદીઓએ સહકારમા રહેતા શીખવુ જોઈએ અને વધારે આનંદી રહેતા શીખવુ જોઈએ) આપણે ત્યા ઘણી સંસ્થાઓ છે દરેક સંસ્થા પોતપોતાની રીતે પ્રયોગ કરી રહી છે તે સારુ છે લોકોને ગુજરાન માટે ભલે ઉદ્યોગ શીખવવામા આવે, પણ સાથે સાથે કેવી રીતે જીવન જીવવુ તે શીખવવુ પણ જરૂરી છે

---

કુશળ શબ્દની ઉત્પત્તિ 'કુશ'માથી થઈ છે પહેલાના જમાનામા દાભ (કુશ)ની સાદડીના આસન બનાવતા. વિદ્યાર્થીઓ ગુરુને ઘેર ભણવા જાય ત્યારે તે આસન બનાવવા માટે કુશ લાવતા તે જરા અણીદાર હોય છે તેમા જો જરા પણ બેદરકાર રહે, તો આંગળી કાપે એટલે આંગળી કાપે નહી અને એકએ તેટલો દર્ભ—કુશ લઈ આવે તે કુશળ—કુશ લાવનારો ગણાતો.



 [અનુ૦ પૃ૦ ૨૩૨થી ચાલુ]
ગૂંગણા અવાજે મનોહરજી સાથે વાતો કરવા માંડી. મનોહરજીના મુખ પર તિરસ્કારની એકેય રેખા અંકાઈ નહિ તેમ જ અંતરમાં પણ ઘૃણાસ્પદ વિચાર ન જાગ્યો. તે ખૂબ જ સહજ ભાવે તેની સાથે વાતો કરવા ઊભા રહ્યા. તેની પાસે ઊભા રહેવાથી અને તેની બે–ચાર વાતો સાંભળવાથી તેના અંતરને સમાધાન મળતું હોય તો શા માટે એમ ન કરવું જોઈએ ? આવો વિચાર કરી મનોહરજી તેની સાથે વાતો કરતા ઊભા રહ્યા. તે યુરોપિયન આનંદ પામ્યો અને લાંબા વખત સુધી સમાધાનકારક વાતો કર્યા પછી આંગળાં ખરી પડેલો પોતાનો હાથ આગળ કરીને તે બોલ્યો: " After many long years I am shaking hands with a brother " (કેટલાંયે વર્ષો પછી આજે હું એક ભાઈ સાથે હસ્તધૂનન કરું છું.) મનોહરજીના આત્મૌપમ્યની, સર્વભૂતોમાં ભગવાનને જોવાની વૃત્તિની આ બીજી અને વધારે કપરી કસોટી આ હતી. મનોહરજીએ હાથ આગળ કર્યો. પેલા ઠૂંઠા હાથ સાથે હાથ મિલાવ્યો. આત્મિક સમાધાનની એક રેખા તે મહારોગીના અને મનોહરજીના પણ મુખ ઉપર ઝળકી ઊઠી.

મહારોગની ખરી ભીષણતા મહારોગીના હાથપગ સડી જાય છે, મુખ કદરૂપ બની જાય છે એમાં રહેલી નથી, પરંતુ મહારોગની ખરી ભીષણતા મહારોગીને શરીર હોવા છતાંયે જે સામાજિક મૃત્યુ (Social death) સહન કરવું પડે છે તેમાં રહેલી છે. મહારોગથી માત્ર શરીર અપંગ બની બેહાલ દશા થતી હોત તો પ્રશ્ન ન હતો. મહારોગીને જે અસીમ માનસિક વેદના રોસવી પડે છે, તેમાંથી તેનો છુટકારો કરવો એ જ ખરો મહારોગી–સેવાનો પ્રશ્ન છે. મહારોગી–સેવાનો પ્રશ્ન એ રીતે માનવતાનો પ્રશ્ન છે. મહારોગી–સેવાનું આ સ્વરૂપ મનોહરજીના ધ્યાનમાં આવ્યું. તેમણે મહારોગીઓનો અને સમાજનો બારીકાઈથી અભ્યાસ કરવા માંડ્યો. સમાજને મહારોગના સંસર્ગથી બચાવવો હોય તો સમાજને મહારોગ સંબંધી જ્ઞાન આપવું જરૂરી છે અને મહારોગીનું માનસિક મૃત્યુ થવા દેવું ઉચિત નથી, એમ બે પ્રકારની મહારોગી–સેવા થવી જોઈએ. મહારોગીઓ પ્રત્યે સમાજ જે અમાનુષ વર્તન બતાવે છે, તેથી જેને મહારોગ થયો હોય તે માણસ પોતાનો એ રોગ છુપાવવા મથે છે. સમાજ એ કારણે તેની સાથે સંસર્ગમાં આવે છે અને મહારોગનો ફેલાવો થાય છે. આ સ્થિતિમાંથી બચવું હોય તો મહારોગ સંબંધી સમાજમાં જે સાર્વત્રિક અજ્ઞાન છે તે દૂર કરવું જોઈએ. લોકોએ મહારોગીઓનો તિરસ્કાર ન કરવો જોઈએ, એમ તેઓને શીખવવું જોઈએ. અને સાથે સાથે મહારોગીઓની માવજત પણ કરતા રહેવું જોઈએ. આ દૃષ્ટિએ મનોહરજીના પ્રયત્નો શરૂ થયા તેમણે મિશનરીઓ સાથે દોસ્તી કરી. મિશનરી કઈ રીતે કામ કરે છે તે તેમણે જોયું અને મહારોગી ભાઈઓની સારવાર કરવા માટે વર્ધા ગામમાં એક કેન્દ્ર શરૂ કર્યું. ત્યાં તે પોતે જઈને માવજત કરતા. પરંતુ આટલાથી મહારોગીઓના પ્રશ્નનો થોડો પણ નિકાલ લાવી શકાય એમ નથી, એ જોઈને તેમણે ૧૯૩૬માં વર્ધા શહેર પાસે દત્તપૂર નામે સ્થળે પહેલી મહારોગી વસાહત શરૂ કરી. ૧૯૩૬ની સાલમાં શ્રી રાજેન્દ્રબાબુએ એ વસાહતનું ઉદ્ઘાટન કર્યું હતું. મનોહરજી દિવાણ એ આદ્ય ભારતીય મહારોગી સેવક છે. એ પહેલાં કેવળ મિશનરીઓ જ આ કામ કરતા હતા.



એક વેપારી હતો તે હરરોજ એક મહાત્માનો સત્સંગ કરતો અને તેમની સેવા કરતો, તેથી મહાત્માએ પ્રસન્ન થઈને તેને એક પારસમણિ આપ્યો અને કહ્યું "આ પારસમણિના સ્પર્શથી લોઢું હશે તે સોનુ થઈ જશે. પણ સાત દિવસ પછી એ તારે મને પાછો સોંપવો પડશે, એમા ઘડીનો પણ વિલંબ ચાલશે નહિ" વેપારીએ એ શરત કબુલ કરી એટલે મહાત્માએ તેને પવો મણિ આપ્યો વેપારી તો ખુશ ખુશ થઈ ગયો ઘેર જઈને તેણે તે મણિ સાચવીને રાખી મૂક્યો સાત દિવસમા તો હુ કેટલાય લોઢાનુ સોનુ બનાવી દઈશ અને પછી તો એગ પર એક સુદર મહેલ બધાવીશ, નોકર ચાકરો રાખીશ ગાડી ઘોડા અને મોટરમા ફરીશ, સારુ સારુ ખાઈપીને લહેર કરીશ, ધમધોકાર વેપાર ચલાવીશ અને યથાશક્તિ ધર્માદા પણ કરીશ. ક્યાથી લોઢુ ખરીદવુ તેને માટે કોને મોકલવા ક્યા મોકલવા તથા ક્યારે મોકલવા એ સબધી યોજનાઓ ઘડવામા તેનો કેટલોય વખત વીતી ગયો મહાત્માને પણ તે ભૂલી ગયો હજી ઘણોય વખત છે એટલામા તો હુ કઈ કઈ કરી નાખીશ એમ વિચાર કરતો ભવિષ્યમા થનાર લાભથી ફુલાઈ જઈને તે એશઆરામમા પડી ગયો. એમ કરતા ચારેક દિવસ વીતી ગયા એટલે બહુ જ ગભરાઈ ગયો પછી લોઢુ ખરીદવા તેણે દોડધામ કરી મૂકી કોઈને આમ મોકલ્યા કોઈને તેમ મોકલ્યા અને તે પોતે પણ બહારગામ ઊપડ્યો તે ખરીદી કરીને આવે એટલામા તો મુદત પૂરી થઈ ગઈ અને મહાત્મા આવીને ઊભા રહ્યા પછી વગર વિલબે તેને પારસમણિ આપી દેવો પડ્યા તેથી તેના પસ્તાવાનો પાર રહ્યો નહિ અને તેના મનના મનોરથ મનમા જ રહી ગયા

<u>મનુષ્ય-દેહ એક પારસમણિ છે</u> તે કેટલાય શુભ કર્મને પરિણામે ઈશ્વરની કૃપાથી આપણને મળ્યો છે તે અમુક મુદત સુધી જ રહેવાનો છે એની અવધિ આવી રહેશે એટલે યમના દૂતો આવીને ઊભા રહેશે અને ક્ષણના પણ વિલબ વગર તે લઈ જવાના છે તે વખતે આપણુ કઈ પણ ચાલવાનુ નથી માટે આ દેહ છે ત્યા સુધીમા કઈ ને કઈ સાધન કરી લેવુ, નહિ તો પાછળથી પસ્તાવુ પડશે મનુષ્ય જાણે છે કે આ દેહ અમૂલ્ય છે અને દેવોને પણ દુર્લભ છે વળી તે ફરીફરીને મળવાનો પણ નથી છતા તે તેનો સદુપયોગ કરી લેતો નથી મોજશોખ માણવામા અને વિષયસુખ ભોગવવામા તેનો ઘણોય વખત વીતી જાય છે અને અત સુધી ઈશ્વરનુ ભજન થતુ નથી આથી જ્યારે એકાએક યમનુ તેડુ આવે છે ત્યારે તેને ખૂબ પસ્તાવો થાય છે

પણ આ બધું તો રાડ્યા પછીના ડહાપણ જેવું છે જ્યાં સુધી આ દેહમાં પ્રાણ હતા ત્યાં સુધી તો સંસાર વ્યવહારમાં રચ્યોપચ્યો રહ્યો અને કંઇ ઈશ્વરભજન કર્યું નહિ "હજી ઘણો વખત છે, ઘડપણમાં ઈશ્વરને સંભારીશું અને આ દેહનું સાર્થક કરી લઈશું," એવા વિચારમાને વિચારમાં આયુષ્ય પૂરું થઈ જાય છે અને ઇશ્વરનું ભજન, કીર્તન, સ્મરણ વગેરે કંઈજ થતું નથી આવી રીતે આ ઉત્તમ મનુષ્ય-દેહ એળે જાય છે તેથી છેવટે પસ્તાવાનો પાર રહેતો નથી. આ દેહ ક્ષણભંગુર છે, તે ક્યારે નાશ પામશે તે આપણે જાણતા નથી માટે પહેલેથી જ તેનો સદુપયોગ કરી લેવો કે જેથી પાછળથી પસ્તાવું પડે નહિ. જે મનુષ્ય જીવનનો સુવર્ણ સમય યુવાની–એશઆરામમાં ગુમાવી દે છે અને પાપ કરતા પાછું વાળીને જોતો નથી, તેને અંત સમયે પસ્તાવું પડે છે. એ વખતે પુણ્યદાન અને ઈશ્વરભજન કરવા ગમે તેટલી દોડધામ કરવામાં આવે તો પણ વ્યર્થ જાય છે. માટે આ મોંઘેરો મનુષ્ય-દેહ મળ્યો છે તેનો પહેલેથી જ સદુપયોગ કરી જન્મમરણના ફેરામાંથી છૂટી જવા દરેક મનુષ્યે પ્રયત્ન કરવો જોઈએ.

ગુરુદેવની ગીતાંજલિ: [અનુ૦ પૃ૦ ૨૩૦થી ચાલુ]
ખૂબ આનંદ પામ્યા અને બોલ્યા. "રવિ, હું તને ઉપનિષદના કેટલાક શ્લોકો સમજાવીશ. એ પરથી તું કવિતા રચજે. પછી એ કવિતા રવિવારે બ્રાહ્મોસમાજમાં ગાજે." ગુરુદેવ તો હોંશે હોંશે કવિતા રચે અને સૌની વચ્ચે રવિવારે ગાઇ સંભળાવે. બધા એનાં ખૂબ વખાણ કરે તેથી ગુરુદેવને આનંદ થતો. પણ ધીમે ધીમે એમનો આનંદ ઓસરતો ગયો. તેઓ તેર વર્ષના થયા ત્યારે એક વાર એકાંતમાં બેઠા હતા, એવામાં તેમને અંતરમાંથી અવાજ સંભળાયો: "રવિ, તું બધા માટે કવિતા રચે છે, પણ મને ક્યારે તારું ગીત સંભળાવશે?" ગુરુદેવે એ પ્રભુનો અવાજ ઓળખ્યો અને ત્યારથી એમણે નિર્ણય કર્યો કે અંદરની પ્રેરણા સિવાય કદી સર્જન કરવું નહિ. તેથી જ ગુરુદેવના જીવનમાં આપણે જોઈએ છીએ કે કેટલીક સમય એવો આવે છે જ્યારે ગુરુદેવ શ્લોકબંધ કાવ્યો લખતા હોય અને વચ્ચે વચ્ચે એવા ગાળા આવી જતા જ્યારે એકાદ પણ કાવ્ય ગુરુદેવ લખતા ન હોય.

આવું જ ભક્તોના જીવનમાં પણ બને છે તેઓ નિજત્વને, અહમને ભૂલી જઈને પ્રભુના આદેશને ઝીલવા સદા તત્પર રહે છે અને પ્રભુ પણ એમને પ્રેરણા આપી એમના દ્વારા જીવન-સંગીતને વહેતું મૂકે છે.



# બૌદ્ધધર્મની કથાઓ ........ ૭

## (૩)

પદ્મનાભ શ્રી. જૈની

વૈશાલી નગરી પાસે કલન્દગ્રામમા સુદિન્ન નામનો શેઠીપુત્ર રહેતો હતો તે વખતે ભગવાન બુદ્ધ વૈશાલીમા મહાન પરિષદમા ભિક્ષુઓને ધર્મોપદેશ આપતા હતા સુદિન્ન એક દિવસ ભગવાનનો ધર્મોપદેશ સાભળીને પ્રભાવિત થયો અને જ્યારે પરિષદ વિખેરાઇ ત્યારે તે ભગવાન પાસે આવી નમન કરી બોલ્યો, “ભન્તે! જેમ જેમ હુ ધર્મોપદેશ સાભળતો જાઉ છુ તેમ તેમ મને લાગે છે કે ઘરમા રહીને પરિપૂર્ણ અને અત્યત પરિશુદ્ધ બ્રહ્મચર્યવાસ અસભવિત છે મારી ઇચ્છા છે કે, હુ પણ ઘરથી છૂટો થઈ, કાષાયવસ્ત્ર પહેરી ભિક્ષુ-સઘમા જોડા[ઇ]જાઉ. ભગવાન, આપ કરુણામય છો તો કૃપા કરીને મારી પ્રવ્રજ્યાનો સ્વીકાર કરજો” “પણ સુદિન્ન, તે માતપિતા પાસેથી અનુજ્ઞા લીધી છે?”

“ના ભન્તે!”

“માતાપિતાથી અનનુજ્ઞાત વ્યક્તિઓની પ્રવ્રજ્યા તથાગત સ્વીકારતા નથી”

“ત્યારે ભગવન્! હુ એમ કરીશ જેથી મારા માતાપિતા મને પ્રવ્રજ્યા લેવા માટે અનુમતિ આપશે”



એમ કહી સુદિન્ન માતાપિતા પાસે આવ્યો અને બોલ્યો “અમ્મ! તાત! જેમ જેમ હુ ભગવાનના ધર્મનુ શ્રવણ કરુ છુ તેમ તેમ મને લાગે છે કે, ઘરમા રહી પરિશુદ્ધ બ્રહ્મચર્યનુ પાલન ન થાય આપ કૃપા કરી મને પ્રવ્રજ્યા લેવા અનુજ્ઞા આપો

એ સાભળીને માતપિતા બોલ્યા “તાત સુદિન્ન! તુ અમારો એકનો એક પુત્ર છે, અમને સૌથી પ્રિય, અમારા સુખનુ એક જ સ્થાન, અમારો એક જ આધાર છે વત્સ સુદિન્ન! તુ દુ:ખને જાણતો નથી, તારા વિના અમે જીવી ન શકીએ તો પછી શુ અમે જીવતા જીવત તને પ્રવ્રજ્યા લેવા અનુમતિ આપીએ?”

સુદિન્ને માતાપિતાને ખૂબ સમજાવ્યા, પણ તેનુ કશુ ચાલ્યુ નહિ એટલે તેણે ઘરને આગણે બેસીને ઉપવાસ આદર્યા તેણે નિશ્ચય કર્યો હતો “કા તો મારી પ્રવ્રજ્યાનો સ્વીકાર થાય, કા તો આ જગ્યાએ જ મારુ મરણ થાય!”

એક, બે એમ કરતાં સાત દિવસ પસાર થઈ ગયા. એનાં માતાપિતાએ ખૂબ આગ્રહ કર્યો: "તાત સુદિન્ન! તું અમારો એકનો એક પુત્ર છે, ઊઠ, ભોજન કર. આ નોકરો છે તેની સેવા લે, અમારી સેવા કર. ભોગ ભોગવીને પણ પુણ્ય કરી શકાય છે. પુણ્ય વગેરે કરીને આપણે સૌ ધર્મસાધના કરીશું. પણ પ્રવજ્યા માટે તું હઠ ન કર." પરન્તુ સુદિન્ન અડગ રહ્યો. તેના મિત્રોએ તેને ખૂબ સમજાવ્યો. પણ તે અચળ રહ્યો. ત્યારે તેના મિત્રોએ તેનાં માબાપને કહ્યું: "અમ્મ! તાત! આ સુદિન્ન ઉપવાસ પર ઊતર્યો છે જો તમે હવે એને અનુમતિ ન આપશો, તો અહીં જ એનું મરણ નીપજશે. તે ગૃહત્યાગ કરે તેથી તમને દુઃખ થાય એ વાત સાચી છે, પણ એમ કરતાં તે જીવશે તો ખરો ને! જીવતો રહેશે તો એનું મોં જોવા તો મળશે. માટે એને અનુમતિ આપો." છેવટે માતપિતાએ ખૂબ જ દુઃખી હૃદયે સુદિન્નને અનુમતિ આપી એટલે સુદિન્ન કાષાય વસ્ત્ર ધારણ કરી ભિક્ષુનો વેશ લઈ ભગવાન પાસે ગયો અને એમને શરણે ગયો. સુદિન્નની સાધના વધતી ગઈ અને ઉજ્જવળ બની. એની તપસ્યા કઠોર હતી; એનું ચારિત્ર્ય નિષ્કલંક હતું. ક્રમે ક્રમે વિહાર કરતો સુદિન્ન વજ્જીગ્રામમાં આવીને રહ્યો.

તે વખતે વજ્જીગ્રામમાં મોટો દુકાળ પડ્યો. ઘણા દિવસ ત્યાં રહ્યા પછી સુદિન્ન પાછો વૈશાલી આવ્યો. એક દિવસ સુદિન્નના પૂર્વાશ્રમની વૃદ્ધ દાસી વાસી અન્ન ફેંકી દેવા બહાર આવી હતી. ભિક્ષુ સુદિન્નને તેને કહ્યું, "ભગિનિ! જો એ અન્ન ફેંકી દેવાનું હોય તો મારા પાત્રમાં નાંખજે એ મારું ભિક્ષાન્ન થશે." દાસીએ એના ભિક્ષાપાત્રમાં અન્ન નાંખ્યું, ત્યારે તેની નજર તેના મુખ પર પડી. તેણે સુદિન્નને તરત જ ઓળખ્યો. એટલે તેણે એ વાત સુદિન્નની માને કહી તે જ વખતે તેના પિતા પણ બહારથી આવતો હતો. સુદિન્નને માર્ગના એક ખૂણામાં બેસીને અન્ન ખાતો જોઈ ને તેને ખૂબ દુઃખ થયું. તેણે સુદિન્નને ઘેર આવીને જમવાનો આગ્રહ કર્યો. એટલે ભિક્ષુ સુદિન્ને કહ્યું, "ગૃહપતિ, મેં જમી લીધું છે. હું હવે જઈશ." તેના પિતાએ કહ્યું, "ત્યારે મારું આવતી કાલનું આમંત્રણ સ્વીકારો." ભિક્ષુ સુદિન્ને મૌનથી સમ્મતિ આપી અને તે વિહારમાં પાછો ફર્યો.

બીજે દિવસે સુદિન્નનાં માતપિતાએ ઘરની બધી સંપત્તિ એક સ્થળે ભેગી કરી અને ચાદરથી ઢાંકી દીધી. જ્યારે ભિક્ષુ સુદિન્ન ભિક્ષા માટે આવ્યો, ત્યારે તેને એ અખૂટ સંપત્તિ બતાવીને પિતાએ કહ્યું, "તાત સુદિન્ન! આ તારી પૈતૃક સંપત્તિ, આ માતા તરફથી, આટલું પત્ની તરફથી – એ બધું તારું જ છે હીનપણે વર્તન કર્યા વગર પણ ભોગ ભોગવી શકાય છે અને પુણ્ય કરી શકાય છે" પણ સુદિન્ન સ્તબ્ધ રહ્યો. બે ત્રણ વાર જ્યારે તેનાં માતપિતાએ આગ્રહ કર્યો, ત્યારે તે બોલ્યો: "ગૃહપતિ! જો તમને ખોટું ન લાગે તો હું એક વાત કહું? મોટા થેલાઓમાં આ ધનને ભરીને ગાડીમાં લઈ જઈ ગંગા નદીના સ્રોતમાં એને પધરાવી દો. ગંગાનાં પાત્રથી યોગ્ય બીજું પાત્ર કયું હોય? કારણ કે, આ ધનને લીધે હે ગૃહપતિ! તમને જે દુઃખ, જે ચિંતા, જે વ્યસન અને જે ભય થાય છે તે ફરીથી થશે નહિ!"

એ સાંભળી સુદિન્નનાં માતપિતાને ખૂબ દુઃખ થયું: અમારો પ્રિય પુત્ર આવું શી રીતે બોલી શકે? તેથી સુદિન્નના પિતાએ સુદિન્નની પત્નીને કહ્યું, "વધૂ, તું યાચના



આ શા ખા પુ

કરી જો બનવા જોગ છે ને તારા વચનથી એનામાં દયા ઊપજશે" ત્યારે સુદિન્નની ભાગ પત્નીએ એના ચરણ પકડીને આજીજી કરી "આર્યપુત્ર! એ અપ્સરા કેવી હોય છે કે જેને માટે આપ મારો ત્યાગ કરીને કઠોર બ્રહ્મચર્યની સાધના કરો છો?"

'ભગિનિ! હું અપ્સરાઓ માટે બ્રહ્મચર્યની સાધના કરતો નથી!"

'ભગિની' એ સંબોધન સાંભળીને સુદિન્નની પત્ની મૂર્છિત થઈ ગઈ એ બધુ જોઈને સુદિન્ન બહુ જ ખિન્ન થયો તેણે કહ્યુ, "ગૃહપતિ! તમારે ભિક્ષા આપવી હોય તો આપો.'

સુદિન્નના પિતાએ તેને જમાડી તેનો સત્કાર કર્યો ભોજનના અંતે સુદિન્નની માતાએ ગદ્ગદ સ્વરથી પુત્રની અભ્યર્થના કરી 'તાત સુદિન્ન! આવો કુળવાન શ્રીમાન, ખાનદાન અને કીર્તિ વૈભવવાળો તું અમારો એકનો એક પુત્ર છે તારા જવાથી અમે નિર્વંશ થઈશુ આ કુળપરંપરા નાશ પામશે આ બધુ ધન અમારા પછી રાજાઓ હરણ કરી જશે તાત સુદિન્ન! તું અમને એક ધર્મપુત્ર આપ! એક સંતતિ આપ આ તારુ માતપિતા પ્રત્યે કર્તવ્ય છે' માતાના આ દીન વચન સાંભળીને ભિક્ષુ સુદિન્નનુ મન વિચલિત થયુ. તેણે એ વાત સ્વીકારી!

એ રીતે ભિક્ષુ સુદિન્નનુ પતન થયુ એનો આત્મા હણાઈ ગયો એણે મૂગુ રુદન કર્યું! ભૂમિ પરની સર્વ દેવતાઓએ બૂમ પાડી– 'ભિક્ષુમંઘ આજ સુધી નિષ્કલંક હતો, નિર્દોષ હતો પવિત્ર હતો સુદિન્ન ભિક્ષુએ આજે એને કલંક લગાડયુ, સંઘની હત્યા કરી, ધર્મની હત્યા કરી, પોતાની હત્યા કરી!"

એનો પ્રતિધ્વની આકાશના ખૂણેખૂણેથી થવા લાગ્યો વૃક્ષની દેવતાઓએ, આકાશની દેવતાઓએ, અનંત તારકાઓએ, દસ દિક્પાલોએ, તુષિત સ્વર્ગના દેવોએ, ઇન્દ્રલોકના દેવોએ, બ્રહ્મલોકના દેવોએ પાતાળના નાગોએ સમુદ્રની દેવતાઓએ, પર્વતના યક્ષોએ એક જ આર્ત અવાજથી રોદન કર્યું "ભગવાનના પુણ્યસ્વરૂપ, નિષ્કલંક, નિર્દોષ, પવિત્ર સંઘનો, ધર્મનો, વિનયનો સુદિન્ને નાશ કર્યો!"

આયુષ્યમાન સુદિન્નના આત્મા પર અંધકારના પડળ ફરી વળ્યા એને પશ્ચાત્તાપ થયો એને પોતાના ઉપર ભયંકર જુગુપ્સા થઈ આવી 'અરેરે! મને લાભ નથી થયો અલાભ થયો! મારો વિનાશ થયો, સંરક્ષણ નથી થયુ! આ સુઆખ્યાત ધર્મવિનયમા પ્રવ્રજ્યા લઈને આજીવન પરિપૂર્ણ, શંખ સમાન ધવલ અને વિશુદ્ધ બ્રહ્મચર્યનુ મારાથી પાલન થયુ નહી!"

પશ્ચાત્તાપથી, સ્વનિંદાથી સુદિન્ન કૃશ થયો, રુક્ષ થયો એનો આત્મા વિહ્વળ થયો એનુ તેજ નષ્ટ થયુ. દુર્મન, દુર્મુખ અને દુખી સુદિન્ન ચિંતામા બળવા લાગ્યો! આ જોઈને એના સહવાસી બીજા ભિક્ષુએ તેનુ કારણ પૂછયુ પશ્ચાત્તાપથી દગ્ધ સુદિન્ને સાચી વાત કહી દીધી અને છેવટે ભગવાનના ચરણ પાસે જઈને નમી પડ્યો!

ભગવાન બુદ્ધ બોલ્યા "સુદિન્ન! શુ આ વાત સાચી છે કે, તે તારી પૂર્વાશ્રમની પત્ની સાથે સહવાસ કર્યો?'

"સત્ય છે ભન્તે!" સુદિન્ને ખિન્ન અવાજે જવાબ આપ્યો

થોડી વાર ભગવાન શાંત રહ્યા અને પછી બોલ્યા "રે, તે આ શું કર્યું? જો

શ્રમણધર્મને શોભા આપનારું નથી. આવા વિશુદ્ધ ધર્મવિનયમાં પ્રવ્રજ્યા લઈને તું પતિત થયો? અરે, મેં અનેક પ્રકારે ધર્મોપદેશ કર્યો તે વિરાગ થવા માટે, નહીં કે સરાગ થવા માટે, વિસંયોગ માટે, નહીં કે સંયોગ થવા માટે; નિર્મોહી થવા માટે નહીં કે મોહી થવા માટે; નિર્વિષયી થવા માટે. નહીં કે ભોગોલોલુપ થવા માટે. આમ છતાં હું વિરાગ માટે ધર્મોપદેશ આપું છું છતાં તું સરાગી થયો, મોહિત થયો, ભોગોલોલુપ થયો, કામાસક્ત થયો, અસંયમી થયો! રાગવિરાગ માટે, દ્વેષવિરાગ માટે, મદનો નિર્મદ કરવા માટે, તૃષ્ણાનો ઉચ્છેદ કરવા, સંસારનો છેદ કરવા, વાસનાનો વિરોધ કરવા, નિર્વાણ માટે, આત્મરક્ષણ માટે હું ઉપદેશ આપું છું. તેમ છતાં અરે, તું પતિત થયો! ભિક્ષુઓ, અપ્રસન્નોને પ્રસન્ન કરવાનો, અશ્રદ્ધાળુમાં શ્રદ્ધા ઉત્પન્ન કરવાનો, પ્રસન્નોની પ્રસન્નતા સુધારવાનો, શ્રદ્ધાવંતોની શ્રદ્ધા વધારવાનો આ માર્ગ નથી. સંયમથી, વિવેકથી, શ્રદ્ધાથી, નિશ્ચયથી, સંકલ્પથી, અપ્રમાદથી પોતાનું રક્ષણ કરો, વિનયનું રક્ષણ કરો, ધર્મનું રક્ષણ કરો!"

"અપ્પમાદો અમતપદં। પમાદો મચ્ચુનો પદં॥"

(અપ્રમાદ અમૃતનો માર્ગ છે; પ્રમાદ મૃત્યુનો માર્ગ છે.)

---

બાપુની અનોખી વાતો: [અનુ૦ ૨૨૬થી ચાલુ] પોતાના પત્રમાં જે લખ્યું હતું, તેનો સારાંશ આ મુજબ હતો. –

"આપનો પત્ર મળ્યો. વસ્ત્રની ભેટ પણ મળી. મહારાષ્ટ્રમાં ત્યાંના કેટલાક મિત્રો દ્વારા જે વિરોધી પ્રચાર થઈ રહ્યો છે, તે મારા ધ્યાનની બહાર નથી. પણ હું શું કરું? જે રીતે મહારાષ્ટ્રના કેટલાક મિત્રો મારી ઘોરમા ઘોર નિંદા કરવામાં રસ લઈ રહ્યા છે, તે જ રીતે આ દેશમાં કેટલાક મિત્રો એવા પણ છે જેઓ મારી ઘણી વધારે પડતી પ્રશંસા કરે છે. નિંદા કરનારાઓની નિંદાથી હું શા માટે અકળાઈ જાઉં, પ્રશંસા કરનારાઓની પ્રશંસાથી હું શા માટે ફુલાઈ જાઉં? હું તો એમ માનું છું કે, નિંદાથી હું હલકો થતો નથી અને પ્રશંસાથી મોટો થતો નથી. જેવો હું છું, તેવો જ છું. ન રજભર નાનો કે ન રજભર મોટો. આપણા સરજનહારની સામે માણસ સાચો રહે, તો પછી તેને કોઇ જાતની કયાંય પણ હરકત નથી."

બાપુના આ પત્રમા માનવ-સમાજના સેવકો માટે અનન્ત પ્રેરણા ભરેલી છે. માનવ-જીવનની એક ઊંચામાં ઊંચી ભૂમિકાનું દર્શન આપણને એમાં થાય છે. બાપુની મોટાઈ અહીં તેના ખરા સ્વરૂપમાં પ્રગટ થઈ છે. બાપુ પોતાનાં જીવનમાં નીલકંઠ બનીને વ્યક્તિ, સમાજ અને રાષ્ટ્રના જીવનમાંથી નીકળતા હળાહળ ઝેરને પી જવામાં અને પચાવવામાં શી રીતે અને કયા કારણે સફળ થયા, તેનો સાચો ઉકેલ આપણને બાપુના આ પત્રમાથી મળી રહે છે. બાપુના જીવનનું આ અનોખાપણું એ એમની પોતાની જ એક વિભૂતિ હતી.

– બાળાભાઈ

એક શેઠ હતા, કરોડાધિપતિ, તો પણ તેની તૃષ્ણા મટતી ન હતી તેનો પૈસો દીનદુખીની સેવામાં કે પરોપકારમાં જરા પણ ન વપરાતો તેની પેઢીનો જે મુખ્ય મુનીમ હતો તે ઘણો વિદ્વાન માણસ હતો શેઠ તેની સલાહ લઈને જ કાર્ય કરતા મુનીમને વિચાર થયો કે, શેઠની અવસ્થા થવા આવી છે, તેમનો પૈસો ધર્મકામમાં નથી વપરાતો શેઠ જો પોતાને હાથે કંઈ પણ નહિ કરી જાય તો આ કમાણી ધૂળધાણી થઈ જશે

એક દિવસ મુનીમે શેઠને પ્રસન્ન વદને બેઠેલા જોઈ કહ્યું "શેઠજી, તમારે ધન છે, પુત્ર પુત્રીઓ છે, આલીશાન મકાન છે, આ બધું હોવા છતાં ઘણા શેઠિયા જે કીર્તિને પામ્યા છે તેવી કીર્તિ તમારી નથી, તમારી એવી કીર્તિ થાય એમ હું ઇચ્છું છું" શેઠ કીર્તિ માટે તલસતા હતા એટલે તેને મુનીમની વાત ગમી તેણે પૂછ્યું, "શું કરું તો મારી કીર્તિ વધે?" મુનીમે કહ્યું "સપ્તાહ કરો, ગામેગામ કંકોત્રી મોકલાવો, અને ગરીબ તવંગર સૌને સરખા ગણી ભોજન કરાવો" ખર્ચની વાથી શેઠ અકળાઈ ગયા પણ કીર્તિના લોભે તેને મુનીમની વાત મંજૂર રાખી ગામેગામ કંકોત્રી મોકલાઈ ગઈ સરસ મજાનો મંડપ રચાયો, બ્રાહ્મણોએ ભાગવતનું સ્થાપન કર્યું મુનીમે આની સાથે એવી ગોઠવણ કરી હતી કે શેઠની છબીઓ છાપામાં આવે, તેના વખાણો છપાય અને એક ધર્મ ધ્વજી તરીકે શેઠ પંકાય આ બધું જોતા શેઠનો હર્ષ કયાંય નહોતો સમાતો. આ બધું કરવામાં મુનીમની ઇચ્છા એ હતી કે શેઠ ભાગવત સાંભળે, પણ શેઠે તો કહી દીધું, મને સાંભળવા માટે વખત નહિ રહે મુનીમ ચાલાક હતા તેણે કહ્યું, "શેઠ, ભાગવત ન સાંભળો તો કંઈ નહિ પણ તમારા જેવા શેઠિયાઓને આમંત્રણ આપ્યું છે તો તેમને આવકારવા માટે અને તેમની સાથે બેસવા માટે તો તમારે ગમે તે ભોગે વખત મેળવવો જોઇએ"

આ વાત તો શેઠને માનવી પડી અને દરરોજ તેનો ઘણો ખરો વખત શેઠિયાઓની સાથે બેસીને ભાગવત સાંભળવામાં ગયો. તેને મને કમને પણ બેસવું પડત લગભગ સપ્તાહની પૂર્ણાહુતિને આગલે દિવસે શેઠ, બેઠા બેઠા સાંભળે છે, બ્રાહ્મણ એક રસિક દૃષ્ટાંત દઈ રહ્યા છે શેઠને તે સાંભળવામાં મજા પડી છે, ત્યાં તો બ્રાહ્મણ ઉપસંહાર કરે છે કે જે કાર્ય સકામ એટલે ફળની આશાથી થાય છે તેને કદાચ લક્ષ્મી મળે પણ એને અંતરની શાંતિ મળતી નથી પરંતુ જે નિષ્કામ કર્મ કરે છે તેની અંતર શુદ્ધિ થાય છે અને તે ઇશ્વરનો પરમભક્ત બને છે શેઠને આટલા જ ફટકાની જરૂર હતી, પોતે સકામકર્મ કર્યું અને કીર્તિ માટે મર્યો માટે તેને પસ્તાવો થવા લાગ્યો અને મુનીમ પાસે બેઠા હતા તેને કહ્યું "તમે મારી પાસે જ આવું સકામકર્મ કેમ કરાવ્યું નિષ્કામ કેમ નહિ?" ત્યારે મુનીમે ચાલાકીભર્યો જવાબ આપ્યો, "શેઠજી, સકામ કર્મ વગર નિષ્કામ કર્મ તરફ કોઈ ન પ્રેરાય આ બધું તમે સકામ એટલે કીર્તિના લોભે કર્યું એ તમને આજ ખબર પડી કે, નિષ્કામ કર્મ સકામથી ઉત્તમ છે, નહિ તો તમે તમારા કાર્યમાં જ રચ્યાપચ્યા રહેત માટે દરેક મનુષ્ય કર્મ કરે, બની શકે તો નિષ્કામ પણ નિષ્કામ ન બને તો સકામ તો કરે જ સકામ કર્મ કરતો પણ માણસ કોઈક દિવસ નિષ્કામ-કર્મી બને ખરો!" શેઠનો હૃદયપલટો થયો અને તેઓ નિષ્કામ કર્મી બન્યા બાકીની જિંદગી તેમણે દીનદુખીની સેવામાં ગાળી



# મણકો ૩જો – અહિંસા

સંકલનકર્તા   શ્રી ચંદુલાલ બ. પટેલ

સત્યથી ભિન્ન કોઈ પરમેશ્વર હોય એવું મેં નથી અનુભવ્યું. સત્યમય થવાને સારુ અહિંસા એ જ એક માર્ગ છે. સત્યનું સંપૂર્ણ દર્શન સંપૂર્ણ અહિંસા વિના અશક્ય છે.

આવા વ્યાપક સત્યનારાયણના દર્શનને સારુ જીવમાત્રની પ્રત્યે આત્મવત્ પ્રેમની પરમ આવશ્યકતા છે. આત્મશુદ્ધિ વિના જીવમાત્રની સાથે ઐક્ય ન જ સધાય. આત્મશુદ્ધિ વિના અહિંસાધર્મનું પાલન સર્વથા અસંભવિત છે.

અશુદ્ધાત્મા પરમાત્માના દર્શન કરવા અસમર્થ છે–એટલે જીવનમાર્ગના બધા ક્ષેત્રોમાં શુદ્ધિની આવશ્યકતા છે.

શુદ્ધ થવું એટલે મનથી, વચનથી ને કાયાથી નિર્વિકાર થવું, રાગદ્વેષાદિ રહિત થવું પણ આ શુદ્ધિનો માર્ગ વિકટ છે તેને સારુ મારે શૂન્યવત્ બનવાનું છે. મનુષ્ય જ્યાં લગી સ્વેચ્છાએ પોતાને સૌથી છેલ્લો ન મૂકે ત્યાં લગી તેની મુક્તિ ત્યાં નથી.

અહિંસા એ નમ્રતાની પરાકાષ્ઠા છે અને એ નમ્રતા વિના મુક્તિ કોઈ કાળે નથી.

નમ્રતા એટલે હુંપણાનો આત્યંતિક ક્ષય

આ જગતમાં જીવમાત્ર એક રજકણ કરતાં પણ કંઈ નથી શરીરરૂપે ક્ષણજીવી છીએ.

કાળના અનંત ચક્રમાં સો વર્ષનું પ્રમાણ કાઢી જ ન શકાય કંઈ થવું એટલે ઈશ્વરથી–પરમાત્માથી, સત્યથી વિખૂટા થવું કંઈ ટળી જવું એટલે પરમાત્મામાં ગળી જવું.

સમુદ્રમાં રહેલું બિન્દુ સમુદ્રની મહત્તા ભોગવે છે, પણ તેનું તેને જ્ઞાન નથી.

સમુદ્રથી વેગળું થયું ને પોતાનો દાવો કરવા બેઠું એટલે તે જ ક્ષણે સુકાયું.

આ જીવનને પાણીના પરપોટાની ઉપમા આપી છે એમાં હું મુદ્દલ અતિશયોક્તિ જોતો નથી.

આવી નમ્રતા–શૂન્યતા–અહિંસા–કેળવવાથી કેમ આવી શકે? મતને ખરી રીતે સમજવાથી નમ્રતા પોતાની મેળે આવી જાય છે. આ નમ્રતા એટલે પુરુષાર્થ રહિતતા ન હોય!

ખરું જોતાં નમ્રતા–અહિંસા–એટલે તીવ્રતમ પુરુષાર્થ છે, એ તો બધા પરમાર્થને કારણે હોય.

ગાંધીજી

# અહંકાર

મુકુલભાઈ

માનવીના વિકાસને રોકનાર જો કોઈ હોય તો તે આપણો અહંકાર છે. અહંકાર આપણા જીવનને રૂંધી નાખે છે. હું જે કરું છું એ જ ખરું છે, હું કહું છું એ જ સાચું છે, હું જે જીવન જીવી રહ્યો છું એ જ ઉત્તમ છે, એનાં કરતાં બીજું કંઈ સારુ છે જ નહિ; એવી એવી સંકુચિત ભાવનાઓ આપણા મનમાં અહંકાર જગાડે છે. તેથી આપણામાં કંઈ ખામી હોય તે આપણે જોઇ શકતા નથી તેમ જ બીજામાં કંઈ સારુ હોય એની કદર કરી શકતા નથી કે આપણા જીવનમા એને ઉતારતા નથી.

એક વાર એક જૈન મુનિજીએ એક વાર્તા કહી હતી તે ખરેખર સમજવા જેવી છે. ફૂલના એક પતંગિયાને નરકના કીડા સાથે ભાઇબંધી થઇ. સુગંધી ફૂલો પર બેસનારું, રહેનારું પતંગિયું કીડાને આવા ગંધાતા નરકમાં રહેતો જોઈને ખેદ પામવા લાગ્યું. તે કીડાને કહે, "કીડાભાઈ, તું આવી ગંદકીમાં શા માટે પડી રહ્યો છે? એક વાર મારી સાથે મારા ફૂલ-ઘેર તો આવ! ત્યાંની સુગંધી હવા તું એક વાર ચાખ તો ખરો. પછી તને અહીં નહિ ગમે."

પણ કીડાભાઇ તો દરરોજ કંઈક બહાનુ કાઢે. એને મનમાં થાય: "ત્યાં વળી એવું તે શું હશે કે મારી અહીંની તાજગીભરી હવા કરતાં સારું હોય? અહીં રહેવાનો આનંદ એ પતંગિયાને ક્યાંથી ખબર? પતંગિયું નકામું બડાઈ મારે છે. અહીં મને જે સુખ અને આનંદ મળે છે એવું ત્યાં ક્યાથી હોય?"

પરંતુ પતંગિયુ તો દરરોજ તેને પોતાને ઘેર આવવાનું કહે. છેવટ કંટાળીને કીડાભાઇ બોલ્યા: "ઠીક ત્યારે તારો ખૂબ જ આગ્રહ છે, તો ના શી રીતે પડાય? ખરી રીતે મને તો અહીંથી ક્યાય બીજે જવાનું જરાયે ગમતું નથી. પણ આજે તો આવી શકાય એમ નથી. આવતી કાલે સવારે આવજે. હું તારી સાથે જરૂર આવીશ."

બીજે દિવસે સવારે કીડાભાઈ વિચાર કરવા લાગ્યા: 'મને તો અહીંથી ક્યાંય જવાનું ગમતું નથી. પતંગિયાને ઘેર જઈશ તો હું ભૂખે જ મરી જઇશ. ત્યાંની હવાથી હું ગૂંગળાઈ મરીશ અને મારી તબિયત પણ બગડશે. કંઈ નહિ. એક કામ કરું.' એમ વિચારીને તેણે નરકની બે ગોળી બનાવી અને નાકમાં ખોસી દીધી!

થોડી વાર પછી પતંગિયું આવ્યું અને કીડાને લઈ તે પોતાને ઘેર ગયું. ત્યાં કીડાને તે જાતજાતનાં અને રંગબેરંગી સુગંધી ફૂલો પર ફેરવવા લાગ્યું અને વારે વારે તે પૂછતું જાય, "કેમ ભાઈ, અહીંની હવા તારા કરતાં કેવી છે? અહીં આવીને રહેવાનું મન થાય છે કે? ત્યાં નરકમાં પડી રહેવા કરતાં અહીંથી તું સુખેથી રહેજે. મને પણ ખૂબ ગમશે."

પણ કીડાભાઈ તો માથું ધુણાવીને કહે, "મને તો અહીં કંઇ જ ફરક લાગતો નથી! જેવી હવા મારે ત્યાં છે તેવી અહીં છે. તું જ મારે ત્યાં રહેવા ચાલને!"

પતંગિયું તો બાપડું નવાઇ પામ્યું! તેણે ધારી ધારીને કીડાને તપાસવા માંડ્યો; અને જુએ છે તો કીડાભાઈના નાકમા નરકની ગોળી!

એવું જ આપણા જીવનનું યે સમજવું. જ્યાં સુધી આપણામાં અહંકારરૂપી નરક ભરેલુ છે, ત્યાં સુધી બીજે બધે સુવાસ હોય એનો આપણને ક્યાથી ખ્યાલ આવે?

પ્યારાબાપુ

અહિંસા તો સમજના કલ્યાણને અર્થે ઇચ્છાપૂર્વક પાળવામાં આવતો ત્યાગ અથવા સંયમ છે. એટલે એ તો અતિશય સક્રિય, શુદ્ધિકારક આત્મબળ છે.

અહિંસાવૃત્તિ કેળવવી એ તો આત્મ ત્યાગની લાંબી તાલીમનું અને આત્માની ગુપ્ત શક્તિઓના ભાનનું પરિણામ છે. એ વૃત્તિ આવતાંની સાથે જીવન પ્રતિ દૃષ્ટિ જ ફરી જાય છે. એ વૃત્તિથી વસ્તુનું મહત્ત્વ બદલાઈ જાય છે અને કરેલી ગણતરીઓ ઊંધી વળે છે. અને એક વાર તેનો પ્રયોગ શરૂ થયો કે, તે ઊંડા પ્રમાણમાં હોય તો, તે આખા વિશ્વને વ્યાપી શકે છે. એ મોટામાં મોટું બળ છે, કારણ આત્માનું એ ઉત્તમોત્તમ પ્રગટ સ્વરૂપ છે.

અહિંસાપ્રતિષ્ઠાયાં તત્સન્નિધૌ વૈરત્યાગઃ એટલે કે અહિંસાની પ્રતિષ્ઠા થતાંની સાથે જ વેરઝેર શમી જાય છે. અહિંસા વિષેનું આ અમર સૂત્ર ઋષિએ પોતાના અનુભવમાંથી જ ઘડ્યું છે અહિંસાનો વ્યક્ત અર્થ પ્રેમ છે, કેમ કે તેને આપણે પ્રેમ રૂપે જ વ્યક્ત કરી કે ઓળખી શકીએ છીએ. પ્રેમને વિષે બાઇબલમાં કેટલાંક સુંદર વચનો છે. તેમાં આવે છે:

"પ્રેમ પડોશીનું બૂરું ઇચ્છતો નથી;
પ્રેમને સૌનો વિશ્વાસ છે,
પ્રેમને સદા આશા રહે છે;
પ્રેમ કદી નિષ્ફળ જતો નથી."

અહિંસા એટલે પ્રેમ એ જગતમાં સૌથી સફળમાં સફળ બળ છે. શામળભટ્ટ કહે છે:

"અવગણ ઉપર ગુણ કરે તે, જગમાં જીત્યો સહી." આમાં 'જીતવાની' વાત લખી છે તેનો અર્થ એ છે કે એ ખરો અહિંસક થયો. તિરસ્કાર ઉશ્કેરનારી વસ્તુઓ તો જ્યાં જોઈએ ત્યાં નજરે ચડ્યા જ કરે છે. પ્રાચીન ઋષિઓએ એ સત્યનું દર્શન કર્યું હતું કે, દ્વેષને પ્રેમથી જ જીતી શકાય, ક્રોધને અક્રોધથી જ જીતી શકાય. એટલે આ પ્રેમની શક્તિ પ્રગટ ત્યારે થઈ શકે છે કે જ્યારે તિરસ્કાર ઉત્પન્ન કરનારા કારણો તેની સામે ઊભાં હોય.

[ પુ૪ ૨૭૩, 'સર્વોદય' ૨૨૭, 'મંગળ પ્રભાત'માંથી ]

## અનુક્રમણિકા

૩૦ ઑક્ટોબર ૧૯૫૧

# ગ્રંથાવલોકન

**શ્રી રમણચરિતામૃત : સં૦ બે રમણભક્તો; પ્ર૦ શ્રી નિરંજનાનંદ સ્વામી.**
શ્રી રમણાશ્રમ, તિરુવણ્ણામલૈ, દક્ષિણ ભારત, કિં૦ ૨-૮-૦; પૃ૦ ૨૮૬.

આપણા સદ્‌ભાગ્યે ભારતદેશમાં એક જ યુગમાં ગાંધીજી, ગુરુદેવ, શ્રી અરવિંદ અને શ્રી રમણમહર્ષિ જેવા મહાપુરુષો અવતર્યા. ચારેય મહાપુરુષોએ પોતપોતાની જીવનદૃષ્ટિ અનુસાર જીવનવિકાસનો આદર્શ આપણી સમીપ રજૂ કર્યો છે. આપણે જો આદર અને પ્રેમથી એ ચાર મહાપુરુષોનાં જીવન અને સર્જનનું અનુશીલન કરીએ તો આપણા જીવનપંથને ઉજાળી શકીએ.

આ પુસ્તકમાં શ્રી રમણમહર્ષિના જીવનને મૂર્ત કરવાનો બે રમણભક્તોએ યથાશક્તિ પ્રયત્ન કર્યો છે. આ જીવનચરિત કોઈ સાહિત્યકારે કે જીવનચરિત્ર લેખકે નહિ, પરંતુ શ્રી રમણમહર્ષિ પ્રત્યે ભક્તિભાવ રાખનારા ભક્તોએ લખ્યું છે. તેથી એમા જીવનચરિતને સાહિત્યિક સ્થાન આપે એવી શક્તિના દર્શનને બદલે ભક્તહૃદયે દોરેલા પ્રેમચિત્રનું દર્શન થશે. એ કારણે આ જીવનચરિતનો આસ્વાદ લેવો હોય તો શ્રી રમણમહર્ષિ પ્રત્યે એવા જ પ્રેમભાવની આવશ્યકતા રહે છે. જો બુદ્ધિ અને હૃદય બન્નેનો સમન્વય કરીને આ પુસ્તક વાંચીએ તો શ્રી રમણમહર્ષિના જીવનદર્શનની ઝાંખી આપણને થાય અને એમની ફિલસૂફીને સમજવા આપણને સહાય મળી રહે.

આખા પુસ્તકને ત્રણ ખંડમાં વહેંચી નાખ્યું છે. પ્રથમ ખંડમાં શ્રી રમણમહર્ષિના જીવનને આલેખવામાં આવ્યું છે. બીજા ખંડના પ્રથમ ભાગમાં શ્રી રમણમહર્ષિ અરુણાચળમાં સ્થિર થયા તે પછીનો કાળનું આલેખન થયું છે, અને બીજા ભાગમાં આશ્રમની સ્થાપના, ત્યાંની પ્રવૃત્તિ, મહર્ષિના હિંદી અને પરદેશી ભક્તો, -પોલ બ્રંટન તેમ જ મહર્ષિના મહાનિર્વાણનું નિરૂપણ છે. ત્રીજા ખંડમાં મહર્ષિની નિત્યચર્યા, ઉપદેશ, મહિમા વગેરેની માહિતી છે.

આ પુસ્તક શ્રી રમણમહર્ષિના જીવન વિશે જાણવા માગનાર જિજ્ઞાસુને ગમી જાય એવું છે.

**ધરતીનું સંગીત અને બીજાં કાવ્યો : લે૦ રવીન્દ્ર ઠાકોર;**
પ્રાપ્તિસ્થાન . એલીટ બૂક સર્વિસ, અમદાવાદ, કિં૦ ૧-૪-૦; પૃ૦ ૫૮.

શ્રી. રવીન્દ્ર ઠાકોરનાં પાંચ રેડિયો-રૂપકોનો આ સંગ્રહ છે. આ રૂપકોની રજૂઆત અમદાવાદ રેડિયો પરથી થઈ છે. 'ધરતીનું સંગીત' એ રૂપક ખરેખર હૃદયંગમ છે. ધરતીના સંગીતમાં દેવોને જે અપૂર્વ માધુર્યનો અનુભવ થાય છે તેનું કારણ છે ધરતીની ભીતરમાં વ્યાપેલી ઊંડી વ્યથા. એક અંગ્રેજ કવિનું કથન અહીં યાદ આવે છે: 'Our sweetest songs are those that tell the saddest thought.' ( આપણાં મધુરતમ ગીતો તો તે જ છે જે દુઃખદમાં દુઃખદ વિચારોને વ્યક્ત કરે છે ) 'હિમાલય', 'દાનનું પર્વ', 'પથ દીપિકા' અને 'કર્ણ-કુંતી' એ રૂપકો પણ સુયોજિત છે. રેડિયો-રૂપકોના આ નાનકડા સંગ્રહને ગુજરાત જરૂર આવકારશે. [અનુસંધાન કવરપેજ પાનું ૩જું]



ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]



વર્ષ ૪ | ૩૦ નવેમ્બર–૧૯૫૨ | અંક ૧૦

## સેવા વિ૦ મહત્ત્વાકાંક્ષા

આ બધી જગ્યાઓ (ઍસેમ્બ્લી, કાઉન્સિલ, લોકલ બોર્ડ કે મ્યુનિસિપાલિટી) જઈને માણસ સેવા કરી શકે એમાં શંકા નથી–કેટલીક જગ્યાએ કામ કરવાથી તો સેવાની શક્તિ વધે પણ છે ને એ ભાવનાથી એ પદો કે હોદ્દા લેવાની ઇચ્છા રાખવામાં આવતી હોય તો ઠીક. પણ એ ઇચ્છા પાછળ સેવા ભાવનું જોર રહેલું છે કે પોતાની અંગત મહત્ત્વાકાંક્ષાનું, એ કોણ કહી શકે? એ તો કદાચ માણસનું પોતાનું હૃદય પણ બરાબર ન કહી શકે કારણ કે આવી બાબતોમાં ઘણી વાર એ આપણને છેતરે છે અને એ રીતે માણસ પોતાના મનને મનાવી લે છે કે, એ પોતે મહત્ત્વાકાંક્ષાથી નથી ખેંચાતો પણ સેવા કરવા માગે છે.

પણ આજકાલની તો રીત જ, એ થઈ પડી છે કે, પોતાના વાજાં પોતે જ વગાડવા બેસી જવું પડે છે. આપણા સ્વભાવ ઉપર આપણી મહત્ત્વાકાંક્ષા ચડી બેસે છે. આ બધાં સ્થાનોને આપણે આપણા જીવનને સૌરૂ ઉન્નતિનાં અને દુનિયાની હરીફાઈમાં આપણને આગળ લઈ જનારાં સાધનો માનીએ છીએ. આપણી પોતાની સંસ્કૃતિથી અને સભ્યતાથી આ બધું ઊલટું છે, પણ આજકાલના પશ્ચિમના વિચારોને અનુકૂળ છે એનાથી બચવાનું આજે મુશ્કેલ બની ગયું છે. આપણે જોઈએ છીએ કે, આજે તો, કોઈએ ચૂંટણીને સારુ આપમેળે ઊભા જ ન થવું જોઈએ, ચૂંટણી કરવાનો જેમને અધિકાર છે એમની ઉપર જ યોગ્ય માણસ ખોળી કાઢવાનો ભાર નાખવો જોઈએ, તથા એમની નજર જો આપણા ઉપર પડે ને તેઓ આપણને ચૂંટી કાઢે તો એમની એ આજ્ઞા માનીને આપણી શક્તિ પ્રમાણે અને એ સ્થાનેથી શક્ય હોય તેટલી તેમની સેવા કરવી જોઈએ, એવો આદર્શ આપણી આગળ મૂકતાં પણ સંકોચ થાય છે! જ્યાં લગી આવી કોઈક રીતનો અમલ કરવામાં નહીં આવે ત્યાં લગી દુનિયામાં સાચી લોકશાહી વ્યવસ્થા નહીં સ્થાપી શકાય.

એટલા માટે ત્યાગની ભાવના દૃઢ થવી જોઈએ, ભોગની ભાવના ઘસાતી જવી જોઈએ અને આપણું ધ્યેય સેવાનું હોવું જોઈએ; પ્રતિષ્ઠા મેળવવાનું કે બીજા સ્વાર્થ સાધવાનું નહીં"

— શ્રી. રાજેન્દ્રપ્રસાદ



## આશ્રમનાં ભજનો

ઐસી મૂઢતા યા મન કી.

પરિહરિ રામભક્તિ-સુરસરિતા
          આસ કરત ઓસકન કી.

ધૂમ-સમૂહ નિરખિ ચાતક જ્યોં
          તૃષિત જાનિ મતિ ઘન કી

નહિં તહઁ સીતલતા, ન બારિ,
          પુનિ હાનિ હોતિ લોચન કી.

જ્યોં ગચ કાઁચ બિલોકી સેન જડ
          છાઁહ આપને તન કી.

ટૂટત અતિ આતુર અહારબસ,
          છતિ બિસારિ આનન કી

કહઁ લૌં કહૌં કુચાલ કૃપાનિધિ,
          જાનત હૌ ગતિ જન કી.

તુલસીદાસ પ્રભુ! હરહુ દુસહ દુખ
          કરહુ લાજ નિજપન કી



# પ્રાર્થના પછી

[ ગયા મે માસમા બીડજમા કાયદા શિબિર વખતે પ્રાર્થના પછી પ્રવચનો થતા હતા. એ પ્રવચનોમા સર્વે દવની દૃષ્ટિને વિશદ રીતે સમજાવવામા આવી છે બાપુજીના વિચારોને સમજવા તેમ જ જીવનમા ઉતારવા પ્રયત્ન કરનાર પ્રત્યેકને એ અતીવ ઉપયોગી થઈ પડે એમ છે ક્યાર બાપુમા તે ક્રમે ક્રમે પ્રગટ થાય છે ]

આજે આપણે પ્રાર્થનામા જે ભજન ગાયુ તે તુલસીદાસજીનુ બનાવેલું છે તુલસીદાસના મનમા જે મથન – અથડામણ ચાલી રહ્યા છે તે આ ભજનમા વ્યક્ત થયા છે આવી અથડામણો પ્રત્યેક માનવીના મનમા ચાલી રહી હોય છે તુલસીદાસજી પોતે ભક્ત કવિ હોવાથી એ અથડામણના ભાવો કાવ્યરૂપે વહાવે છે મનના સ્વરૂપ વિષે બોલતા એ કહે છે કે આ મનની મૂઢતા કેવી છે! રામભક્તિરૂપી આકાશગગાને છોડી દઈ હુ ઝાકળબિંદુની પાછળ પડુ છુ વિશ્વમા જે શાશ્વત છે તેને છોડી દઈ ક્ષણજીવી વસ્તુઓની પાછળ આ મારુ મન ભમે છે ચાતકપક્ષી આકાશ સામે જોઈ રહ્યુ હોય છે, પણ વરસાદ આવતો નથી ત્યા ધુમાડાનો ગોટો જોઈ દોડે છે અને પાણી ન મળવાથી હેરાન થાય છે વધારામા ધુમાડાથી આખો બળે છે આ મન પણ ચાતકની જેમ અધકારમા અટવાય છે સાચી વસ્તુની તેને પિછાન થતી નથી! શકરો જેમ કુરસબધીમા પોતાનો પડછાયો જોઈ પક્ષી છે એમ માની ખાવાની લાલચે નીચે તૂટી પડે છે અને ચાચ તૂટી જાય ત્યા સુધી પડછાયામા દેખાતા પક્ષી પર પ્રહારો કર્યે જ જાય છે તેમ માણસનુ મન પણ આવા તત્વિક વસ્તુ પર ચોટી રહે છે તેથી કૃપાનિધિને એ પ્રાર્થના કરે છે કે, હે પ્રભુ! હુ પણ આ અજ્ઞાન ચાતક કે શકરા જેવો જ છુ મનુષ્યની ગતિ તુ જાણે છે અમારો તુ જ આધાર છે માટે આવુ અમારુ અસહ્ય દુખ – સાચી ખારાબાપુ વસ્તુને અમે પિછાની શકતા નથી તે – તુ દૂર કર તારા ભક્તોની તું લાજ રાખે છે, તો અમારી લાજ રાખ અને અમને સદ્‌બુદ્ધિ આપ

દરેક માનવીમા સુમતિ અને કુમતિ બેઠેલી હોય છે જ્યા સુમતિ છે ત્યા સપત્તિ છે જ્યા કુમતિ છે ત્યા વિઘ્નો પડેલા છે આવું માનવી જાણતો હોવા છતા તેનુ મન કુમતિ તરફ જ વળે છે બીજી રીતે કહીએ તો શ્રેય અને પ્રેયનુ દ્વદ્વયુદ્ધ માનવીના હૃદયમા અખડ ચાલી રહ્યુ હોય છે આર એલ સ્ટીવ્સનની ભાષામા કહુ તો દરેક માણસમા જેકિલ અને હાઈડ પડ્યો હોય છે એક બાજુથી માણસ ડાહ્યો ડમરો દેખાય છે બીજી બાજુથી તે કાળો કદરૂપો દેખાય છે માણસના બે સ્વરૂપો કેવા એકબીજા સાથે આથડે છે તેનો સુદર ચિતાર 'જેકિલ અને હાઈડ' નામના પુસ્તકમા જોવા મળે છે જેની સુમતિ બરાબર ખીલી છે તે વિપરીત વાતાવરણમા પણ ટકી રહે છે પણ બીજાઓ માટે તેમ નથી વિપરીત પરિસ્થિતિમા તે ટકી શકતા નથી તેથી પ્રત્યેક ક્ષણે દરેક માનવીને જાગ્રત રહેવુ જોઈએ આ સાચુ પેલુ મિથ્યા એનુ તને ભાન થાય ત્યારે તે 'પુરુષાર્થી' બને છે જેમ આપણી દૃષ્ટિ વધુ સાફ તેમ આપણે વધુ પુરુષાર્થી બની શકીએ આપણા જીવનમા આવુ તુલસીદાસજીના જેવુ મથન ચાલતુ હોય તો થોડી આશા રહે છે તેથી માણસે દરેક પળે જાગ્રત રહીને શ્રેય માટે પુરુષાર્થ કરવો જોઈએ

—અમલભાઈ મહેતા

# બૌદ્ધધર્મની કથાઓ .................................................... ૭
(૪)

પદ્મનાભ શ્રી. જૈની

અતીત કાળમાં એક વખતે ભગવાન બુદ્ધ ભિક્ષુસંઘના મોટા પરિવાર સાથે વિહાર કરતા બનારસ આવ્યા. ત્યાંના ઉપાસક પોતાની શક્તિ અનુસાર ભિક્ષુઓને દાન આપતા. એક દિવસે ભગવાન બુદ્ધે આહાર પછી ઉપાસકોને સંબોધીને કહ્યું: "ઉપાસકો! ચાર પ્રકારના ઉપાસકો હોય છે એક તો જે કંઈ પોતાની પાસે હોય તે જ આપવું; બીજાની પાસેથી અપાવવામાં શું ફળ, એમ માની પોતે જ દાન આપે છે, પણ બીજાને પ્રેરણા આપતો નથી. એને જ્યાં ઇચ્છે ત્યાં ભોગ-સંપદા મળે છે, પણ પરિવાર-સંપદા મળતી નથી. બીજો ઉપાસક એવો હોય છે કે, બીજા પાસે જ દાન અપાવે, પણ પોતે કશું આપે નહિ; એને પરિવાર-સંપદા મળે, પણ ભોગ-સંપદા મળતી નથી. ત્રીજો ઉપાસક એવો હોય છે કે, જે બંનેય કરે અને એને ભોગ-સંપદા તેમ જ પરિવાર-સંપદા બંને મળે. વળી ચોથો ઉપાસક એવો હોય છે કે, જે બંનેય ન કરવાથી હંમેશાં



દરિદ્રી રહે—મનથી, મિત્રોથી, ભોગથી."

આ ઉપદેશ સાંભળીને ત્યાં બેઠેલા એક પંડિતને થયું કે, 'હું હવે એવું કરીશ કે, હું પોતે પણ ત્યાગ કરું અને બીજાને પણ આવા પુણ્ય કાર્યમાં પ્રેરણા આપું.' તેણે ભગવાનને પ્રણામ કરી કહ્યું: "ભગવન્, આવતી કાલે મારે ત્યાં ભિક્ષા લેજો."

"કેટલા ભિક્ષુઓની તને જરૂર છે?"

"ભન્તે! આપનો પરિવાર કેટલો છે?"

"હે ઉપાસક, મારા સંઘમાં ૨૦૦૦૦ ભિક્ષુઓ છે."

"ત્યારે ભન્તે! આપ સૌને મારું નિમંત્રણ છે!'

ભગવાન બુદ્ધે તેના નિમંત્રણનો સ્વીકાર કર્યો, એટલે તે ગામમાં ઘેરઘેર જઈ કહેવા લાગ્યો: "અમ્મ! તાત! આજે મેં વીસ હજાર જેટલા ભિક્ષુઓને ભિક્ષા માટે નિમંત્રણ આપ્યું છે. તમારે જેટલા ભિક્ષુઓની વ્યવસ્થા કરવી હોય તેટલી કરો." આ સાંભળીને કોઈએ પાંચ, કોઈએ દસ, કોઈએ વીસ-પચાસ-સો ભિક્ષુઓને ભિક્ષા આપવાનું સ્વીકાર્યું. તે પંડિતે બધાની નોંધ



પ્યારા બાપુ

એક કાગળ પર લખી નાખી

તે વખતે બનારસમા મહાદુર્ગત નામે એક ઘણો ગરીબ માણસ રહેતો હતો એને જોઈને પંડિતે કહ્યું "સૌમ્ય! આવતી કાલે મે વીસ હજાર જેટલા ભિક્ષુઓને આપણા નગર તરફથી ભોજન માટે નિમંત્રણ આપ્યુ છે બધા નગરવાસીઓ પોતપોતાની શક્તિ અનુસાર ભિક્ષા આપશે બોલ તુ કેટલા ભિક્ષુઓને ભિક્ષા આપીશ?"

મહાદુર્ગતે કહ્યુ "સૌમ્ય! મારે ભિક્ષુઓ સાથે શા લેવા દેવા? એ તો પૈસાવાળા લોકો ભિક્ષા આપી શકે મારે ત્યા તો કાલે જમવાનુ શુ એ જ મોટો સવાલ છે!' એ સાભળી પંડિતે કહ્યુ "સૌમ્ય! જો, તે આજ સુધી કોઇને કશુ આપ્યુ નથી એટલે જ તને આટલુ દારિદ્ર છે, એ તુ નથી જાણતો! જે કશુ આપે જ નહી તેને ક્યાથી મળે?" મહાદુર્ગત બોલ્યો "સૌમ્ય, એ હુ જાણુ છુ પણ મને તો રોજની મજૂરી કરીનેય પેટ પૂરતુ નથી મળતુ" પંડિતે કહ્યુ "તારી વાત સાચી છે પણ તુ જુવાન છે. તારામા કામ કરવાની તાકાત છે જરા વધારે મજૂરી કરજે અને તારાથી જેટલુ બને એટલુ આપજે શુ તારાથી એટલુય ન બને?" એ સાભળી મહાદુર્ગતે ખેદપૂર્વક તેને સમતિ આપી અને કહ્યુ "સારુ ત્યારે હુ પણ એક ભિક્ષુને દાન આપીશ મારુ નામ કાગળ પર નોધી લે હુ આજે વધારે કામ કરીશ અને ભિક્ષા માટે મેળવી લઈશ' પણ પંડિતને થયુ કે, એક ભિક્ષુ માટે શુ લખવાનુ હોય? તેથી તેણે તેનુ નામ નોધ્યુ નહિ

મહાદુર્ગત ઘેર ગયો અને તેણે પત્નીને બધી વાત કહી એ સાભળી 'આપણે તો દરિદ્ર લોકો! શા માટે તમે આવુ વચન આપ્યુ?' એમ કહેવાને બદલે એની પત્નીએ કહ્યુ "સ્વામી! એ તમે બહુ જ સારુ કર્યુ આપણે આજ લગી કોઈનેયે ભોજન આપ્યુ નથી, એટલે જ આપણે દરિદ્ર છીએ આજે હુ પણ બહાર કાઈક કામ કરી વધારાની કમાણી કરીશ, જેથી કાલે આપણે ભિક્ષુને સારી રીતે જમાડી શકીશુ" એમ કહી બને જણ કામ માટે શેઠને ત્યા ગયા

શેઠે કહ્યુ 'મહાદુર્ગત, આવતી કાલે મારે ત્યા બસો ત્રણસો જેટલા ભિક્ષુઓ જમવા આવશે તેથી રસોઇ માટે તુ લાકડા ફાડીને આપજે" એમ કહી મહાદુર્ગતને કુહાડી આપી મહાદુર્ગત ખૂબ ઉત્સાહથી એ કામ કરવા લાગ્યો એ જોઇને શેઠે પૂછ્યુ 'કેમ, આજે તુ બહુ પ્રસન્ન થઇને કામ કરે છે?" મહાદુર્ગત બોલ્યો "સ્વામી, આવતી કાલે મારે ત્યા એક ભિક્ષુને જમાડવાના છે, તેથી મારે વધારે મહેનત કરવાની જરૂર છે' ત્યારે શેઠને થયુ, 'આ સેવક કેટલો ભાગ્યશાળી છે! મને કહ્યા વિના, એક ભિક્ષુને જમાડવા ખાતર તે કેટલો પરિશ્રમ કરી રહ્યો છે એના જેવો ત્યાગ બીજો કયો હોય? ધન્ય છે એને!'

મહાદુર્ગતની પત્ની શેઠાણી પાસે ગઈ અને ત્યા ધાન્ય ખાડવાનુ કામ કરવા લાગી એનુ પણ ચિત્ત ખૂબ પ્રસન્ન હતુ ધાન્ય ખાડતી વખતે હાથમા સાબેલુ લઈને જાણે તે નાચતી ન હોય! શેઠાણીએ એ જોઈને એનુ કારણ જાણી લીધુ અને એક ભિક્ષુને જમાડવા માટે આ પરિશ્રમ થઈ રહ્યો છે એ જાણીને આનંદ પામી શેઠ અને શેઠાણીએ એ લોકોને તેમનુ મહેનતાણુ ઉપરાત પ્રેમથી વધારાનુ અનાજ પણ આપ્યુ

મહાદુર્ગત અને તેની પત્ની ઘેર આવ્યાં. બીજે દિવસે ભિક્ષુને જમાડવા માટે તેમને ત્યાં થાળી ન હતી. તેથી મહાદુર્ગત પતરાળી બનાવવા માટે પાંદડાં લેવા નદી તીરે ગયો અને ભિક્ષુને જમાડવાનું આજે ભાગ્ય મળશે એના આનંદમાં પાંદડાં તોડવા લાગ્યો.

મહાદુર્ગત પતરાળી બનાવી ઘણા ઉલ્લાસમાં ઘેર પાછો આવ્યો. તેટલામાં તેની પત્નીએ સરસ રસોઈ તૈયાર કરી દીધી અને ભિક્ષુને તેડી લાવવા મહાદુર્ગતને મોકલ્યો.

નગરના બધા લોકો પોતે સ્વીકારેલી સંખ્યામાં ભિક્ષુઓને પોતપોતાને ઘેર લઈ જતા હતા. મહાદુર્ગત પેલા પંડિત પાસે ગયો અને પોતાનો ભિક્ષુ કયો તે પૂછવા લાગ્યો. ત્યારે પંડિતને યાદ આવ્યું કે, અરે આનું નામ તો લખવાનું રહી ગયું હતું! બધા ભિક્ષુઓની વ્યવસ્થા થઈ ગઈ હતી. તેથી તેણે ખેદથી કહ્યું : "સૌમ્ય મહાદુર્ગત! ક્ષમા કરજે. તારું નામ લખવાનું હું ભૂલી ગયો હતો. હવે બીજા કોઈના ઘરમાં આવેલા ભિક્ષુઓને બીજાને ત્યાં મોકલવા કોણ તૈયાર થાય?"

આ સાંભળીને મહાદુર્ગતનું હૃદય દ્રવી ઊઠયું; તેને ખૂબ દુઃખ થયું. પહેલી વાર જ આવો મહાન પ્રસંગ એના જીવનમાં આવે અને તે આ રીતે નિષ્ફળ જાય! તે દુઃખી અવાજે બોલ્યો: "સૌમ્ય! મારો તું નાશ ન કર! જોને, મેં અને મારી પત્નીએ ગઈ કાલે સખત મજૂરી કરી, ઘરમાં રસોઈ તૈયાર કરી રાખી છે. મને એક ભિક્ષુ આપ!" એમ કહી તે રડવા લાગ્યો. પંડિત બોલ્યો : "સૌમ્ય! મારી ભારે ભૂલ થઈ ગઈ છે. હું હવે ક્યાંથી ભિક્ષુને લઈ આવું? પણ તને એક ઉપાય બતાવું. ભગવાન બુદ્ધ હમણાં જ સ્નાન કરીને વિહારમાં બેઠા છે. ઘણા મોટા મોટા લોકો અને નગરના રાજા પોતે પણ ભગવાનનું પાત્ર લઈ તેમને ઘેર તેડી જવા માટે ક્યારના ત્યાં ઊભા છે. તું ત્યાં જઈને ભગવાનને વિનંતી કર કે, 'ભગવન્! હું ગરીબ છું આપ મારો સંગ્રહ કરો.' ભગવાન તને ના ન પાડે. તું ત્યાં જા."

મહાદુર્ગત ધૈર્યથી અને વિશ્વાસપૂર્વક વિહારમાં આવ્યો. વિહારની બહાર આગણામાં રાજા, રાજપુત્ર અને બીજા મોટા પુરુષો ભગવાનને પોતાને ત્યાં લઈ જવા ઊભા હતા. તેઓએ મહાદુર્ગતને કહ્યું: "મહાદુર્ગત, તું આ વખતે અહીં ક્યાં આવ્યો? હજી ભગવાન આહાર કરવાના છે. પછી કાંઈ જોઈતુ હોય તો ઘેર આવજે. અહીંયાં શું છે?" મહાદુર્ગતે કહ્યું: "હું એ જાણું છું હું તો કેવળ ભગવાનના દર્શન કરવા આવ્યો છું." એમ કહી વિહારની બહાર રહીને જ જમીન પર માથું મૂકી ભગવાનને ઉદ્દેશીને તે મોટેથી બોલ્યો :" ભન્તે! આ નગરીમાં મારા કરતાં વધારે ગરીબ દરિદ્રી માણસ બીજો કોઈ નથી! આજ આપ મારો સત્કાર સ્વીકારજો. મારો સંગ્રહ કરીને ભન્તે! મને કૃતાર્થ કરો."

ભગવાને તેના શબ્દો સાંભળ્યા. બારણું ખોલી ભગવાન બહાર આવ્યા અને મહાદુર્ગત પાસે આવીને તેના હાથમાં પોતાનું પાત્ર ભગવાને મૂક્યું. ભગવાનનું ભિક્ષાપાત્ર મળતાં મહાદુર્ગતને અપૂર્વ આનંદ થયો. રાજા, રાજપુત્ર અને મોટા મોટા લોકો તો એકબીજાનાં મોઢાં જોવા લાગ્યા. ભગવાને પોતે જ જેના હાથમાં પાત્ર મૂક્યુ, પછી તે લેવાની કોની તાકાત ચાલે? તેઓ મહાદુર્ગતને કહેવા લાગ્યા: "મહાદુર્ગત! ભગવાનનુ ભિક્ષાપાત્ર અમને આપ. તને અમે ઘણું ધન આપીશું. તું દરિદ્ર છે. તેથી ધન લે. અને આ ભિક્ષાપાત્ર તને શા ખપનું છે?" [અનુસંધાન પૃ૦ ૨૫૮ મે પાને]



# ગુરુદેવની ગીતાંજલિ

[ગુરુદેવની 'ગીતાંજલિ'ના કાવ્યોનું અનુશીલન પૂજ્ય મહિલાજીને મુખેથી કરવું એ ખરેખર જીવનનો સુધન્ય લહાવો છે. એમની સ્નેહ નીતરતી આંખો, આપણાં દેયાને પુલકિત કરે એવો ધીર, ગંભીર, પ્રશાંત અવાજ, ગુરુદેવ પ્રત્યેના પૂજ્યભાવથી પ્લાવિત એમનું પ્રેમાળ હૃદય અને સ્વજનસમો સંપર્ક એ સૌના સુભગ મુમેળ વચ્ચે એમના મુખે ગુરુદેવના કાવ્યો વિશે સાંભળવાથી 'ગીતાંજલિ'ને સમજવા માટે આપણને નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે આ લેખમાળા સૌને મનનીય થઈ પડશે.]

હું ભિક્ષા માગી ફરતો'તો ગામ તણા પથ પથમાં,
ત્યાં તો તું ચાલ્યો જાતો તો તારા સુવર્ણ રથમાં

એક અપૂરવ સ્વપ્ના જેવું
મુજ આંખોને લાગ્યું એવું,

શોભા તારી અદ્ભુત કેવી!
અદ્ભુત શો તવ સાજ!

હું તો મનમાં વિચારતો'તો
આ કો છે મહારાજ.

સૂરજ આજ ઊગ્યો સોનાનો—
વિચાર મનમાં આવે,

આજે મારે દ્વારે દ્વારે
ફરવા વારો ના'વે.

ઘરની બહાર નીકળતા સાથે,
મુજને કોણ મળ્યો આ વારે,

ચાલુ રથ ધન ધાન્ય ઊડવશે
બે બાજુ બે હાથે,

ખોબે ખોબે ભરી પોટલું
લઈશ ઉપાડી માથે.

ત્યાં તો મુજ પાસે આવીને
રથ એ થંભી જાતો,

મુજ મુખ સામે આંખો માંડી
તું ઊતર્યો મલકાતો.

પ્રસન્નતા તુજ મુખની જોઈ
વ્યથ સકલ ઉરની મેં ખોઈ,

એવામાં તેં, હું નવ જાણું શાથી એકાએક
'મુજને આપ કશું' બોલીને હાથ પસાર્યો છેક.

અહા! રાજ, શી વાણી તારી,
'મુજને આપ કશું' તું"

સુણી પલક હું સ્થિર થઇ ઊભો
કરીને માથું નીચું.
તારે ખોટ પડી શી એવી
મુજ ભિક્ષુકને ભીખવા જેવી,
આ કેવળ કૌતુક વશ થઈને
તું મુજને છેતરતો;
ઝોળીમાંથી લઇ કણ નાનો,
દાન તને હું કરતો.
જ્યારે પાત્ર ઘરે લઈ જઈને
ઊંધું પાડી દેખું,
આ શું! ભીખ મહીં સોનાનો
કણ નાનો શો પેખું!
રાજ ભિખારીને જે આપ્યો,
સોનું થઈ તે આવ્યો પાછો,
ત્યારે નયન ભરી જલથી
હું રોવા લાગ્યો ભારે,
તુજને ક્યમ ઝોળી આખી
નવ ઠાલવી દીધી ત્યારે?

અનુ૦ [નગીનદાસ પારેખ]

અંગ્રેજી 'ગીતાંજલિ'નું ૫૦મું કાવ્ય સમજાવતાં પૂ૦ મલ્લિકજી નીચે પ્રમાણે બોલ્યા :–

જીવનમાં ધર્મ અને કર્મ, શાંતિ અને શ્રમ સાથે સાથે જાય છે. એ બધું રસપૂર્ણ હોવું તો જોઈએ જ. જો રસ ન પડતો હોય તો કોઈ પણ કામ સારું નહિ થાય. જો રસોઈ નીરસતાથી, આનંદ વિના કરવામાં આવે તો તે ખોરાક પુષ્ટિકારક ન બને. એ જ રીતે શાળામાં વિદ્યાર્થીઓ ત્યારે જ બરોબર શિક્ષણ પામી શકે, જ્યારે શિક્ષક પોતાની શીખવવાની પદ્ધતિ રસપૂર્ણ બનાવે. આમ ત્યારે જ થઈ શકે, જ્યારે શિક્ષક સાધના કરીને આત્માનો અનુભવ, અંતરનો રસ પોતાની શિક્ષણ-પદ્ધતિમાં ઉમેરે.

ગુરુદેવ જીવનની સંપૂર્ણતાના આદર્શમાં માનતા હતા, અને ધર્મ તેમ જ કર્મને એક સાથે સંલગ્ન થયેલા ગણતા હતા. આ વસ્તુ બીજી ભાષામાં કહીએ તો: લેવું અને દેવું. આપણો આખો જન્મારો લેવાની વૃત્તિમાં જ પસાર થઈ જાય છે. 'મને આપો, મને આપો,' 'આ મારું છે, આ મારું છે,' એવી જ આપણી વૃત્તિ હંમેશાં રહે છે. દેવાની વૃત્તિ જ આપણને થતી નથી. પરંતુ જ્યાં સુધી દેવાની વૃત્તિ આપણે કેળવીએ નહિ ત્યાં સુધી આપણે પ્રભુની સાચી મિત્રતા પ્રાપ્ત કરી શકીએ નહિ.

દેવાની આ વૃત્તિ વેળાએ કોઈ પ્રકારનો ભેદભાવ ન હોવો જોઈએ. ઊંચનીચનો, પંડિત-મૂર્ખનો એવો કશો ય ભેદભાવ ન રાખી સૌ સરખાં ગણવાં જોઇએ. કારણ કે પ્રભુ આપણને પ્રેમ કરે છે ત્યારે આવો ભેદભાવ કદી કરતો નથી. આ પ્રમાણે સૌના ઉપર એક સરખો પ્રેમ કરવો એનો અર્થ જ દેવુ. ઘરમાં કોઇ કમાનારું હશે અને કોઈ અપંગ હશે. મા તો બન્નેને સરખો જ પ્રેમ કરશે; કદાચ અપંગને વધારે કરશે. કારણ કે એવું કરવામાં પોતે વધારે ધર્મ પાળી રહી છે, એમ તે માનશે.

હવે પ્રશ્ન એ થાય છે કે, દરેક માણસ આપી શકે ખરો? અને આપવું પણ શું? તો તેનો જવાબ એ છે કે, કોઈ વ્યક્તિ એવી નથી જે કાંઈ ને કાંઇ ન આપી શકે.

સ્વર્ગમાં એક વખત એક મજૂર ગયો. ભગવાને પૂછ્યું : "પચાસ વર્ષ દુનિયામાં રહીને તેં શું કર્યું?" પેલો મજૂર બોલ્યો : "હું તે શું આપી શકું, પ્રભુ? હું તો રોજ બે આર આના કમાવાવાળો ગરીબ મજૂર! પણ બહાર જતો ત્યારે હંમેશાં હસતો રહેતો. હસીને મારાં કામ કરતો." પ્રભુની નજરમાં આવી વૃત્તિની ઘણી કિંમત છે

બીજાને પ્રેમથી, આનંદથી, સહાનુભૂતિથી જોવા તે લાખો રૂપિયાના દાન કરતા પણ વધારે કીમતી છે

બીજો એક માણસ હતો તેણે ધર્મશાળા બધાવી, વિધવાઓને સહાય કરી, મંદિરો બંધાવ્યા, વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપી વગેરે ઘણા ધર્માદાના કામો કર્યા તે માણસને ભગવાને પૂછ્યુ "આ બધુ તે કર્યું તો ખરુ, પરંતુ એ તો તે તારા અહંકારને પોષવા, તૃપ્ત કરવા કર્યું આમા તે તારુ પોતાનુ તો કઈ આપ્યુ જ નહિ '

દાન તો પોતાની વસ્તુનુ હોઈ શકે ભગવાનની સામે ફળ ફૂલ ધરીએ છીએ તે તો ભગવાને જ આપણને આપેલા હોય છે! આપણે આપણુ પોતાનુ શુ આપીએ છીએ? મંદિરમા જઈએ છીએ ત્યારે આપણને માથુ નમવવુ પડે છે એનો અર્થ એ થાય કે, આપણે ભગવાનને માથુ અર્પણ કરીએ છીએ માથુ અર્પણ કરવુ એટલે આપણા અહંકાર, આપણુ અભિમાન આપણે પ્રભુને અર્પણ કરીએ છીએ આપણી પોતાની આ જ વસ્તુ પ્રભુને અર્પવાની છે

ગુરુદેવના આ કાવ્યમા એક માણસ રોજ ઘેર ઘેર ભિક્ષા માગીને પોતાનુ ગુજરાન ચલાવતો હતો એક દિવસ તે રસ્તાની બાજુએ ઊભો હતો, ત્યારે સોનાના રથમા બેસીને કોઈ મહારાજાધિરાજ તેની તરફ આવતો દેખાયો પેલા ભિખારીને થયુ કે, બસ આ જ તો મારુ ભાગ્ય ફળશે મહારાજાધિરાજ આવે છે, પછી માગવામા શુ બાકી રહે? એવામા રથ આવીને તેની પાસે ઊભો રહ્યો ભિખારીના આશ્ચર્યની વચ્ચે રાજાએ પોતે જ રથમાથી ઊતરીને ભિખારી સામે યાચક બનીને હાથ લાંબો કર્યો! પેલો ભિખારી તો વિચારમા પડી ગયો શુ આપુ ? શુ આપુ ? એમ એને થાય છે લોભ આવીને એને લલચાવે છે આપવાનુ મન થતુ નથી પણ રાજા હાથ પાછો ખેંચતો જ નથી પેલો ભિખારી છેવટે પોતાની ઝોળીમાથી એક દાણો કાઢીને રાજાના હાથમા મૂકે છે રાજા તો દાણો લઈને ચાલ્યો જાય છે ભિખારી વિચારવા લાગ્યો કે વાહ, રાજા, વાહ! મારી ખીચડીમાથી એક દાણો તે ઓછો કર્યો! દુખ સાથે તે ઘેર ગયો અને ઝોળી ખાલી કરી તો તેમા એક સોનાનો દાણો દેખાયો! તેની આખમા અશ્રુ ભરાઈ આવે છે અને તેને થાય છે અરેરે, મે મારી આખી ઝોળી શા માટે તારી આગળ ઠાલવી ન દીધી?

આપણી પણ છેવટે આવી જ દશા થાય છે આપવાના શુભ વખતે આપણે કઈ આપતા જ નથી અને જ્યારે વખત વહી જાય છે ત્યારે પસ્તાવો કરીએ છીએ એનુ કારણ એ છે કે જે આવે તે સઘરુ ભેગુ કરવાની વૃત્તિ જ આપણામા વધારે હોય છે પરંતુ જો શરીર એવો નિયમ કરે કે, જે કઈ ખાઈએ તે ભેગુ જ કરવુ, તો તેની શી દશા થાય? નદી પણ પાણીને વહેવા ન દે અને બંધનમા રાખે તો પાણી ગંધાઈ ઊઠે. પ્રકૃતિ પણ આપણને આપવાનુ જ શીખવે છે સૂર્ય, ચંદ્ર તારાઓ રોજ આપણને તેજ, પ્રકાશ, શીતળતા આપ્યા જ કરે છે પણ ફક્ત માણસ જ એક એવુ પ્રાણી છે જે માગ માગ કર્યા કરે છે! કોઈ વખતે એમ થાય છે ખરુ કે, અમુક પ્રાપ્તિ થઈ જાય પછી આપણે કઈ વધારે મેળવવાની ઇચ્છા કરીશુ નહિ પરંતુ એ વિચાર યોગ્ય નથી. ઇચ્છાઓનો તો આરો જ નથી એક મટી બીજી એમ ઇચ્છાઓ વધતી જ જાય

વળી આપવાની બાબતમાં પ્રમાણ—આપણે કેટલું આપીએ છીએ—એ મહત્ત્વની વસ્તુ નથી. સાચા દિલથી આપણે આપીએ છીએ કે નહિ, એ મહત્ત્વનું છે. એક મંદિર બાંધવા માટે ફાળો ઊઘરાવતાં અનેક નાનાં મોટાં દાનો આવી પડ્યાં, પરંતુ તે બધાંય કરતાં એક ડોશીમાએ પોતાની પાસેના બે પૈસા જે તેનું સર્વસ્વ હતું તે અર્પણ કર્યા. તેનું દાન જ મહત્ત્વનું ગણાયું. તેની કિંમત બધાં કરતાં વધી ગઈ. શ્રીકૃષ્ણ ભગવાનને ભૂખ લાગતાં સોનારૂપાનાં કીમતી વાસણોમાં બધાં દૂધ, દહી વગેરે લઈ આવ્યાં. પરંતુ ભગવાને તો એક ડોશીમાના ભાગેલા માટીના વાસણમાંની ખાટી છાશ જ સ્વીકારી. કારણ કે એ છાશ ડોશીમાનું સર્વસ્વ હતું.

મુખ્ય વસ્તુ તો એ જ છે કે, આપવાની વૃત્તિ કેળવવી. બીજું કાંઈ આપવા જેવી સ્થિતિ ન હોય તો પ્રેમથી કોઈની સારવાર કરવી, માથું દાબવું, પગ દાબવા એટલું તો થઈ શકે એમ છે. છેવટે કંઈ નહિ તો બીજાના ભલા ખાતર પ્રાર્થના કરી શકાય. આમ કરવાથી મન મોટું થાય છે અને સાચો આનંદ અનુભવાય છે. બુદ્ધ ભગવાન પણ કહેતા કે, કંઈ ન થઈ શકે તો સવાર સાંજ થોડી ક્ષણ માંદાઓ માટે, પાડોશીઓ માટે શાંતિ અને સુખની કલ્પના કરો; તેમની સાથે મૈત્રીભાવ કેળવો.

આપણું શરીર પણ આપણને એકઠું કરવાનું શીખવતું નથી. પેટનો કચરો બહાર કાઢી નાખીએ તો શરીર સાજું રહે અને આપણને પણ શાંતિ મળે. તેવી જ રીતે માણસ જ્યારે દેવાની વૃત્તિ, અર્પણ કરવાનો ભાવ કેળવે છે, ત્યારે જ તેને ખરી શાંતિ પ્રાપ્ત થાય છે. ભગવાન અને કુદરત બંને આપણને અર્પણ કરવાનું જ શીખવે છે. ભગવાનની અર્પણ કરવાની રીત આપણે સમજી શકતા ન હોઈએ તો આપણે આપણી બાનું નિરીક્ષણ કરવું. બા કેવી પોતાનાં બાળકો માટે આપ્યા જ કરે છે! અને તે પણ કશો ભેદભાવ વિના. બાનું હૈયું તો સારા તેમજ ખરાબ દીકરા માટે હમેશ ખુલ્લું જ હોય. તે પોતાનું વહાલ બધા દીકરા પર સરખું જ વરસાવે. એવી જ ભાવનાથી, એવી જ મનોવૃત્તિથી આપણે અર્પણ કરવાની વૃત્તિ કેળવવી જોઈએ.

---

<u>બૌદ્ધધર્મની કથાઓ</u> : [અનુ૦ પૃ૦ ૨૫૪થી ચાલુ]

મહાદુગંતે તે લોકોને કંઈ પણ જવાબ ન આપ્યો અને તે કૃતાર્થ થઈ ભગવાનને પોતાને ઘેર લઈ આવ્યો. બધા ઘેર ચાલ્યા ગયા. પણ રાજાને થયું કે, કદાચ આજે ભગવાન ભૂખ્યા રહેશે. એના દરિદ્ર ઘરમાં ભગવાનને સંતોષ નહિ થાય તો એમને મારે ઘેર લઈ જઈ સંતોષ આપીશ.' એમ વિચારી તે ભગવાનની પાછળ પાછળ ગયો. મહાદુગંતે અને તેની પત્નીએ શ્રદ્ધાભાવથી પોતાના દરિદ્ર ઘરમાં પાંદડાની થાળીમાં ભગવાનને સંતોષ થાય એમ જમાડ્યા. ભોજન પછી પોતાના જીવનમાં આવી સુધન્ય ઘડી પ્રાપ્ત થઈ તેથી દિવ્ય આનંદ અનુભવી મહાદુગંત ભગવાનનાં ચરણમાં માથું મૂકી ભાવપૂર્વક બોલ્યો :—

નમોતસ્સ ભગવતો અરહતો સમ્માસમ્બુદ્ધસ્સ।



# શ્રમ-યજ્ઞની પ્રતિષ્ઠા

સુકુલભાઈ

'સ્વાન્ત સુખાય' —પોતાના સુખને માટે તેમ જ 'જગત હિતાય'—જગતના કલ્યાણને અર્થે શ્રમનો મહિમા મનુષ્યોએ સ્વીકાર્યો છે 'સહ વીર્ય' કરવાવહૈ —સૌ ભેગા મળીને શ્રમ કરીએ એમ આપણા ઋષિઓ પણ કહેતા પરતુ જીવનમા આળસ વ્યાપી જવાથી મહાત્મા ટૉલ્સ્ટૉય કહે છે એમ, બીજાની ખધ પર બેસીને જરાયે શ્રમ કર્યા વિના મોજીલુ જીવન જીવવાની આપણને ટેવ પડી જવાથી તેમ જ ભદ્ર સસ્કૃતિના નવા ખ્યાલો ઉપજાવીને આપણે શ્રમની પ્રતિષ્ઠાનો વિનાશ કર્યો શ્રમ કરવો એ હલકુ કામ છે, એવી ભૂલ ભ લી અને જીવનને રૂધી નાખનારી માન્યતા આપણે ઊભી કરી આ આત્મઘાતી માર્ગમથી આપણને બચાવવા આજ લગી અવતરેલા સૌ મહાપુરુષોએ પ્રયત્નો કર્યા છે અને આપણને શ્રમનો મહિમા સમજાવ્યો છે

વળી આપણી સંસ્કૃતિ આપણને શીખવે છે 'વસુધૈવ કુટુમ્બકમ્'ની જગતવ્યાપી ભાવના પરતુ વિશ્વને કુટુબ માનીને જીવવાની એ ઉચ્ચ ભાવના આપણે જીવનમા મૂર્ત કરી શક્યા નહિ ! અરે, આ પણા જ દેશના આપણા પાડોશીના સુખ દુખને સમજવા જેટલુ હૃદયનુ ઔદાર્ય પણ આપણે ગુમાવી બેઠા છીએ ! 'સ્વ-અર્થ' સિવાય આપણને કઈ સૂઝતુ જ નથી !

જ્યારે જડવાદ તરફ ઘસડાતા યુરોપ દેશમા એ વિશ્વવ્યાપી ભાવના કેટલાક વિશાળ હૃદયના તેમ જ શાતિપ્રિય લોકોમા મૂર્ત સ્વરૂપે દૃષ્ટિએ પડતી જોઈને આશ્ચર્ય થયા વિના રહેતુ નથી આપણા ગૂજરાતમા અમદાવાદમા કલ્યાણ મિલથી વીસેક મિનિટને અતરે એકાત સ્થળમા યુરોપમાથી કેટલાક ભાઈ-બહેનો આવીને આપણને શ્રમ યજ્ઞનો જીવન્ત પાઠ આપી રહ્યા છે પારકા પ્રદેશમ થી આપણે આગણે આવેલા એ મહેમાનો આપણી સમીપ ચાલતા જન-હિતકારી કામમા આપણને આકર્ષે છે, એ કઈ નાની સૂની વાત ન કહેવાય આજે હરિજન વગેરે નિર્વાસિતો માટે બધાતુ એ 'ઠક્કરબાપા નગર' શ્રમ-યજ્ઞની પાવન ભૂમિ સમાન બની ગયુ છે એ યુરોપિયન ભાઈ બહેનો આપણા વિદ્યાર્થી ભાઈ-બહેનો સાથે ભળી જઈને એકરાગતાથી શ્રમ કરી રહ્યા છે એનુ દર્શન કરવુ અને તેમની સાથે કામ કરવુ એ જીવનની ધન્યતા જ છે

૧૯૨૦મા હોલેન્ડમા મિ. પીએરી સેરેસોલે ઈટર નેશનલ ફેલોશિપ ઑફ રિકન્સીલીએશન' પરિષદમાથી ઇન્ટર-નેશનલ વોલન્ટરી સર્વિસ ઑફ પીસ'ની સ્થાપના કરી એના સભ્યોએ યુદ્ધ દરમિયાન ફ્રાન્સના નાશ પામેલા ગામના મકાનોની મરામત કરી હતી સમય જતા સ્વિટ્ઝર્લૅન્ડમા 'સર્વિસ સિવિલ ઇન્ટરનેશનલ'- S C. I —નો જન્મ થયો સ્વિટ્ઝર્લૅન્ડ અને ફ્રાન્સમા પૂર, ધરતીકપ વગેરે કુદરતી આફતો જે સ્થળોમા આવી પડતી ત્યા સ્થાનિક સત્તાવાળાઓ પહોચી શકતા ન હોય તે વખતે S C. I ના સભ્યોએ સેવા બજાવી હતી ૧૯૨૦થી ૧૯૩૩ સુધીમા યુરોપના ઘણા ભાગોમા આ ટુકડીએ સેવા કાર્ય કર્યું હતુ એમા યુરોપના બાવીસ જેટલા દેશોના સભ્યો હતા

બાકી આગળ

૧૯૩૪મા બિહારના ભૂકંપ અને જળ પ્રલય વખતે આ સસ્થાના સ્થાપક મિ પીએરી સેરેસોલ પોતાની સાથે બે મદદનીશોને લઈને હિંદ આવ્યા અને તેમણે કૉંગ્રેસ તેમ જ સરકારના સહકારથી જળ પ્રલયથી નાશ પામેલા ગામડા ફરીથી બાધવામા સહાય કરી 'શાતિપુર' નામનુ ગામ તેમની સેવાનુ જીવન્ત પ્રતીકસમુ રહેશે ૧૯૪૫ની પાનખર ઋતુમા મિ પીએરીનુ અવસાન થયુ તેમના અવસાનથી યુરોપે તેમ જ સૌ દેશોએ એક મહાન શાતિચાહક અને શાતિસર્જક ગુમાવ્યો ! મિ પીએરી અને ગાધીજી વચ્ચે ઘણા વખત સુધી પત્રવ્યવહાર ચાલ્યો હતો ૧૯૩૨મા તે ગાધીજીને મળ્યા પણ હતા

આસામના ધરતીકંપ પછી રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદના નિમત્રણને માન આપીને મિ ઑપ્લીગરની નેતાગીરી હેઠળ ૧૪ જેટલા યુરોપવાસીઓ જાન્યુઆરી ૧૯૫૧મા હિંદ આવ્યા એમાથી આઠ જણ હિંદમા રહ્યા અને છ પાકિસ્તાન ગયા

પ્રથમ આ ટુકડીને હિંદમા શું કામ કરવુ એ નિશ્ચિત ન હતુ પણ તેમના આવ્યા બાદ ઉત્તર લખીમપુરામા તેમણે સુરીઆગુરીમા નિશાળના બાધકામનુ કાર્ય શરૂ કર્યું શિક્ષકો, ગ્રામજનો અને વિદ્યાર્થીઓએ તેમને સહકાર આપ્યો એપ્રીલ માસમા તેમણે તે કામ પૂરુ કર્યું

ત્યાર પછી ફરીદાબાદમા પણ તેમણે રાહતનુ આદર્શ કાર્ય કર્યું બાળકોને સ્વચ્છ રાખવા, બળિયા ટાકવા, બાળકોને રમકડા બનાવતા શિખવાડવા તેમ જ તેઓને ઉપયોગી માહિતી આપવી વગેરે તેમણે અનેક કાર્યો કર્યા એ ઉપરાત તેમણે સબ પાવર સ્ટેશન પણ બાધ્યુ હતુ

હવે તેમણે અમદાવાદમા કલ્યાણ મિલ પાસે હરિજન વગેરે નિર્વાસિતો માટે બંધાતા 'ઠક્કરબાપા નગર'મા ખાસ કરીને શાળા અને દવાખાનાના મકાન બાધવાનુ કામ હાથમા લીધુ છે એ ઉપરાત જાહેર ઉપયોગ માટે પાણીની ટાકી, ચૂનાની ઘટી વગેરે બાધવામા તેમ જ દૂરથી માટી લાવી પાયા પૂરવામા તથા બીજા કામમા પણ સહકાર આપી રહ્યા છે હાલ ત્યા મિ ઑપ્લીગર, મિ જુસી, મિ બેન્ટ અને મિસ જોન રહે છે મિ ઑપ્લીગર (Pierre Oppliger) સ્વીટ્ઝર્લૅન્ડના વતની છે તે સારુ જ્ઞાન ધરાવતા શિક્ષક છે તેમની વય આશરે ચુમાલીસ વર્ષની છે તેમની દોરવણી નીચે Work camp–શ્રમયજ્ઞનુ કામ થાય છે મિ જુસી (Jussi Kemanen) ફિન્લૅન્ડના છે તે ત્યાના ખેડૂત છે તેમની વય પચીસ વર્ષની છે ખૂબ જ ઉત્સાહી યુવક છે મિ બેન્ટ (Bent Thygesen) ડેન્માર્કના છે ચાર વર્ષ વહાણના બાધકામ અગેનુ શિક્ષણ લીધુ હતુ તેમની ઉમર પણ આશરે પચીસ વર્ષની છે ખૂબ ઉત્સાહી અને આનદી યુવાન છે હાલ તેમની તબિયત સારી ન હોવાથી હૉસ્પિટલમા છે મિસ જોન (Joan Alsford) ઇગ્લૅન્ડના છે બૉટની અને ઝૂઑલૉજીના સ્નાતિકા છે અને શિક્ષિકા તરીકે કામ કરતા હતા તેમની વય આશરે ત્રીસેક વર્ષની છે રસોડાની તેમ જ ઘરકામની થોડી બધી વ્યવસ્થા એ બહેન સભાળે છે

આ Work–camp – શ્રમયજ્ઞમા અમદાવાદના વિદ્યાર્થી મડળ તરફથી વિદ્યાર્થીઓની ટુકડી એક અઠવાડિયા માટે મોકલવામા આવે છે શાળા – મહાશાળાના તેમ જ વિદ્યાપીઠ વગેરે સસ્થાના વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓ ખૂબ ઉત્સાહથી તેમના કાર્યમા સાથ [અનુસધાન પૃ૦ ૨૬૫ મે પાને]

રીતે ખ્યાલ કરે તે
પોતાનું ખર્ચ ઉપાડી
લેય. આ પ્રયોગમાં
સિદ્ધ નથી થયો. મારી
આશા પણ [illegible]
છે. ગ્રામવાસીઓ
પ્રયત્ન કરે તો
આરામ [illegible]
તે [illegible]
શકે. મને લાગે છે
[illegible]
[illegible]

[૧૯૩૦ના સત્યાગ્રહ સંગ્રામની રણભેરી સાંભળીને શાળા છોડી સત્યાગ્રહમાં જોડાયેલા સૌરાષ્ટ્રના જુવાનો પૈકી થોડા ભાઈઓ ૧૯૩૫માં સત્યાગ્રહ સંગ્રામ મોકૂફ રહ્યા પછી એ વખતના કાઠિયાવાડના એક દેશી રાજ્યના ગામડામાં ગ્રામસેવા કરવા બેસી ગયા.

સત્યાગ્રહ સંગ્રામમાં ચાર વરસ સુધી આ જુવાનોના મનમાં તો એક જ વિચાર ઘોળાયા કર્યો હતો અને એ અંગ્રેજોને આ દેશમાંથી હટાવી સ્વરાજની સ્થાપના કરવાનો. દેશી રાજ્યના ગામડામાં રચનાત્મક કામ કરતા કરતાં આ જુવાનોના મનમાં એક પ્રશ્ન ઊભો થયો. દેશી રાજ્યોમાં રચનાત્મક કરવાથી લોકોમાં શક્તિ પ્રગટે, તોપણ એ શક્તિ અંગ્રેજી અમલનો અંત આણવામાં ઉપયોગી થાય?

ગામડામાં રહેવાનું શરૂ કર્યા પછી સહેજે એમને બીજો એક અનુભવ થયો. એમણે જોયું કે સેવાભાવથી ગામડામાં ગયા હોવા છતાં એમની અને ગ્રામવાસીઓની રહેણીકરણીમાં ઘણું મોટું અંતર હતું. જીવનની આવશ્યક જરૂરિયાતો પણ ગામડાની ગરીબીમાં વૈભવ લેખાતી હતી. એટલે એમના મનમાં બીજો પ્રશ્ન એ ઊભો થયો કે, ગ્રામસેવકે ગામડામાં ગામની સેવા માટે રહેવું હોય તો કઇ રીતે રહેવું? એની રહેણીકરણી કેવી હોવી જોઈએ? એનું જીવન ધોરણ કઈ જાતનું હોવું જોઈએ?

આ પ્રશ્નોનો સંતોષકારક ઉત્તર મેળવવા માટે આ જુવાનો પૈકી એક ભાઈએ પૂ૦ રવિશંકર મહારાજને એક પત્ર લખ્યો. પૂ૦ રવિશંકર મહારાજે એ પત્ર પૂ૦ સરદાર સાહેબને મોકલ્યો. પૂ૦ સરદાર સાહેબે એ પત્ર ઉત્તર માટે પૂ૦ બાપુને મોકલ્યો. બાપુએ એ પ્રશ્નોનો આ પ્રમાણે ઉત્તર આપ્યો.]

ભાઈશ્રી,

સરદાર સાહેબે તમારો કાગળ મને જવાબ સારુ મેકલ્યો છે

ગ્રામઉદ્યોગને સારુ દેશી કે બ્રિટિશ ગામડાના ભેદ નથી એટલે તમારા ૨–૫ પ્રશ્નોનો નોખો જવાબ આપવાપણુ નથી રહેતુ જ્યા જેને ફાવે ત્યા કામ કરે કોઈ જગ્યાએ સત્તા તરફથી કઈ અટકાયત થાય તો તે છોડી બીજુ ગામ શોધે

ગ્રામ સેવક ગામમા સેવાવૃત્તિથી જાય એની કલ્પના છે સેવા પૂરતુ શરીર જાળવવાનો તેનો ધર્મ છે એટલે તે લી સગવડો મેળવી લેવાનો તેનો અધિકાર છે આમ કરતા ગામડાના છેક ગરીબ અને સેવકના રહેનસહનમા અતર તો હશે જ પણ મારો અનુભવ એવો છે કે, ગામવાસી ખરા સેવકનો દ્વેષ નથી કરતા. આટલુ યાદ રાખવાની જરૂર છે કે, સેવક સાચો ત્યાગી હોય, સ્વાદને સારુ કઈ ન ખાય શોખને સારુ કઈ ન ખરીદે કે લેય અને સેવામા તન્મય રહે આવી શુદ્ધિ હોવા છતા કોઈ સેવકની ટીકા થાય તો તે સહન કરવા યોગ્ય છે મે સૂચવેલો ખોરાક ગામડામા પરિશ્રમથી મેળવી શકાય શાક, ફળ ને દૂધ ગામડામા પેદા કરી શકાય છે બોર કરમદા, સરગુ મહુવા ફળમા ગણાય ઘાસમા ઊગતી અનેક ભાજીઓ કાચી ખાવા લાયક હોય છે, તે જ્ઞાનને અભાવે ને વીણવાને આળસે આપણે મેળવતા નથી હુ પોતે એવી ભાજી અત્યારે ખાઈ રહ્યા છુ ગામડામા ગાય એવી રીતે પળાય કે તે પોતાનુ ખર્ચ ઉપાડી લેય આ પ્રયોગ મે સિદ્ધ નથી કર્યો મારો એવો પણ અભિપ્રાય છે કે, ગ્રામવાસીઓ પ્રયત્ન કરે તો જે ખોરાક સેવક ખાય તે તેઓ પણ ખાઈ શકે મને લાગે છે કે, ઉપર તમારા બધા સવાલોના જવાબ આવી જાય છે

વર્ધા ૧૧–૮–૩૪ — મો ક ગાધી

---

**શ્રમયજ્ઞની પ્રતિષ્ઠા** [અનુ૦ પૃ૦ ૨૧૦થી ચાલુ]

અપી રહ્યા છે ખૂબીની વાત તો એ છે કે, આ યુરોપવાસી મહેમાનો આપણી રસોઈ જમે છે મિસ જ્રેન સિસ્ટર આપણી રીત પ્રમાણે જ રસોઈ બનાવે છે અને આપણી રસોઈ શીખવા તેમ જ સાથે સાથે હિંદુસ્તાની ભાષા શીખવા ખૂબ ઉત્સાહ દાખવે છે

એ સૌ અહીના કામમા ખૂબ જ એકરૂપ બની ગયા છે એ વિશેનુ એક ઉદાહરણ બસ થશે મિ ઓપ્પીગરની તબિયત સારી ન હતી સખત તાપમા આખો દિવસ કામ કરતા હોવાથી માથુ સખત દુખતુ હતુ સવારે જઈને મે પૂછ્યુ 'મિ ઓપ્પીગર, રાત્રે ઊઘ આવી હતી કે?' ઓપ્પીગર બોલ્યા "અસ્ખલિત ઊઘ આવી ન હતી સ્વપ્ના જ વારે વારે આવતા હતા અને આખો વખત હુ ખોદ, ખોદ, ખોદ કર્યા કરતો હતો all the while I was d gging, d gg ng d gg ng"

આ સાભળીને મને તુકારામના એક અભગનુ સ્મરણ થયુ

'જાગૃતી સ્વપ્ની પાડુરગ.'

એ સૌના સમા મથી આપણને શ્રમની અનેરી પ્રેરણા મળે છે અને શ્રમ કરીને સૌ લોકો એક જ પિતાના સતાન છે કોઈ ઊચ નથી કે કોઈ નીચ નથી, કાળાગોરાનો ભેદ નથી એવી ઉચ્ચ ભાવનાનુ આપણને દર્શન થાય છે અને તેમની સાથે ભળતા આપણને થઈ આવે છે કે, ખરેખર 'અહન વિશ્વ ભવત્યેકનીડમ્' અહી આખુ વિશ્વ એક માળો જ બની રહે છે અને અ ત ર મન ગાઈ ઊઠે છે

'એકજ માળાના પખી અમે સૌ,
એકજ માળાના પખી!'

— ખારાભાઈ

# ચિત્તની સમતા

શ્રી કેદારનાથજી

માણસે સમય જોઈને વર્તવું જોઈએ. તે માટે આપણામાં વિવેક, સમયસૂચકતા, તારતમ્ય, પ્રસંગાવધાન, સંયમ, સહનશીલતા વગેરે અનેક સદ્‌ગુણોની જરૂર છે.

એ બધા હોઈ ને યે આપણે સમજી રાખવું જોઈએ કે, આપણે કેટલાયે સભાળીને અને નિયમિતપણે વર્તીએ અને આપણામાં પ્રેમ, ઉદારતા વગેરે સદ્‌વૃત્તિઓ કેટલાયે પ્રમાણમાં હોય, તોપણ આપણને દુઃખના પ્રસંગો આવવાનો સંભવ છે કારણ કે સુખદુઃખ એ કેટલીયે વાર કેવળ પરિસ્થિતિનું અને સંયોગોનું પરિણામ હોય છે. આપણા એકલાના વર્તન સાથે તેનો કદી કદી કશો સંબંધ જ નથી હોતો. આપણા વર્તનનું તે પરિણામ હોતું નથી તો પણ આપણે તે પરિણામ સહન કરવું પડે છે.

એ વખતે આપણે વિવેકથી અને તારતમ્યથી વર્તવું જોઈએ અને સહનશીલ થઈને દુઃખની તીવ્રતા ઓછી કરી ચિત્તની સમતા રાખવી જોઈએ. તે પ્રમાણે કોઈ કોઈ વાર આપણો કાંઈ પ્રયત્ન ન હોય અને આપણી પાત્રતા ન હોય, છતાંયે સુખના પ્રસંગો પણ આવે છે. તે વખતે આપણે સાવધપણે વિચારપૂર્વક વર્તવું જોઈએ. દુઃખના પ્રસંગે ઉદ્વેગ ન પામતાં અને સુખના પ્રસંગે હર્ષમગ્ન ન થતાં આપણને આપણું ચિત્ત વિવેકથી સમ રાખતાં આવડવું જોઈએ.

જીવન હંમેશ એકસરખું કદાપિ નહીં હોવાનું. પરિસ્થિતિ, સંયોગ, કાર્યની વિવિધતા, કર્તવ્યના વધતા ઓછા વિકટ પ્રસંગો, તે જ પ્રમાણે આપણી અને બીજાની જરા, વ્યાધિ, મૃત્યુ એ અવસ્થાઓ, ઘરની અને બહારની અડચણો, તો કદી જન્મ – લગ્ન જેવા આપણા કુટુંબના આનંદ – ઉત્સવના પ્રસંગો, કદી કઠણ પ્રવાસ તો કદી માન– અપમાનના સાર્વજનિક પ્રસંગો, કદી સજ્જન સાથે તો કદી દુર્જન સાથે યોગ, કદી બીજાના તો કદી પોતાના મનની કમજોરી, કદી વસ્તુઓની વિપુલતા તો કદી દુર્મિલતા, અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, મોટું પૂર, રોગચાળો, સુકાળ, દુકાળ, ભૂકંપ, હુલ્લડો એવા આસમાની-સુલતાનીના પ્રસંગો, સારાંશ, કદી કાંઈ તો કદી કાંઈ જેવા સુખદુઃખનો યોગ માનવીજીવનમાં ચાલુ હોવાનો જ. આ બધામાં પોતાનું ચિત્ત સમ રાખવાનું સાધી શકાય તો જીવનમાં બધું જ સાધ્યું એમ સમજવું.

## હિંદુ ધર્મ એટલે શું?

એક ભાઈએ વિનોબાજીને પૂછયું:

"હિંદુ ધર્મની વ્યાખ્યા શી?"

વિનોબાજીએ પંચસૂત્રી વ્યાખ્યા કરી:—

૧. જાતમહેનતથી તમારો રોટલો કમાઓ, કદી જૂઠું બોલશો નહીં.
૨. પાડોશીની સેવા કરો.
૩. ગોસેવા કરો.
૪. ઊઠતાં અને સૂતા પહેલાં ઈશ્વરનું સ્મરણ કરો અને રામનામ લો
૫. કોઈની સાથે વેર કરો નહીં.

# વીર શહીદ જોઝ રિઝલ

મુકુન્દભાઈ

એશિયા ખંડમા દક્ષિણ ચીન સમુદ્રમા ફિલિપાઈન નામના ટાપુઓ છે. એક વખત એ ટાપુઓ સ્પેન દેશના તાબામા હતા તેથી ત્યાના લોકોને પોતાની માતૃભાષા, પોતાનો ધર્મ અને પોતાની રહેણીકરણી છોડી દઈને સ્પેન દેશની ભાષા, ધર્મ અને રહેણીકરણીનો સ્વીકાર કરવો પડયો. ફિલિપાઈનના લોકોને પરદેશી આપખુદ અમલ જરાયે ગમતો ન હતો તેથી લોકોએ આઝાદી મેળવવા પ્રચંડ ચળવળ શરૂ કરી

તે વખતે જોઝ રિજલ નામે એક મોટો ક્રાન્તિકારી માણસ ત્યા થઈ ગયો. જોઝ રિજલને પોતાના દેશબાધવોની દુર્દશા જોઈને ખુબ જ દુખ થતુ કેટલાયે નિર્દોષ માણસોની હત્યા, બહેનોનુ અપમાન અને અનીતિભર્યો વર્તાવ આ બધુ જોઈને તેની આખમા આસુ ભરાઈ આવતા અને આ દુખ તેને અસહ્ય થઈ પડતુ તેથી જોઝ રિજલે યુવાનોનુ સગઠન કરવા સસ્થા સ્થાપી, સમાચાર પત્રો પણ કાઢ્યા અને તે ઠેર ઠેર ભાષણો કરી લોકોને જાગ્રત કરવા લાગ્યો.

સ્પેનના સત્તાધીશોને આ વાત કયાથી ગમે? એ લોકોએ જોઝ રિજલને પકડવાનો વિચાર કર્યો એ વાતની રિજલને જાણ થતા તે છાનોમાનો ફ્રાસ ચાલ્યો ગયો અને ત્યા કાયદાનો અભ્યાસ કરવા લાગ્યો વળી ત્યા રહીને તેણે એક નવલકથા લખી તેમા તેણે સ્પેન સરકારના અત્યાચારોનુ સાચુ નિરૂપણ કર્યું. આ પુસ્તક ફિલિપાઈનમા ઘેર ઘેર વચાવા લાગ્યુ અને લોકો વધારે જાગ્રત થવા લાગ્યા સ્પેન સરકારે તેના પર પ્રતિબધ મૂકયો, પણ લોકો તે વાચ્યા વિના રહે ખરા?

આ પુસ્તકના પ્રચારથી જોઝ રિજલને વધુ પ્રોત્સાહન મળ્યું તેણે બીજી નવલકથા લખી અને તે પહેલી કરતા વધારે ઉત્તમ બની તે પુસ્તકે તો લોકોમા સ્પેન લોકોના અન્યાયી કૃત્યો તરફ તિરસ્કારની લાગણી જગાડી સ્પેનના સત્તાવાળાઓ જોઝ રિજલને પકડવા ઊંચાનીચા થતા હતા.

ફ્રાન્સના કાયદાનો અભ્યાસ પૂરો થતા તે નીડરતાથી પોતાના દેશમા પાછો ફર્યો પણ સરકાર તેને છૂટો શી રીતે રાખે? આખા દેશમા તે આગ જ ફેલાવી દેને? એટલે જોઝ રિજલે જેવો ફિલિપાઈનની ભૂમિ પર પગ મૂકયો કે તરત જ ત્યાની સ્પેન સરકારે તેને કેદ કર્યો અને તેના પર નામનુ કામ ચલાવી તેને ફાસીની સજા ફરમાવી!

સ્પેનના લશ્કરે તેને આખા શહેરમા ફેરવ્યો અને પછી કિલ્લાની સામેના મેદાનમા તેને ખડો કરવામા આવ્યો કપ્તાને તેને કહ્યુ, "તમને ગોળીથી ઠાર કરવાનો મને હુકમ મળ્યો છે તમે સામેથી ગોળી ખાવાનુ પસદ કરો છો કે પાછળથી?"

જોઝ રિજલે મક્કમપણે જવાબ આપ્યો "સામેથી."

પણ કપ્તાન બોલ્યો "હુ દિલગીર છુ! મને તો તમને પાછળથી ગોળી મારવાનો હુકમ મળ્યો છે"

જોઝ રિજલે કહ્યુ "તો પછી તમને જે પ્રમાણે હુકમ મળ્યો છે એ રીતે જ કરો."

ધારાબાપુ

કપ્તાન ભલો માણસ હતો તેણે ધીમેથી પ્રેમાળ અવાજે લોજી રિજલને પૂછ્યુ, "રિજલ, જો તમારે કોઈને તમારો અંતિમ સંદેશો કહેવાનો હોય, તો મને કહો હું તે જરૂર પહોચાડીશ"

લોજી રિજલે તેનો આભાર માનીને કહ્યુ, "ભાઈ, મારા દેશબાધવોને મારો આટલો અંતિમ સંદેશો કહેજો કે, 'જરૂરિ યાતના કરી ગુલામ ન બનશો.' બસ એટલુ જ હવે તમે ખુશીથી તમારુ કામ કરો"

થોડી વારમા બંદૂકમાથી ગોળી છૂટવા લાગી અને લોજી રેજિલ હસતે મુખે ગોળીઓ ઝીલતો દેશને ખાતર પ્રાણ અર્પતો આ દુનિયા છોડીને ચાલ્યો ગયો।

## મનનો નિગ્રહ !

મલેક દિનાર નામે એક સંત હતા ઘણા વર્ષો સુધી તેમણે મિષ્ટાન્નનો ત્યાગ કર્યો હતો તે રોજ સાજે રોટી વેચનારની દુકાને જતા અને એકલી રોટી ખરીદી લાવતા પછી રોટી અને પાણી લઈને પોતાનુ ગુજરાન ચલાવતા આ રીતે તે સાદાઈભર્યુ જીવન પસાર કરતા હતા અને તેમને સુખ અને આનંદ પણ એમાથી મળી રહેતા હતા

એક વાર તે બીમાર પડ્યા માદગીમા તેમને એક નબળો વિચાર આવ્યો "મિષ્ટાન્ન ખાવા મળે તો કેવુ સારુ ?" પણ બીજી જ ક્ષણે તે સાવધ થઈ ગયા પરતુ મન તો એવુ ચચળ અને હઠીલુ છે કે, જે વસ્તુનો આપણે ત્યાગ કરવા માગીએ તે જ આપણને વધારે ને વધારે આકર્ષક લાગે છે! ગીતાજીમા સાચુ જ કહ્યુ છે

"મન ચચળ તો, સાચે, રોકવુ કપરુ અતિ."

એવી જ સ્થિતિ મલેક દિનારની પણ થઈ ઘણા દિવસ ધીરજ રાખી, મનને ખૂબ સમજાવ્યુ પણ મિષ્ટાન્નની લાલચને તે રોકી શક્યા નહિ

તેથી એક દિવસ બજારમા જઈને મીઠાઈ ખરીદી તે ઘર તરફ જવા લાગ્યા થોડેક દૂર ગયા પછી મલેક દિનારે પેલી મીઠાઈ પડીકામાથી બહાર કાઢીને ત્રણ વાર સૂધી જોઇ પછી ઊડા નિસાસો નાખી તે બોલ્યા "અરે મનડા! તારે માટે આટલો જ ભોગ બસ છે!" એમ કહીને તે મીઠાઈ એક ભિખારીને આપી દીધી

રસ્તે જતા ગભીરતાથી તે બોલ્યા "અરે મહા દુર્બળ મન! તને નિયમમા રાખીને હુ તને જે ક્લેશ આપી રહ્યો છુ તે તારા તરફ મને વેરભાવ છે, એમ તુ માનતો ના પરતુ એ હું મિત્રભાવે જ કરુ છુ હજુ તારે ધીરજ ધરવી રહી અને સાચા મારગને તુ સમજ મને પૂરેપૂરી ખાતરી છે કે, એક દિવસ તુ જરૂર સાચી વસ્તુ સમજી શકશે અને અવિનાશી સુખને પામીશ"

આ પ્રમાણે મનનો નિગ્રહ કરવો એ સતપુરુષો માટે પણ ખૂબ જ આકરી કસોટી છે કબીરજીએ પણ કહ્યુ છે "મન! તોહે કેહિ વિધ કર સમઝાઉ!" વળી નિષ્કુળાનંદજીએ પણ યથાર્થ જ ગાયુ છે

"ત્યાગ ન ટકે રે વૈરાગ વિના, કરીએ કોટી ઉપાયજી,
અતર ઊંડી ઇચ્છા રહે તે કેમ કરીને તજાયજી ?"




જનસેવામા પામીશુ પ્યારા રામ રામ રામ!

પરમેશ્વર એવા લોકોથી નારાજ રહે છે જે તેનુ નામ તો લે છે પણ કામ નથી કરતા તેનુ કામ શુ છે? તેને કામની જરૂર શા માટે છે? તે તો પૂરી રીતે બેદરકાર છે પણ જે લોકો તેના બાળકોની સેવા કરે છે તો પરમેશ્વર તેની સેવા કરે છે જે લોકો એવુ નથી કરતા દિલમા દયા નથી ધરાવતા તેનાથી પરમેશ્વર સાચે જ નાખુશ રહે છે જો કોઈ તેનુ નામ પણ ન લેતુ હોય-નાના બાળકો માનુ નામ ક્યા લઈ શકે છે? પણ તેનુ કામ કરે છે, તો તે ખુશ થાય છે અને તે ખુશ થાય છે તો તેની ઓળખાણ પણ થાય છે અને આપણા દિલમા શાતિ થય છે જાતપાતનો ભેદ રાખ્યા વગર જ્યા આવી સેવાનુ કામ થાય છે ત્યા જ સાચુ મદિર અથવા મસ્જિદ છે પરમેશ્વરના નિવાસનુ એ જ સ્થાન છે

પરમેશ્વરનુ ન તો રૂપ છે ન નામ! પણ આપણે આપણા સતોષને માટે નામ-રૂપ આપીએ છીએ એમ વિચારીએ તો દુનિયામા બધા નામ-રૂપ તેના જ છે અથવા તેના કોઈ નામ-રૂપ નથી મનુષ્ય એનો જ આશરો લઈ પોતાના જીવનને શુદ્ધ અને પવિત્ર બનાવે છે મુસલમાનોમા પરમેશ્વરને હમેશા રહેમાન અને રહીમ કહે છે તે દયાળુ છે કૃપાળુ છે પરમેશ્વરના અગણિત નામોમાથી કયા કયા નામોનો જપ કરવો? પણ દયાળુ અને કૃપાળુ આવા નામ સહેજમા સૂઝે છે

કુરાનમા એક જગ્યાએ આવ્યુ છે કે, 'તુ, કયારેક અલ્લાનુ તો કયારેક રહેમાનનુ નામ લે છે તો શુ એ બને જુદા જુદા છે? ત્યારે મહમદે સમજાવ્યુ કે અલ્લા અને રહેમાન બને નામ એક જ પરમેશ્વરના છે, જે પૂર્ણ દયાળુ છે તે જ પરમેશ્વર છે, જે પરમેશ્વર છે તે જ પૂર્ણ દયાળુ છે જો આપણે આપણી દયાને વધારતા જઈએ કાલથી આજે વધારે, આજથી કાલે એથી વધારે, એ રીતે જો આપણી દયા વધતી જાય ત્યારે એક દિવસ એવો આવશે જ્યારે આ શરીર કદાચ ન ટકી શકે અને આપણે પરમેશ્વરની એકદમ પાસે પહોચી જઈએ પૂરી દયાનુ નામ જ પરમેશ્વર છે

ખાસ કરીને આપણે જો આપણુ દિલ તપાસીશુ તો દેખાશે કે તે ઘણુ સખત છે આપણે ઘણાઓનો ઉપકાર લીધો છે નાની ઉંમરમા કેટલાઓએ આપણી ઉપર ઉપકાર કર્યો છે, કેટલુ ભરી ભરીને મેળવ્યુ

છે. જેણે આપણને આટલી બધી જીવન ઉપયોગી વસ્તુ બક્ષી છે અને આપ્યે જાય છે તે પરમેશ્વર કેટલો અપાર દયાળુ છે. છતાં પણ આપણું દિલ નરમ નથી બનતું. આપણે પથ્થર સમાન રહીએ છીએ.

માટે સેવાનાં કામ આપણે કરતાં રહેવું જોઈએ અને પથ્થર સમાન દિલને દિવસે દિવસે નમ્ર બનાવતાં રહેવું જોઈએ, તેને કોમળ બનાવતા રહેવું જોઈએ. જ્યાં તે કોમળ બન્યું કે ત્યાં પરમેશ્વર વસી જશે. અને પછી એ આપણા અંતઃકરણમાં આપણે જોઈશું તો તેની છબી દેખાશે. ત્યાર પછી આપણું શરીર તે આપણું નહીં રહે, તે દયા અને રહેમથી રોશન બનશે. આપણા હાથ, આપણું મન બધુંય દયાથી પરિપૂર્ણ રહેશે. આપણા મોઢેથી જે કોઈ શબ્દ નીકળશે તે બધાને સુખ આપનાર, કોઈના દિલને ન ખટકનાર અને દરેકના હૃદયને પોતાની તરફ ખેંચી લેનાર જ નીકળશે સુખથી નીકળનાર શબ્દ, શબ્દ નહીં હોય, અમૃતબિંદુ હશે.

આ બધો અનુભવ ત્યારે આવી શકે છે જ્યારે આપણે સેવાનું કામ કરતા જઈએ છીએ અને એમાં પોતાની જાતને ભૂલી જઈએ છીએ.

---

## સરદારશ્રીની વાણી

સ્વરાજ્ય ઇચ્છનાર પ્રજા પ્રજામતના કોઈ પણ પક્ષનો અનાદર કરી શકતી નથી.

વિરુદ્ધ વિચારનો પક્ષ જેમ નાનો હોય તેમ તે પક્ષને વધારે વિનયથી સાંભળવાની અને તેના ઉપર વધારે શાંતિથી વિચાર કરવાની જરૂર છે.

× ×

આપણે એકબીજાનું કાપવામાં આપણી શક્તિ અને બુદ્ધિનો ઉપયોગ કરીએ છીએ, મતભેદ સહન કરી શકતા નથી, તેમાં પ્રામાણિકતા જોઈ શકતા નથી એકબીજાના ઉપર આક્ષેપો મૂકી વિખવાદ વધારીએ છીએ. આ સ્થિતિમાં બિચારી ભોળી પ્રજા મૂંઝાય છે અને સાચો માર્ગ જોઈ શકતી નથી.

× ×

હિંદુસ્તાનની અધોગતિ થવા દેવી કે આ સમયે કમર કસીને તેને પડખે ઊભા રહેવું તે આગેવાનોના હાથમાં છે.

× ×

ગટરમાં ગંગાજળના ચાર છાંટા નાખવાથી ગટર થોડી જ પવિત્ર થવાની હતી?

× ×

માણસ હોઈ હું પણ ભૂલથી ભરેલો છું.

× ×

આપણા છોકરાઓને આપણી પર જુલમ કરવા નહીં, પણ પ્રજાની સેવા કરવા લાયક થાય તેવું શિક્ષણ આપો.

× ×

ધર્મ માત્ર મંદિરમાં જવામાં જ નથી, પરવડીમાં કબૂતરને દાણા નાખવામાં કે કીડીને લોટ નાંખવામાં જ સમાઈ જતો નથી. લાખો માણસો કપડા વિના દુઃખી થાય છે, તો આપણો ધર્મ પહેલો તો એ છે કે ઘેર ઘેર રેંટિયા ચાલુ કરવા જોઈએ.

× ×

દુઃખનો ઇલાજ હાથમાં આવ્યા પછી દુઃખનાં રોદણાં રડવા લોગા થવું એથી તો દુઃખ નાશ થવામાં વિલંબ જ થાય.

× ×

ત્યાર પછી નરેન રોજ દુકાને બેસવા આવવા લાગ્યો. ધીમે ધીમે તે સમજતો થયો અને એક દિવસે તે ભલા મુનીમે દુકાનની બધી વ્યવસ્થા તેને સોંપી દીધી.

નરેન હવે ઝવેરાતને બરાબર પારખતાં શીખી ગયો હતો. એક દિવસે મુનીમે નરેનને કહ્યું "નરેન, આજકાલ બજારભાવ કંઈક ઠીક છે. એટલે પેલું નીલમ તું લાવ્યો હતો તે વેચવું હોય તો સારી કિંમત ઊપજશે."

નરેને તે નીલમ ઘેરથી મંગાવ્યું અને મુનીમના હાથમાં પડીકું મૂક્યું. મુનીમે નીલમ કાઢીને તપાસ્યું અને નરેનને તે આપતાં કહ્યું: "નરેન, હવે ઘરડે ઘડપણ આંખે અંધારાં આવે છે. તું જ આ નીલમ તપાસી જો અને તેનો ભાવ કાઢ."

નરેને નીલમ હાથમાં લીધું અને તરત જ જમીન પર ફેંકી દઈ તે બોલી ઊઠ્યો: "કાકા, આ તો કાચનો કકડો છે!"

મુનીમે કહ્યું: "બેટા, હવે તને સમજ પડી ખરી! તે જ દિવસે મને એ કાચનો કકડો લાગ્યો હતો. પરંતુ જો હું તે જ દિવસે તને કહેત કે, આ તો કાચ છે તો તને મારા પર વિશ્વાસ ન આવત. આજે તું ઝવેરી બન્યો છે, એટલે નીલમ અને કાચને ઓળખી શકે છે."

મનુષ્યના જીવનમાં પણ એમ જ બને છે. મનુષ્ય પોતાની ક્ષણિક-અસ્થિર-વસ્તુઓના મોહમાં પડી જઇ નીલમની જેમ તેને કીમતી સમજે છે. પરંતુ જ્યારે તેને લાગે છે કે, આ તો કાચ જેવી તુચ્છ વસ્તુ છે ત્યારે તેને તે ફેંકી દે છે.

---

એક વખત એક મેળાવડામાં એક સંગીતશાસ્ત્રીએ મધુર સંગીત બજાવવા માંડ્યું. રાતનો સમય હતો. એકાદ કલાક બાદ એક પછી એક માણસ ઊઠીને જવા લાગ્યા. પણ સંગીતકાર તો પોતાના સંગીતમાં મસ્ત હતો.

બેએક કલાક પછી મેળાવડો બોલાવનાર યજમાન જ એકલો ત્યાં બાકી રહ્યો અને તે પણ છેવટે ઝોકાં ખાવા લાગ્યો. રાત્રે બેના ટકોરા થયા. યજમાને હિંમત ભેગી કરીને સંગીતકારને પૂછ્યું: 'આપ થાકી તો ગયા નથી ને?'

સંગીતકારે કહ્યું: "બિલકુલ નહીં!" એમ કહી તેણે ફરીને સંગીત આરંભ્યું. સંગીતમાં મસ્ત બની ગયેલા સંગીતકારને ખબર ન પડે એમ યજમાન છેવટે ઊઠીને ચાલ્યો ગયો. પણ સંગીતકાર તો પોતાના સંગીતના સૂર સાથે એકરૂપ બની ગયો હતો.

સવાર થઈ ત્યારે સંગીતકારે સંગીત બંધ કર્યું અને ખાલી ખુરશીઓને નમન કરી તે પોતાને ઘેર ગયો.

એ સંગીતકારનું સંગીત કીર્તિ માટે ન હતું, ઇનામ માટે ન હતું, બીજાને ખુશ કરવા ન હતું; તે તો સંગીતને માટે જ સંગીત હતું. તેથી જ કલાકોના કલાકો સુધી તેણે ખાલી ખુરશીઓ સમક્ષ સંગીતની રમઝટ ચાલુ રાખી હતી.



# રવીન્દ્ર મનન



કાકા કાલેલકર

થોડી ગરમી લાગતા જ મીણનુ પૂતળુ પીગળવા લાગે છે. થોડીક આચ લાગતા જ છાણનુ પૂતળું બળવા માંડે છે, અને પછી કેવળ રાખ જ બાકી રહી જાય છે. પરંતુ સારી માટીનું પૂતળુ બનાવ્યુ હોય તો લોઢાને પણ પીગળાવનારી તેજ ભઠ્ઠીમા તે વજ્રની પેઠે કઠણ બની જાય છે, અને રત્નની જેમ ચમકવા લાગે છે ઉષ્ણતા, તાપ તથા પીડા સહન કરવાની શક્તિ હોય તો માટીમા વજ્ર બનવાની પાત્રતા આવી શકે છે તેથી જ તો ઈશ્વરના સાન્નિધ્યની, સારૂપ્યની તથા સાયુજ્યની મહત્તા રાખનાર ભક્ત ભગવાન પાસે આરામ નહીં માગે તેને સુખનું નાજુક જીવન રિઝાવી નહીં શકે તે તો ભગવાનને યાચના કરતો હોય છે કે, ‘હે ભગવન્, મને તાપ આપ, પીડા આપ, યંત્રણા આપ! અને શક્તિ આપ કે એ સૌને સાધના માનીને હુ તેઓનો સહર્ષ સ્વીકાર કરુ!’ સાચું છે કે, આપણે માટીના બનેલા છીએ પરંતુ એટલુ જ એ પણ સાચું છે કે, આપણે કોરી માટી નથી રહેવાના. માટીમાં ‘જીવન’(પાણી)નુ મળી જવું; માટીનું ગૂંદાઈ-ગૂંદાઈને, ટીપાઈ-ટીપાઈને મજબૂત બનવું, પછી કોતરાઈ-કોતરાઈને મૂર્તિરૂપ ધારણ કરવુ અને છેવટે ભઠ્ઠીમા જવું, લાબા વખત સુધી ધુમાડાથી ભરેલી ભઠ્ઠીમાં અથવા પ્રલયાગ્નિ સમાન ભભૂકતી ભઠ્ઠીમા સેકાઈ-સેકાઈને આખરે બહાર નીકળવું: આ બધી ક્રિયાઓ પછી જ આપણામા કડકપણું અને ચમક આવી શકે છે. ભક્ત આ વાતને બરાબર જાણે છે તે ભગવાનને શી રીતે કહી શકે કે, ‘મને ભઠ્ઠીમા ન નાખો’? તે તો એમ જ કહી શકે કે, મને શક્તિ આપો જેથી હુ ભઠ્ઠીની આગ આનંદથી સહન કરી શકુ.

આપણે ઠંડીમા તાપણું સેવન કરીએ છીએ. ગરમીમા ઠંડા પાણીએ સ્નાન કરીએ છીએ. તે વખતે જેવું સુખ મળે છે, તેવું જ સુખ, ભગવન્! ભઠ્ઠીની આગમા મને મળે એવી ચિત્ત વિભૂતિ અને જીવન-વિભૂતિ મને આપો. ભક્તની આ જ માગણી હોઈ શકે.

જીવનનો સાક્ષાત્કાર કર્યો હોય હૃદયમા પ્રાણ ભરી લેવો હોય, તો મૃત્યુનો દરવાજો પાર કરવો જ પડશે. જો ચિરશાંતિની તમન્ના હોય તો તેને સ્મશાનમા ન શોધો તેનો અનુભવ તો પ્રલયકાળની આંધીઓમાં અને મુસળધાર વરસાદમા થઈ શકે છે; સાત લોક અને ચૌદ ભુવનનો નાશ કરનારા તાંડવમાં જ ચિરશાંતિ રહેલી છે.

> અજે તોમાર બાજે બાઁશિ,
> મે કિ સહજ ગાન।
> સેઈ સૂરેતે જાગબ આમિ
> દાઓ મોરે સેઇ કાન।
> ભુલ બના આર સહજેતે,
> સેઇ પ્રાણે મન উঠবে মেতে
> મૃત્યુ માઝે ઢાકા આછે
> જે અન્તહીન પ્રાણ।

સે ઝડ જેન સઇ આનન્દે
ચિત્તવીણાર તારે
સપ્તસિન્ધુ દશદિગન્ત
નાચાઓ જે ઝંકારે ।
આરામ હતે છિન્ન ક'રે
સેઇ ગભીરે લઓ ગો મોરે
અશાન્તિર અન્તરે જેથાય
શાન્તિ સુમહાન ।

મેઘાચ્છાદિત આકાશમાં વીજળીના કડાકાઓની જે ગર્જના થાય છે તેમાં તારી વાંસળી વાગી રહી છે. આ કંઈ મામૂલી નાદ છે? હે પ્રભુ, મને એવા કાન આપ જેથી હું તારી આ વજ્ર ગર્જનાના સૂરોને સાંભળી શકું અને હું જાગ્રત થઈ જાઉં; અને પછી એ સંગીતને કદી ભૂલી ન શકું. મૃત્યુમાં જે અંતહીન પ્રાણ છુપાયેલો છે તે પ્રાણ આ સંગીતથી જાગી જાય, અને હું ન ભૂલું કે, એક દિવસ મારું મન એ સંગીતને સાંભળીને ઉન્મત્ત થવાનું છે.

તારા એ વજ્ર–સંગીતની પ્રથમ ઝંકારથી જ સપ્ત સિંધુ અને દશે દિશાઓ નાચવા લાગે છે. તે પ્રથમ ઝંકાર મારી ચિત્ત વીણાના તાર સહર્ષ ઝીલી શકે, તેને વ્યક્ત કરી શકે એ માટે મને મારા ક્ષુદ્ર આરામમાંથી બહાર કાઢ, અને એવા ગાંભીર્યમાં લઈ જા જ્યાં અશાંતિના કોલાહલની વચ્ચોવચ્ચ સુમહાન શાંતિ સદા વિરાજમાન રહેલી છે.

---

આપણે ક્રોધથી ભરેલા માનવીઓ જો મૌનની ઉપયોગિતા સમજીએ તો જગતની લગભગ અડધી આપત્તિ ઓછી થઈ જાય. આધુનિક સુધારો આવી પડ્યો તે પહેલાં ચોવીસ કલાકમાથી પાંચ–છ કલાક તો રાતિના આપણને મળતા જ હતા. આધુનિક સુધારાએ આપણને રાતનો દિવસ કરતાં ને સુવર્ણસમ શાંતિને બદલે પાર વિનાનાં હોહા ને શોરબકોર કરતાં શીખવ્યું. આપણે આપણા પ્રવૃત્તિમય જીવનમા દિવસમાં ઓછામાં ઓછા બે કલાક પણ એકાંતમાં ગાળી શકીએ અને એ પરમ મૌનનો અવાજ સાંભળી શકીએ તો કેવું સારું! એ ઈશ્વરી રેડિયો તો હંમેશાં વાગી જ રહ્યો છે, માત્ર એ સાંભળવા માટે આપણાં કાન ને મન તૈયાર કરવાં રહે છે. પણ એ રેડિયો મૌન વિના સંભળાય એવો નથી.

× × ×

સર્જનમાં એક પ્રકારનો દૈવી આનંદ છે. પણ જ્યાં સુધી સર્જક પોતાના સર્જન માટે કેળવણી ન લે ત્યાં સુધી એ આનંદનો અનુભવ ન થઈ શકે. ઉદ્યોગ દ્વારા શિક્ષણ આપવાની વર્ધાની શિક્ષણની યોજનામાં બાળકોને નીરસ વૈતરું કરવું પડશે એવી બીક જેઓ રાખે છે તેમને ખબર નથી કે ઉદ્યોગને લગતી ક્રિયાઓની બુદ્ધિપૂર્વક સમજમાંથી ને પોતે પેદા કરેલી ચીજમાંથી બાળકોને જે આનંદ મળી રહેશે તે આજની નીરસ વૈતરારૂપ કેળવણીને બદલીને નિરંતર રસ આપનારી બનાવી દેશે.

× × ×

આઝાદી તો સ્વચ્છ ને પવિત્ર છે અને તે સરકારી નોકરીના રૂપમાં ભવિષ્યમાં મળનાર લાભની લાલસાથી કરેલો નહિ પણ નિષ્કલંક ને પવિત્ર આત્મભોગ માગે છે.

—મહાદેવભાઈ




# મણકો ૩ જો - અહિંસા

સંકલન કર્તા   ચંદુલાલ બ. પટેલ

અહિંસાનો – દુષ્ટતાની સામે સાધુતા ધરવાનો શત્રુને પણ પ્રેમથી વશ કરવાનો– કાયદો 'શત્રુ'ના દૂષણનું જ્ઞાન સ્વીકારી લે છે એટલે જ શાસ્ત્ર કહે છે કે ક્ષમા વીરસ્ય ભૂષણમ્

વેર લેવું કે કરવું એ મનુષ્યનું કર્તવ્ય નથી પણ ક્ષમા એ તેનું કર્તવ્ય છે

ક્ષમા એ વીરતાનો ગુણ છે

તમે વેરભાવને ન પોષો પણ ક્ષમાભાવનું સિંચન કરો તમે તિરસ્કારરૂપી અંધારમાં ન ભટકો પણ પ્રેમરૂપી અજવાળામાં આવી જઈ ઈશ્વરી માર્ગ જુઓ એવી મારી તમને પ્રાર્થના છે

આપણાં શાસ્ત્રો એમ બોધ કરતાં જણાય છે કે જે મનુષ્ય અહિંસાનું સંપૂર્ણતાથી ખરેખર પાલન કરે છે તેની આગળ દુનિયા પાણી ભરે છે તે પોતાની આસપાસના વાતાવરણ ઉપર એટલી બધી અસર કરે છે કે સાપ અને બીજા ઝેરી જંતુઓ પણ તેને હેરાન કરતા નથી એમ કહેવાય છે કે, આસાસિના સેંટ ફ્રાંસિસનો આવો અનુભવ હતો.

ભાવાત્મક (Positive) રૂપમાં અહિંસાનો અર્થ વિશ્વવ્યાપી પ્રેમ અને અનહદ ઔદાર્ય થય છે હું અહિંસાનો સેવક હોઉં, તો મારા શત્રુ ઉપર પ્રેમ રાખવો જોઈએ હું જે નિયમ મારા અન્યાય કરનાર પિતાને કે પુત્રને લગાડું તે જ મારે અન્ય અન્યાય કરનારને–પછી તે મારો શત્રુ હોય કે અજાણ્યો માણસ હોય–તેને લાગુ પાડવો જોઈએ આ ક્રિયાત્મક (Active) અહિંસામાં સત્ય અને નિર્ભયતાનો અવશ્ય સમાવેશ થઈ જાય છે માણસ પ્રેમપાત્ર વ્યક્તિને છેતરી શકતો નથી તે તેનાથી બીતો નથી તેમ તેને બિવડાવતો નથી અભયદાન સર્વ દાનોમાં શ્રેષ્ઠ છે જે માણસ ખરેખર તે આપે છે તેની પાસે સર્વ વિરોધ શમી જાય છે જે ભયગ્રસ્ત છે તે અભયદાન આપી શકતો નથી માટે, તેણે પોતે જ નિર્ભય થવું જોઈએ એટલે અહિંસાનું સેવન અને ભીરુતા એક સાથે હોઈ શકતાં નથી અહિંસાના પાલનને અત્યંત શૌર્યની અપેક્ષા છે

નકારાત્મક (Negative) રૂપમાં અહિંસાનો અર્થ કોઈ પણ જીવત પ્રાણીને શરીર કે

મનથી ઇજા ન કરવી એ છે. એટલે, અન્યાય કરનારના શરીરને નુકસાન ન પહોંચાડી શકાય, અથવા તેના પ્રતિ દ્વેષભાવ ન રાખી શકાય, અને તેમ કરીને તેને માનસિક વ્યથા પણ ન આપી શકાય.

નિર્દોષનો દ્વેષ ન કરવો એ અદ્વેષતાનો ગુણ સૂચવતું નથી. દોષિતનો પણ દ્વેષ ન કરે, તે જ અદ્વેષતાનો ગુણ શોભાવે છે.

અસભ્યતા એક પ્રકારની હિંસા છે. અને અહિંસાવ્રતના પાલનનો દાવો કરનાર આપણે જ્યાં સુધી એ વ્રતથી બંધાયેલા છીએ ત્યાં સુધી ભલે આપણે હિંદુ હોઈએ કે મુસલમાન પણ આપણે સભ્યતાનું પાલન કરવા બંધાયેલા જ છીએ.

આ અહિંસા આજે આપણે જે જાડી વસ્તુ જોઈએ છીએ, તે જ નથી. કોઈને ન જ મારવું એ તો છે જ. કુવિચાર માત્ર હિંસા છે ઉતાવળ હિંસા છે. મિથ્યા ભાષણ હિંસા છે. દ્વેષ હિંસા છે કોઈનું 'બૂરું' ઇચ્છવું હિંસા છે. જે જગતને જોઇએ તેનો કબજો રાખવો એ પણ હિંસા છે પણ આપણે ખાઈએ છીએ તે જગતને જોઈએ છે, જ્યાં ઊભા છીએ ત્યાં સેંકડો સૂક્ષ્મ જીવો પડ્યા છે તે કચરાય છે; એ જગ્યા તેમની છે. ત્યારે શું આત્મહત્યા કરીએ? તોયે આરો નથી. વિચારમાં દેહનું વળગણ માત્ર છોડીએ તો છેવટે દેહ આપણને છોડશે આ અમૂર્છિત સ્વરૂપ તે સત્યનારાયણ

અહિંસાને વિષે શાસ્ત્રોની શિક્ષા તો આ છે કે, તેના સાન્નિધ્યમાં ચોર ચોરી છોડશે, હિંસક મનુષ્ય કે બીજાં પ્રાણી હિંસા છોડશે, જુલમગાર જુલમ છોડશે. આ શિક્ષણનું સત્ય યત્કિંચિત્ પાલનથી પણ હું અનુભવી શક્યો છું.

મારો દૃઢ વિશ્વાસ છે કે, સત્ય અને અહિંસા એ જગત્વ્યાપી ધર્મ છે તેથી જ તેનો અર્થ શોધવામાં જીવનને ખપાવી દેતાં હું રસને લૂંટી રહ્યો છું. અને એ રસ લૂંટવા બીજાઓને આમંત્રણ દઇ રહ્યો છું.

હું હિંદુધર્મ સમજું છું તે પ્રમાણે હિંદુએ તલવાર વિના જ લડવું જોઈએ, બીજાનું માથું કાપવા કરતાં પોતાનું જ કપાવી દેવું જોઈએ

[ છબી : ધનુભાઈ મહેતા, ★ પૃષ્ઠ ૨૭૩, 'મંગળ પ્રભાત'માંથી. ]

અનુક્રમણિકા ........................................ ૨૦ નવેમ્બર ૧૯૫૧

**વાર્ષિક વ્યાખ્યાનો**— (૧૯૨૯–૧૯૩૪) પ્ર૦ ગુજરાત વિદ્યાસભા અમદાવાદ
કિ૦ સભ્ય માટે રૂ. ૧-૦-૦ અ૦ સ૦ માટે રૂ. ૨-૦-૦ પૃ૦ ૨૪૮

અમદાવાદની ગુજરાત વિદ્યાસભા તરફથી ભાષા અને સાહિત્યના અભ્યાસકોનો સંપર્ક જનતા સાધી શકે અને એ રીતે ભાષા અને સાહિત્યનો વિકાસ થાય એવા હેતુથી ૧૯૨૮થી વ્યાખ્યાનમાળા યોજાઈ હતી તેમા ભિન્ન ભિન્ન દિશામા જેમણે અભ્યાસ કરી ચિંતન–મનન દ્વારા ઊંડુ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે અને જેમના મત નિષ્ણાતની કક્ષાએ બહુ માન્ય ગણાયા છે એવા પ્રખર વિદ્વાનોએ વ્યાખ્યાનો આપ્યા છે ૧૯૪૯ સુધીમા કુલ ૨૭ વ્યાખ્યાનો અપાયા છે પ્રસ્તુત પુસ્તકમા તેમાના આઠ વ્યાખ્યાનોનો સમાવેશ થાય છે ગુજરાતી ભાષા અને સાહિત્યના અભ્યાસીઓને આ વ્યાખ્યાનો ખૂબ ઉપયોગી થઈ પડે એવા છે ગુજરાત વિદ્યાસભા ક્રમે ક્રમે બીજા વ્યાખ્યાનોને પણ પુસ્તકાકારે પ્રસિધ્ધ કરતી રહેશે તો ગુજરાતની તે કીમતી સેવા બજાવશે

**મણિલાલ નભુભાઈ દ્વિવેદીનુ જીવનચરિત્ર** લે૦ શ્રી અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી, પ્ર૦ ગુજરાત વિદ્યાસભા અમદાવાદ કિ૦ સભ્ય માટે રૂા ૧-૦-૦ અ૦ સ૦ માટે રૂા ૨ ૦ ૦, પૃ૦ ૨૦૮

ગુજરાત વિદ્યાસભા તરફથી સૌ૦ કંકુબાઈ સ્મારક ગ્રંથમાળાનુ આ સત્તરમુ પ્રકાશન પ્રસિદ્ધ થાય છે શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી આપણા ગુજરાતી સાહિત્યના પંડિત યુગના પ્રખર વિદ્વાન અને વિચારક છે એમના વિચારોએ આપણા સાહિત્યને સમૃદ્ધ કર્યું છે અને એમની અસર પણ આપણા સાહિત્ય પર ઊંડી પડી છે શ્રી અંબાલાલભાઈએ પરિશ્રમ ઉઠાવીને બધી માહિતી એકઠી કરીને એમનુ જીવનચરિત્ર ગુજરાતને ચરણે ધર્યું છે એ ખરેખર એમણે ગુજરાતની કીમતી સેવા કરી છે એ બદલ તેઓ અભિનંદનને પાત્ર છે ગુજરાતી સાહિત્યના અભ્યાસીને આ પુસ્તક ખૂબ ઉપયોગી થઈ પડે એવુ છે આ જ પ્રમાણે વિદ્યાસભા આપણા અન્ય સાહિત્ય–ઉપાસકોના જીવન–ચરિત્રો પ્રસિધ્ધ કરતી રહે એવી આશા વ્યક્ત કરીએ છીએ

—મુ૦ ન૦

## "પ્યારાબાપુ"

વાર્ષિક લવાજમ રૂા ૬) છે પરદેશ માટે શિલિંગ ૧૨) છે તે કાર્યાલયને સરનામે મ૦ ઑ૦ થી મોકલવુ પ્રથમ અંકથી ગ્રાહક થવુ આવશ્યક છે જ્યા સુધી સિલકમા હશે ત્યા સુધી પાછલા અંકો મળશે લવાજમ મ૦ ઑ૦ થી મોકલતા મ૦ ઑ૦ ની કુપન પર પૂરૂ ઠેકાણુ વગેરે સ્પષ્ટ લખવુ

એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે

આ માસિક દર મહિનાની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે એટલે તે મહિનાનો અંક ચાલુ મહિનાની પહેલી અથવા બીજી તારીખે મળશે

પ્રગટ તારીખ પછી દસ દિવસમા અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવુ ગ્રાહકોએ પત્ર વ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનંતી છે

'પ્યારાબાપુ' કાર્યાલય, જૂનાગઢ (સૌરાષ્ટ્ર)

પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય ગિરિવિહાર કૉલેજ રોડ, જૂનાગઢ

# ગ્રંથાવલોકન

આપણુ હિંદનુ દર્શન લે० જવાહરલાલ નેહરુ; અનુ० મણિભાઈ ભ. દેસાઈ, પ્ર० નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ કિ० રૂા. ૯-૦-૦ પૃ૦ ૭૯૮

જવાહરલાલજીના પુસ્તકોના ગુજરાતી અનુવાદ નવજીવન પ્રકાશન તરફથી પ્રગટ થાય છે એ આનંદની વાત છે શ્રી મણિભાઈએ જવાહરલાલજીના 'જગતના ઇતિહાસનુ રેખાદર્શન'ના અનુવાદને ગુજરાતને ચરણે ધરી પોતાની અનુવાદ-શક્તિનો આપણને સારો પરિચય કરાવ્યો છે પ્રસ્તુત પુસ્તકનો પણ એમણે અનુવાદ કર્યો છે, એથી તેઓ અભિનંદનને પાત્ર છે

જવાહરલાલજી જગતના પ્રથમ પંક્તિના લેખક અને વિચારક તરીકે ખ્યાતિ પામ્યા છે એમના લખાણોમા એમના ભગીરથ પુરુષાર્થ, ઊંડા આત્મમંથન તલસ્પર્શી ચિંતન સુવિશાળ દૃષ્ટિ મનની ઉદાત્તતા તેમ જ ઔદાર્યપૂર્ણ જીવનદર્શનની ઝાંખી થાય છે એમનુ જીવનદર્શન એક રીતે કહીએ તો બાપુજીના જીવનદર્શનના સુભગ પાસથી સારી પેઠે રંગાયેલુ છે પંડિતજી શુષ્ક વિચારક જેવા નથી, પરતુ દુનિયાને એટલા જ પ્રેમથી નિહાળીને, એના ઇતિહાસની સર્વ બાજુઓનો તલસ્પર્શી અભ્યાસ કરીને એમાથી જીવન પોષક પ્રેરણા પ્રાપ્ત કરી તેનો આસ્વાદ પોતે અનુભવી આપણ સૌને પણ તેમા સહભાગી બનાવે છે

આ પુસ્તકમા જવાહરલાલજીએ કરેલુ હિંદનુ દર્શન આપણને પ્રેરણાદાયી થઈ પડે એવુ છે આ પુસ્તકમા જવાહરના જીવનની પ્રેમાળ બાજુનુ પણ દર્શન થાય છે શ્રી કમલાદેવી નેહરુ વિષેના પ્રસંગો ખરેખર હૃદયસ્પર્શી છે

આ પુસ્તકમા જવાહરલાલજી અનેક પ્રશ્નોને આવરી લે છે પોતાના જીવનની ફિલસૂફી કમલા સાથેનું પોતાનુ લગ્ન જીવન, હિંદને ઓળખવાનો પ્રયાસ અને તેમાથી થતુ દર્શન, હિંદના ધર્મો, ઉપનિષદો, પુરાણો, મહાકાવ્યો, સત્પુરુષો, મહાન સમ્રાટો ઇત્યાદિ સંસ્કૃતિ મર્જક બાજુઓનુ વિશ્લેષણ પ્રાચીન તેમ જ મધ્યકાલીન સમયમા હિંદનો અન્ય દેશો સાથેનો સબંધ અને હિંદનુ એમા સ્થાન, આધુનિક સમયમા હિંદનુ જગતમા સ્થાન, રાષ્ટ્રવાદ અને સામ્રાજ્યવાદનુ અવલોકન, હિંદની કટોકટીની ઘડી વગેરે કેટલાય પ્રશ્નોને પંડિતજીએ આ પુસ્તકમા છણ્યા છે

૧૯૪૪મા અહમદનગરના કિલ્લાના કારાગારમા જવાહરલાલજી હતા ત્યારે આપણો દેશ આકરી કસોટીમાથી પસાર થઈ રહ્યો હતો, ત્યારે આખા વાતાવરણથી વિક્ષોભ પામવાને બદલે સ્વસ્થતા જાળવી તેમણે હિંદનુ સર્વાંગી દર્શન કર્યું એ ખરેખર તેમના આત્માની ઉચ્ચતા જ પ્રદર્શિત કરે છે આ પુસ્તક સૌને ઉદાત્ત ભાવ્તદર્શન કરાવે એવુ છે

આરોગ્યરક્ષા પ્ર० સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય ભદ્ર અમદાવાદ કિ० રૂા ૦-૧૫-૦ પૃ૦ ૧૨૮

તંદુરસ્તી શી રીતે જળવાય એને લગતા આચાર-વિચાર, દિનચર્યા, આહાર-

[ અનુસંધાન ૩૪ પેજ ત્રીજું ]

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]



વર્ષ ૪ | ૩૦ ડિસેમ્બર-૧૯૫૨ | અંક ૧૨


## સાચો મારગ

મરી તમને સૌને આજીજી છે કે તમારા પાગલપણાના કામો એકદમ બંધ કરો સચ્ચાઈથી ને નીડરતાથી જીવો અને છતા કોઈને વિષેયે મનમા ઈર્ષા કે દ્વેષ ન રાખો, ક્ષણિક આવેશના કોપના પાગલ પણામા ઉતાવળે અવિચારી કામ કરી બેત્રી મોંઘુ મૂલ આપીને મેળવેલા આઝાદીના મીઠા ફળને ફેંકી ન દેશો આપણી ભાવી પેઢીને એમ કહેવાનો વારો ન આવે કે અમારા વડવાઓ આઝાદીની મીઠી રોટી પચાવી ન શકયા તેથી તેમણે તે બરબાદ કરી યાદ રાખો કે તમે આ પાગલપણું બંધ નહી કરો તો દુનિયાની નજરમા તમારું નામ ધૂળમા રગદોળાશે

આરે દુખમા આવી પડેલા સ્ત્રી પુરુષોને એકત્ર થયેલા જોઈને મને ઊંડુ દુખ થયુ હવે રડવાથી મરેલા પ્રિયજનો પાછા આવવાના નથી પરંતુ જે લોકો ઈશ્વરનુ શરણ લે છે તે પોતાને માથે આવી પડતી હરકોઈ આફતનો પોતાના કલ્યાણને માટે ઉપયોગ કરી શકે છે આજે આ મહાન દેશને ભૂંડા ભાવીમાથી ઉગારી લેવાની આપણી ફરજ છે આપણે આપણને મળેલી સ્વતંત્રતાને લાયક બની તેને પચાવવી હોય તો આપણને થઈ આવતી વિરોધ અથવા રોષની લાગણી આપણે સમાવી લેતા શીખવુ જોઈએ

લોકો આજે એક બીજાના દુશ્મન કેમ બન્યા તે વિચારતા મારી મતિ મૂંઝાઈ જાય છે સૌને પોતાના દિલમા હરિ વસેલા નહી જણાય અને સૌ અંદર અંદરના નજીવા મતભેદ વીસરી નહી જાય તો કશો અર્થ સરવાનો નથી આપણી ભૂમિમા શાંતિ અને શુભેચ્છાનુ સામ્રાજ્ય સ્થાપવાને પોતપોતાના હૃદયમાથી વેર અને વહેમની લાગણી નાબૂદ કરવાની સૌની ફરજ છે ભલાઈમાથી જ ભલાઈ પેદા થાય છે પ્રેમમાથી જ પ્રેમ પ્રગટે છે ને વધે છે વેર લેવાનુ કામ માણસે ઈશ્વરને સોંપી દેવુ જોઈએ માણસ જેવા માણસને એ જ રીતે વર્તવુ છાજે મને પોતાને તો બીજો કોઈ રસ્તો હોય એમ લાગતુ નથી – ગાંધીજી



# આશ્રમનાં ભજનો

રામ કહો રહમાન કહો કોઉ, કા'ન કહો મહાદેવ રી
પારસનાથ કહો કોઉ બ્રહ્મા, સકલ બ્રહ્મ સ્વયમેવ રી ॥રામ૦॥૧॥

ભાજનભેદ કહાવત નાના, એક મૃત્તિકા રૂપ રી
તૈસે ખંડ કલ્પનારોપિત, આપ અખંડ સરૂપ રી ॥રામ૦॥૨॥

નિજપદ રમે રામ સો કહિયે, રહિમ કરે રહિમાન રી
કર્ષે કરમ કા'ન સો કહિયે, મહાદેવ નિર્વાણ રી ॥રામ૦॥૩॥

પરસે રૂપ પારસ સો કહિયે, બ્રહ્મ ચિન્હે સો બ્રહ્મ રી
ઇહ વિધિ સાધો આપ આનન્દઘન, ચેતનમય નિષ્કર્મ રી ॥રામ૦॥૪॥

પરમાત્મા તો એક જ છે. પરંતુ માનવીઓ એને જુદે જુદે રૂપે અને નામે ભજે
'જેમ માટીના જુદા જુદા આકારો બનાવવાથી તે જુદા જુદા નામે ઓળખાય છે;
રંતુ છેવટે તે માટી જ છે, તેમ ભગવાનને પણ જુદે જુદે રૂપે અને નામે ભજવામાં
ાવતો હોય, પરંતુ છેવટે પરમાત્મા તો એકરૂપ જ છે. નરસિંહ મહેતાએ પણ
ોતાના પદમાં કહ્યું છે:

'ઘાટ ઘડ્યા પછી નામરૂપ જૂજવાં,
અંતે તો હેમનું હેમ હોયે.'

આટલું જો આપણે સમજીએ તો જુદા જુદા ધર્મો અને સંપ્રદાયો વચ્ચે જે
ખેંચાખેંચી અને વૈમનસ્ય જોવામાં આવે છે તે દૂર થઈ જાય અને આપણે પરમાત્માને
શુદ્ધ સ્વરૂપે ભજી શકીએ.

આશ્રમબાપુ

# પ્રાર્થના પછી

બબલભાઈ મહેતા

આજે આપણે ગોવિંદ ગોપાળની ધૂન ગાઈ પણ એનો અર્થ શુ છે તેનુ ચિન્તન કરીએ ગો એટલે ઇન્દ્રિય અને ગો એટલે ભાષા–વાણી જેણે પોતાની વાચા અને ઇન્દ્રિયને વશ કરી છે તે ગોવિંદ ભાષાને, વાચાને વશ કરવી એ એક મોટી ચીજ છે ગુજરાતી ભાષામા એક પુસ્તક છે જેનુ નામ 'બ્રાહ્મણની ગાય' છે તેમા બ્રાહ્મણની વાણી કેવી હોય તેનુ વર્ણન છે તેમા જણાવ્યુ છે કે, બ્રાહ્મણની વાણીમા એટલા તપ સયમ અને તાકાત હોવા જોઈએ કે, તે જે બોલે તે વૃથા ન જાય તેમા એટલુ તેજ હોય કે તે જે બોલે તે ફળે

એક વાર ગાધીજીને કોઈક પૂછયુ 'સરદાર સાહિત્યકાર નથી આટલા વર્ષો સુધી મ્યુનિસિપાલિટીમા બેસી મૂગા મૂગા કામ કર્યુ કોઈ દિવસ બોલ્યા નથી તો પછી તેમની વાણીમા બારડોલી સગ્રામ વેળા તેજના તણખા કયાથી ઝરવા લાગ્યા? આટલી બધી એમની વાણીમા અસર કેમ છે?' ગાધીજીએ જવાબ આપ્યો કે, 'સરદારે વાણીનુ બ્રહ્મચર્ય પાળ્યુ હતુ'

શરીરનુ બ્રહ્મચર્ય પાળવાથી શરીરની તાકાત વધે તેમ વાણીનો સયમ પાળવાથી વાણીની તાકાત વધે છે બ્રહ્મચર્યનો સ્થૂળ અર્થ કેવળ વીર્યરક્ષા છે પણ જેની જીભ, આખ, કાન વગેરે ઇન્દ્રિયોમા સયમ ન હોય તો તે માણસ બ્રહ્મચર્યની સચી સાધના કરી શકતો નથી બધી ઇન્દ્રિયો એકબીજી સાથે એવી રીતે સકળાયેલી છે કે, એકને નિરકુશ રાખો અને બીજીને સયમમા રાખવાનો પ્રયત્ન કરો એ બની શકતુ નથી બ્રહ્મચર્ય એટલે પરમાત્મા તરફ ચાલવુ. એ સિવાય કોઈ પણ પ્રવૃત્તિ ન કરવી જોઈએ આપણી દરેક પ્રવૃત્તિ ઈશ્વર તરફ લઈ જનારી હોય આપણે ખાઈએ છીએ તે શુ ઈશ્વર તરફ જવા માટે ખાઈએ છીએ? હા ઈશ્વર પ્રાપ્તિ માટે આ જીવન ટકાવવાનુ છે અને તે માટે ખોરાક આવશ્યક છે એ દૃષ્ટિએ, એ ભાવથી આપણી ખાવાની પ્રવૃત્તિ થવી જોઈએ તેવી જ રીતે આપણા શરીર, મન, બુદ્ધિ એવી રીતે વિકસાવવા કે જેથી આપણે ઈશ્વરને રસ્તે જઈ શકીએ

આ જ નિયમ દરેક પ્રવૃત્તિને લાગુ પાડવો આપણી વાણી એક તાકાતવાળી ચીજ છે સમાજમા જે અનેક અનિષ્ટો પેદા થાય છે તેમા મોટો ભાગ આપણી વાણી ભજવતી હોય છે છાપા એ પણ વાણી છે ગાધીજીની વાણીમા કેવી તાકાત હતી તેનો આપણને અનુભવ છે જ્યા બીજા ન જઈ શકે ત્યા વિનોબાજી હૈદરાબાદમા ગયા અને હિંસક પ્રવૃત્તિ કરનારને સમજાવવા લાગ્યા લોકો તેમને જમીન આપે છે તે જમીન ગરીબોને તેઓ વહેચી દે છે આ પણ વાણીનો પ્રતાપ છે વાણીમા જે ભાવો નીકળે છે તે અદર પડેલા તત્ત્વોનુ પ્રતિબિંબ છે વાણીમા ફવ્વારા કે મીઠાશ હોય તે પણ અદરનુ પ્રતિબિંબ છે થોડા સમય માટે કોઈ વ્યક્તિ વાણી દ્વારા કદાચ અદરના તત્ત્વો દબાવી શકે પણ હમેશા માટે તે તેમ કરી શકતો નથી, તે જ્યારે સહજ રીતે બોલતો હોય છે ત્યારે તેની વાણી દ્વારા તેનુ અતર પરખાઈ જાય છે માનવીના અતરમા જે બળ, તેજ હોય તે તેની વાણીમા

આવે જ છે. ગાંધીજી મોટા વક્તા ન હતા. પણ તેમની વાણી દ્વારા તેઓ લાખો પર પ્રભાવ પાડી શકતા. કારણ કે એ વાણીનો પ્રભાવ તેમના હૃદયનાં બળ અને તેજ દ્વારા વ્યક્ત થતો હતો. આપણી વાણી એ એક પ્રબળ સાધન છે. તેની સાથે રમત ન રમીએ. આ દુનિયામાં અનેક વાર ઝેર વાણીથી પેદા થયા છે. તેનામાં તોપ અને તલવારથી પણ વધુ તાકાત પડેલી છે. આજ કાલ વાણીનું યુદ્ધ ચાલે છે. 'તેને Battle of Nerves' કહે છે. તેથી જ્ઞાનતંતુ હાલી ઊઠે છે અને તેમાંથી તોફાનો થાય છે. આમ યુદ્ધમાં અને શાંતિમાં એનો ઉપયોગ થાય છે. તેથી આપણે ગાંધીજીમાં શ્રદ્ધા રાખનારાઓએ સતત જાગ્રત રહેવું જોઈએ કે, આપણી વાણીમાં મીઠાશ હોય, સુંદરતા હોય. જ્યાં નિરાશા હોય ત્યાં આશા ફેલાય એવી આપણી વાણીમાં તાકાત હોય. તેથી આપણી વાણી ક્યાં લઈ જાય છે તે વિષે સદૈવ જાગ્રત રહી તેની સાધના કરીએ તો જ ગોવિંદ શબ્દના અર્થનું રહસ્ય આપણને સમજાશે.

# આટલું.... તો કરજો........

ગ્રાહક બંધુઓને આ અંક સાથેની પત્રિકા પરથી ખ્યાલ આવ્યો હશે કે આવતા અંક પછી 'પ્યારાબાપુ'નું પાંચમું વર્ષ શરૂ થશે. ચાર વર્ષ સુધી આપે જે સહકાર આપ્યો છે એ માટે અમે સૌ આપના આભારી છીએ. આવતે વર્ષે પણ એવો જ સહકાર આપ આપશો એવી આશા રાખીએ છીએ.

સાથે સાથે ગ્રાહક બંધુઓના ધ્યાન પર એક વસ્તુ લાવવા ઇચ્છીએ છીએ. દિવસે દિવસે કાગળ તેમ જ છાપકામનાં અન્ય સાધનોની કિંમત વધતી જાય છે. મોંઘવારીને પહોંચી વળવા માટે લગભગ બધાં જ માસિકોને પોતાનું લવાજમ વધારવા નાછૂટકે ફરજ પડી છે. પરંતુ અમે એવો નિશ્ચય કર્યો છે કે શક્ય હોય ત્યાં સુધી 'પ્યારાબાપુ'ના લવાજમમાં વધારો કરવો નહિ. વળી અમને આજ લગી એક સ્નેહી મિત્ર તરફથી સસ્તા ભાવે કાગળો મળતાં હતાં. તેથી અમને કાગળની મોંઘવારીનો પ્રશ્ન મૂંઝવતો ન હતો. પરંતુ આ વર્ષે એવી સહાયની શક્યતા જણાતી નથી. તેથી અમારા પર એ નિશ્ચયને કાયમ રાખવાની જવાબદારી આવી પડી છે. અમારી આ મુશ્કેલીને પહોંચી વળવા માટે જો ગ્રાહકો આવતે વર્ષે પોતાનું નામ ગ્રાહક તરીકે ચાલુ રાખે તેમ જ પોતાનાં મિત્ર-સંબંધી વગેરેમાં 'પ્યારાબાપુ'નો પ્રચાર કરે અને ગ્રાહકોની સંખ્યામાં વધારો કરે એ જ એક માર્ગ હવે તો રહ્યો છે જો કોઈ ગ્રાહક પ્રતિકૂળ સંજોગને લીધે આવતે વર્ષે ગ્રાહક થવા ઇચ્છતા ન હોય તો તેમને અમે વિનંતી કરીએ છીએ કે તેઓ બીજાઓને ગ્રાહક બનાવીને અમને સહાય કરે. વળી જો ગ્રાહકો પોતાના ગામના સાર્વજનિક વાચનાલયમાં કે ગામની શાળા ઇત્યાદિ જાહેર સંસ્થાઓમાં 'પ્યારાબાપુ'નો પ્રચાર કરે તો અમારી આર્થિક મુશ્કેલી હળવી થઈ શકે.

ગ્રાહક બંધુઓ, ગાંધીજી તેમ જ ગુરુદેવના આદર્શોનો સમન્વય કરી એમાંથી નવ નિર્માણ કરવાના અમારા હેતુને સાર્થક કરવા તેમ જ બાપુજી અને ગુરુદેવની વિચારધારાને ગુજરાતભરમાં વહેતી મૂકવાના અમારા પ્રયત્નને સહાય કરવા માટે અમે દર્શાવેલી યોજના અનુસાર યથાશક્તિ જરૂર કંઈક કરશો એવી આપ સૌને અમારી વિનંતી છે

# ચારિત્રશીલ જીવન

ૐ

મહાસતી ઉજ્જવળકુવરજી

ચારિત્ર જીવનનો પાયો છે બુદ્ધિ હોય, સપત્તિ હોય, પરતુ ચારિત્ર ન હોય તો તો બધુ મિથ્યા છે ચારિત્ર વિનાનુ જીવન મરણતુ ય છે

એક વખતે શાલિવાહન રાજાએ ભર સભામા પ્રશ્ન પૂછયો "જીવતુ કોણ છે?"

બધા વિચારમા પડી ગયા કે, મહારાજને આજે શુ થઈ ગયુ છે! જે ચાલે છે, હરે ફરે છે તે જીવતા છે, આ સાવ સાદી વાત છે, છતા મહારાજ શા માટે પૂછે છે કે, 'જીવતુ કોણ છે?'

આખી સભા શાત થઈ ગઈ તે સમયે કાલિકાચાર્યે ઉત્તર આપતા કહ્યુ "મહારાજ! જેમણે તપ કરેલ હોય, જે ચારિત્રશીલ હોય, જે બીમારની સેવા કરતો હોય, દુ ખીઓને સાન્ત્વન આપતો હોય, ગરીબોનો આધાર હોય ભોગ આપીને માનવસમાજનુ શ્રેય કરતો હોય, જે મનુષ્યમા મગળ શ્રદ્ધા પેદા કરતો હોય તે માનવી જીવતો છે જેનામા ત્યાગ, તપ કે પરોપકારી વૃત્તિ ન હોય, ચારિ ય ન હોય તે જીવતા છતા મરેલો જ છે"

આખી સભા સ્તબ્ધ થઈ ગઈ! શાલિવાહને વિનયપૂર્વક કાલિકાચાર્યને પૂછયુ "આચાર્યશ્રી! આ વાત પર જરા પ્રકાશ પાડશો?"

એટલે કાલિકાચાર્ય બોલ્યા 'રાજન્! હું વનમા હતો ત્યારે મે મારા શિષ્યોને ઉપદેશ આપતા એક દિવસે કહ્યુ કે, નિર્ગુણ સ્વાર્થી અને ચારિત્રહીન માનવી પશુ સમાન છે' આ સાભળીને બધા પશુઓ આવીને ફરિયાદ કરવા લાગ્યા, 'અમે તો મનુષ્યોને ઘણા કામમા આવીએ છીએ અમારા મરણ પછી પણ અમારા અગો મનુષ્યના ઉપયોગમા આવે છે મૃગચર્મ યોગીનુ આસન બને છે, હાથીદાતની અનેક વસ્તુઓ બને છે, ઢોરનુ ચામડુ મનુષ્યના પગનુ રક્ષણ કરે છે, તડકા અને કાટાથી બચાવે છે પરતુ સ્વાર્થી અને ચારિત્રહીન માણસ કોઈના ઉપયોગમા આવતો નથી મરણ બાદ પણ તેના શરીરને બાળવા કે દાટવા સિવાય કોઈ આરો રહેતો નથી આવા ભારરૂપ મનુષ્યને અમારી ઉપમા આપવી યોગ્ય નથી એમા અમારુ અપમાન રહેલુ છે'

'પશુઓની આવી ફરિયાદ આવવાથી હે રાજન્! મે એવા મનુષ્યને વૃક્ષની ઉપમા આપી પણ ત્યા તો વૃક્ષ બોલી ઊઠયુ, 'વૃક્ષ છાયો, ફળ, ફૂલ આપે છે, પક્ષીને આશ્રય આપે છે, રોગીને ઔષધિ આપે છે તો પછી એવા મનુષ્યને વૃક્ષની ઉપમા આપવી તમને શોભે ખરી?'

"એટલે મે કૂતરાની ઉપમા આપી કૂતરો તરત જ નાખુશ થઈ બોલી ઊઠ્યો, 'ઋષિજી, હું નિમકહલાલ પ્રાણી છુ. ચારિત્ર હીન માણસની માફક હુ કોઈને દગો દેતો નથી'

"એ સૌની વાત મને યથાર્થ લાગી. નિર્ગુણી અને ચારિત્રહીન મનુષ્ય કોઈ ઉપમાને લાયક જ નથી તેવો માણસ જીવતો હોવા છતા મરેલો જ છે"

ચારિત્ર જ મનુષ્યનુ જીવન છે ચારિત્ર જે ખોઈ બેસે છે તે બધુ જ ખોઈ બેસે છે અગ્રેજીમા એક કહેવત છે —

પ્યારા માપ્ર.

If wealth is lost,
nothing is lost
If health is lost,
something is lost,
If character is lost,
everything is lost'.

મનુષ્ય ધન ગુમાવી બેસે, તો તેણે ખાસ કંઈ ગુમાવ્યું નથી; કેમકે પૈસો તો જાય છે ને આવે છે. મનુષ્ય આરોગ્ય ગુમાવે તો તેણે કંઈક ગુમાવ્યું છે એમ કહી શકાય. પરંતુ જે મનુષ્ય ચારિત્ર ગુમાવી દે છે તેણે બધું જ ગુમાવી દીધા બરોબર છે. ચારિત્ર શીલ વ્યક્તિ જ સાચું જીવન જીવી જાણે છે. ભોગી, સ્વાર્થી અને વિષયલંપટ માણસનું જીવન નિરર્થક છે.

---

## 'ચરાતિ ચરતો ભગ ।'

એક હતો કઠિયારો. તે એક દિવસ જંગલમાં લાકડાં કાપતો હતો, ત્યારે એક સાધુ ત્યાં આવી ચડ્યો. તે સાધુએ કઠિયારાને કહ્યું : "અરે ઓ, જરા આગળ જા !" એમ કહીને તે સાધુ પોતાને રસ્તે ચાલ્યો ગયો. કઠિયારો તો વિચારમાં પડી ગયો. સાધુના કહેવાનો મર્મ તે સમજી શક્યો નહિ.

થોડા દિવસો પસાર થઈ ગયા. એક દિવસ તે કઠિયારો થાક ખાવા બેઠો હતો ત્યારે તેને પેલા સાધુનું વાક્ય યાદ આવ્યું. તેને થયું કે, 'લાવ, જરા આગળ જઈને જોઉં તો ખરો કેવાં લાકડાં મળે છે?' આગળ જઈને જુએ છે તો ત્યાં અસંખ્ય ચંદનનાં ઝાડ ! કઠિયારો તો રાજી રાજી થઈ ગયો. તે રોજ ચંદનનાં લાકડાં કાપી બજારમાં સારા ભાવે વેચવા લાગ્યો.

એમ કરતાં કરતાં થોડા દહાડા પસાર થઈ ગયા. ફરીને તેને સાધુનું વાક્ય યાદ આવ્યું અને તે વધારે આગળ ગયો. ત્યાં જઈને જોયું તો નદી ખળખળ વહે છે અને નદીને કાંઠે રૂપાની ખાણ ! તે તો ખૂબ આનંદ પામ્યો. પછી તે ખાણમાંથી રૂપું લઈ જવા લાગ્યો અને થોડા વખતમાં પૈસાદાર થઈ ગયો.

થોડા દિવસો પછી ફરીને તેણે સાધુનું વચન યાદ કર્યું. તેને થયું, 'અહીં જ ખોદ ખોદ કરવા કરતાં લાવને જરા દૂર જઈને જોઉં, સાધુના બોલમાં કંઈક તથ્ય હોવું જોઈએ.' નદી ઓળંગીને પેલે પાર જુએ તો ત્યાં સોનાની ખાણ !

થોડા દિવસ પછી વળી તે આગળ ને આગળ ગયો અને ત્યાં તેણે હીરા-માણેકના ઢગલા દીઠા !

આ કઠિયારાની પેઠે આપણા જીવનનું પણ છે. જો આપણે દરરોજ પ્રગતિ કરતા રહીએ અને વિકાસને માર્ગે આગળ ને આગળ વધતા રહીએ તો આપણા જીવનને સમૃદ્ધ કરે એવી સ્થિતિ આપણે પામી શકીએ જો એક જ વિચારના વમળમાં અટવાયા કરીએ તો આપણી સ્થિતિ કૂપ-મંડૂકની પેઠે મર્યાદિત રહે અને આપણી દૃષ્ટિ વિશાળ ન બને તેથી આપણા ઋષિઓ પણ યથાર્થ જ કહેતા હતા :–

"આસ્તે ભગ આસીનસ્ય ઊર્ધ્વ તિષ્ઠતિ તિષ્ઠતઃ ।
શેતે નિપદ્યમાનસ્ય ચરાતિ ચરતો ભગઃ ॥

(બેસે છે ભાગ્ય બેઠાનું, ઊભું રહેલા રહેલનું; સૂતેલાનું રહે સૂતું, ચાલે ભાગ્ય ચલંતનું.)

–પ્યારાબાપુ

# શ્રી. અવનીન્દ્રનાથ ઠાકુર

મુકુલભા.

ભારતના એક મહાન કલાકાર શ્રી અવનીન્દ્રનાથનું તા. ૫મી ડીસેમ્બરની રાતે સાડાદશ વાગે અવસાન થવાથી આપણા દેશને એક ભારે ખોટ ગઈ છે. તેઓ ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરના ભત્રીજા હતા અને ભારતના સાંસ્કૃતિક પુનરુત્થાનના એક અગ્રણી તેમજ ભારતની આધુનિક કળાના પિતામહ સમાન હતા.



ભારતીય કળાનું નામ સુદ્ધાં કોઈ લેતું ન હતું એ વખતે લગભગ પચાસ કરતા વધારે વર્ષ પહેલાં અવનીબાબુએ કલા સંસ્કૃતિને પુનરેકવાર ગૌરવાન્વિત કરવા માટેનો મંત્ર આરંભી દીધો હતો. એમણે પોતાની સાધનાશીલ કળા દ્વારા સમસ્ત દેશમાં ભારતની કળા તરફ અભિરુચિ જાગૃત કરી અને લોકોમાં કળા વિષે જિજ્ઞાસા ઉત્પન્ન કરી અઢાર વર્ષની વયથી તેમણે કલાની સાધના શરૂ કરી હતી. એમણે જ પશ્ચિમાભિમુખ થતી જતી કલાને ભારતીય રંગે રંગી અને આપણી કલા સંસ્કૃતિનો ઉદ્ધાર કરવા અથાક પરિશ્રમ ઉઠાવ્યો.

અવનીબાબુ એક મહાન સર્જક હતા. કલા વિષે એમની પાસે ઉદાત્ત દૃષ્ટિ હતી. સર્જન વિષે તેઓ કહેતા કે, સર્જકને કોઈ પણ પ્રકારની દુઃખની કે સુખની અનુભૂતિ થાય તો એ અનુભૂતિને જ્યાં સુધી તે મૂર્ત સ્વરૂપ આપી ન શકે ત્યાં સુધીનો એ આખો ગાળો–Gap–ખૂબ જ વેદનાશીલ હોય છે, એ વેદના પ્રસવ વેદના જેટલી જ ઉત્કટ હોય છે. જ્યારે એ અનુભૂતિ સર્જનમાં પરિણમે છે ત્યારે જ તેને શાંતિ વળે છે અને હૃદયનો આનંદ તે અનુભવે છે. ખરી રીતે એ વેદનાનો ગાળો–Gap–જેમ વધારે લાંબો કાળ ટકે તેમ એનું સર્જન વધારે આનંદદાયી ઉદાત્ત અને આત્મીય બને.

અવનીબાબુનું કલાકાર તરીકેનું જીવન જોતાં આપણને દુઃખ થઈ આવે છે કે, કેટલીય વાર સંજોગવશાત્ તેમને પોતાનાં સંતાનસમાં ચિત્રોને લાદીની પેઠે વેચવાની ફરજ પડી હતી. સાચા કલાકારનું જીવન કેવી યાતના અને કેટલી મુશ્કેલીથી ભરેલું હોય છે એનો ખ્યાલ એમના જીવન પરથી સહેજે આવી શકે એમ છે. એ માટે એક જ દૃષ્ટાંત પુરતું ગણાશે. એક વાર બે ભાઈઓ શાંતિનિકેતનમાં કલાનો અભ્યાસ પૂરો કર્યા પછી અવનીબાબુને મળવા ગયા. અવનીબાબુએ ખૂબ જ પ્રેમથી તેઓને પોતાની કલાકૃતિઓ વગેરે બતાવી અને એમની કળાની પૂરેપૂરી સમજ આપી. બધું બતાવવામાં બે–અઢી કલાક પસાર થઈ ગયા. ત્યાર પછી છૂટા પડતી વખતે એમના મુખ પર વિષાદની ઘેરી છાયા પ્રસરી ગઈ અને જાણે હૃદયના ઊંડાણમાંથી કહેતા હોય એમ તે બોલ્યા, ઠીક ત્યારે આવજો! પણ જો તમારે સાચા કલાકાર તરીકે જ જીવન વ્યતીત કરવું હોય તો માર્ગમાં

આવતી બધી મુશ્કેલી અને વિટંબણાને સહન કરવાની શક્તિ કેળવવી પડશે, ગરીબાઈને અપનાવવી પડશે."

અને સાચે જ અવનીબાબુના એ ઉદ્ગારોમાં ઊંડું સત્ય રહેલું છે. સાચા કલાકારની મનોસૃષ્ટિ નિરાળી જ હોય છે અને તેની સાચી કદર થતી નથી. એને લઈને કલાકારના જીવનમાં જે ગ્લાનિ પ્રસરી જાય છે તે એના જીવનને ધીમે ધીમે મંદ વિષ-Slow poison-ની પેઠે કોરી નાખે છે! એ સૌ આઘાતોને સહન કરવાની જેનામાં શક્તિ હોય તે જ એની સામે ટકી શકે છે. પરંતુ છેવટે કલાકાર પણ માનવી જ છે ને! અંગ્રેજીમાં એક ઉક્તિ પ્રચલિત છે કે, 'Man lives by Hope, Love and Admiration' (માનવી આશા, પ્રેમ અને કદર એ ત્રણને લીધે જીવી શકે છે.) એ ઉક્તિ અનુસાર જો કલાકારની પણ યોગ્ય કદર કરવામાં ન આવે તો એ કયા આધારે જીવતો હોય?

આજે તો અવનીબાબુ આપણી વચ્ચેથી હંમેશને માટે ચાલ્યા ગયા છે! આપણા ઉપર એમનું ઋણ કંઈ જેવું તેવું તો નથી જ. જો આપણે એ ઋણમાંથી મુક્ત થવું હોય તો એમનાં કેટલાંય ચિરંજીવી અને ગૌરવાન્વિત ઉત્તમ ચિત્રો ખાનગી સંગ્રહોમાં પુરાયેલાં છે; એ સૌનો સંગ્રહ કરી રાષ્ટ્રીય સ્મારક તરીકે તેઓને જાળવવાં જોઈએ. નહિ તો અવનીબાબુ જેવા કલાકાર આપણા દેશમા થઈ ગયા એ માત્ર નામશેષ રહી જશે.

---

કલા જ આપણને જીવનના સાચા સર્જક બનાવે છે. જ્યાં સુધી આપણા જીવનમાં કલાનાં પગલાં પડતા નથી, ત્યા સુધી આપણે કુદરતનાં બળોનાં, દૈવનાં કે કોઈ સત્તાનાં રમકડાં જ રહીએ છીએ. જ્યારે મનુષ્યને કલાની ભવ્ય વસ્તુઓનું ભાન થાય છે, ત્યારે તે વર્તમાન સમયમા જ નહિ પણ સનાતનતામાં રહેવા લાગે છે, અને મૃત્યુ તો એને મન માત્ર એક અસ્પષ્ટ, આછો ખ્યાલ જ બની જાય છે.

કલાકારના જીવનની એક કરુણતા એ છે કે, એ કદી પોતાના પરિશ્રમનું ફળ ભોગવી શકતો નથી ભવિષ્યની પ્રજા જ એનો સંદેશો સમજી શકે છે. એથી જ એના જીવનમાં કંઈક કરુણતા આવે છે

કલાકારના માર્ગમા ત્યાગના અનેક પ્રસંગો આવવાનો સંભવ હોય છે; અબુધ જનસમાજ એની કૃતિની કદર નહિ કરી શકે. એવા દુઃખદ પ્રસંગને માટે એણે સર્વસ્વના સમર્પણનું પોલાદી બખ્તર પહેરવું પડશે ભવિષ્યમાં હજારો મનુષ્યોને લાભ થવાનો હોય, તો કલાકારને પોતાને એ જોવાનું સદ્‌ભાગ્ય ન મળે, તોયે શું? એ કંઈ ઓછી ભવ્યતાવાળી વસ્તુ છે?

— જિનરાજદાસ



# બૌદ્ધધર્મની કથાઓ

(૫)

પદ્મનાભ શ્રી. જૈની

એક વખતે ભગવાન બુદ્ધ રાજગૃહ નગરીમા ગૃધ્રકૂટ પર્વત ઉપર વિહાર કરતા હતા. તે વખતે ઘણા ભિક્ષુઓ ઋષિગૃહ પર્વતની પાસે તૃણકુટિકા બનાવીને વનવાસ કરતા હતા આયુષ્માન ધનિય કુમ્ભકારપુત્ર પણ એક તૃણકુટિકા બનાવીને ત્યા જ ચોમાસા માટે રોકાયો. ચોમાસુ વીતી ગયા પછી બધા ભિક્ષુઓ તૃણકુટિકા તોડી નાખી નગરોમા રહેવા ગયા પણ આયુષ્માન ધનિય ત્યા જ રહ્યા એ રીતે તેણે હેમંત અને ગ્રીષ્મ ઋતુ પણ ત્યા જ પસાર કરી

એક દિવસે તે ભિક્ષા માટે ગામમા ગયો હતો ત્યારે કઠિયારાઓ તેની ઝૂપડીના લાકડા અને ઘાસ ઉપાડી ગયા પરંતુ આયુષ્માન ધનિયે ફરીથી તૃણકુટિકા બનાવી તેને પણ કઠિયારાઓએ તોડી નાખી અને ઘાસ અને લાકડા તેઓ લઈ ગયા ત્રીજી વાર પણ એમ જ થયુ

આ જોઈને આયુષ્માન ધનિય કુમ્ભકાર પુત્રને થયુ. "ત્રણેય વખત હુ ગામમા ભિક્ષા માટે ગયો ત્યારે કઠિયારાઓ મારી તૃણ-કુટિકા તોડી નાખીને ઘાસ અને લાકડા લઈ પ્યારાખાપુ



ચાલ્યા ગયા! હવે મારે શુ કરવુ? હુ કુમ્ભારના ઘરમા જન્મ્યો છુ, કુભારના જ ઘરમા ઊછર્યો છુ, કુભાર આચાર્ય પાસે કુભારકામનુ સારુ શિક્ષણ પણ લીધુ છે તો પછી હુ માટી અને કાદવને સારી પેઠે મેળવીને માટીનુ જ ઘર કેમ ન બનાવુ? વળી એ ટકશે પણ સારુ." એમ વિચાર કરી તેણે માટીનુ નાનકડુ ઘર બાંધ્યુ, ઘાસથી એનુ છાપરુ બનાવ્યુ અને છાણથી, એને લીપીગૂપી સ્વચ્છ કર્યું માટીની એ કુટિકા અત્યંત સુદર, પ્રાસાદિક, દર્શનીય અને ઈંદ્રગોપકની પેઠે લખલખતી થઈ ગઈ અને દૂરથી જોનારની નજર એના પર સહેજે ઠરતી

એક દિવસે ભગવાન બુદ્ધ અનેક ભિક્ષુઓની સાથે ગૃધ્રકૂટ પર્વત પરથી નીચે ઊતર્યા, ત્યારે એ અત્યંત અભિરામ અને પ્રાસાદિક બગલા જેવી કુટિકા જોઈને તેમણે ભિક્ષુઓને પૂછ્યુ "ભિક્ષુઓ! આ ઈન્દ્રગોપક જેવુ લખલખતુ અહી શુ દેખાય છે?" એટલે ભિક્ષુઓએ ભગવાનને ધનિય કુમ્ભકારપુત્રની બધી વાત કહી એ સાભળીને ભગવાન બોલ્યા - "ભિક્ષુઓ! આ ધનિય

કુમ્ભકારપુત્રે બહુ જ ખોટું કર્યું છે. શ્રમણને ન શોભે એવો પરિગ્રહ એણે કર્યો ભિક્ષુને ન છાજે એવી આ કુટિકા છે પોતાને માટે માટીનુ ઘર બનાવીને એ ભિક્ષુએ ભિક્ષુધર્મનો અનાદર કર્યો છે ભિક્ષુઓ! તમે આ કુટિકાને તોડી નાખો જેથી ભવિષ્યમા કોઈ ભિક્ષુ આવો પરિગ્રહ કરવા ન લલચાય અને ભિક્ષુઓ! તમે પણ કદી માટીની કુટિકા ન બનાવતા જે બનાવશે તે દુષ્કૃતનો અપરાધી થશે

ભગવાનનુ વચન સાભળીને ભિક્ષુઓએ એ કુટિકા તોડી નાખી એવામા ધનિય કુમ્ભકારપુત્ર ત્યા આવી પહોચ્યો અને ભિક્ષુઓને એનુ કારણ પૂછવા લાગ્યો ભિક્ષુઓએ કહ્યુ "આયુષ્માન! ભગવાને પોતે જ અમને કુટિકા તોડવાની આજ્ઞા આપી છે" એટલે તે બોલ્યો "ભગવાન પોતે જ કહે છે તો ભલે તમે એનો નાશ કરો હુ પણ એમા મદદ કરીશ" એ રીતે આયુષ્માન ધનિયની એ કુટિકાનો પણ નાશ થયો

હવે ધનિય કુમ્ભકારપુત્રને થયુ—"મારી ત્રણ તૃણકુટિકાનો કઠિયારાઓએ નાશ કર્યો અને મારી આ માટીની બનાવેલી કુટિકાનો નાશ કરવા ભગવાને આજ્ઞા આપી હવે મારે શુ કરવુ ? અહી લાકડા મળી જાય તો એક સરસ કુટિકા બાધી શકુ" એમ વિચાર કરી તે દારુગૃહમા ગયો અને ત્યાના મુનીમને કહેવા લાગ્યો "ભાઈ, મને કુટિકા બનાવવા માટે જરૂર જેટલા લાકડા આપ"

મુનીમે કહ્યુ "ભન્તે! આપને આપવા માટે અહી લાકડા નથી નગરમા કોઈ વાર આપત્તિ આવી પડે તો તેને પહોચી વળવા માટે અહી લાકડા ભેગા કરવામા આવે છે અને રાજાની ખાસ આજ્ઞા વિના કોઈને આપવાની અમને સખત મનાઈ છે જો આપ રાજાની આજ્ઞા મેળવશો તો ભન્તે! આપને જોઈએ એટલા લાકડા હુ ખુશીથી આપીશ"

ધનિય બોલ્યો "ગણક! રાજાએ અમને આજ્ઞા આપી છે"

એ સાભળીને મુનીમને થયુ 'આ શાક્યપુત્રીય શ્રમણ ધર્મચારી, બ્રહ્મચારી અને સત્યવાદી હોય છે રાજા પણ એમનો આદર કરે છે ન આપેલી વસ્તુને સ્પર્શ પણ ન કરે એવા આ ભિક્ષુના વચન પર વિશ્વાસ રાખી એને જોઈતા લાકડા આપુ એ જ યોગ્ય છે' એમ વિચાર કરી તેણે ભિક્ષુને લાકડા આપ્યા ભિક્ષુએ તે લાકડાની એક સરસ કુટિકા બનાવી

હવે એક દિવસે મગધ રાજાનો મહામાત્ર વર્ષકાર બ્રાહ્મણ રાજ્યની વ્યવસ્થા જોવા નીકળ્યો દારુગૃહમા લાકડાના જથાની તે તપાસ કરવા આવ્યો મુનીમે ધનિયને આપેલા લાકડાની વાત કરી અને કહ્યુ કે, રાજાજ્ઞાથી લાકડા આપ્યા છે એ સાભળી મહામાત્રને ખૂબ દુ ખ થયુ તે બોલ્યો "રાજા શ્રેણિક બિબિસાર નગરના આપત્કાળ માટે રાખેલા લાકડા શી રીતે ભિક્ષુને આપી શકે?" મહામાત્ર તરત જ રાજા બિબિસાર પાસે ગયો અને બોલ્યો "દેવ! આપે નગરના આપત્કાળ માટે ભેગા કરેલા લાકડામાથી આયુષ્માન ધનિયને લાકડા આપ્યા, એ વાત સત્ય છે?"

રાજાએ કહ્યું "એમ કોણે કહ્યુ ?"

મહામાત્રે જવાબ આપ્યો "દારુગૃહનો કર્મચારી એ પ્રમાણે કહે છે"

રાજાએ તરત જ મુનીમને પકડી લાવવા આજ્ઞા કરી મહામાત્રે મુનીમને પકડી લાવવા માણસો મોકલ્યા

મુનીમને પકડીને લઈ જતા જોઈ આયુષ્માન ધનિયે તેને પૂછ્યુ "ભાઈ, તમને શા માટે પકડી જાય છે?" મુનીમે [અનુ૦ ૨૯૬મે પાને]

બેઠી બેઠી મંન વિચારુ, દાન તમારું કેવું?
એને ક્યાંક છુપાવી રાખું સ્થાન મળે નવ એવું।
દાન તમારું કેવું?

શક્તિહીન મરું હું લાજે.
આ ભૂષણ મુજને શું છાજે?

હૈયા સરસું ધરવા જાતાં ઘવાય હૈયું કેવું,
આમ છતાં, અંતર ધરી રાખું માન વેદના કેવું—
દાન તમારું લેવું.

આજ થકી આ જગમાં હું તો છોડીશ સઘળો ભય,
આજ થકી સઘળાં મુજ કાર્યે, થાશે તારો જય,
હું છોડીશ સઘળો ભય.

મરણ તણો નીરમીને સાથી.
મુજ ઘર વિશે ગયો તું રાખી.

હું તો તેને વરણ કરીને રાખીશ જીવિતમય.
તવ તલવાર કરી દેશે મુજ સૌ બંધનનો ક્ષય;
હું છોડીશ સઘળો ભય.

તારે કાજે અંગ ભરીને ધરવા નવ અવ સાજ.
ભલે તમે પાછા નવ આવો હૃદય તણા મમ રાજ—
મારે ધરવા નવ અવ સાજ.

ધૂળ વિષે બેસી તુજ માટે,
રોવું નહીં હવે એકાંતે,

તુજ કારણ ઘરમાં કે પરમાં, માનું નવ અવ લાજ.
તવ તલવાર મને તેં જાતે બાંધી દીધી આજ,
મારે નવ ધરવા અવ સાજ.

અનુ૦ નગીનદાસ પારેખ

અગ્રેજી 'ગીતાંજલિ'નું પરસુ કાવ્ય સમજાવતા પૂ૦ મલ્લિકજી નીચે પ્રમાણે બોલ્યા.

ગુરુદેવનો જીવન વિષેનો આદર્શ છે જીવનની સંપૂર્ણતા. જીવનને ઢાલરૂપે ગણીએ તો તેને બે પાસાં છે. એક પાસામાં ધર્મ અને બીજા પાસામાં કર્મ. ધર્મ અને કર્મ સાથે સાથે જ ચાલશે. ધર્મ અને કર્મને બદલે લેવું અને દેવું એ શબ્દો પણ પર્યાયરૂપે લઈએ તો ચાલે. જ્યા સુધી જીવનમાં માત્ર લેવાનો જ આદર્શ રાખીશું, ત્યાં સુધી જીવનમાં ક્યાંય પ્રકાશ દેખાશે નહિ, વિકાસ સંભવશે નહિ. પરંતુ જ્યારે આપણે દેવાનુ શીખીશું ત્યારે જ જીવનની સફળતા પ્રાપ્ત થશે. દીવો જો તેલનો સંગ્રહ કરવાની વૃત્તિ ધારણ કરીને બેસે તો બધે અંધારું રહેશે, ક્યાંય પ્રકાશ પડશે નહિ પરંતુ જ્યારે તે તેલ આપવા માંડશે, દિવેટ દ્વારા બળવા માંડશે ત્યારે [ અનુસંધાન પૃ૦ ૨૯૨ મે પાને]

# બાપુનાં દર્શને

ડૉ. હરિભાઈ અડાલજા

૧૯૩૬ની સાલમાં પૂ૦ બાપુજી તેમના કાકા ખુશાલભાઈ ગાંધી બીમાર હતા. તેથી તેમની ખબર કાઢવા રાજકોટ આવ્યા હતા. તેમના દર્શન માટે હું જેતપુરથી મોટર ભાડે કરી ઊપડ્યો. પરંતુ રસ્તામાં રાતે સાડા આઠ વાગે મોટર ઝાડ સાથે અથડાઈ અને ઊંધી વળી ગઈ!

હું ભાનમાં આવ્યો ત્યારે મોટર નીચે જ પડ્યો હતો. મોઢા ઉપર કાચ વાગવાથી જખમો થયા હતા અને બંને પગ ખોટા થઈ ગયા હતા. ડ્રાઈવર તો મારો જાન ગયો છે એમ સમજી ગભરાઈને ઊઠવાની પણ હિંમત કરી શક્યો ન હતો. મને મોટર નીચેથી બહાર નીકળતો જોઈ ડ્રાઈવર એકદમ બેઠો થઈ મારી પાસે દોડી આવ્યો.

એવામાં રાજકોટ જતા એક વેપારીએ અમારી આ સ્થિતિ જોઈ મોટર ઊભી રાખી. તેમને મેં રાજકોટમાં મારા ભાઈ વકીલ જમનાદાસને ખબર આપવા કહ્યું.

રાતે લગભગ અગિયાર વાગે મારા ભાઈ અને સગાંવહાલાં બે મોટર લઈને આવી પહોંચ્યાં. મને ઉપાડીને મોટરની પાછલી બેઠકમાં સુવાડ્યો. કમરનું હાડકું અને હાંસડી ભાંગી ગયાં હતાં. તેથી મોટર ધીરે ચલાવીને રાજકોટ ઠેઠ બે વાગે પહોંચ્યાં.

રાતભર શેક ચાલુ હતો. સવારે ઊઠીને જોઉં તો પગ હજી ખોટા જ હતા. મેં મારા ભાઈ ત્રિભુવનભાઈને સવારે જ બાપુજી પાસે મોકલ્યા અને મારી સ્થિતિથી તેમને વાકેફ કરી ઘેર પધારી મને દર્શન દેવા વિનંતી કરી.

મારા ભાઈ ત્રિભુવનભાઈ એ બાપુજીના નાના ભાઈ કરસનદાસ ગાંધીના જમાઈ થાય. તેથી પહેલાં તો બાપુજીએ હસીને કહ્યું: "હું આવીશ." અને પછી ગમ્મત કરતા બાપુ બોલ્યા: "જો અમો ન આવીએ તો તમો જમાઈ લોકો અમારી દીકરીને હેરાન કરો!"

બપોરે બે વાગે બાપુને યાદ આપવા સંદેશો મોકલ્યો અને તેઓ ક્યારે પધારશે તે જણાવવા વિનંતી કરી. બાપુને ખૂબ જ કામ હતું, એટલે તેમણે જણાવ્યું કે, ઈશ્વરની ઇચ્છા હશે તો આવી શકાશે.

ફરી સાંજે પાંચેક વાગે તપાસ કરાવી. ત્યારે બાપુજીએ કહ્યું કે, 'હું નથી માનતો કે હું આવી શકું. કારણ કે મારે બહુ જ કામ છે.' નિરાશ થઈને મારા ભાઈએ આ સમાચાર મને આપ્યા અને કહ્યું કે, 'રાતે સાડા આઠની ગાડીમાં તો બાપુજી મુંબઈ તરફ જવાના છે.' પરંતુ મારા મનમાં શ્રદ્ધા હતી કે, મને બાપુજીનાં દર્શન જરૂર થશે!

રાતે બરાબર પોણા આઠ થયા, ત્યાં તો બાપુજી તેમના બે સાથીદારો સાથે ઘેર પાસે આવી પહોંચ્યા અને મોટેથી પૂછવા લાગ્યા કે, આટલામાં કોઈ દાક્તરને મોટરમાં માર વાગ્યો છે તે ક્યાં રહે છે? મેં અવાજ સાંભળ્યો અને ખૂબ જોરથી હું બોલ્યો: "બાપુજી! પધારો! હું આપની રાહ જોઉં છું!" તરત જ મારા ભાઈઓ દોડીને બાપુજીને મારા ઓરડામાં લઈ આવ્યા. મને બાપુનાં દર્શન થયાં! હું ખૂબ આનંદમાં આવી ગયો અને ભગવાન જાણે કેમ કરીને હું બેઠો થઈ ગયો અને બાપુજીને પગે પડીને કોઈની પણ મદદ વિના પથારીમાં પાછો સૂઈ ગયો!

બાપુજીએ મને સાંત્વન આપતા કહ્યુ ‘ ગભરાશો મા, પ્રભુભજન કરતા રહેશો. જરૂર સારુ થઈ જશે અને સારુ થાય એટલે મને ખબર આપશો”

થોડી વાર પછી મે બાપુજીને કહ્યુ “બાપુજી, હવે આપ સુખેથી પધારો આપે ‘નહિ આવી શકુ’ એમ કહેવરાવ્યુ હતુ છતા મને તો ખાતરી જ હતી કે, આપ જરૂર પધારશો ’

બાપુજીએ કહ્યુ ‘તમારી શ્રદ્ધા જ મને અહી લઈ આવી છે, કારણ, મને જરા પણ વખત નહોતો’ ત્યાર પછી બાપુજી સીધા સ્ટેશને ગયા

પછી જેતપુર આવીને મે બાપુજીને લખ્યુ કે પ્રભુકૃપાથી અને આપના આશીર્વાદથી હવે મને સારુ છે તો પરમાત્માને મેળવવાનુ સહેલામા સહેલુ સાધન શુ તે જણાવવા પ્રાર્થના છે

બાપુએ જવાબમા લખ્યુ

ભાઈ હરિનાથ,

તમને હવે તો સારુ થઈ ગયુ હશે પ્રભુ મેળવવાનુ સારામા સારુ અને સાદામા સાદુ સાધન પ્રભુના પ્રાણીની અનન્યભાવે સેવા કરવી છે

સેગાવ વર્ધા ૨૬ ૧૧-૩૬ બાપુના આશીર્વાદ

આ પછી ૧૯૪૭મા અરુણાચલ ભગવાન શ્રી રમણ મહર્ષિના દર્શને હુ ગયો હતો સામાન્ય રીતે મહર્ષિ ઓછુ બોલતા પરતુ ગાંધીજીના આ પત્ર વિશે વાત નીકળતા મહર્ષિએ એ પત્રનો પહેલા અગ્રેજીમા સારાશ આપી મૂળ ગુજરાતીમા તે વાચવા મને કહ્યુ એમણે બાપુજીએ વાપરેલા ‘અનન્ય ભાવ’ શબ્દ તરફ ત્યા બેઠેલા ભાવિકોનુ ધ્યાન ખેચ્યુ અને કહ્યુ, ‘ જોયુ, ગાંધીજી પણ ‘અનન્યભાવ’ શબ્દ વાપરે છે ને ?’ આમ કહીને ગાંધીજીના હૃદયમા કોઈને માટે પણ અન્યભાવ નહોતો અને ઈશ્વરરૂપી ઉત્તમ સત્ દ્વારા સૌ પ્રાણી એકબીજા સાથે જોડાયેલા હોવાથી એમની વચ્ચે પરાયાપણુ ન હોવુ જોઈએ એમ ગાંધીજીની દૃષ્ટિનુ સમતિપૂર્વક વિવરણ કર્યુ

આ શબ્દો સાભળીને હુ કૃતકૃત્ય થયો અને મારા મનમા બાપુજીનુ વાક્ય ગુજવા લાગ્યુ

“પ્રભુ મેળવવાનુ સરામા સારુ અને સાદામા સાદુ સાધન પ્રભુના પ્રાણીની અનન્યભાવે સેવા કરવી છે’

## શુદ્ધિનો માર્ગ

જમીનમાલિકોનો હૃદયપલટો થઈ રહ્યો છે ક્રાતિના બીજ જેમા રહ્યા છે એ ભૂદાન યજ્ઞની બરોબરી કરી શકે એવો કાર્યક્રમ કોઈ પક્ષ કે વ્યક્તિ પાસે નથી જવાહરલાલજી કોંગ્રેસની શુદ્ધિ કરવા ચાહે છે કૃપાલાનીજી પણ શુદ્ધિ ઇચ્છે છે અને તેથી નવા પક્ષની રચના કરી છે પરતુ ત્યાગના કાર્યક્રમ વિના શુદ્ધિ સભવે નહી જો ગાંધીજી હયાત હોત અને જો તેઓ પણ ત્યાગનો કોઈ કાર્યક્રમ આપી શક્યા ન હોત, તો તેમનાથીયે શુદ્ધિ થઈ શકત નહી પરતુ ગાંધીજીની એ ખૂબી હતી કે, તેઓ હમેશા જે કોઈ કાર્યક્રમ મૂકતા એમા ત્યાગની વાત પહેલી જ હોય. આ ભૂદાન યજ્ઞનો કાર્યક્રમ નિશ્ચિત ત્યાગ માગે છે, એ ક્રાતિ પેદા કરશે અને સમગ્ર જગતનુ ધ્યાન ખેચશે

—વિનોબાજી

ગુરુદેવની ગીતાંજલિ [અનુ૰ પૃ૰ ૨૮૮થી ચાલુ]

બધે પ્રકાશ ફેલાઈ જશે. અને સંગ્રહરૂપે પડી રહેલા તેલને તે જ વખતે પોતાની સાર્થકતા સમજાશે અને તે ધન્યતા અનુભવશે.

પ્રેમ અને સેવા એ પણ દેવાનું જ એક સ્વરૂપ છે.

ઉપનિષદમાં 'દા, દા, દા' – આપો, આપો, આપો–એમ ત્રણ વાર ઉચ્ચારવામાં આવ્યું છે પહેલા 'દા'નો અર્થ છે: પોતાના અહંકારનો બીજાની સેવા કરવામાં નાશ કરો. બીજા 'દા'નો અર્થ થાય છે દયા કરો; કારણ કે 'દયા ધર્મ કા મૂલ હૈ' ત્રીજા 'દા'નો અર્થ છે: દાન કરો. આપણી પાસે ભલે જે કંઈ હોય તેનું દાન કરો.

કુદરત, સમાજ, કુટુંબ એ સર્વ પુકારીને કહે છે કે, જે કાંઈ આપી શકો તે આપો. છેવટે બીજું કાંઈ જ ન આપી શકાય તો બીજાના ગુણ જોવાની શક્તિ કેળવજો. એ પણ એક આપવાનો જ પ્રકાર છે. એક વાર એક મહાત્મા પોતાના શિષ્યો સાથે રસ્તા ઉપરથી પસાર થતા હતા. રસ્તા ઉપર એક કૂતરું મરેલું પડ્યું હતું. શિષ્યો તો કૂતરાની નિંદા કરવા લાગ્યા. કોઈએ દુર્ગંધની વાત કરી, તો કોઈએ કાનની, તો કોઈએ આંખની. ત્યારે મહાપુરુષે કહ્યું કે, એ બધું તો ઠીક, પણ કૂતરાના દાંત કેટલા સરસ છે તે તો જરા જુઓ! અને સાચેસાચ કૂતરાના દાંત સ્વચ્છ અને શોભા આપે એવા હતા. એ જ પ્રમાણે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં જે કાંઈ સારું જોવા મળે તેની આપણે પ્રશંસા કરતા શીખીશું તો એક સારો ગુણ કેળવાશે. એને ખુશામત ન કહેવી જોઈએ. એ તો આપવાની એક પદ્ધતિ છે.

હવે આપણે કવિતાના અર્થ ઉપર આવીએ: પ્રીતમ આવ્યો છે, રાતનો સમય થયો છે. તેના ગળામાં ફૂલનો હાર છે. જન્મજન્માન્તરની આશા પૂરી થવાનો વખત આવી પહોંચ્યો છે. પ્રીતમની પાસેથી પ્રસાદીરૂપે ફૂલનો હાર નહિ તોયે એકાદ ફૂલ તો સવાર થતાં જરૂર મળશે જ, એવી આશા છે. પણ સવાર થતાં પ્રીતમ ચાલ્યો ગયો અને મારે માટે ફૂલની એક પાંખડી સુદ્ધાં મૂકતો ન ગયો! ફૂલના હારને બદલે ત્યાં એક તલવાર મૂકતો ગયો છે! માગ્યો હતો આરામ ને એ તો મૂકી ગયો તલવાર! આવું પ્રીતમે–પ્રભુએ શા માટે કર્યું હશે? એ લીલા તો પ્રભુ પોતે જ જાણે.

ભગવાન પાસે માગીએ છીએ આરામ અને સુખ. પણ ભગવાન દરેક વખતે એવું માગેલું આપતા નથી. કેટલીક વખત આપણા શ્રેયસ્‌ને માટે આપણને પ્રેયસ્ હોય એવું તે ન પણ આપે. અને આપણે પણ કેવા સ્વાર્થી છીએ! પ્રભુ આપણને કેટલીયે વાર આપ્યા જ કરે છે અને એકાદ વખત ન આપે ત્યારે આપણે કેવા ચીડાઈ જઈએ છીએ! પરંતુ ભગવાન તો આપણું શ્રેયસ્–કલ્યાણ વિચારીને જ બધું કરતો હોય છે. જે પ્રભુને ચરણે લઈ જવામાં સહાયરૂપ બને તે શ્રેયસ્. એક રાજાએ એવું માગ્યું કે, 'જેને હું હાથ અડાડું તે સોનું થઈ જાય.' રાજા જમવા બેઠા; ભોજનને હાથ અડાડ્યો, ત્યાં તો સોનું! સોનું તે કાંઈ ખવાય ખરું? માણસમાં માગવાની વૃત્તિ તો આખર સુધી રહેશે જ. પણ શું માગવું તેનો વિવેક રાખવો પડશે.

૧૫મી ઑગસ્ટને દિવસે સ્વરાજ મળ્યું. તે દિવસે ગાંધીજીનો ઉપવાસ હતો. તે વખતે સાડા બાર વાગે મને આ જ કવિતા યાદ આવી હતી. બધાને લાગતું હતું કે, સ્વરાજ મળશે તો બધું જ મળી જશે. પણ

જવાબદારી કેટલી બધી વધી ગઈ! ફૂલની પાખડી નહિ પણ પ્રભુએ તો તીક્ષ્ણ તલવાર જ આપી ગાધીજીની તપસ્યાથી જે સ્વરાજ મળ્યુ છે તેને તલવાર માનીને પૂરેપૂરી જાગૃતિથી તેને સાચવવુ પડશે બધન કાપી નાખે એવી એ તલવાર છે

Right desire–સાચી સાત્વિક ઇચ્છા–પણ સાધનાનુ એક અગ છે પરતુ સાત્વિકતાનુ માપ એ છે કે તેમા માત્ર વ્યક્તિગત સ્વાર્થ ન હોય એટલુ બસ નથી, પણ કુટુબ સમાજ સસ્થા એ સૌનુ શ્રેય હોય એવી ઉચ્ચ ઇચ્છા રાખનાર માનવી સુખની આશા શી રીતે રાખી શકે ? તેણે જે કષ્ટ કે મુશ્કેલી આવી પડે તે સહન કરવી જોઈએ અને દુ ખમા જ સુખનો તેમ જ પ્રભુના પ્રેમનો અનુભવ કરવો જોઈએ પણ આ માર્ગ કઇ સહલો નથી તેથી જ આપણા ઋષિઓ કહેતા હતા –

'ક્ષુરસ્ય ધારા નિશિતા દુરત્યયા
દુર્ગં પથસ્તત્કવયો વદન્તિ ।

(ડાહ્યા પુરુષો કહે છે કે અસ્ત્રાની તીક્ષ્ણ ધાર ઉપરથી જવુ જેવુ મુશ્કેલ છે તેવુ જ આ વિકટ માર્ગે જવુ કઠણ છે )

---

# દાનત તેવી બરકત

એક દયાળુ શેઠને એક દિવસે ખબર પડી કે, તેનો એક જૂનો ઓળખીતો કટ્રાક્ટર ધધાની મદીને લીધે ખૂબ મુશ્કેલીમા આવી પડ્યો છે તેથી તેણે કટ્રાક્ટરને બોલાવીને કહ્યુ 'મારે એક મકાન બાધવુ છે એ બાધવાનુ કામ તને સોપુ છુ થોડા વખત માટે હુ કામ અગે પરદેશ જઈશ ત્યાથી આવુ એટલે મકાન તૈયાર થઈ જવુ જોઈએ.

કટ્રાક્ટરે તો બીજે દિવસે કામ શરૂ કરી દીધુ પણ તેને મનમા થયુ કે જો હુ મોઘી વસ્તુઓ વાપરવાને બદલે સસ્તી વસ્તુઓ વાપરુ તો શેઠ ક્યા જોવા આવવાનો છે? શેઠ તો ઘર તૂટી પડશે તો બીજુ બાધશે' એમ વિચાર કરી તેણે સસ્તો અને રદ્દી માલ છૂટથી વાપર્યો બહારથી તો ઘર ખૂબ સુદર દેખાતુ હતુ પણ લાબો વખત ટકે એવુ એનુ અદરથી બાધકામ ન હતુ પરતુ તે કોઈની નજરે ચડે એમ હતુ નહી

થોડા વખત પછી શેઠ પરદેશથી આવ્યો મકાનની સુદર બાધણી જોઈને એ ખુશ થયો અને બોલ્યો 'તારા પિતાશ્રી એ મારા પિતાશ્રીના બાળપણના સાથી હતા મારા પિતાશ્રીએ એક વર મને કહ્યુ હતુ કે તમને રહેવા થાય એવુ એક મકાન બાધી આપજે તેથી આ જ મકાન હુ તમને ભેટ આપુ છુ આજે જ તમે કુટુમ્બ સહિત એમા રહેવા આવી જાઓ'

એ સાભળીને બિચારો કટ્રાક્ટર તો આભો જ બની ગયો!



# સરદારશ્રીની વાણી



સંકલનકર્તા મુ૦ ક૦

એકલી શ્રદ્ધાથી શું થાય ? શક્તિ વિનાની શ્રદ્ધા નકામી કોઈ પણ મહાન કાર્ય પાર પાડવામાં શ્રદ્ધા અને શક્તિ બન્નેની આવશ્યકતા છે

o * o

પક્ષ એકબીજાના કાર્યને તોડી પાડવામાં પોતાની બુદ્ધિ ને શક્તિનો ઉપયોગ કરે તો દેશના કમભાગ્ય જ ગણાય

o * o

નેતાપણું સેવામાં રહેલું છે

o * o

હું કાંઈ આગેવાન નથી, હું તો એક સિપાઈ છું

o * o

દુરાગ્રહીના મતને લાચારીથી કબૂલ કરી લેવો એમાં પ્રજા ચડવાની નથી, પણ જરૂર પછડાવાની છે

o * o

રાષ્ટ્ર-સ્વમાન જાળવવા માટે અને રાષ્ટ્રીય હકનું રક્ષણ કરવા માટે શાંત અને શાંતિપ્રિય મનુષ્યને ન છાજે એવું આપણે કશું જ નહીં કરીએ

o * o

પશ્ચિમનો સુધારો હિંદુસ્તાનમાં દાખલ કરવાનું ઇચ્છનારાઓની પાસે તે સુધારાને પચાવવાની શી સામગ્રી છે ? હિંદુસ્તાન એ સુધારાની પાછળ દોડતાં હમેશાં પાછળ જ રહેવાનું તે આ ભૂમિને અનુકૂળ જ નથી આત્મબળને પૂજનાર હિંદુસ્તાન એ શેતાનના તેજમાં કોઈ દિવસ તણાવાનું નથી

o * o

એક ઇમારત ચણનાર કડિયો જેમ તેના પ્લાન રચનાર ઇજનેરના જેટલી શક્તિ હોવાનો દાવો કરતો નથી, છતાં તે પ્લાન પ્રમાણે ઇમારત પૂરી કરવામાં મુશ્કેલી જોતો નથી, તેમ ગાંધીજીના અનુયાયીઓ જો તેમનો ઘડેલો સ્વરાજની ઇમારતનો પ્લાન બરાબર સમજી ગયા હશે તો તે મુજબ ઇમારતનું કામ આગળ ચલાવતાં મૂંઝાશે નહીં

o * o

માત્ર ભરોસાથી જ મારે જોખમભરેલી પ્રવૃત્તિ ઉપાડવી એમાં અવિચારીપણું હોય એવો ભાસ આવે છે

o x o

પ્રજાગતને કૂંધી નાખવામાં મદદ કરવી એમાં હું કાયરતા સિવાય બીજું કાંઈ જોતો નથી

o * o

થોડાક હઠીલાઓને – પછી તે ભલેને દેશના મહા આગેવાન હોય-પોતાનું ધાર્યું કરવા દેવાની સગવડ કરી આપી, ગાંઠ પાડવા ખાતર જેઓ પોતાના નિશ્ચયને છોડી દે છે, અને બીજા પાસે છોડાવવાનો આગ્રહ કરે છે, તેઓને પોતાના કૃત્યથી દેશને થતા પારાવાર નુકસાનનો ખ્યાલ નથી

સાઈભાઈ પટેલ

ઇશુ સૂબાની સમક્ષ ઊભો, અને સૂબાએ તેને પૂછ્યુ, 'તુ યહૂદીઓનો રાજા છે?'

ઇશુએ તેને કહ્યુ 'તમે (એમ) કહો છો'

જ્યારે યાજકો અને પટેલિયાઓએ તેની ઉપર આરોપ મૂક્યો, ત્યારે તેણે કશો ઉત્તર આપ્યો નહિ

ત્યારે પિલાતે તેને કહ્યુ 'તારી સામે તેઓ કેટલી બધી વાતો રજૂ કરે છે તે તુ સાભળતો નથી?' પણ તેણે એક શબ્દેય કહ્યો નહિ એ એટલે સુધી શાન્ત રહ્યા કે સૂબાને આશ્ચર્ય થયુ

હવે પાસ્ખાના પર્વ પર લોકો જે એક કેદી છોડવાની માગણી કરે તેને સૂબો છોડતો (છોડવનો રિવાજ હતો), અને તે વખતે બારાબાસ નામે એક વિખ્યાત ડાકૂ કેદી હતો તેથી જ્યારે તેઓ ભેગા થયા ત્યારે પિલાતે તેઓને પૂછ્યુ 'હુ કોને છોડુ એમ તમે ઇચ્છો છો? બારાબાસને છોડુ કે જે ખ્રિસ્ત કહેવાય છે તે ઇશુને છોડુ? (તેને ખબર હતી કે તેઓએ ઇશુની સુપરત તેને કરી હતી તે માત્ર દ્વેષથી જ કરી હતી)'

જ્યારે તે ન્યાય કરવા બેઠો ત્યારે તેની સ્ત્રીએ તેને બોલાવીને કહ્યુ 'એ સત્યનિષ્ઠ માણસની બાબતમાં કઇ કરતા ના કારણ કે એની બાબતના સ્વપ્નમા મને ઘણું દુ ખ થયુ છે' પણ યાજકો અને પટેલિયાએ એ લોકોને સમજાવ્યા કે તમે બારાબાસની માગણી કરો અને ઇશુનો નાશ થવા દો

સૂબાએ તેમને ફરી પૂછ્યુ 'બોલો કોને છોડી મૂકુ એમ તમે ઇચ્છો છો?'

તેમણે કહ્યુ 'બારાબાસને'

પિલાતે તેમને ફરી પૂછ્યુ 'ત્યારે જે ખ્રિસ્તને નામે ઓળખાય છે તે ઇશુને હુ શુ કરુ?'

તે બધાએ (એકે અવાજે) તેને કહ્યુ 'તેને વધસ્તભ પર ચડવા દો'

એટલે સૂબાએ પૂછ્યુ 'શા માટે? એણે શુ પાપ કર્યુ છે?' પણ એ સાભળીને તો લોકો વધારે જોરથી બોલી ઊઠ્યા

'એને વધસ્તભ પર ચડવા દો'

જ્યારે પિલાતે જોયુ કે મારુ કઈ ચાલતુ નથી પણ ગરબડ મચી ગઈ છે ત્યારે તેણે પાણી લીધુ અને લોકોના ટોળા સમક્ષ હાથ ધોઈ નાખ્યા અને કહ્યુ 'આ સત્યશીલ પુરુષનુ લોહી રેડવાની બાબતમાં હુ નિર્દોષ છુ તમે તમારે જોઈ લો (કરવુ હોય તે કરો)'

ત્યારે બધા બોલી ઊઠ્યા 'એનુ લોહી અમારે માથે અને અમારા છોકરાને માથે' એટલે બારાબાસને છોડ્યો અને તેણે ભગવાન ઇશુને વધસ્તભ પર ચડાવવા માટે લોકોને સોપી દીધે

બૌદ્ધધર્મની કથાઓ : [અનુ૦ પૃ૦ ૨૮૬થી ચાલુ]

કહ્યું : "ભન્તે ! મેં આપને લાકડાં આપ્યાં તેનું આ ફળ છે !" ભિક્ષુ બોલ્યો : "ભાઈ, તું કેમણું જા. હું પણ ત્યાં થોડી વારમાં આવું છું." મુનીમ બોલ્યો : "ભન્તે ! મને કંઈ સજા થાય એ પહેલાં આવી પહોંચજો."

આયુષ્માન ધનિય કુમ્ભકારપુત્ર રાજા શ્રેણિક બિંબિસારના દરબારમાં આવ્યો. રાજાએ એનો યોગ્ય આદર કર્યો અને પછી પૂછ્યું : "ભન્તે ! નગરના આપત્કાળ માટે રખાયેલા લાકડા લઈ જવાની મેં આપને રજા આપી હતી એ વાત સત્ય છે?"

ધનિયે કહ્યું : "હા, મહારાજ."

રાજા બોલ્યો - "ભન્તે ! રાજા તરીકે અમને ઘણાં કામો કરવાનાં હોય છે, એટલે ઘણી વાત ભૂલી પણ જઈએ છીએ. તો ભન્તે ! આપ મને આ વાતનું સ્મરણ કરાવવા કૃપા કરશો તો મને બરાબર સમજ પડે."

ધનિય બોલ્યો "મહારાજ ! તારો જ્યારે રાજ્યાભિષેક થયો ત્યારે તેં જે કહ્યું હતું એનું તને સ્મરણ છે ખરું ? તેં કહ્યું હતું કે, શ્રમણ અને બ્રાહ્મણ માટે તૃણ, કાષ્ઠ અને પાણી આપી દીધાં છે."

રાજાએ કહ્યું : "ભન્તે ! મને એનું બરાબર સ્મરણ છે. પણ ભન્તે ! શ્રમણ અને બ્રાહ્મણ ઘણુ કરીને વનોમા રહે છે, વિવેકી અને વ્રતધારી હોય છે, નાની નાની બાબતોમાં પણ તેમને ઘણી વાર મુશ્કેલી અનુભવવી પડે છે. એટલે એ વાત લક્ષમાં રાખીને મેં એમ કહ્યું હતુ. અરણ્યનાં તૃણ, લાકડાં, પાણી વગેરેનો સ્વામી રાજા જ હોય છે એટલે મેં એ આજ્ઞા આપી હતી. એ વચનનો આવો દુરુપયોગ કરી નગરના આપત્કાળ માટે રાખેલાં લાકડાં આપ લઈ જાઓ, એ ખરેખર ખેદજનક છે ! મારે તો ન્યાય કરવો જ રહ્યો. પણ હું તો ગૃહસ્થ છુ; આપ જેવા શ્રમણ કે બ્રાહ્મણોને હુ શી રીતે સજા કરી શકું ? આપને હું મુક્ત કરું છું, પણ ફરીથી આવું ન થાય એ જોજો."

રાજગૃહના નગરજનોમાં આ વાતની ભારે ચર્ચા થવા લાગી "આ શાક્યપુત્રીય શ્રમણ બેશરમ છે. પોતાને ધર્મચારી, બ્રહ્મચારી, સત્યવાદી, કલ્યાણમિત્ર કહેવડાવે છે અને આવુ અયોગ્ય કામ કરે છે ! બળ્યું એમનું શ્રામણ્ય અને ધિક્ એમનું બ્રાહ્મણ્ય ! રાજા જેવા રાજાને છેતરે તો પછી આપણને છેતરતાં કેટલી વાર ?"

બધા ભિક્ષુઓએ આ વાત ભગવાન બુદ્ધને કહી. ભગવાનને એ સાંભળીને ખેદ થયો. આયુષ્માન ધનિયને બોલાવી ભગવાન બોલ્યા : "ભિક્ષુઓ ! આવા કૃત્યથી મનુષ્ય હણાય છે. એનું શ્રામણ્ય ભ્રષ્ટ થાય છે. અપ્રસન્નોને પ્રસન્ન કરવામાં અને પ્રસન્નોની શ્રદ્ધા વધારવામાં એ નિષ્ફળ જાય છે. આજથી ભિક્ષુઓ ! હું આ નિયમ કરું છું :-

'જો કોઈ ભિક્ષુ ગામમાં કે અરણ્યમાં ન આપેલી વસ્તુનો સંગ્રહ કરે એ અચૌર્યવ્રતથી ભ્રષ્ટ થયો, શ્રમણ જીવનથી પરાજિત થયો; એ ભિક્ષુસંઘમાં ન રહે.'"

"સંયતસ્સ ચ ધમ્મજીવિતો
અપ્પમત્તસ્સ યસોભિવડ્ઢતિ ॥"

— વિનય પારાજિક

(સંયત, ધર્મજીવી અને અપ્રમત્ત માણસના યશમાં વૃદ્ધિ થાય છે.)



# રવીન્દ્ર મનન

કાકા કાલેલકર



પ્રાચીન આર્યોએ બાહ્ય જગતનું નિરીક્ષણ કરીને બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો અને હૃદયમાં અંતરીન આત્મ-તત્ત્વને ઓળખ્યું બાહ્ય જગતનું નિરીક્ષણ અને અંતરાત્માનું ધ્યાન કરીને જ્યારે તેઓ સમજી ગયા કે બંનેનું પરમ તત્ત્વ એક જ છે, ત્યારે તેઓના આનંદને કોઈ સીમા ન રહી આત્મા અને બ્રહ્મ એક જ છે બાહ્ય જગત અને આંતર જગતમાં કોઈ પ્રકારનો દ્વૈતભાવ નથી બધે એકનું એક જ ભરેલું છે આ વાત જ્યારે તેઓ સમજી ગયા ત્યારે તેમની બધી હૃદય-ગ્રંથિઓ તૂટી ગઈ અને તેઓ નિર્ભય બની ગયા

આર્ય જાતિને આ જ પરમ સાક્ષાત્કાર થયો તે દરેક વ્યક્તિએ પોતપોતાની ભિન્ન ભિન્ન સાધનાઓ દ્વારા પોતાના જીવનમાં ઉતારવો જોઈએ જેને સાચો આનંદ પ્રાપ્ત થયો તેણે એને કોઈને કોઈ રૂપમાં વ્યક્ત કર્યો જ છે જે સંગીત આ જગતમાં ભરેલું છે તે જ મારા હૃદયમાં ગુંજી રહ્યું છે વિશ્વ-સંગીત અને હૃદય-સંગીત વસ્તુતઃ એક જ છે આ વાત જે દિવસે હૃદયમાં ઊતરે છે તે દિવસથી આ જગતમાં ક્યાંય પણ પરાયાપણું રહેતું નથી

પૃથ્વી પર રહેનારા માનવીને તરલ જળ ચંચળ પવન પ્રજ્વલિત તેજ અને વિશ્વ વ્યાપી આકાશ વ્યાપકતાની દીક્ષા આપે છે જ્યારે 'સર્વ મહાભૂતોમાં પોતાની જ વિભૂતિ વ્યક્ત થાય છે,' ત્યારે અંદરથી જે સહજ અદ્વૈતાનંદ સ્ફુરવા લાગે છે તે પંચપ્રાણોને ઉલ્લસિત કરે છે અને આખા વિશ્વ સાથે પોતાનો સંબંધ મીઠો કરી મૂકે છે ઈશ્વર સર્વત્ર છે તેની સહજ જાગૃતિ સ્થિર થાય છે અને પોતાનાં બધાં કર્મોમાં એક ઈશ્વરનો જ જયજયકાર થતો રહે છે

આ અનુભૂતિની ભૂણ-તરસ નીચેના ગીતમાં વ્યક્ત થઈ છે

જગત જુડે ઉદાર સુરે આનંદ-ગાન બાજે—
સે ગાન કબે ગભીર રબે બાજિબે હિયા માઝે
બાતાસ જલ આકાશ આલો
સબારે કબે બાસિબ ભાલો
હૃદય-સભા જુડિયા તારા
બસિબે નાના સાજે
નયન દુટિ મેલિલે કબે પરાણ હબે ખુશિ
જે પથ દિયા ચલિયા જાબો સબારે જાબો તુષિ
રયેછો તુમિ એ કથા કબે
જીવન માઝે સહજ હબે
આપનિ કબે તોમારિ નામ
ધ્વનિબે સબ કાજે!

જે આનંદગાન ઉદાર સ્વરથી આ જગતને ભરીને ગુંજે છે, તે ગાન ગંભીર સ્વરોમાં મારા હૃદયમાં ક્યારે ગુંજવા લાગશે? પવન, પાણી આકાશ, પ્રકાશ એ સૌની તરફ મને ક્યારે પ્રેમ થશે? અને એ બધા ભિન્ન ભિન્ન રૂપોમાં સુસજ્જિત થઈને મારી હૃદય-સભામાં ક્યારે વિરાજશે? અને આંખોએ

આ બધી શોભા જોઈને મારો પ્રાણ ક્યારે પ્રસન્ન થશે ?

આ પ્રકારનો સાક્ષાત્કાર જ્યારે થશે ત્યારે હું જે રસ્તે પ્રસંગવશાત્ જઈશ તે રસ્તા પર મળનારાં સૌને સંતુષ્ટ કરતો જ જઈશ

સર્વત્ર, સર્વદા, અખંડ તું છે, એ વસ્તુ મારા જીવનમા બિલકુલ સ્વાભાવિક ક્યારે થશે ? અને મારા બધાં કામોમા તારું નામ પોતાની મેળે જ ક્યારે ગુંજવા લાગશે ?

હે પ્રભુ, આ પ્રકારનો આંતર – બાહ્ય સાક્ષાત્કાર ક્યારે થશે ?

---

## ક્ષમા અને શાંતિ

મતભેદ કે એકાદી સામાન્ય ઘટનાને પ્રસંગે અશાંત ની પોતાનું ચિત્ત બગાડવું અને સામાનાયે ચિત્તને વિક્ષેપ રવો તે તદ્દન અવિચારીપણું છે. અને તેમા તત્ત્વ શું તો વળ એ જ ને કે આપણો આગ્રહ બીજાએ કબૂલ રાખવો ? આપણી હઠ કે આગ્રહી બુદ્ધિથી આપણે જ બધું બગાડીએ છીએ. હું તો કહુ છું કે પોતા વિષે માણસે જોઈએ તો અતિ-આગ્રહી અને નિષ્ઠુર બનવુ, પરંતુ સામાનો ગમે તેવો ભારે દોષ હોય તોપણ તેને વિષે આપણે શક્ય તેટલી શાંતિ અને ક્ષમાવૃત્તિ ધારણ કરવી. આપણે હમેશાં આથી ઊલટા વર્તીએ છીએ બીજાના નાના દોષને આપણે ઘણો મોટો સમજીએ છીએ અને પોતાના ગમે તેટલા મોટા દોષને આપણે અલ્પ સમજીને વર્તીએ છીએ આપણી એકાદ વાત સાચી હોય તોયે આપણે તે એ રીતે આગ્રહથી કહેવી જોઈએ એવુ નથી. એ રીતે તે કહેવાઈ ન હોય તો તેને લઇને શું મોટુ નુકસાન થઈ જવાનુ હતું ? આવી ક્ષુદ્ર બાબતો ઉઘાડી ન પડે તોયે કોઇનુંયે કશું જ નુકસાન થવાનું નથી. માટે બધી નાની મોટી બાબતો ખુલ્લી કરવી જ જોઇએ એમ કદી સમજવું નહીં અને તે માટે આગ્રહ પણ રાખવો નહીં. જેથી ખરેખર કોઈનું કશુંયે નુકસાન થતું ન હોય – થવાનો સંભવ ન હોય એવા પ્રસંગે બીજાનું કહેવું શાંતિપૂર્વક સાંભળી લેવું જોઇએ. આવે વખતે ક્ષમા કે ઉપેક્ષાવૃત્તિ રાખવી જોઈએ. કયે વખતે કયા પ્રકારનું આચરણ કરવું એ જો તે પ્રસંગે જ સમજાય નહીં અને આચરણ કરતાં આવડે નહીં તો સારા વાચનનો અને સાંભળવાનો શો ઉપયોગ ?

— શ્રી કેદારનાથજી




## દરબારશ્રી ગોપાળદાસભાઈ

મુકુલભાઈ

દરબારશ્રીનું સ્મરણ કરતાં રઘુકુળ માટે 'રઘુવંશ'માં કવિકુલગુરુ કાલિદાસે ઉચ્ચારેલી 'ત્યાગાય સંભૃતાર્થાનામ્' ત્યાગ માટે જ જેઓ સંગ્રહ કરતા એ ઉક્તિ યાદ આવે છે. જે સમયે બીજા રાજવીઓ મદાંધ બની પ્રજાને કચડી નાખવામાં અને અમીરી સલ્તનતને કદમબોસી કરવામાં જીવનની ધન્યતા માનતા હતા, તે સમયે ઢસા-રાયસાંકળીની જાગીરીની ત્રીસ હજાર ઉપરાંતની વાર્ષિક આવકનો ધર્મને ખાતર ત્યાગ કરી દરબારશ્રીએ અલૌકિક હિંમત દર્શાવી અને દેશની સેવા ખાતર ફકીરી ધારણ કરી.

છેલ્લાં પંદર વર્ષથી સૌરાષ્ટ્ર કૉંગ્રેસના પ્રમુખપદેથી સૌરાષ્ટ્રની સતત સેવા કરનાર દરબારશ્રીના હૃદય બંધ પડી જવાથી થયેલા અણધાર્યા અવસાનથી સૌરાષ્ટ્ર-ગુજરાતભરમાં શોકની ઘેરી છાયા પ્રસરી ગઈ. તા. ૫મી ડીસેમ્બરે વહેલી સવારે શ્રી ઠેબરભાઈ જામનગરથી આવી સીધા જ તેમને મળવા આવ્યા હતા. થોડી વાર પછી ભક્તિબાએ દરબારશ્રીને કહ્યું 'ઠેબરભાઈને કાં વધુ ઉજાગરો કરાવો છો?' એ સાંભળી દરબારશ્રી હસતા હસતા બોલ્યા 'સાચી વાત. તમે આખી રાત ઉજાગરો કર્યો છે ઘેર જઈને થોડો આરામ કરો.' ઠેબરભાઈ ગયા અને દરબારશ્રી ભક્તિબાને કહે 'મને જરા મૂંઝારો થાય છે!' પછી તરત બોલ્યા 'હવે મને સારું છે' એમ કહીને ખૂબ શાંતિથી સૂતા અને પછી જાગ્યા જ નહિ!

શ્રી ગોપાળદાસભાઈનો સંબંધ સરદાર વલ્લભભાઈ સાથે ખૂબ નિકટનો હતો. સરદારશ્રી જેવા અનુભવી અને લોખંડી પુરુષને બાપુજીનું શિષ્યત્વ સ્વીકારી તેમને દઢતાથી અનુસરતા જોઈને દરબારશ્રી પણ બાપુજી તરફ આકર્ષાયા હતા. છેવટે જ્યારે બાપુજી વડતાલ આવ્યા ત્યારે ગોપાળદાસભાઈ તેમની મુલાકાતે ગયા અને ગાંધીજીના રંગે પૂરેપૂરા રંગાઈ ગયા. બાપુજીએ પણ તેમને સાબરમતી આશ્રમમાં આવવા નિમંત્રણ આપ્યું.

એવામાં ખેડા જિલ્લામાં સત્યાગ્રહની લડત શરૂ થઈ. ગોપાળદાસભાઈ પૂજ્ય અબ્બાસ સાહેબની સરકારી નોંધે એક સૈનિક તરીકે જોડાયા. તે જ વખતે મુંબઈના ગવર્નર કાઠિયાવાડની મુલાકાતે આવવાના હતા. દરબાર સાહેબને કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટે ગવર્નરને સત્કારવા બોલાવ્યા પરંતુ સાચા

અનિકથી સત્યાગ્રહની લડત છોડીને શી રીતે જવાય ? જાય તો પોતાનો ધર્મ ચૂકે. પરિણામે સરકારે તેમની જાગીરીની જપ્તી કરી.

આમ દરબારશ્રી નાનકડી જાગીરીના રાજવી મટી ગયા, પણ તેમણે સૌરાષ્ટ્ર-ગુજરાતનાં લોકોનાં મનને જીતી લીધાં. બાપુજીનાં રચનાત્મક કાર્યોમાં તેમણે યથાશક્તિ ફાળો આપ્યો.

દરબારશ્રીમાં સાચા સૈનિકના જેવી ઋજુતા હતી. સરદારશ્રી જે કહે તે માનવા તેઓ તત્પર જ રહેતા. હરિપુરા કૉંગ્રેસ વેળાનો પ્રસંગ છે. દરબારશ્રી હરિપુરા કૉંગ્રેસના સ્વાગત પ્રમુખ હતા. છેલ્લાં પચાસ વર્ષમાં દરેક સ્વાગત પ્રમુખે લાંબાં વ્યાખ્યાનો આપ્યાં હતાં પરંતુ દરબારશ્રીએ તો પંદરેક લીટીનું જ નાનકડું વ્યાખ્યાન આપ્યું. તેઓ શરૂઆતમાં બોલ્યા : "મારે કશું જ નથી બોલવું. એટલું જ કે હું સરદારનો સૈનિક છું અને એમનો હુકમ ઉઠાવવા આ કૉંગ્રેસનો સ્વાગત પ્રમુખ થયો છું".

દરબારશ્રી સ્ત્રી-કેળવણીમા ખૂબ જ રસ લેતા. સાંકળી જેવા નાના ગામમા તેમણે કન્યાશાળા શરૂ કરવાની પહેલ કરી હતી. પણ તે જમાનામાં કન્યાઓને શાળાએ મોકલવા કોઈ તૈયાર ન થાય. કન્યાઓની સંખ્યા ખૂબ જ ઓછી રહેવા લાગી. એટલે દરબારશ્રીએ ઉપવાસ આદર્યા અને ત્રીજે દિવસે તો કન્યાઓની સંખ્યા ખૂબ વધી ગઈ. આમ દરબારશ્રીને સ્ત્રી-કેળવણી માટે ખૂબ જ પ્રેમ હતો. તેમના રાજ્યની સ્ત્રીઓ પણ દરબારશ્રીને પોતાના વડીલ જેવા ગણતી. જ્યારે દરબારશ્રી બાપુજી પાસે રહેવા જવા લાગ્યા ત્યારે એમની બધી પ્રજા એમને જવા દેવા તૈયાર ન હતી ઢસાની સ્ત્રીઓ તો પોકેપોક રડી હતી! દરબારશ્રી સ્ત્રીઓના રાસ માટે ખૂબ ગૌરવ લેતા. એક વાર અમે દરબારશ્રીને મળવા ગયા હતા, ત્યારે દરબારશ્રી વાત નીકળતાં કહે, "સૌરાષ્ટ્રમાં આવ્યા છો તો અહીંના રાસ બરાબર જોજો અને તેનો અભ્યાસ કરજો. અહીંની બહેનોનો બુલંદ અને મધુર અવાજ તેમ જ પગના થડકાર ગુજરાતમાં ક્યાંય જોવા ન મળે." આમ સ્ત્રી-પ્રવૃત્તિનાં સાંસ્કૃતિક તેમ જ શૈક્ષણિક ક્ષેત્રોમાં દરબારશ્રી માર્ગદર્શકરૂપ હતા.

બાપુજીના રંગે રંગાયેલા દરબારશ્રી હરિજન-પ્રવૃત્તિમાં પણ ખૂબ રસ લેતા. સૌરાષ્ટ્રનાં હરિજનોની બીજી પરિષદ તેમણે ઢસામાં ભરી હતી. અને એક વખત તો દરબારશ્રીએ પોતાનાં ગળાનાં ઘરેણાં પણ હરિજનો માટે ઉતારી આપેલાં.

દરબારશ્રીના સહકારથી સૌરાષ્ટ્રનું જાહેર જીવન સમૃદ્ધ બન્યું હતું. દરબારશ્રીની ખોટ સૌરાષ્ટ્રના સેવકોને વસમી ગણાય. રાજકોટનું એમનું નિવાસસ્થાન સૌ સેવકોને આશ્વાસનના ધામસમું હતું. દરબારશ્રી અને ભક્તિબા એ બંનેની જોડી જ્યાં આવીને હાજર થાય ત્યાં બધે મંગળતા પ્રસરી જતી અને સૌ કોઈ એમની શીળી છાયા તળે છુટકારાનો દમ અનુભવતા. આજે દરબારશ્રી વિનાના ભક્તિબાનો વિચાર કરતાં હૃદય દ્રવી ઊઠે છે! જે દિવસે દરબારશ્રી ગયા ત્યારે સૌને મુખેથી એક જ વાત નીકળતી: "ભક્તિબા આજે એકલાં પડી ગયાં!"

ખરેખર, ભક્તિબાએ દરબારશ્રીના જીવનને ખૂબ જ ઉન્નત કર્યું હતું. ભક્તિબા અને દરબારશ્રી જેવું ત્યાગી, સેવાભાવી, ભક્તિપ્રદ અને મંગળમય દાંપત્ય જીવન વિરલ જ હોય. સુસંસ્કારી ભક્તિબાએ દરબારશ્રીના જીવનમાં અમૂલ્ય ફાળો આપ્યો છે. દરબારશ્રીને સુપથે દોરવા ભક્તિબા પ્રેમભર્યો માર્ગ જ.... [અનુસંધાન પૃ૦ ૩૦૨]

# પંજાબના સંતકવિ ★

ગુરુદયાલ મલ્લિકજી

ભાઈ વીર સિંગ ગઇ તા. ૫મી ડિસેમ્બરે ૮૦મા વર્ષમા પ્રવેશ્યા તે આધુનિક પંજાબી કવિતા-સાહિત્યના નામાંકિત અને આદરપાત્ર પિતા ગણાય છે તેમણે છેલ્લી અડધી સદી દરમિયાન પંજાબના સાહિત્યને ખૂબ સમૃદ્ધ બનાવ્યુ છે કારણ કે, પંજાબના લોકો—ખાસ કરીને શીખો–ઉપર તેમનો ભારે પ્રભાવ પડ્યો છે અને તેઓમા તેમણે પ્રેરણા અને ચેતનાનુ સિંચન કર્યું છે.

ભાઈ સાહિબ વીર સિંગના વડીલો તેઓની સાધુતા તેમ જ વિદ્વત્તા માટે ઊંચુ સ્થાન પામ્યા છે અને તેઓએ લોકોનો પ્રેમ પણ સંપાદન કર્યો છે તેથી વડીલાનુસાર ભાઈ સાહિબ પ્રથમ સંત અને પછી કવિ કહી શકાય એમની જીવન-ફિલસૂફી પ્રભુના અસ્તિત્વમા સંપૂર્ણ અને પર્યાપ્ત શ્રદ્ધા તેમ જ પ્રભુના સતત અને હાર્દિક નામસ્મરણમા પરિણમે છે.—

"પ્રભુના વિચારો મારામા સર્વત્ર વ્યાપેલા છે, અને એનુ નામ ઊર્મિના સેંકડો તરંગો-રૂપી જીભ પર રમી રહ્યુ છે. એના નામને હું સર્વદા અનુસરીશ જે હાથે મને ઉપરથી આ ભૂમિ પર અવતાર્યો છે, તે જ હાથમા માર્ગદર્શક પ્રકાશની દોરી પણ છે એ હાથ તો મારા પ્રભુનો છે. આજે હુ કમલપત્ર પર રમી રહ્યો છુ, આવતી કાલે હું એની સાથે હોઈશ. કમલપત્ર પર ઝાકળબિંદુની માફક મને તે નીચે અવતારે છે અને તે જ મને પોતાની પાસે ઉપાડી લે છે

"તારા પ્રેમના સૌન્દર્યના શાશ્વત આનંદને તારે અનુભવવો હોય તો જે સત્ય છે,તેને જો; પડછાયાની પાછળ ન પડ"

ભાઈ સાહિબે અમૃતસર મુકામેથી ૧૮૯૧મા મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી (અમૃતસરમા જ તેમનો જન્મ ૧૮૭૨મા થયો હતો) ૧૯૦૦મા તેમણે પોતાની કવિતા પ્રસિદ્ધ કરવા માંડી તેમના પ્રારંભના કાવ્યો ગુરુઓ પ્રત્યે પ્રેમ અને ભક્તિ દર્શાવતા ઊર્મિ ગીતો છે ૧૯૦૫મા તેમણે 'રાણા સુરત સિંગ' નામનુ લાંબુ કાવ્ય પ્રસિદ્ધ કર્યું તે ૧૪૦૦૦ લીટીનુ રહસ્યપૂર્ણ કાવ્ય છે અને પરમાત્માની ખોજ માટે આત્માના પુરુષાર્થને તે વ્યક્ત કરે છે. એમને મન કુદરત એ 'દિવ્ય તત્ત્વનુ બાહ્ય સ્વરૂપ' સમાન છે 'ડુગ્કે' (ઝાકળબિંદુ) નામના કાવ્યસંગ્રહમા તેમણે ફારસી 'રૂબાઈ'ને મળતી આવતી 'તુરાઇ' કાવ્યરચનામા ટૂંકા કાવ્યો છે. એમના લાંબા કાવ્યોમા 'પ્રેમ અને વિદ્વતા' એ કાવ્ય જાણીતુ છે. એમા બુલબુલ અને યાત્રિક વચ્ચે સંવાદ યોજ્યો છે અને એ દ્વારા કવિએ સ્વતંત્રતાની પોતાની ભાવના વ્યક્ત કરી છે 'પ્રીત વીણા' નામના કાવ્યમા પરમાત્મા સાથે આત્માના મિલનનુ વસ્તુ લેવામા આવ્યુ છે.

આ સંતકવિએ ઉચ્ચ પ્રકારનુ ગદ્ય-સાહિત્ય પણ આપ્યુ છે. 'બાબા નઉધ સિંગ'મા જગતના ધોંધાટભર્યા ધમાલિયા વાતાવરણથી અલિપ્ત અને પ્રકૃતિની સાથે સામંજસ્ય સ્થાપે એવા ગ્રામ જીવનનુ વર્ણન છે. 'સુંદરી', 'સતવંત કુવર,' 'વિજય સિંગ'મા પણ નૈસર્ગિક ગ્રામ જીવનનુ નિરૂપણ છે 'કલગીધર ચમત્કાર' અને 'ગુરુ નાનક ચમત્કાર' એ શીખ ગુરુઓના ગણનાપાત્ર ચરિત્રો છે 'ગુરુ પ્રતાપ સુરજ ગ્રંથ' એ શીખ ગુરુઓનો

ઉત્તમ ઇતિહાસ છે એમના આ સર્વ સર્જનોને લીધે પંજાબી ભાષા જે આજ લગી ફારસી આલંકારિક ભાષામાં આબદ્ધ હતી તે મુક્ત થઈ શકી

ભાઈ વીર સિંગે 'મુખ્ય ખાલસા દીવાન' નામે ઓળખાતા શીખોના સંઘમાં સારું કામ કર્યું છે અમૃતસરમાં આવેલ ખાલસા કૉલેજ, સેંટ્રલ શીખ અશક્તાશ્રમ, અંધ શાળા, હોમિયોપેથિક હૉસ્પિટલ વગેરે સંસ્થાઓના સંચાલનમાં પોતાની સેવા આપી છે અસ્પૃશ્યતાનિવારણની ચળવળ તેમ જ 'શીખ ગુરુદ્વારા સુધારા બીલ' એમના લખાણોને આભારી છે

આમ, ભાઈ સાહિબે આત્માના જખમોને રુઝાવનારા એમના ગીતોના ગાનથી પ્રભુની ભક્તિ કરી છે અને શારીરિક તેમ જ માનસિક યાતના પામનાર મનુષ્યોના દુખોને તેઓની સેવા કરીને હળવા કર્યા છે

તેમનો સ્વભાવ ખૂબ જ વિનમ્ર છે પરંતુ એમની દિવ્ય પ્રેમની કાંતિ એમને પ્રતિભા અર્પે છે

સ્વ પ્રો પુરણ સિંગે એમના વિશે યોગ્ય જ કહ્યું છે કે –

"ભાઈ વીર સિંગ એ યુગ પ્રવર્તક સતપુરુષ છે એમને હાથે આધુનિક પંજાબી ભાષાનું ઘડતર થયું છે તેમણે નવી શૈલી, નવા છંદો અને નવું રચનાકૌશલ આપ્યાં એમનાં ગીતો હૃદયસ્પર્શી છે અને એમનાં કાવ્યોમાં તેમણે પોતાના આત્માનો આનંદ રેડ્યો છે.. તેઓ એક સાચા પ્રતિભાશીલ સર્જક છે'

પંજાબના એ અગ્રગણ્ય બુઝર્ગ સંત કવિને આપણાં વન્દન હજો

---

બાપુનો પરિવાર (અનુ૦ પૃ૦ ૩૦૦થી ચાલુ)

સેતા દરબારશ્રીને પહેલા દારૂ પીવાની ટેવ હતી ભક્તિબાને એની જાણ થઈ તેથી તેમને ખૂબ દુખ થયું પરંતુ ભક્તિબાએ દરબારશ્રીને કહ્યું "તમારે દારૂ જ પીવો હોય તો પછી હું જ તમને મારે હાથે પાઈશ" ચુસ્ત સ્વામીનારાયણ પંથના ભક્તિબાને હાથે દારૂ પીતા દરબારશ્રી અકળાઈ ગયા અને ભાગ્યવશાત્ એક વાર તેમના ગુરુવર્ય શ્રી મોતીભાઈ અમીન એમને ત્યાં આવ્યા મોતીભાઈના જાણમાં આ વાત આવી તેમણે દરબારશ્રીને પૂછ્યું "તમે કોઈ બૂરી લતે તો નથી ચડી ગયા ને ?" દરબાર સાહેબ મૂંઝાયા ગુરુ આગળ અસત્ય શી રીતે બોલાય ? તેમણે સાચી વાત કહી દીધી આમ ભક્તિબા અને મોતીભાઈના પ્રયત્ને દરબારશ્રી દારૂની બદીમાંથી છૂટ્યા સાચે જ દરબારશ્રીના જીવનમાં ભક્તિબા 'પ્રેમળ જ્યોતિ'સમા ગણી શકાય

પરંતુ દરબારશ્રીના એકેએક સેવા કાર્યમાં સહધર્મચારિણી ભક્તિબાની સ્થિતિ દરબારશ્રી જતાં આજે કેવી થઈ હશે એ તો 'રામબાણ વાગ્યાં હોય તે જાણે !'

ખરેખર, દુખદ પ્રસંગનું ગાંભીર્ય મૌનમાં જ પરિણમે ઊંડા દુખને હૃદયના ભીતરમાં જ સ્થાન મળે દરબારશ્રી જતાં સૌ સ્નેહીજનોએ પોતપોતાની રીતે પોતાના મનની લાગણી વ્યક્ત કરી પરંતુ ભક્તિબા કશું બોલ્યાં? એમની ભાષા તો મૌન જ હોય

આજે બાપુજીને માર્ગે ચાલનારા અને સૌને દોરનારા વડીલજનોમાંથી એક સેવાભાવી ત્યાગવીર આપણને છોડીને ચાલ્યા ગયા ! આ દુખદ પ્રસંગે સરદારશ્રીના શબ્દો આશ્વાસનરૂપ થઈ પડે છે

"ભાઈ ગોપાળદાસનો ત્યાગ ગુજરાતના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાશે હજારો યુવકોના જીવન પર તેમના ત્યાગની છાપ પડશે'

ખ્યા શા બા પુ




# મણકો ૩ જો —અહિંસા

સંકલન કર્તા ચંદુલાલ ભ. પટેલ

આપણે અહિંસાબળ કેળવવા ઇચ્છીએ તો તેને સારુ ધીરજ જોઈશે અને વખત પણ જોઈશે એ કે જો આપણે પોતાનું ખરે ખર રક્ષણ કરવું હોય, અને જગતની પ્રવૃત્તિમાં પોતાનો ફાળો આપવો હોય તો તેને સારુ તલવારત્યાગ પશુબળ ત્યાગ–વિના બીજો કોઈ રસ્તો નથી

જેટલે અંશે એક પ્રજા બીજીને મારે છે તેટલે અંશે કળા નથી વિકસતી, પણ પાખંડ વિકસે છે જેટલે અંશે એક પ્રજા દુઃખ સહન કરે છે મરે છે તેટલે જ અંશે કળાનો વિકાસ થાય છે

મારવાની હિંમત કરતા મરવાની હિંમત વધારે સારી છે ને તેને આખું જગત વખાણે છે દેશને ખાતર માર્યા વિના મરવાની હિંમતની તમારે વિષે હું આશા રાખું છું

જો આપણે કોઈને મારવાના નથી પણ જાતે જ મરતા શીખવું છે તો આપણને તલવાર શાને જોઈએ? તે શાની નિશાની છે? તલવારબળ એ પશુબળ છે

પશ્ચિમનો પશુન્યાય હિંદુસ્તાનને નહિ ભાવે–નહિ સદે એવા ધારો કે હિંદુસ્તાને તે ગ્રહણ કર્યો તો પછી હિંદુસ્તાનમાં મારું રહેવું હું નિરર્થક સમજું છું તે વેળાએ હિમાલયનો એકાંતવાસ મને સ્વર્ગીય લાગે પશુબળનો પ્રયોગ કરવામાં હિંદુસ્તાનને મારો ઉપયોગ નિરર્થક થાય હિંદુસ્તાન પણ તયે સમયે મને આશીર્વાદ આપીને હિમાલય તરફ વળાવે

હિંદુસ્તાનને મારો મુલક ગણી હું અભિમાન ધરાવું છું, કેમકે હું માનું છું કે હિંદુસ્તાન આત્મબળની સર્વોત્તમતા જગતને બતાવવાની શક્તિ ધરાવે છે જ્યારે પશુબળની સર્વોત્તમતાનો સ્વીકાર હિંદુસ્તાન કરશે ત્યારે તેને મારી માતૃભૂમિ કહેવામાં મને હર્ષ ન રહેવો જોઈએ મારા ધર્મને ક્ષેત્રની, ભૂગોળની મર્યાદા નથી એમ મારું માનવું છે દેહરખો કે ક્ષેત્રરખો ધર્મ હું નથી માનતો એમ સિદ્ધ કરવાની મારી શક્તિ હો એવી મારી પ્રભુ પાસે પ્રાર્થના છે

હું મારો નિશ્ચિત અભિપ્રાય ફરી પ્રગટ કરું છું કે બીજા દેશો વિષે ગમે તે વાત સાચી હોય હિંદુસ્તાનમાં તો રાજદ્વારી ખૂનથી દેશને કેવળ હાનિ જ થાય એમ છે સર્વાંશે શાંતિમય માર્ગે સ્વાતંત્ર્ય મેળવ

વાનો જગતે કદી ન જાણેલા એવા મોટા પ્રમાણુવાળો પ્રયોગ જ્યારે ચાલી રહ્યો છે ત્યારે તો આ વાત અનેક ગણી વધારે સાચી છે. સૌ કોઈ જોઈ શકે છે કે એ પ્રયોગે પોતાની યોગ્યતા કદી નહિ ધારેલી એટલી પુરવાર કરી આપી છે, અને તે લગભગ સફળતાની અણી પર આવી પહોંચ્યો છે. હું હિમ્મતભેર કહું છું કે, જો રાજદ્વારી ખૂનો, અને વિચારની હિંસા તથા એથી ઓછી વાણીની અને એથીયે ઓછી વર્તનની હિંસા એ પ્રયોગની આડે ન આવ્યાં હોત, તો હિંદુસ્તાન અત્યાર સુધીમાં સ્વતંત્ર થઈ ગયું હોત.

અહિંસા એ નિર્બળનું નહિ પણ બળવાનનું શસ્ત્ર છે. અહિંસા એટલે ઘાનો પ્રતિકાર નહિ પણ ક્ષમા. ક્ષમા વીરસ્ય ભૂષણમ્. યુધિષ્ઠિરે જ્યારે વિરાટની અપાર પજવણી છતાં તેને ક્ષમા આપી એટલું જ નહિ, પણ મહારાજ યુધિષ્ઠિરનું અપમાન કરી તેમને ઇજા કરવા માટે વિરાટનો વધ કરવા તત્પર થયેલા અર્જુનના ક્રોધની સામે તેની રક્ષા કરી, ત્યારે તેમણે એ ક્ષમા વૃત્તિનું પ્રદર્શન કર્યું.

અહિંસા એ યાંત્રિક ક્રિયા નથી. તે હૃદયનો સુંદરમાં સુંદર ગુણ છે અને સાધનાથી આવે છે. જ્યારે આવે છે ત્યારે તે કુદરતી લાગે છે, કેમકે તે કુદરતી છે; અને એ ગુણ ધરાવનારને એ ગુણની પ્રાપ્તિમાં જરાયે શ્રમ પડ્યો એ વાતનું આશ્ચર્ય થાય છે. આપણામાં રહેલો પશુ કહે છે, ઘા સામે ઘા કરવો એથી વધારે કુદરતી શું હોઈ શકે? આપણામાં રહેલો મનુષ્ય કહે છે, ઘાનો બદલો ક્ષમાથી વાળવો એના કરતાં વધારે કુદરતી વધારે માનુષી શું હોઈ શકે?

હિંદુસ્તાનનું ભાવી પશ્ચિમના રક્તમલિન પંથે નથી—પશ્ચિમ જ એથી કંટાળ્યું છે—પણ સાદા અને પવિત્ર જીવનથી જે શાંતિ મળે છે તે શાંતિવાળા રક્તરહિત પંથે છે.

[હસ્તાક્ષર અને અવનીબાબુના બ્લોક 'કૂલછાબ'ના સૌજન્યથી]

## અનુક્રમણિકા ........................ ૩૦ ડિસેમ્બર ૧૯૫૧

નથવાના ન [અનુસંધાન કવરપેજ બીજાથી ચાલુ]
વિકાર તેમ જ દરરોજ ઉપયોગમાં લેવાતા પદાર્થોના ગુણદોષની એમાં ઋજુ શૈલીમાં સમજ આપી છે આજકાલની પરિસ્થિતિમાં આરોગ્યની શી રીતે રક્ષા થઈ શકે એનો ખ્યાલ આ ગ્રંથને હોય તો આપણા જીવન વ્યવહારમાં સુગમતા આવે છે અને મુશ્કેલીઓનો સામનો કરવાની પણ શક્તિ આપણામાં આવે છે

વિશ્વશાંતિ (અનુવાદિત) પ્ર૦ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ કિ૦ રૂ. ૦-૪-૦, ૧૦૪

બાપુજીના પવિત્ર અને પ્રેરણામય જીવન પ્રસંગોનું આમાં સરળ કવિતામાં આલેખન કરવામાં આવ્યું છે કાકાસાહેબે આ પુસ્તિકાનો આમુખ લખ્યો છે

ભક્ત પ્રહ્‌લાદ (અનુવાદી) પ્ર૦ સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય કિં૦ રૂ. ૦-૪-૦, ૧૦૪

ભક્ત પ્રહ્‌લાદના નીડર સત્યશીલ અને ભક્તિમય ચરિત્રનું આ પુસ્તિકામાં સામાન્ય જનસમાજ સમજી શકે એવી સરળ ભાષામાં આલેખન કર્યું છે

માણેકનો ખ્યાલ પ્ર૦ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય કિં૦ રૂ. ૦ ૦ ૧૦

બાળકોને આનંદ પડે એવી રીતે રમૂજ સાથે શિષ્ટ અને સંસ્કારી વાચન પૂરું પાડે એવી આ નાનકડી પુસ્તિકા દરેક બાળકની પાસે હોવી જ જોઈએ

કામજન્ય દર્દો ને ... હરિપ્રસાદ દ્વિ ... પ્ર૦ ... વિદ્યાભવન અમદાવાદ કિં૦ રૂ. ૦-૮-૦, ૧૦૪

અખિલ હિંદ તબીબી મંડળની મધ્યસ્થ કારોબારીના ઠરાવ મુજબ ગુજરાત તેમ જ સૌરાષ્ટ્ર પ્રાંતિક શાખાની વિજ્ઞાન પ્રચારક સમિતિ તરફથી જાહેર જનતામાં જાગૃતિ ફેલાવવા સામાજિક અને જાહેર તંદુરસ્તી સુધારવાની દૃષ્ટિથી આ નિબંધ મંગાવ્યો છે કામજન્ય દર્દોની વ્યવસ્થા અને અટકાયતની આવશ્યકતા વિશે ડૉ. હરપ્રસાદભાઈએ આ વિષયને તલસ્પર્શી અભ્યાસ કરીને આંકડા સહિત જે વિગતવાર માહિતી આ નાનકડી પુસ્તિકામાં આપી છે એ બદલ તેઓ ધન્યવાદને પાત્ર છે આપણા દેશમાં એ દર્દો ફેલાવવા માટે સામાજિક સંજોગ તેમ જ જનતાની નીતિ-શિથિલતા કેટલો ભયાનક ફાળો આપે છે એનું એમાં તાદૃશ આલેખન કરવામાં આવ્યું છે જાહેર જીવનમાં સ્વાસ્થ્ય અને નીતિનું ધોરણ સ્થાપવા આ પુસ્તિકા ખૂબ ઉપયોગી થઈ પડે એવી છે જનતાની જાહેર સેવા કરનારી દરેક વ્યક્તિએ આ પુસ્તિકા અવશ્ય વાંચવી જોઈએ અને જનતાને એ દર્દોને અટકાવવાનો અને એમાંથી બચવાનો માર્ગ બતાવવો જોઈએ

—મુ૦ ન૦

## "પ્યારાબાપુ"

વાર્ષિક લવાજમ રૂ. ૬ છે પરદેશ માટે શિલિંગ ૧૨ છે તે કાર્યાલયને સરનામે મ. ઑ.થી મોકલવું
પ્રથમ અંકથી જ ગ્રાહક થવું આવશ્યક છે જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી પાછલા અંકો મળશે
લવાજમ મ. ઑ.થી મોકલતાં મ. ઑ.ની કુપન પર પૂરું ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવું
એક અંકના બાર આના મળેથી નમૂનાનો અંક મોકલી અપાશે
'પ્યારાબાપુ' કાર્યાલય, જૂનાગઢ (સૌરાષ્ટ્ર)

પ્રકાશક અને મુદ્રક પ્રીરેન ગાંધી, રૂપાયતન મુદ્રણાલય ગિરિવિહાર કૉલેજ રોડ જૂનાગઢ

# ગ્રંથાવલોકન

**વિવેક અને સાધના:** લે૰ શ્રી. કેદારનાથ; સ૰ પા૰ શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા અને શ્રી. રમણીકલાલ મોદી; પ્ર૰ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, કિ૰ રૂ. ૮-૦-૦; પૃ૰ ૫૦+૩૮૬

આદિકાળથી માનવહૃદયમા એક જ આકાંક્ષા સતત સ્ફુરતી રહી છે "અસતો મા સદ્ ગમય। તમસો મા જ્યોતિર્ગમય। મૃત્યોર્મા અમૃતમ્ ગમય।" માનવમન આત્મા અને પરમાત્મા, જીવન અને મરણ, આદર્શ અને વ્યવહાર, નીતિ અને આધ્યાત્મિકતા, સંસાર અને મોક્ષ, પાપ અને પુણ્ય, જ્ઞાન અને અજ્ઞાન એવા કેટલાય દ્વન્દ્વોથી મૂઝાતુ હોય છે. શુ સત્ય છે અને શુ અસત્ય છે, શું આત્મોન્નતિકર છે અને શુ આત્મઘાતી છે, શુ શ્રેયસ્કર, જનહિતકારી, શાશ્વત છે અને શું પ્રેયસ્કર, અહંકારપોષક અને ક્ષણિક છે એનુ વિવેકયુક્ત વિશ્લેષણ કરી જીવનની સાચી સાધના કરવા માટે માનવાત્મા હંમેશા ઝંખે છે તે જુએ છે કે: "જાનામિ ધર્મમ્ ન ચ મે પ્રવૃત્તિ:। જાનામિ અધર્મમ્ ન ચ મે નિવૃત્તિ.॥" તેથી અંતરમાથી એક જ સૂર સર્વદા ઊઠતા હોય છે: "ગુરુ બિન કૌન બતાવે વાટ!" આવી સાધના-કાળની વ્યાકુળ સ્થિતિમાથી પસાર થનાર માનવી માટે પૂજ્ય કેદારનાથનુ આ પુસ્તક અમૃતગમ બની રહે છે

પૂજ્ય કેદારનાથજી આ પુસ્તકમા દર્શાવેલા ઉદાત્ત અને પ્રેરક વિચારો વિશે કહે છે: 'શ્રદ્ધા અને ભાવિકતાની પરાકાષ્ઠા, તત્ત્વજ્ઞાન અને સંતવચનો પર અનન્ય નિષ્ઠા, ધર્મ, અધ્યાત્મ, ઈશ્વર વગેરેની બાબતમા અપાર આસ્તિકતા, વગેરે બધી ભૂમિકાઓના અનુભવોમાથી અને તે અનુભવો માટે અનેક પ્રકારે સહન કરીને હુ અહીં દર્શાવેલા વિચારો પર આવ્યો છુ આધ્યાત્મિક હેતુને માટે મારે જેમ અજ્ઞાનને કારણે સહન કરવુ પડ્યું તેવી રીતે કોઈને સહન કરવુ ન પડે એ એક ઉદ્દેશ આ બધાં લખાણોની પાછળ મુખ્યત્વે છે ઉદાત્ત હેતુની પાછળ પચાસ વર્ષ સાધનામાં અને પ્રત્યક્ષ સેવા-કાર્યમા ગાળ્યા પછી અને અનેકોનાં જીવન પર તેમની સારી અસર થયેલી દેખાયા પછી જ મેં આ કામ હાથમા લીધુ છે' તેથી આ પુસ્તકમા પૂ૰ નાથજીના સાધના પૂત જીવનનો નિચોડ આવી જાય છે અને એમને વ્યક્ત કરેલી સત્ય પ્રતિ દોરનારી અનુભૂતિ આપણા જીવનને પણ ખરેખર માર્ગદર્શકરૂપ બની રહે છે.

વળી શ્રી કિશોરલાલભાઈએ તેમ જ શ્રી રમણીકલાલભાઈએ પરિશ્રમ ઉઠાવી આ યુગપ્રવર્તક પુસ્તકનું સંપાદન કરી આપણી સમીપ ધર્યું છે એ બદલ એમનો જેટલો આભાર માનીએ એટલો ઓછો જ છે તેઓએ નિવેદનમા યથાર્થ જ કહ્યુ છે કે, 'મૂંઝવણોનો ઉકેલ શોધનારને આ પુસ્તક અતિશય મદદગાર થશે તેની વિચારશક્તિને એ નવીન પ્રેરણા આપશે, તેની બુદ્ધિને સ્વતંત્ર બનાવશે, અને તેના મતવ્યે શોધન કરાવશે. પશુના જેવો જ ઉદર છોકરા ઉછેરવાવાળો, કામાદિ વાસનાઓ ભોગનારો અને તે માટે ધન રળનારો છતા ગૃહસ્થાશ્રમના ધર્મો પર વિમુખ થયેલા ભોગપરાયણ સંસારી ઢંઢોળીને જાગૃત કરે છે'

આ પુસ્તકની બીજી વિશિષ્ટતા એ છે કે, 'સંપાદકોનુ નિવેદન'મા શ્રી કિશોરલાલ ભાઈના લખાણો પર પૂ૰ નાથની કેટલી ઊંડી અસર છે અને તેઓના જીવન-ઘડતરમા પૂ૰ નાથનો કેટલો ફાળો છે તેનું સ્પષ્ટી-

[અનુસંધાન કવરપેજ ત્રીજું]



સૌએ પોતપોતાની ફરજ બજાવી ફળ ઈશ્વરને સોંપી દેવાનું છે.

# આરાધના

ઉદ્ધરેદાત્મનાત્માનમ્

[ગાંધીજી અને ગુરુદેવની જીવનસાધનાનું અનુશીલન કરતું માસિક]





વર્ષ ૪ | ૩૦ જાન્યુઆરી-૧૯૫૨ | અંક ૧૨


## જીવનનો આદર્શ

ગીતાએ એક તરફથી આપણને જીવનનો આદર્શ બતાવ્યો અને બીજી તરફ એ આદર્શ તરફ જતા જતાં જીવન કેવી રીતે વ્યતીત કરવું જોઈએ એ બતાવ્યું અને તે એક વાક્યમાં આ છે:–

'આદર્શને ધ્યાનમાં રાખતાં જે કર્તવ્ય સામે આવે તે યથાર્થ કર્યે જવું, અને ફળની ઇચ્છા ન કરવી'

આવી વિચારશ્રેણીમાંથી ગીતાની ઉત્પત્તિ થઈ છે એમ મને લાગે છે. એ રીતે વર્તતાં જે કોયડાઓ આવી પડે તેનો ઉકેલ થાય છે. તેમાંથી જ મોક્ષનો માર્ગ જડે એમ છે. પ્રવૃત્તિમાત્ર બંધ કરીને બેસી જવું એ વિપરીત વસ્તુના કરવા કરતાં પણ વધારે ખોટું છે એ વિષે મને શંકા નથી. અને તેથી જ ગીતાકારે કહ્યું છે કે, પ્રવૃત્તિમાત્ર અગ્નિની પાછળ ધુમાડાનો દોષ રહ્યો છે તેમ કંઈક દોષથી ખરડાયેલી છે જ. એમ સમજીને મનુષ્ય નમ્ર બને અને પોતાને નસીબે આવેલા કર્તવ્યનું પાલન સેવાભાવથી કરે અને સમજે કે, જે કાંઈ પરિણામ આવશે તેમાં પોતે તો પરમાત્માના હાથમાં નિમિત્તમાત્ર છે.

માણસે તો પોતાથી બને તે બધું કરી છૂટવાનું છે ને ફળને માટે ઈશ્વર પર ભરોસો રાખવાનો છે, કેમ કે જે લોકો જાતે મહેનત કરે છે તેમને જ ઈશ્વર સહાય કરે છે. સૌએ પોતપોતાની ફરજ બજાવી ફળ ઈશ્વરને સોંપી દેવાનું છે. તેની મરજી વિના પાંદડું યે હાલતું નથી. માણસે તો માત્ર પોતાનો પુરુષાર્થ કરી છૂટવાનું છે —ગાંધીજી



## આશ્રમનાં ભજનો

સખિયો, હમ હું અલસાસી ॥

આયો જોબન, બિરહ સતાયો,
અબ હમ જ્ઞાન ગલી અટકાતી ॥

જ્ઞાનગલીમેં ખબર મિલ ગયો,
હમે મિલી પિયાકી પાતી ।

ઉસ પાતીમેં અજબ સંદેસો,
અબ હમ મરનેકો ભી ન ડરતી ॥

કહેં કબીર સુનો ભાઈ સાધો,
અબ હમ પાયો જન્મમરણ કો સાથી ॥

દરેક માણસના જીવનમાં એવો એક વખત આવે છે, જ્યારે તેને પ્રભુની જુદાઈ સહી સાલે છે. તે વખતે તે આત્મજ્ઞાનની શોધમાં જીવનના જુદા જુદા ક્ષેત્રોમાં ભટકે છે એક શુભ ઘડીએ તેને કોઈ ગુરુજન દ્વારા અથવા પ્રભુ-કૃપાથી પ્રભુને મળવાની દિશા મળી જાય છે પછી એ દિશા પામીને હંમેશ માટે ભયમુક્ત થઈ જાય છે, એટલે સુધી કે તેને મૃત્યુનો પણ ડર નથી રહેતો. ત્યારે જ તે પ્રભુ જે પ્રેમ છે, એને પામી શકે છે, કારણ કે જ્યાં ભય નથી ત્યાં ભક્તિ છે, ભગવાન છે....

—ગુરુ મ૦

# દાનનો અધિકારી

મહાસતી ઉજ્જવળ કુવરજી

પ્રાચીન સમયની એક વાત છે અમર નામનો એક કવિ હતો તે અપરિગ્રહી હતો તે કોઈની આગળ હાથ લંબાવતો નહી કોઈ પાસે માગવુ એ તેને ગમતુ નહિ એક દિવસ તેના બાળકો ભૂખે ટળવળતા હતા. તેની પત્નીએ કહ્યુ 'સ્વામી શુ આપની વિદ્વત્તાની એટલીયે કદર નથી થતી કે કોઈ આપને કઈ આપે ?'

અમરે કહ્યુ 'આપે છે તો ઘણા પરતુ કોઈ અહંકારથી આપે છે તો કોઇ સેકડોને રોવડાવીને આપે છે આવુ દાન શી રીતે લેવાય ? આવુ દાન લેવા કરતા મરવુ યોગ્ય છે કેમકે એવુ દાન લેવાથી આપણી વૃત્તિ પણ ખરાબ થઈ જાય છે દાનનો જે સાચો અધિકારી હોય તેની પાસેથી જ દાન લેવુ યોગ્ય છે ”

બ ધુઓ, આજનુ દાન પણ શુ એવુ નથી ? 'એરણની ચોરી ને સોયનુ દાન' એ કહેવત મુજબ આજે અપતુ દાન શું ન ગણી શકાય ?

અમરની પત્નીએ તેને ખૂબ કાલાવાલા કર્યા એટલે અમર રાજદરબારમા ગયો, ત્યા યુવરાજ મહેન્દ્રનો રાજ્યાભિષેક થઈ રહ્યો હતો બધા તેને આશીર્વાદ આપતા હતા અમરે પણ આશીર્વાદ આપતાં કહ્યુ 'હે રાજા, તુ સિંહાસન પર બેસીને નહી, પણ પ્રજાના હૃદય પર બિરાજીને રાજ્ય કરજે ”

મહેન્દ્ર તેનો આશય સમજ્યો અને બોલ્યો “અમરે જે જોઇએ તે માગ ”

અમરે વિચાર્યું કે, શુ માગુ ? પ્રજાના પરસેવા વડે આ ખજાનો ભરાયેલો છે તેથી તેણે કહ્યુ 'રાજા, અત્યારે રહેવા દો ફરી કોઈ વાર માગીશ '

રાજા બોલ્યો 'ના, ના અત્યારે કઈક માગ

અમરે કહ્યુ આપની જાતમહેનત વડે કમાયેલો એક રૂપિયો મને આપો ”

આ સાભળી બધા લોકો ચકિત થઈ ગયા પરતુ મહેન્દ્રે કહ્યુ “કવિશ્રી, તમે જે ઉમદા દાન માગ્યુ છે તે મારુ ઉમદા દિલ સમજી શક્યુ છે આજનો રાજ્યાભિષેક બધ રહેશે અને હુ પહેલા મારી જાત મહેનતે કમાયેલા એક રૂપિયાનુ દાન આપીશ. તે પછી જ રાજ્યાભિષેક થશે ”

એમ કહી મહેન્દ્ર સિંહાસન પરથી ઊઠયો અને કોઈ તેને ઓળખી ન શકે એ રીતે રૂપિયો કમાવાની તજવીજ કરવા લાગ્યો તેણે બહુ વિચાર્યું અને તપાસ કરી પરતુ તેને મજૂરી મળી નહિ છેવટે તે એક લુહારની દુકાને ગયો અને લુહાર પાસે કામ હતુ એટલે તેણે કહ્યુ 'આ લોઢાને હથોડા વડે ટીપો અને મજૂરી મેળવો '

અમે ગ્રાહક-બધુઓને વિનતી કરીએ છીએ કે, કાગળ વગેરે સાધનોની મોઘવારીને કારણે લવાજમ વધારવુ ન પડે એ માટે આપ ઓછામા ઓછો એક નવો ગ્રાહક બનાવી તમનું નામ સાથેના કાર્ડમા ભરીને મોકલી આપશો

એ સહાય બદલ અમે આપનો આભાર માનીશુ અને આપે ઉઠાવેલા પરિશ્રમની કદર કરી આપને અમે પ્રકાશિત કરેલ રગીન સુદર 'બાપુ-સ્મરણ' પ્રેમ ભેટ તરીકે મોકલીશુ

રાજકુમારે હથોડો ઉપાડ્યો અને ટીપવુ શરૂ કર્યું. જેમ જેમ તે હથોડા વડે ટીપવા લાગ્યો તેમ તેમ તેના હૃદયમાં ઊથલપાથલ થવા લાગી કે, પૈસો શી રીતે પેદા થાય છે!

લુહારે તેને વિચાર કરતો જોઈને કહ્યું: "ભાઈ, પૈસા કંઇ હરામના આવતા નથી. વિચાર કરવા બેસવું હોય તો ઘેર જાઓ. અહીં બરાબર કામ કરશો તો પૈસા મળશે."

રાજકુમારે સાંજ સુધી સખત મહેનત કરી ત્યારે તેને એક રૂપિયો મળ્યો. ઘેર જતાં જતાં તે વિચારવા લાગ્યો, કે આવી જે ખરી મજૂરી કરે છે તેની આપણે કેટલી કિંમત આંકીએ છીએ! જે લોકો માત્ર મોજ-શોખમાં લોકોની એક મહિનાની મજૂરીને એક જ કલાકમાં ઉડાવી દે છે તે માનવ છે કે દાનવ?

તે દિવસથી રાજકુમાર મહેન્દ્ર રાજવી મટી માનવી બની જાય છે. તે કવિ અમરને ઘેર જઈ પોતે જાતમહેનત વડે કમાયેલો એક રૂપિયો દાનમાં આપે છે.

કવિ તે લઇને પ્રેમથી આશીર્વાદ આપતાં કહે છે: "રાજા, તું સિંહાસન પર નહિ, પણ પ્રજાના હૃદયાસન પર બિરાજમાન થા"

## કળા અને મનુષ્યત્વ

કળા જે પ્રસંગે અને જે ભાવોથી ઉત્પન્ન થાય છે તે પ્રસંગ અને ભાવોને તે આપણા ચિત્તમાં ચિરસ્થાન આપવાનો પ્રયત્ન કરે છે. અને તે પ્રસંગ અને ભાવ પવિત્ર હોય તો તેના સ્મરણથીયે આપણને કાંઈક બળ પ્રાપ્ત થાય છે, એ પરથી કળા ઉપયોગી થઈ શકે છે તે વાત ખરી જ. છતાં એટલી વાત તો નક્કી છે કે જ્યાં સુધી એ પ્રસંગ અને ભાવ મનુષ્યને પુરુષાર્થ એટલે પ્રત્યક્ષ આચરણમાં પ્રવૃત્ત ન કરી શકે ત્યાં સુધી એનું કાંઈ ખાસ પરિણામ થયું એમ કહી શકાય નહીં અર્થાત્, કળા પ્રોત્સાહક થાય તો જ ઉત્કર્ષ કરવામાં મદદરૂપ થાય. પ્રત્યક્ષ જીવન પર શુભ પરિણામ કરે તો જ તેનું મહત્ત્વ. દાખલા તરીકે, એક ચિત્ર લઈએ તે દયાભાવથી ભરેલું છે તેને હું રોજ જોઉં છું; તે પ્રમાણે બીજાં ચિત્રો આલેખી પણ શકું છું. તે પરથી મારામાં કાંઈ ભાવો પણ ઊઠે છે પરંતુ જગતમાં પ્રત્યક્ષ તેવા પ્રસંગો જોતાં મારામાં દયાનો ભાવ જ્યાં સુધી ઊઠતો નથી અને દુખી માણસને પ્રત્યક્ષ મદદ કરવાની વૃત્તિ મારામાં ઉત્પન્ન થતી નથી, ત્યા સુધી ચિત્ર જોઈને કે આલેખીને મારામાં ઊઠેલા ભાવોનો ઉપયોગ શો અને તેની કિંમત શી? કવિઓ અને ચિત્રકારો ઘણે ભાગે એટલેથી જ સંતોષ માનતા નથી કે? એવે પ્રસંગે મદદ કરનારા તે લોકોમાંથી થોડા જ મળી આવે છે. આ જ સ્થિતિ રસિકોની. તે લોકો ફક્ત રસ લઈ જાણે છે. આ પરથી કળા તો આજ કેવળ ઉપભોગ્ય વસ્તુ બની ગઇ છે. એનો બીજો કશો જ ઉપયોગ દેખાતો નથી. જ્યારે માણસ તેને સાધ્ય ન માનતાં તેને પ્રેરક અને પ્રોત્સાહક સાધન તરીકે સમજશે ત્યારે તે જરૂર ઉન્નતિપ્રદ થશે એમાં શંકા નથી. ધ્યાનમાં રાખજો કે કોઈ પણ કળા એ સાધન છે; એનું સાધ્ય એમાંથી ઉત્પન્ન થનારા સદ્‌ભાવને પ્રત્યક્ષ કાર્યમાં ઉતારવું એ છે. એ કાર્ય સિદ્ધ થાય તો જ કળા સફળ થઈ એમ સમજવું. કળા એ ફેંકી દેવાની છે એમ હું સમજતો નથી. પણ હું એ પણ માનતો નથી કે કળાનો માણસના વિકાસ સાથે આથી કાંઈ વિશેષ સંબંધ હોય. દયા, ક્ષમા ઇત્યાદિ ગુણોનું જેટલું મહત્ત્વ છે તેટલું કેવળ કળાનું મને લાગતું નથી. – શ્રી કેદારનાથજી

# સર્વોદયનો આત્મા…

ગુરુદયાલ મલ્લિક

સૂર્ય એ સત્યનું વિશ્વમાન્ય પ્રતીક છે તેથી સત્યની પ્રત્યેક બાજુમાં એક છેડે ઉજ્જ્વળતા અને નિ:સીમતાનો તેમ જ બીજે છેડે એકત્વ અને ઔદાર્યનો અંશ રહેલો છે.

સર્વોદય પણ સૂર્યની પેઠે, ગરીબ અને તવંગર, નિરક્ષર અને વિદ્વાન, ઉચ્ચ અને નીચ, સ્વામી અને સેવક, સ્ત્રી અને પુરુષ, સંત અને પાપી, હિમાલયના ગગનચુંબી શિખરોથી માંડીને સમાજે હડધૂત કરેલા હરિજનોની ઝૂંપડી સુધી—એ સૌને માટે સમાન છે

ન્યાય એ રીતે સૌનો અધિકાર અને જરૂરિયાત ગણી શકાય કારણ કે, એક વિદ્વાન ઉપદેશકે કહ્યું છે, "સત્યનિષ્ઠ અને સંપૂર્ણ ન્યાય દુનિયા પર રાજ્ય ચલાવે છે" માનવ જીવનમાં ન્યાય બે રીતે પ્રવર્તતો જોવો જોઈએ હરેક માણસને ન્યાય મળવો જોઈએ તેમ જ હરેક માણસે ન્યાયથી વર્તવુ જોઈએ ઘણુ કરીને માણસો પહેલી વાત ઉપર જ ભાર મૂકે છે અને પોતાની ફરજ સૂચવતી બીજી વાત તરફ દુર્લક્ષ કરે છે એ તો બાઈબલમા આવતી બોધકથા જેવુ થયુ જ્યારે માલિકે દેવાદાર નોકરને વેચવાનો, એની બૈરીને વેચવાનો, એના છોકરાને વેચવાનો અને એની પાસે જે કઈ હોય તે બધુ વેચવાનો હુકમ કર્યો, અને એ રીતે એક હજાર સિક્કાનુ લેણું વસૂલ કરવા તૈયાર થયો, ત્યારે પેલો નોકર પોતાના માલિકને પગે પડીને કરગરવા લાગ્યો 'મહારાજ, ધીરજ રાખો હું ધીમે ધીમે બધુય ભરપાઈ કરી આપીશ' નોકરની એ દશા જોઈ પેલા માલિકને નોકર પર દયા આવી. તેણે તેને છૂટો કર્યો અને તેનું બધું દેવું માફ કર્યું પરંતુ એ જ નોકરે બહાર જઈને બીજા નોકરને પકડ્યો. એની પાસે તેના સો સિક્કા લેણા હતા તેણે એને પકડ્યો એટલુ જ નહિ પણ તેની ગળચી પકડીને કહેવા માડ્યુ "મારા નાણા ધરી દે" પેલો નોકર તેને પગે પડ્યો, અને કરગરવા લાગ્યો પણ પેલો તો એનુ સાભળે જ નહિ દેવુ ન પતે ત્યા સુધી તેને કેદમા રાખવાની તેણે તદબીર રચી! આ દુનિયામા માણસો પણ આવું જ વર્તન કરી બેસે છે

ન્યાયને વ્યવહારમા મૂકવો એટલે માણસમા રહેલા દિવ્ય તત્ત્વનો આદર કરવો. અને જેમ માનવી પોતાની પ્રતિષ્ઠા દ્વારા આતરિક દિવ્યતાને પ્રગટ કરે છે, તેમ એના દરરોજના કામકાજ કે વ્યવહારમાં માનવીએ ન્યાયપૂર્ણ વર્તાવ રાખવો જોઈએ માણસને માણસ તરફથી મળતો ન્યાય ધર્મ-ચક્રને પ્રવર્તતુ કરે છે, જો કે એને પ્રવર્તતુ તે જોઈ શકતો નથી તેથી, એવું સિદ્ધ થાય છે કે, જે માનવીમા સર્વોદયનુ તત્ત્વ રહેલું છે તે પોતાના હકને બદલે પોતાની ફરજો માટે ખૂબ જાગ્રત રહે છે, અને બીજાને પ્રકાશ આપવા તે મીણબત્તીની પેઠે બળીને પોતે ખતમ તો થાય છે, પણ નૈતિક નિયમનું પાલન કરવામાં દિવ્ય તત્ત્વો એની સહાયમા હમેશા છે એવી નિશ્ચલ શ્રદ્ધા એવા માણસમા મૂર્તિમંત થયેલી હોય જ છે

# સુખનું સાધન

મુનિશ્રી સંતબાલજી

એકેએક માણુસને સુખ મેળવવાની ઇચ્છા થાય છે, પણ એને તે મળતું નથી એનું કારણ શું? આપણે આપણા અંતરને પૂછીએ કે સુખ માટેની તીવ્ર જિજ્ઞાસા જાગી છે ખરી? જો ધન કમાવાની ઇચ્છા જાગે છે તો માણુસ તેને માટે શતદિન કેવો મથ્યા કરે છે! ભૂખ અને ઊંઘ પણ જોતો નથી. છે આવી સુખની ઝંખના? ખરું જોતા આજે તો ક્યાંય સુખની ભૂખ જ નથી દેખાતી. એની જિજ્ઞાસા જ મરી ગઈ છે.

ગ્રીક તત્ત્વજ્ઞાની સોલન પાસે એક દુખી માણુસ ગયો અને જઇને સુખની માગણી કરી, ત્યારે સોલને કહ્યું. ભાઈ! મારી પાસે સુખ નથી, પણ તને રસ્તો બતાવું. જા, તને કોઈ સુખી લાગે તેવા માણુસનું પહેરણ લઈ આવ પેલો માણુસ તો રાજી થઈ ગયો. 'ઓહો! એમાં શુ? ઘણાય સુખી માણુસ છે હમણા લઈ આવુ છું.' એમ કહેતાની સાથે તે દોડ્યો ગયો એક શહેરમા ત્યા જઈને એક ખૂબ ધનાઢ્ય માણસનુ ઘર શોધી કાઢ્યું. પણ ત્યાં શું જોયું? સુખ નહોતું, ક્લેશ અને કકાસ હતા. પોતાની જ પત્ની સાથે ઝઘડો ચાલતો હતો. આ ક્યા સુખી છે? એમ કહેતોક બીજે ગયો, પણ ત્યાં શારીરિક બીમારી હતી. ત્રીજે ગયો તો ત્યાં વળી બીજું જ કારણ દેખાયું એમ ક્યાંય કોઈ સુખિયો માણુસ ન દેખાયો છેવટે કોઈએ કહ્યું : 'પેલા માણુસ પાસે જા. સુખી છે.' દુખિયો તેની પાસે ગયો પણ ત્યાં તો એના શરીર ઉપર પહેરણુ જ ન હતું, એટલે શું માગે? નિરાશ થઈને આખરે કોઈ યોગી પાસે ગયો. યોગીએ કહ્યું: "ભાઈ, જગતમાં એમ જ છે. જ્યાં પરિગ્રહ છે ત્યાં સુખ છે જ નહીં. સુખ માગ્યું મળતું નથી. કોઈ વસ્તુથી મળતું નથી. પણ આપણે જાતે ઊભું કરવું પડે છે. એનું નિવાસસ્થાન આપણા અંતરમાં છે." પહેલા લોકો જંગલમાં જતા, કોઈ ધ્યાનમગ્ન યોગી પાસે બેસતા અને મૂક વાતાવરણમાંથી જ સુખનું સાધન મેળવી લેતા.

આજે જરૂરિયાતોનો ઘટાડો એ ત્યાગની દૃષ્ટિએ સુખનું સાધન છે. ખરી રીતે નીતિમય શ્રમની રોટી સુખ આપવામાં સૌથી મોટો ભાગ ભજવે છે. બહારથી માણુસ ગમે તેટલુ ધર્મધ્યાન કરે, પણ જ્યાં સુધી ધન અનીતિથી આવતું હોય, એ ધનનું અન્ન લેવાતું હોય અને એ અન્નનું લોહી બનતું હોય ત્યાં સુધી વિચારો શુદ્ધ રહી શકે કેવી રીતે? અને વિચારો શુદ્ધ ના રહે ત્યા સુધી શાન્તિ મળે ક્યાથી? અનીતિના પ્રકાર જુદા જુદા હોય છે એને પારખવા માટે તો માણુસ જાતે જ પોતાના અંતરમા ડોકિયું કરે કે મારી આજની મહેનતના બદલામાં આટલું ધન બરાબર છે? એટલે જ બાઈબલમાં ગરીબોની તારીફ કરી છે અને એટલી હદ સુધી કહી નાખ્યુ છે કે, સોયના નાકામાંથી ઊંટ પસાર થઈ જાય તો કદાચ માની શકાય, પણ એક ધનવાનને સ્વર્ગ મળે તે ન માની શકાય તેવી વાત છે. આમ દરેક શાસ્ત્રોએ ઊંચે અવાજે કહ્યું છે કે, પરિગ્રહ એ જ સુખનો મહારિપુ છે અને અપરિગ્રહ સર્વ પ્રકારના સુખનો સાથી છે.

પ્યારા બાપુ

# બાપુનું પાવનમરી સ્મરણ

મુકુંદભાઈ

બાપુની પુણ્યતિથિના મંગળ દિને બાપુનું સ્મરણ થતાં હૃદય ભાવોદ્રેકતાથી ભરાઈ જાય છે આજકાલની પરિસ્થિતિએ લોકોને એવા તો જકડી લીધા છે કે એ દશાથી પર રહીને બાપુએ દર્શાવેલા માર્ગે પ્રયાણ કરી જીવનોન્નતિ સાધવાને માટે સંયમ તેમજ ધૈર્યની ખૂબ જ જરૂર આપણને રહે છે



અરે, બાપુજી આપણી વચ્ચે હતા ત્યારે પણ એમને સમજવા તેમ જ એમને દર્શાવેલા માર્ગે પ્રયાણ કરવા પણ આપણે ક્યાં પૂરેપૂરા તૈયાર હતા! હજાર વરસે જગતમાં એકાદ વાર જન્મે એવા મહાપુરુષ આપણી ભૂમિ પર અવતર્યા પણ આપણે નિદ્રાજડ અને અબુધ જનો એમની લોકોત્તર પ્રતિભાને સમજી શક્યા નહિ વરસોથી આપણામાં ઘર કરી બેઠેલી નબળાઈઓ, સંકુચિતતા તેમ જ ધર્માંધતા એમના હૃદયની વિશાળતા અને ઉદાત્તતાને જીરવી ન શકી, અને અંતે એમનું બલિદાન લઈને જ તૃપ્ત થઈ!

એ બધું યાદ કરતાં એ કારમો ભૂતકાળ આંખ સામે તરી આવે છે પરતંત્રતામાંથી મુક્તિ અપાવનાર સ્વતંત્રતાને નામે જગવિખ્યાત થનાર બાપુ જ આપણને અકારા થઈ પડ્યા!

પ્યારા બાપુ

એમની હત્યાને આગલે દિવસે ૨૯મીએ સાંજની પ્રાર્થના વેળાએ બાપુએ ઉચ્ચારેલા ઉદ્ગારોનું સ્મરણ જ્યારે જ્યારે થઈ આવે છે ત્યારે માથું શરમથી નીચું નમી જાય છે

બાપુ પ્રાર્થનામાં બોલ્યા

એક ભાઈએ મને કહ્યું, 'તમે બહુ ખરાબી કરી છે શું એવી ને એવી ખરાબી કરવાનું ચાલુ રાખશો? એથી બહેતર છે કે અહીંથી તમે ચાલ્યા જાઓ. મોટા મહાત્મા છો તેથી શું થયું? અમારું કામ તો બગાડ્યા કરો છો! અમને તમે છોડી દો અમને ભૂલી જાઓ અહીંથી ભાગી જાઓ' મેં પૂછ્યું કે, પણ હું ક્યાં જાઉં? તો તે ભાઈ કહે, 'હિમાલય જઈ બેસો'

બાપુજી આગળ જતાં બોલ્યા 'એ ભાઈએ મને ચોખ્ખેચોખ્ખું સમજાવી દીધું કોઈ ગાળો સાથે લખે છે તો કોઈ મને વિવેકથી લખે છે કે, અમારો કેડો છોડો ભલે અમે દોજખમાં પડીએ તમને અમારી શી પડી છે? તમે હવે જાઓ. પણ કોઈના કહેવાથી મારાથી કેમ ભાગી જવાય? કોઈના કહેવાથી હું સેવક નથી બન્યો અને કોઈના કહેવથી હું સેવક મટી નથી શકતો. ઇશ્વરની ઇચ્છાથી હું જેવો છું તેવો બન્યો છું તેને જે કરવું

હશે તે કરશે. તેને ગમે તો મારી શકે. મારી સમજ પ્રમાણે હું હિમાલય કેમ નથી જતો? હા, ત્યાં રહેવાનુ મને ગમે. એવું પણ નથી કે ત્યાં મને ખાવાપીવાનું ને પહેરવા ઓઢવાનુ નહીં મળે. ત્યાં જવાથી શાંતિ પણ મળે. પણ હું અશાતિમાંથી શાંતિ શોધું છું; અથવા એ અશાંતિની આગમાં બળી મરવા માગું છું. મારો હિમાલય અહીં જ છે, તમે બધા હિમાલય જાઓ તો મનેયે સાથે લઈ જજો!"

ખરેખર એ દિવસોમાં બાપુ તીવ્ર મનોમંથન અનુભવતા હતા. તેમને બધે અંધકાર છવાયેલો દેખાતો હતો. જાણે મૃત્યુના ભણકારા આખા વાતાવરણમાં અથડાતા હોય એમ લાગતું હતું. ૨૯મીને રાતે સૂવા જતા પહેલાં બાપુએ કંઈક બેચેની અનુભવતા મનુબહેનને આ પંક્તિઓ સંભળાવી હતી.

"આંસુપંભર્યું દિસે ખરે જગત આ.
તેમાં હવે ક્યાં સુધી આ રમત રમવાની મારે?"

બાપુએ લખેલા છેલ્લા પત્રમાં પણ બાપુ મૃત્યુની જ ફિલસૂફી સમજાવે છે: "મૃત્યુ મિત્ર સચ્ચા હૈ. હમારા અજ્ઞાન હમકો દુઃખ દેતા હૈ. આત્મા તો કલ થી, આજ હૈ, ભવિષ્યમેં રહેંગી. શરીરકો જાના હી હૈ. ફર્જ અદા કરનેમેં ઔર સાવધાન બનો."

વળી અવસાનના થોડા કલાક અગાઉ કોલંબિયા બ્રોડકાસ્ટિંગ સિસ્ટિમનાં ખાસ ખબરપત્રી શ્રીમતી માર્ગારેટ બર્ક વ્હાઈટને મુલાકાત આપતાં બાપુએ કહેલું: "જગતમાં જે ભયંકર બનાવો બની રહ્યા છે, તેથી આવી અંધકારમય પરિસ્થિતિમાં હું જીવવા ઇચ્છતો નથી. મેં સવાસો વરસ જીવવાની આશા જ પડતી મેલી છે!"

આપણને જગતમાં અજોડ એવા સવિનય સત્યાગ્રહને માર્ગે ઝૂઝતાં તેમ જ જગત જ્યારે હિંસાત્મક માર્ગે પોતાની સત્તાનું વર્ચસ્વ જાળવવા વધારે ને વધારે ભયંકરતા તરફ પ્રયાણ કરી રહ્યું હતું, ત્યારે આપણને સત્ય અને અહિંસાનો ઉપદેશ નિર્ભયપણે આપી એ પવિત્ર માર્ગે આપણને ચાલતાં બાપુએ શીખવ્યું અને છેવટે તેઓ પોતાની એક સિદ્ધિ–દેશની આઝાદી–સફળ કરવા શક્તિશાળી થયા અને ત્યાર પછી બાપુજી કયા પ્રકારનું 'હિંદ સ્વરાજ' સ્થાપવા માગતા હતા તેનો સુઅવસર આવી લાગ્યો હતો, ત્યારે જ આપણા દેશબાંધવોમાં રહેલી નબળાઈઓએ પોતાની કુરૂપતા પ્રગટ કરી. બાપુ તો વારે વારે કહેવા લાગ્યા: "જે લોકો જમાનાઓથી ભાઈ ભાઈની જેમ એકબીજાની સામે રહેતા આવ્યા છે તે જ લોકો આજે એકબીજાના દુશ્મન કેમ બન્યા તે વિચારતાં મારી મતિ મૂંઝાઈ જાય છે. મારા શરીરમાં શ્વાસ લેવાની શક્તિ રહેશે ત્યાં સુધી હું કહેતો રહીશ કે આવું ન જ બનવું જોઈએ. મારા હૃદયની વ્યથાથી અકળાઈને હું દરરોજ, બલકે હર ઘડીએ ઈશ્વરને પોકારીને પ્રાર્થના કરું છું કે આ ભૂમિમાં શાંતિ કરી દે. અને જો શાંતિ થવાની ન હોય તો મારી પ્રાર્થના છે કે મને બોલાવી લે."

અરે, જગત જેમના આદેશ સમજવા મીટ માંડીને બેઠું છે એ બાપુજીને કહેવું પડ્યું હતું: "એક જમાનામાં હિંદુસ્તાન મારી વાત સાંભળતું. આજે હું પાછળ પડી ગયેલો મણાઉં છું... એક જમાનામાં જનતા હું જે કંઈ કહેતો તેને અનુસરતી, મારો પડ્યો બોલ ઝીલી લેતી. આજે મારો સૂર તદ્દન એકાકી છે."

અરે, બાપુજીને આપણા 'રાષ્ટ્રપિતા' બનાવી જગતમાં ગૌરવભેર વિચરવા [અનુ૦ પૃ૦ ૩૧૬મે]

બાળકની જેમ આપણો આત્મિક સ્વભાવ પણ બધાં સાથે સુમેળ સાધવાનો છે, જુદાઈનો નથી જ. જન્મીએ છીએ ત્યારે આપણે કોઈ હિંદુ નથી, મુસલમાન નથી, ઈસાઈ નથી, પારસી નથી; પણ માત્ર માનવ જ હોઈએ છીએ. આપણો આંતરિક સ્વભાવ જ એકતાનો છે. પણ મોટા થતા જઈએ તેમ જુદાઈ વધતી જાય છે.

પણ આત્મા તો સત્યને ઓળખવાની, સત્યને શોધવાની જ વૃત્તિ રાખે છે. રસ્તા પરથી પસાર થતા હોઈએ અને કોઈ માણસ મોટર તળે આવી જાય ત્યારે આપણે તરત જ તેની મદદે દોડી જઈએ છીએ. તે વખતે આપણે જોતા નથી બેસતા કે તે હિંદુ છે કે મુસલમાન, ખ્રિસ્તી છે કે પારસી. કારણ કે તે વખતે સાચો માનવપ્રેમ આપણામા જાગ્રત થાય છે. અને દુઃખમાં તો ભેદભાવ ભૂલી જ જવાય છે.

ભેદભાવ જેમ વધતો જાય તેમ જીવનમાં સડો વધતો જાય. ફકીર લોકો જાતને ભૂલીને, 'હું હું'ને ભૂલીને 'તું તું'જ કહ્યા કરે છે. અને ત્યારે તેમના જીવનમાં સાચી માનવતાનું માધુર્ય પ્રગટે છે. એક વાર કોઈ માણસે કબીર સાહેબને પૂછયું: 'મેના ગાય છે ત્યારે આટલું મીઠું કેમ લાગે છે?' કબીર સાહેબે કહ્યું: "કારણ કે એ 'મૈ ના' છે. એ પોતાને ભૂલીને ગાય છે. 'મૈ ના' એટલે 'હું નહિ.' અને બકરી તો 'મૈં મૈં મૈં' કરે છે એ ક્યાં મીઠું લાગે છે? કારણ કે 'મૈં' તો હમેશાં અહંથી ભરેલો જ હોય છે." અહંકારને પોષનારી વસ્તુ તે ભેદભાવ, જુદાઈનો ભાવ છે. ભેદભાવ કે જુદાઈની વૃત્તિ ઝેરસમાન છે.

તેથી સેવાનો માર્ગ ભેદભાવ ભૂલવા માટે છે. સેવા કરનારના મનમાં ભેદભાવ, ઊંચનીચ ભાવ, જુદાઈનો ભાવ ન જ હોય. ઇસ્પિતાલમાં નર્સ હોય છે તે તો બધી કોમના માણસોની સેવા-ચાકરી કરે છે, ભેદભાવ ભૂલીને સેવા કરે છે. કોઈ કહેશે કે, તે પેટની ખાતર સેવા કરે છે. એમ ભલે હોય; પરંતુ જેટલી હદ સુધી તે ભેદભાવ ભૂલીને સેવા કરે છે તેટલી હદે તે માનવતાને જ પ્રાપ્ત કરે છે. વળી તે પોતે થાકેલી હોય તોયે દરદીના આરામ માટે તેના દિલમાં ચિંતા રહે છે.

મેળામાં હજારો યાત્રાળુઓ જાય છે. જુદી જુદી ભાવનાવાળા, જુદા જુદા પ્રાંતના, જુદી જુદી કોમનાં માણસો ત્યાં હોય. પણ તે સ્થળની યાત્રાની બાબતમાં બધા યાત્રી જ કહેવાય. ત્યાં જુદાઈ ન સંભવે. જે ભેદભાવ રાખે તે મેળાનો અર્થ જ સમજતો નથી. ભેદભાવને ભૂલીને હળવું-મળવું એનું નામ જ મેળો. ભેદભાવ ભૂલીને શુદ્ધ દિલથી એકબીજાને મળવા માટે જ આપણા ધર્મમા મેળાનું અનુષ્ઠાન છે.

જે સમાજમાં પૈસાથી જ માણસનું માપ કઢાય છે તે સમાજમાં કલયુગ પ્રવર્તે છે. આનો કે નિમાજ પઢતી વખતે કોઈ ફાટેલ-તૂટેલ કપડાંવાળો ભાઈ નિમાજ પઢવા આવ્યો અને તેની પછી ખુદ બાદશાહ આવે તોપણ પેલાને હઠાવીને બાદશાહને સ્થાન આપવામાં ન આવે. જ્યારે આપણે ત્યાં તો પૈસાદારનું સ્થાન આગળ કરીને તેના અહમ્‌ને આપણે પોષીએ છીએ!

આપણે તો રોજ એવી પ્રાર્થના કરવી જોઈએ કે જેથી બાળકના જેવો આપણો સ્વભાવ રહે; જેમાં મોટા-નાનાનો, નાત-જાતનો, પ્રાંતીયતાનો તેમ જ બીજા કોઈ પણ પ્રકારનો ભેદભાવ ન રહે. બાપુજીએ

પોતાનુ સર્વસ્વ અર્પણ કર્યું સ્વતંત્રતા માટે અને એકતા માટે વળી બાપુજી તો ગાતા 'વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે' પીડ 'પરાઈ' પોતાનું દુખ નહિ પણ પરાઈ પીડા જે જાણે તે જ સાચો વૈષ્ણવજન સાચો ધર્મી સાચા દિલથી એકબીજાની સાથે ભળી શકે તો જ અહંકાર ઓછો થાય તેનો પણ ગર્વ ન કરતા અહંકારને કાઢવો સહેલો નથી એ તો બહુરૂપી જેવો છે, બહુ સૂક્ષ્મ છે અને તે રહે છે પણ માથાની ઉપર તે માથાને નશાથી અને પાગલપણાથી ભરી દે છે સત્ય જાણવાની ઇચ્છા હોય, પ્રભુનો પ્રેમ અનુભવવો હોય તેના ચરણસ્પર્શ કરવો હોય તો આ અહમથી ભરેલા માથાને કપાવ્યે જ છૂટકો છે

સૂફી લોકોમા એક વાત પ્રચલિત છે પ્રભુનો એક ભક્ત હતો જગતની સેવા કરીને તેણે અહમને બાળે તેનુ ગાળી નાખ્યું હતુ તેને તક મળી અને તે પ્રભુને દ્વારે પહોંચ્યો અંદરથી કોઈએ પૂછ્યુ 'કોણ?' ભક્તે જવાબ આપ્યો 'હું છું' પ્રભુનુ દ્વાર ખુલ્યુ નહિ! જગતમા તે પાછો ફર્યો, ધ્યાન તપ જપ સેવા ફરીથી કરવા લાગ્યો વળી તક મળી અને તે પ્રભુને દ્વારે પહોંચ્યો અંદરથી પ્રશ્ન આવ્યો 'કોણ?' ભક્તે ઉત્તર આપ્યો 'તું' અને તરત જ બારણુ ખુલી ગયુ! અહંભાવનો, અહંકારનો નાશ કર્યા વિના પ્રભુ કેવી રીતે મળે?

વળી પ્રભુની પાસે જવુ હોય તો એકલા એકલા નહિ જવાય એકબીજાની સાથે સાથે જવુ જોઈએ પ્રભુ તો કહે છે એકલા નહિ બબ્બેની જોડીમા આવો સાથે સાથે આવો' કારણ કે 'God creates souls in pairs પ્રભુ તો જોડિયા આત્માને સર્જે' છે તેથી સૌની સાથે ભેદભાવ તજીને એકબીજાને મદદરૂપ થઈ, એકલપણાનો ભાવ તજી દઈને, વ્યક્તિને બદલે સમષ્ટિની સાથે તાદાત્મ્યભાવ કેળવીને આપણે આપણુ જીવન વ્યતીત કરીએ તો જ પ્રભુનો સાક્ષાત્કાર થાય અને જીવનની સાર્થકતા અનુભવી શકીએ

## ગ્રાહક બંધુઓને

ચોથા વર્ષની શરૂઆતથી થયેલા ગ્રાહકોના લવાજમ આ બારમા અંકે પૂરા થાય છે આવતા અંકથી નવુ વર્ષ શરૂ થાય છે

લવાજમ મનીઑર્ડરથી મોકલવાની સૂચના ગયા અંકમા અમે આપી હતી એ અનુસાર ગ્રાહક બંધુઓ તરફથી નવા વર્ષ માટે લવાજમ મળવાનુ શરૂ થઈ ગયુ છે પરંતુ હજી ઘણાખરા ગ્રાહક બંધુઓએ અમારી એ વિનંતી પર જરૂરી ધ્યાન આપ્યુ નથી આવતો નવો અંક તારીખ મુજબ સૌને વખતસર મળી રહે એ માટે સૌ ગ્રાહક બંધુઓ મની ઑર્ડરથી લવાજમ જલદી મોકલી આપે તો અમને પણ અંક મોકલવમા સરળતા થશે

જો આપ મનીઑર્ડરથી લવાજમ મોકલવા ઇચ્છતા ન હો તો વી પી થી અંક મોકલવા અમને લખી મોકલશો આપનો પત્ર મળ્યે અમે આવતો અંક આપની ઇચ્છાનુસાર વી પી થી મોકલશુ, તો એ વી પી સ્વીકારી લેવા વિનંતી છે

કેટલાક ગ્રાહક બંધુઓ સાવ મૌન જ રાખે છે તેઓને આ વર્ષે અમારી વિનંતી છે કે અમને પત્ર લખી પોતાનો શો વિચાર છે તે દર્શાવે, જેથી નવા ગ્રાહક નંબરો નોંધવામા અને અંકો મોકલવ[illegible]

બાપુનું પાવનકારી સ્મરણ (અનુ. ૩૧૨થી ચાલુ)

સમર્થ થયેલા આપણને બાપુજીને જાતે જ કહેવાનો અવસર આવ્યો : "મને સાચા દિલથી રાષ્ટ્રપિતા કહીને ઓળખવામાં આવે છે. પણ તેમાં તથ્ય એટલું જ છે કે ૧૯૧૫ની સાલમાં દક્ષિણ આફ્રિકાથી હું પાછો આવ્યો તે પછી કોંગ્રેસ જેવી બની તેના ઘડતરમાં મારો ઘણો હાથ હતો. એનો અર્થ એવો થયો કે, આપણી પ્રજા પર મારી મોટી અસર પડી હતી પરંતુ આજે એવો જ પ્રભાવનો દાવો હું કરી શકું તેમ નથી."

આમ ચારે પાસથી વિષમ પરિસ્થિતિ ઉપસ્થિત થઈ હતી અને બધે વિસંવાદિતા પ્રસરેલી હતી. આવી દુઃસ્થિતિમાં બાપુજી આપણી પાસેથી ચાલ્યા જાય એમાં આપણે બીજા કોને દોષ દઈએ? આપણે જાતે જ પોષેલી, પંપાળેલી અને અપનાવેલી સંકુચિતતામાં બંધાઈ રહ્યા, હૃદયની વિશાળતા કેળવી શક્યા નહિ અને બધે દ્વેષભાવ જ ફેલાવ્યો. આપણામા રહેલા દુરિતો સામે ઝઘડવાને બદલે આપણે સત્યને અને પ્રેમને કચડવા લાગ્યા. આવા અંધકારમાં પણ બાપુજીએ આપણને સત્ય પ્રતિ દોરવા સતત પ્રયત્ન કર્યા. વેરનો બદલો વેર નહિ પણ પ્રેમ છે, એમ પદે પદે કહ્યા કર્યું. પણ બધા ભાન ભૂલ્યા હતા. જેમ જેમ બાપુજી સત્ય અને અહિંસાને વહેવારમાં વધારે ને વધારે ઉતારતા ગયા, તેમ તેમ આપણો વિચારપ્રવાહ એ ગુણોની વિરુદ્ધમાં વહેવા લાગ્યો. અને આપણા આચરણની તો વાત જ શી કરવી? આપણામાંના ઘણાને એમ લાગવા માંડ્યું કે, સત્ય અને અહિંસા એ નકામી વસ્તુ છે, એ અવ્યવહાર્ય છે અને એનું મહત્ત્વ વધવા દેવું ન જોઈએ. ખલીલ જિબ્રાને સત્ય જ કહ્યું છે: "જો તમે અને હું નર્યું સત્ય અને કેવળ સત્ય જ પાંચ મિનિટ સુધી કહીશું તો આપણા સઘળા મિત્રો આપણને છોડી જશે; જો દશ મિનિટ સુધી, તો આપણને દેશમાંથી હાંકી કાઢવામાં આવશે; જો પંદર મિનિટ સુધી, તો આપણને ફાંસીએ ચડાવશે."

ભગવાન ઈશુ, સોક્રેટિસ વગેરે સત્યવક્તા મહાત્માઓની એ જ સ્થિતિ થઈ હતી. બાપુજીનુ પણ બલિદાન લેવામાં આવ્યું! બાપુજીએ જાણે આપણાં પાપોનું પ્રાયશ્ચિત કર્યું. હવે આપણને અંદરથી પ્રતીતિ થવા લાગી છે કે, આ મહત્પાપમાંથી શી રીતે છૂટી શકાય? આપણે પણ પ્રાયશ્ચિત કરવું જ રહ્યું. બાપુની પુણ્યતિથિ આ વાતના સ્મરણને વધારે જાગ્રત કરાવે છે અને ખરેખર એ પાવનકારી દિવસ, આપણા પ્રાયશ્ચિત્તનો જ દિવસ બને છે. આ વાતનું ભાન થતાં ગુરુદેવના શબ્દો યાદ આવે છે:

"એકબીજાને તેઓ પૂછે છે, 'કોણ આપણને માર્ગ બતાવશે?'

પૂર્વદેશનો વૃદ્ધજન બોલ્યો.

'આપણે જેને માર્યો છે તે જ બતાવશે.'

સૌ કોઈ નિરુત્તર અને નતશિર થઈ ઊભા રહ્યા. વૃદ્ધજન ફરી બોલ્યો:

'સંશયના માર્યા,

આપણે તેનો અસ્વીકાર કર્યો; ક્રોધના માર્યા આપણે તેની હત્યા કરી; હવે પ્રેમપૂર્વક આપણે તેનો સ્વીકાર કરીશું, કેમ જે, મૃત્યુ દ્વારા તે આપણા સૌના જીવનમાં સંજીવિત થયો છે: તે જ મહા મૃત્યુંજય છે!'"

આપણે પણ પ્રાયશ્ચિત કરી વિશુદ્ધ થઈએ અને બાપુના જીવનકાર્યને સમજવા અને જીવનમાં ઉતારવા પ્રયત્નશીલ બનીએ એવી પ્રભુને પ્રાર્થના.

તો મોહનલાલનું
નામ દીપાવવું છે. તેમ
કરવાની યોગ્યતા તારામાં
ન હોય તે મેળવ.
ધીરી થા, જાગ ને આંખ
ખોલીને જો. તારા કર્તવ્યનું
પાલન કર.

તમને બન્નેને
બાપુના
આશીર્વાદ

પૂજ્ય બાપુજી સૌના 'બાપુ' જ હતા. મરણ જેવા દુઃખદ પ્રસંગોએ પૂ. બાપુજીના ઉદાત્ત તેમ જ સ્નેહભર્યા હૃદયનું દર્શન થયા વિના રહેતું નહિ. મૃત પ્રિયજનનાં સ્વજનોને એમની હાજરીથી કે એમના પત્રથી તીવ્ર દુઃખને સહન કરવાનું બળ અચૂક મળતું.

મારા પૂજ્ય પિતાશ્રી શ્રી. મોહનલાલભાઈ ખંઢેરિયાના સ્વર્ગવાસના ખબર સાંભળી પૂજ્ય બાપુજીએ મને પત્ર લખ્યો હતો. તેમાં પૂ. બાપુજીએ જીવન અને મરણની પોતાની ફિલસૂફી સમજાવી છે. અને હિંમત અને આશ્વાસન પણ આપ્યાં છે. સાથે સાથે ફરજ પણ સમજાવી છે. 'ધ્યાગભૂ'ના વાચકોને એ પત્ર અવશ્ય પ્રેરણાદાયી થઈ પડશે એમ માનું છું.

—તારામતી જસાણી

ચિ૰ તારા,

મોહનલાલ વિષે મને સતીશે ખબર આપ્યા કે તરત તને વાંકાનેર કાગળ લખ્યો. હવે તું તો ત્યાં છો ને બહુ મૂઝાય છે, એમ બાળ લખે છે. એવી નિર્બળ કેમ? કોઈનું કોઈ અમર થયેલ તેં જાણ્યું છે? જે માર્ગે મોહનલાલ ગયા તે તારે, મારે ને બધાયે જવું જ છે. તેમાં હર્ષ શો, શોક શો? સ્વાર્થનો કે? તારે તો મોહનલાલનું નામ દીપાવવું છે. તેમ કરવાની યોગ્યતા તારામાં છે. ન હોય તે મેળવ.

બેઠી થા, જાગ ને આંખ ખોલીને જો. તારા કર્તવ્યનું પાલન કર.

પટના, ૨૫-૩-૪૭

તમને બન્નેને
બાપુના આશીર્વાદ

આ શા આ ૬

# જીવનનું રહસ્ય અને જીવનની સમૃદ્ધિ

દિનુભાઈ ત્રિવેદી

પ્રખ્યાત લેખક વીલા દુરાએ હિંદુસ્તાનમાં લાંબો વખત રહ્યા હતા ૧૯૩૦-૩૧ની લડત અંગે 'કેઈસ ઑફ ઇન્ડિયા' નામે એક સરસ પુસ્તક તેમણે લખેલું જીવન અને સમાજના ઊંડા અભ્યાસી તરીકે એમણે 'મીનીંગ ઑફ લાઈફ' નામે ઉત્તમ પુસ્તક વીસ વર્ષ પહેલા પ્રગટ કરેલું જગતના મહાન તેમ જ કેટલાક સામાન્ય મનુષ્યોને પણ તેમણે જીવનના રહસ્ય અંગે પ્રશ્નાવલિ મોકલેલી પ્રશ્નો બહુ ટૂંકા છતા ગૂઢાર્થ હતા ૧૯૩૧મા બાપુને પણ તેમણે એ પ્રશ્નાવલિ મોકલેલી હતી બાપુએ એના ટૂંકા છતા રહસ્યપૂર્ણ જવાબ આપેલા



વીલા દુરાએ બાપુને લખેલું 'તમે થોડો સમય કાઢી મને જણાવવા કૃપા કરશો કે –

(૧) તમારે માટે જીવનનું રહસ્ય શું છે?

(૨) જો ધર્મ તમને કંઈક મદદરૂપ થઈ પડતો હોય તો તેમાંથી કઈ જાતની મદદ તમને મળે છે?

(૩) તમે કયા બળ પર જીવન ચલાવી રહ્યા છો?

(૪) તમારા જીવનમા પ્રેરણા અને બળ ક્યાંથી મળી રહે છે?

(૫) તમારા જીવનની પ્રવૃત્તિઓનો હેતુ અથવા તેનું સંચાલન બળ શું છે?

(૬) તમને જીવનમાં આશ્વાસન અને સુખ ક્યાંથી મળી રહે છે?

(૭) તમારા જીવનની સમૃદ્ધિ શામાં રહેલી છે?

ટૂંકમાં તમારે લખવું પડે તો ટૂંકમાં જ લખો જો તમારાથી બની શકે તો ફુરસદથી વિસ્તારપૂર્વક જવાબ આપો કારણ કે તમારા જવાબનો એકેએક શબ્દ મને બહુ કીમતી નીવડશે'

બાપુએ સાબરમતી આશ્રમથી જવાબ મોકલેલા એ જવાબો 'મીનીંગ ઑફ લાઈફ' પુસ્તકમાં પ્રગટ કરતા વીલા દુરા લખે છે

હવે હું એવા એક મહાન પુરુષના જવાબ ઉતારું છું જેમના જીવનમા ધર્મ મૂર્તિમંત થયેલો દેખાય છે એમના જીવનમા રહેલું એ ધર્મનું બળ માનવવિકાસ તેમ જ લોકકલ્યાણમા ખૂબ અસર પહોંચાડી શકે છે'

આટલી પ્રસ્તાવના પછી બાપુનો વીલા દુરા પરનો પત્ર આપ્યો છે

સાબરમતી ૨૨-૭-૩૧

પ્રિય મિત્ર

તમારો પમી જૂનનો પત્ર મળ્યો હવે તમારા પ્રશ્નોનો જવાબ આપું છું

(૧) મારે માટે જીવન એક મહાન સત્ય છે, કારણ કે જીવનને હું પરમાત્માના અંશ તરીકે ઓળખું છું.

(૨) લૌકિક નહિ પણ તેના વિશાળ અર્થમાં ધર્મની મદદથી હું પરમાત્માની ઝાંખી કરવા મથી રહ્યો છું. જ્યાં સુધી નૈતિક દૃષ્ટિનો પૂર્ણ વિકાસ નથી થયો હોતો ત્યાં સુધી એ ઝાંખી થઈ શકતી નથી. આથી મારે માટે ધર્મ અને નીતિ એક જ છે.

(૩) એ સંપૂર્ણ સાક્ષાત્કારના પ્રયત્નમાં જ મારું જીવન હું નભાવી રહ્યો છું.

(૪) મારામાં જે કંઈ પ્રેરણાનું બળ અને કાર્યશક્તિ રહેલા છે તે આ પ્રયત્નનું પરિણામ છે

(૫) જીવનના ધ્યેયનો ઉલ્લેખ તો આગળ જ કરેલો છે.

(૬) જીવમાત્રની સેવામાંથી જ મારું આશ્વાસન અને સુખ મને મળી રહે છે. કારણ કે જીવમાત્રમાં પરમાત્મા વ્યાપી રહ્યો છે.

(૭) અંધકાર અને આસુરી બળો સામે ઝૂઝવામાં જ જીવનની સમૃદ્ધિ મને મળી રહે છે.

જો બની શકે તો મારે નિરાંતે અને લંબાણથી લખવું એવી તમારી માગણી છે. મારે કમનસીબે મને નિરાંત મળતી નથી અને તેથી લંબાણથી લખવું મારે માટે અશક્ય છે.

તમારો

(સહી) મોહનદાસ ક. ગાંધી

બાપુના આ જવાબ વિષે વિવેચન કરતાં વીલા દુરાં લખે છે :

"આ કંઈ બહુ સંતોષકારક ન કહેવાય. પરંતુ એમના જેવા અતિશય વ્યવસાયી મહાપુરુષ પાસેથી આટલો પણ જવાબ મળે એ માટે આપણે એમનો ઉપકાર માનવો જોઈએ. એમને એક ખંડ જેવડા દેશની ચિંતા લઈને ફરવું પડે છે. ૩૨ કરોડની પ્રજાની સ્વતંત્રતા માટે એ મથી રહ્યા છે. સાબરમતી આશ્રમમાં સૂર્યોદય થતાં પહેલાં જે ભજનો તેઓ ગાય છે એમાં રહેલા ધર્મ કરતાં આમાં એમના ધર્મનું સ્વરૂપ કંઈક જુદું જ લાગે છે. હિંદુ ધર્મ તેમ જ ખ્રિસ્તી ધર્મમાં જે પુનર્જન્મવાદથી લોકોનાં મન વ્યથિત થતાં હોય છે એનો આમાં ઉલ્લેખ પણ નથી. ગાંધીજીના આ સામાન્ય અને આધુનિક લાગતા ધર્મ-તત્ત્વથી સાચે જ રૂઢિચુસ્ત બ્રાહ્મણો અને ભક્ત જૈન વર્ગ કંઈક ખળભળી ઊઠશે; કારણ કે એમને તો એ વર્ગો પોતાના નેતા અને સંતપુરુષ લેખે છે."



કળા જો સાચી હોય તો તે આ ઇન્દ્રિયલોકમાં અતીન્દ્રિયની ઝાંખી કરાવે છે—વાણીમાં, મંત્રમાં, ધ્યાનમાં. અર્થાત્ જે જીવનમાં ગૂઢ જ રહે છે તેને પ્રગટ કરવું એ મહાન કળાનું કાર્ય છે

દરેક સાચા સર્જનકાર્યમાં એમ જ હોય છે. તે માણસને નીચેની સૃષ્ટિમાંથી ઊંચકીને ઉપરના ધ્યાનલોકમાં લઈ જાય છે. એ મુક્તિનું કામ છે—ચેતનાની મુક્તિનું. યોગમાં પણ એમ જ બને છે.

— શ્રી અરવિંદ

# બમણું વરદાન.. ..

નાનાભાઈ ભટ્ટ

પ્રેમજી અને શિવલાલ બે સગા ભાઇઓ, શિવલાલ મોટો અને પ્રેમજી નાનો. માબાપ પ્રેમજીને ધાવણો મૂકીને મરી ગયા એટલે શિવલાલે પ્રેમજીને મોટો કર્યો અને પરણાવ્યો. પ્રેમજી પરણીને જુદો થયો અને શિવલાલે બાપદાદાના ઘરનો અડધો ભાગ પ્રેમજીને કાઢી આપ્યો.

પ્રેમજી પોતાના ઘરનું માંડ માંડ મંગી ભીખીને પૂરું કરતો. એક વાર એને તુક્કો સૂઝયો એટલે તપ કરવા માટે હિમાલય ચડ્યો ને ત્યાં શંકરને પોતાની તપશ્ચર્યાથી પ્રસન્ન કર્યા. ભગવાન શંકર પ્રેમજી ઉપર પ્રસન્ન થયા એટલે પ્રેમજીએ વરદાન માગ્યું 'હે ભોળાનાથ, હું મનમાં જે જે ઇચ્છું તે તે મને અનાયાસે મળે જ મળે એવું મને વરદાન આપો.' શંકર 'તથાસ્તુ' કહીને અંતર્ધાન થઈ ગયા અને પ્રેમજી ઘેર આવ્યો.

ઘેર આવીને પ્રેમજીએ તો એક મહેલની, એક સારા એવા બાગની, ઘરની કિંમતી ઘરવખરીની અને એવી એવી ઇચ્છાઓ મનમાં કરી અને તેને ઇચ્છા પ્રમાણે બધું મળી પણ ગયું.

શિવલાલ પ્રેમજીની સ્થિતિમાં આવેલ અચાનક ફેરફાર જોઈને વિચારમાં પડ્યો અને તપાસ કરતાં તેને જણાયું કે આ તો શંકરના વરદાનનો મહિમા છે એટલે શિવલાલને પણ તપ કરવાનું મન થયું. શિવલાલ પણ હિમાલય ગયો અને ત્યાં તપ કરીને શંકરને પ્રસન્ન કર્યા. વરદાન માગવાનો વખત આવ્યો ત્યારે શિવલાલે માગ્યું 'હે શંભુ મારા ભાઈ પ્રેમજીને જે જે મળે તે તે મને ઇચ્છા કર્યા વિના પણ મળે અને પ્રેમજીને મળે તેથી બમણું મળે એવી કૃપા કરો.' શંકર 'તથાસ્તુ' કહીને વિદાય થયા અને શિવલાલ ઘેર આવ્યો, ત્યાં તો બે મહેલો, બે બે બગીચાઓ, બમણી ઘરવખરી વગેરે જોયાં અને રાજી રાજી થઈ ગયો.

પ્રેમજી શંકરના વરદાનમાં મહાલતો હતો ત્યાં શિવલાલને આંગણે તેણે પોતાના કરતાં વધારે સમૃદ્ધિ જોઈ એટલે તપાસ કરી તો જણાયું કે શિવલાલે પણ મહાદેવને પ્રસન્ન કર્યા છે અને પ્રેમજીને મળે તે બધું જ શિવલાલને બમણું બમણું મળે એવું એને વરદાન મળ્યું છે.

આ જાણીને પ્રેમજી મૂંઝાયો. પ્રેમજી અને તેની વહુ બંનેએ એકઠાં મળીને ઘણો વિચાર કર્યો. <u>જેઠાણી તો હમેશાં મારાથી ચડિયાતાં ને ચડિયાતાં જ રહેવાનાં</u>? કરતાં તમે દેખાડ્યો પણ તમને માગતાં ય ન આવડ્યું. પ્રેમજીને સૂઝી આવ્યું, 'અરે તું ગભરા નહિ હમણાં ભાભી ને મોટાભાઈ બંનેને હાથ ઘસવા પડે એવું કરી દઉં છું.'

પ્રેમજીએ મનમાં ઇચ્છા કરી 'મારી એક આંખ ફૂટી જાઓ.' તરત જ પ્રેમજીની એક આંખ ફૂટી ગઈ અને શિવલાલની બંને આંખો ફૂટી ગઈ! બંને આંખોના કૂવા થયા એટલે શિવલાલ તો ગભરાઈ ગયો અને મહાદેવને પ્રાર્થના કરી એટલે મહાદેવ હાજર થયા.

શિવલાલ ગળગળો થઈને બોલ્યો 'ભોળાનાથ! મારું તો નખ્ખોદ જવા બેઠું છે. આ બે આંખો ગઈ, હવે કાન જાય, હાથ જાય, પગ જાય બધું જશે. મારું વરદાન પાછું લઈ લ્યો. હું (અનુ૦ ૫૦ ૩૨૭મે પાને)



# રવીન્દ્ર મનન

કાકા કાલેલકર



જેને આપણે જોયું છે, જાણ્યું છે અને પોતાનું માન્યું છે તેની તરફ આપણું આકર્ષણ થાય એ સ્વાભાવિક છે. જેની સાથે પરિચય છે તેની તરફ દોડવાની ઇચ્છા થાય એ યોગ્ય છે. પરંતુ મનુષ્યનો સ્વભાવ એવો વિચિત્ર છે કે જેનું એણે કદી દર્શન કર્યું નથી, જેને વિશે કશું સાંભળ્યું નથી, જેનાં નામ-ઠામ કશાની જાણ નથી એવી કોઈ અજ્ઞાત વસ્તુની પણ તેને લગની લાગે છે. અને તે અજ્ઞાતને પોતાનું જીવન-સર્વસ્વ સમર્પિત કરીને તેને માટે તે પાગલ પણ બની જાય છે.

અને એક વાર ધૂન લાગી કે તેને એની એટલી આદત પડી જાય છે કે, પોતે ક્યા જઈ રહ્યો છે, શું ચાહે છે, પોતાની પ્રવૃત્તિનો ઉદ્દેશ શો છે એની પણ શૂધ તેને રહેતી નથી. જો કોઇ તેને પૂછે, "અરે ભાઈ, તમે આમ શા માટે કરો છો?" તો તે કહેશે: "મને માલૂમ નથી. કોઈ વખત માલૂમ હશે, પણ હમણાં હું ભૂલી ગયો છું. હવે તો 'પડિલે વળણ ઇન્દ્રિયાં સકળાં' બધી ઇન્દ્રિયોને એ આદત જ પડી ગઈ છે. તેથી હું આમ કરું છું. હવે મારે માટે શક્ય એવું બીજું કશું રહ્યું નથી."

નાનાં બાળકો એકાદ ધૂન લઈને હઠ પકડી રડવા લાગે છે. કેટલોક વખત પછી કઈ હઠ પકડીને તેઓ બેઠાં છે એ તેઓ ભૂલી જાય છે. પણ તેઓનું રડવાનું તો ચાલુ જ હોય છે. એક તરફ રડવું ચાલુ રાખીને સાથે સાથે બીજી ક્રિયાઓ પણ શરૂ થાય છે અને ચાલ્યા કરે છે. પરંતુ તેઓનું રડવાનું પૂરું થતું નથી.

મોટા મોટા સાધકો પોતાનાં ઘરબાર, કુટુંબકબીલો, વગેરે સર્વનો ત્યાગ કરીને ઉગ્ર સાધનામાં લાગી જાય છે, ભીષણ તપશ્ચર્યા કરે છે. તે તપસ્યા એટલી અલૌકિક હોય છે કે આખી દુનિયા આશ્ચર્યચકિત થઈ જાય છે. પરંતુ આગળ જતાં એ સાધનાની એવી આદત પડી જાય છે કે તે યંત્રવત્ ચાલ્યા કરે છે. પછી એમાં જરાયે દમ રહેતો નથી.

બાળકોને રડતાં રડતાં જ પોતાની હઠની યાદ આવી જાય છે અને હઠમાં પોતે ઢીલો પડી ગયો છે એનું ભાન થતાં જ તે પોતાની ઉપર ખીજાઇ છે અને મંદતાનો બદલો લેવા માટે ફરીથી જોરશોરથી રડવા લાગે છે. સાધકને પણ જ્યારે જાણ થાય છે કે, હું ઢીલો પડી ગયો છું', સુસ્ત બની ગયો છું, પોતાની તપસ્યાની અગ્નિ પર અન-અવધાનની રાખ એકઠી થઈ ગઇ છે, ત્યારે તે પોતાની ઉપર ગુસ્સે થાય છે અને ફરીથી પોતાની સાધના વધારે ઉગ્રતાથી ચાલુ કરે છે. શક્તાની બાબતમાં પણ એમ જ બને છે.

રવીન્દ્રનાથ ઠાકુરે, પારસમણિની શોધમાં નીકળેલા એક કીમિયાગરનું વર્ણન કર્યું છે. એની કમરમાં લોઢાની એક કટાર હતી,



પાના ૩૭૫ પ

એને તે સોનાની કરવા માગતો હતો જે પથ્થર નજરે પડતો, જે કંકર એના હાથમા આવતો તેને ઉઠાવીને કમરે બાધેલી કટારને ઘસીને જોવાનુ તેણે શરૂ કર્યું તે નાનો મટી મોટો થયો, જુવાન મટી વૃદ્ધ થયો, દેશ-દેશાન્તરમા રખડી આવ્યો, તોયે તેની એ આદત તો ચાલુ જ હતી આગળ જતા તેનુ ધ્યાન એક બાજુ હોય અને બીજી બાજુ ક્રિયા યન્ત્રવત્ ચાલ્યા કરે એવી સ્થિતિ થઈ એમ કરતા કરતા વચ્ચે જ તેના હાથમા પારસમણિ આવ્યો તેણે એને પોતાની આદત પ્રમાણે લોઢાની કટાર પર ઘસીને ફેંકી દીધો કટાર સોનાની થઈ ગઈ એ પણ તેના ધ્યાનમા ન આવ્યુ કોણ જાણે કેટલા વખત પછી તેના ધ્યાનમા આવ્યુ કે કમર પરની કટાર સોનાની બની ગઈ છે

તે આશ્ચર્યચકિત થયો આનંદિત પણ થયો, પરન્તુ દુઃખ પામી રડવા લાગ્યો. તે કહેવા લાગ્યો "મને પારસમણિ જડ્યો અને પાછો હુ ખોઈ પણ બેઠો મારી બધી સાધના એળે ગઈ ફરક માત્ર એટલો જ પડ્યો કે પારસમણિ જેવી કોઈ ચીજ સાચે સાચ આ દુનિયામા છે કે નહી એ બાબતમા મને જે થોડો સદેહ હતો તે હવે જતો રહ્યો મને ખાતરી થઈ કે તે આ દુનિયામા છે ખરો પણ હવે તેને શી રીતે પ્રાપ્ત કરુ? ચાલ, જે રસ્તે હુ આવ્યો તે રસ્તે પાછો જાઉ અને ફરી એક વાર દરેક પથ્થર અને કંકરને તપાસુ હવે પહેલાની માફક ગફલત ન થવી જોઈએ' નિશ્ચય તો કર્યો, પરન્તુ હવે પહેલાની જિંદગી ક્યાથી લાવવી? યશ હાથમા આવ્યો પણ કામમા ન આવ્યો.

પરન્તુ શબરીનુ એવુ ન થયુ બચપણમા તેને ઋષિઓએ કહ્યુ હતુ કે શ્રીરામચન્દ્રજી કોઈ ને કોઈ વાર એ વનમા આવવાના છે શબરી શ્રદ્ધાથી પ્રતીક્ષા કરવા લાગી એ પ્રતીક્ષા તેની સાધના બની ગઈ તે નાની બાળકી મટી મોટી થઈ, તોયે તેની પ્રતીક્ષા ચાલુ જ રહી આગળ જતા જુવાની જતી રહી વાળ ધોળા થયા ચહેરા પર કરચલી પડી ગઈ આખો નિસ્તેજ બની ગઈ, પરન્તુ તેની પ્રતીક્ષામા ભગ ન પડ્યો. છેવટે તેને શ્રીરામચન્દ્રજીના દર્શન થયા અને તે કૃતકૃત્ય બનીને, હવે જીવવાનો કશો અર્થ ન રહેવાથી વિદેહાવસ્થાને પામી

આ સૃષ્ટિને આપણે જડ કહીએ છીએ, પરન્તુ એમા પણ અજ્ઞાતની અજ્ઞાત સાધના ચાલે જ છે દરેક કળીને માલૂમ છે કે તેને પહેલા કદી ન જોયેલા એવા પ્રકાશનુ દર્શન થનાર છે પહાડ પરના ઝરણાને ગીત ગાતા કોણે શીખવ્યુ? પરન્તુ તેના આત્માને પહેલા કોઈક વાર સાભળેલી સિન્ધુગર્જનાનુ સ્મરણ છે અને તે એનુ સ્મરણ કરી કરીને જેવુ આવડે છે તેવુ ગાય છે ઝરણાને ભૂગોળ વિદ્યાનુ જ્ઞાન હોતુ નથી કઈ નદી ક્યા અને કેવી રીતે વહે છે એનો પણ તેને ખ્યાલ હોતો નથી, તોયે તે જીવન ધર્મને અનુસાર જ્યા માર્ગ મળે ત્યા વહે છે અને આખરે સમુદ્રને જઈને મળ્યા પછી જ તેની સાધના પૂરી થાય છે

સમુદ્રનો પણ ભરતી-ઓટના રૂપમા શ્વાસોચ્છ્વાસ ચાલે છે આપણુ હૃદય જે રીતે સતત ધબક્યા કરે છે તે જ રીતે સમુદ્રનુ પાણી પણ ઉપર આવે છે અને નીચે જાય છે ભરતી-ઓટની એ સાધનાને અંતે સમુદ્રને શુ મળવાનુ છે તે એને પણ

માલૂમ નથી. તોયે તેની સાધના લાખો વરસ થયાં ચાલ્યા જ કરે છે.

કામરૂપિણી સૃષ્ટિ પણ સતી પાર્વતીની માફક અનંત રીતે શિવની પ્રાપ્તિને માટે સાધનાવ્રત પાળે છે. ગંગા જે રીતે સાગરને મળ્યા પછી પણ પોતાનું વહેવું ચાલુ જ રાખે છે, તે રીતે શિવની પ્રાપ્તિ થઈ તોયે આ સતી સૃષ્ટિને પોતાની સાધના છોડવાની ઇચ્છા થતી નથી. કારણ કે એ સાધના-અનુનયનો જ એક પ્રકાર છે. અદ્વૈતનો સાક્ષાત્કાર થયા પછી પણ સાધક રહેવામાં જ તે આનંદ માને છે. આ બધી લીલા ક્યારથી ચાલે છે એ કોણ જાણે છે? ભગવાન કાલને પણ જો પૂછીએ તો તે કદાચ કહેશે:–

'યો અસ્યા અધ્યક્ષઃ પરમે વ્યોમન્
સઃ અંગ! વેદ યદિ વા ન વેદ।'

કબે આમિ બાહિર હલેમ તોમારિ ગાન ગેયે–
સે તો આજકે નય સે આજકે નય।

ભુલે ગેછિ કબે થેકે આસછિ તોમાય ચેયે
સે તો આજકે નય સે આજકે નય।

ઝરના જેમન બાહિરે જાય,
જાને ના સે કાહારે ચાય
તેમનિ કરે ધેયે એલેમ
જીવનધારા બેયે
સે તો આજકે નય સે આજકે નય।

કતઇ નામે ડેકેછિ જે,
કતઇ છબિ એઁકેછિ જે,
કોન્ આનન્દે ચલેછિ, તા'ર
ঠিকানা ના પેયે–
સે તો આજકે નય સે આજકે નય।

પુષ્પ જેમન આલોર લાગિ,
ના જેને રાત કાટાય જાગિ,
તેમનિ તોમારઅ શાય આમાર
હૃદય આછે છેયે–
સે તો આજકે નય સે આજકે નય॥

તારું ગીત ગાતો હું બહાર નીકળ્યો એ કંઈ આજકાલની વાત નથી. કોણ જાણે ક્યારનો હું બહાર પડ્યો છું. તને હું ક્યારનો સતત જોતો આવ્યો છું તે હું ભૂલી જ ગયો છું. તે પણ કંઈ આજકાલની વાત નથી.

ઝરણું જે રીતે પોતાના ઉગમમાંથી બહાર આવીને વહેવા માંડે છે, અને તે પણ નથી જાણતું કે તે કોને ચાહે છે, એ જ રીતે હું પણ મારી જીવનધારામાં વહેતો વહેતો દોડું છું, એ પણ બહુ જૂની વાત છે. હજી સુધી મને તેનું નામ-ઠામ માલૂમ નથી, તોયે હું તેને અનંત નામે બોલાવતો આવ્યો છું, તેની મેં કેટલીયે છબી પાડી છે. હું ક્યા આનંદથી તેની તરફ દોડી રહ્યો છું? એ પણ કંઈ આજ-કાલની વાત નથી.

જે રીતે પુષ્પ પ્રકાશનું ધ્યાન કરીને અણજાણતા આખી રાત જાગીને વિતાડે છે, એ રીતે તારી આશામાં મારું હૃદય ભરેલું છે તે પણ આજકાલની વાત નથી.

સનાતન કાળથી મારો આ અભિસાર ચાલુ જ છે.

---

ગ્રાહકોને 'પ્યારાબાપુ' અંગેનો કોઈ પણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે આપનો ગ્રાહક નંબર લખવા ભૂલશો નહિ. આપના સરનામામાં કશો ફેરફાર થયો હોય તો તે સ્પષ્ટ અક્ષરે લખશો.

# બૌદ્ધધર્મની કથાઓ

## (૬)

પદ્મનાભ શ્રી. જૈની

ભગવાન બુદ્ધ સંબોધિ અવસ્થા પ્રાપ્ત કર્યા પછી એક વખતે તેમના પિતા રાજા શુદ્ધોદનના નિમંત્રણથી કપિલવસ્તુ નગરીમા ભિક્ષા અર્થે આવ્યા હતા. બીજે જ દિવસે તેમના કાકાના પુત્ર નંદકુમારના લગ્ન થયા. ભગવાન બુદ્ધ ત્યા ભિક્ષાર્થે ગયા આવા મંગળ અવસરે ભગવાનને આવેલા જોઈ નંદને અપાર હર્ષ થયો.



ભોજન થયા પછી ભગવાન બુદ્ધે નંદકુમારના હાથમા પોતાનુ પાત્ર જાણે લગ્નમંગળની ભેટ તરીકે આપતા હોય તેમ આપ્યુ! મંગળ આશીર્વાદ આપી ભગવાન જવા નીકળ્યા. પણ એમણે નંદના હાથમાંથી પાત્ર પાછું લઇ લીધું નહીં. નંદ પણ ભગવાન પ્રત્યેના ગૌરવ અને માનને લીધે 'ભગવન્! આપનુ પાત્ર લઈ લો' એમ બોલી શક્યો નહીં. પરંતુ તે મનમાં વિચારતો હતો કે, 'હમણા ભગવાન પગથિયાં ઊતરી રહેશે એટલે પોતે જ મારી પાસે પાત્ર માગશે' પણ ભગવાને તો પાત્ર પાછુ માગ્યું જ નહિ! પછી પ્રાસાદના આંગણમા ભગવાન પાત્ર લઈ લેશે એ આશાએ નંદકુમાર મૂગો મૂગો તેમની પાછળ આવ્યો. પરંતુ ભગવાને પાત્ર નહીં જ લીધુ કુમારને પાછા જવાની ખૂબ ઇચ્છા થ.ઈ પણ ભગવાનને તે શી રીતે જણાવાય? ભગવાન હમણાં પાત્ર લઈ લેશે, અહીં પાત્ર લઈ લેશે, અમુક દ્વાર સુધી ગયા પછી મને પાછા જવાની રજા આપશે, એમ વિચાર કરતો તે ભગવાનની પાછળ અનિચ્છાએ ચાલવા લાગ્યો.

તે વખતે ત્યા ભેગા થયેલા લોકોએ આ દૃશ્ય જોયુ. તેઓ તરત નંદની પત્ની જનપદકલ્યાણીની પાસે ગયા અને બોલ્યા 'આર્યે'! ભગવાન તો નંદકુમારને લઈ જ જાય છે. તેને તમારો વિયોગ કરાવે છે' એ સાંભળી જનપદકલ્યાણી છૂટા કેશ એમને એમ રાખી એકદમ બહાર ધસી આવી અને આર્ત સ્વરે પોકારીને નન્દને કહેવા લાગી: 'જલદી આવજો આર્યપુત્ર! ત્વરાથી આવજો!' એ વચન નન્દના હૃદયમાં તીક્ષ્ણ બાણની જેમ પેસી ગયું. જનપદકલ્યાણીના અશ્રુપૂર્ણ

મુખને જોઈ એ વિહ્વળ બની ગયો. પણ ભગવાન તો નિશ્ચલ રહી નંદના હાથમાંથી પાત્ર લીધા વિના ચાલતા થયા.

જ્યારે તેઓ બંને વિહારમાં આવ્યા ત્યારે ભગવાન બોલ્યા: "કેમ નન્દ! તારે પ્રવ્રજ્યા લેવી છે?" બિચારો નન્દ શરમિંદો પડી ગયો. એનાથી ના પડાય એમ હતું નહીં, કારણ કે ભગવાન પ્રત્યે એને ખૂબ જ આદર હતો. 'હા ભગવન્!' એટલું કહીને તે સ્તબ્ધ ઊભો રહ્યો. ભગવાને એને પ્રવ્રજ્યા આપી અને નન્દકુમાર ભિક્ષુ બન્યો. એણે કેશ-મુંડન કર્યું અને કાષાય વસ્ત્રો ધારણ કર્યાં.

પરંતુ પરાણે ગ્રહણ કરેલા ભિક્ષુ-જીવનમાં નન્દને ક્યાંથી રસ પડે? કલ્યાણીના મિલનની તે ઉત્કંઠાથી રાહ જોતો હતો અને દિવસે દિવસે તે વધારે ને વધારે દુઃખી થવા લાગ્યો. અને એક દિવસે તેણે પોતાના સાથી ભિક્ષુઓને કહ્યું, "આયુષ્માન!, હું અહીં અસંતોષથી બ્રહ્મચર્યનું પાલન કરું છું. મારાથી હવે બ્રહ્મચર્યનું પાલન નહીં થાય. હું કદાચ હીનપણે વર્તન કરવા લાગી જઈશ એમ મને ખાતરીથી લાગે છે." ભગવાનના કાન પર આ વાત ગઈ. એટલે ભગવાને તેને બોલાવીને પૂછ્યું: "નન્દ! તું શા કારણે અસંતુષ્ટ છે? શાથી તું બ્રહ્મચર્યનો ભંગ કરવા તૈયાર થયો છે?"

નન્દ ખિન્ન વદને બોલ્યો: "ભન્તે! હું ઘેરથી નીકળ્યો ત્યારે જનપદકલ્યાણીએ આંસુ સારતાં કહ્યું હતું: 'જલદી આવજો આર્યપુત્ર! ત્વરાથી આવજો!' એની યાદમાં ભગવન્, હું પીડાઉં છું. મારું મન આ બ્રહ્મચર્યવાસમાં રમતું નથી અને ફરી ફરીને કલ્યાણીની યાદમાં જ રત થઈ જાઉં છું."

ત્યારે ભગવાને નન્દનો હાથ પકડ્યો અને પોતાના ઋદ્ધિબળથી તેઓ તુષિતસ્વર્ગમાં જવા ઉપડ્યા. માર્ગે એક વેરાન સ્થળમાં એક સુકાયેલા ઝાડ ઉપર એક કદરૂપી, ચક્ષુ-હીન અને રોગથી જર્જર બની ગયેલી મર્કટીને ભગવાને નન્દને બતાવી અને તરત જ સ્વર્ગલોકમાં પાંચસો અપ્સરાઓની વચ્ચે નન્દને લાવી ઊભો કર્યો. ભગવાને પૂછ્યું: "કેમ નન્દ! તેં જનપદકલ્યાણી જોઈ છે અને આ પાંચસો અપ્સરાઓને જો. એમાં વધારે સુંદર, અભિરામ અને દર્શનીય તને કોણ લાગે છે?"

નંદકુમાર તો અપ્સરાઓના સૌન્દર્યથી મુગ્ધ બની ગયો! તે બોલ્યો: "ભન્તે! આ અપ્સરાઓની તુલનામાં જનપદકલ્યાણી આપણે માર્ગમાં જોયેલી મર્કટી જેવી લાગે છે! આ અપ્સરાઓ સાથે એની તુલના શી રીતે થાય?"

ભગવાને નંદની મોહદશા જોઈને કહ્યું: "નન્દ! તું જે બ્રહ્મચર્યવાસમાં હમણાં રહીને ભિક્ષુજીવન ગાળે છે એમાં જ સંતોષથી જો તું રહેશે અને હું બતાવું એ રીતે શમ અને શાંતિથી જીવન વ્યતીત કરશે તો આવતે ભવે તને આ અપ્સરાઓ મળશે. એ માટે હું તને વિશ્વાસ આપું છું. સર્વ સંકલ્પ છોડી દઈને બ્રહ્મચર્યવાસનો સ્વીકાર કર."

નન્દ બોલ્યો: "ભગવાન! આપ પોતે જ આવું વચન આપો છો તો આ અપ્સરાઓને મેળવવા હું જરૂર બ્રહ્મચર્યવાસમાં રહીશ."

એટલે ભગવાન નંદને લઈ જેતવન-વિહારમાં પાછા ફર્યા. નન્દ હવે અપ્સરાઓને મેળવવાના મોહમાં એક ચિત્તે વિહારમાં રહેવા લાગ્યો. આ જોઈને તેના સાથીદાર ભિક્ષુઓને તેની મૂઢતા પર અનુકમ્પા થઈ.

ખાશબાપુ

ભગવાનના આ પવિત્ર વિહારમાં ભિક્ષુ થઈને અપ્સરાઓ માટે જે ધ્યાન ધરે ને તપ આચરે તે મૂઢ જ કહેવાય ને ! એટલે બધા ભિક્ષુઓ નંદની મશ્કરી કરવા લાગ્યા : 'અરેરે ! આ નંદ તો ક્રીત છે ! ભગવાને તેને વેચાતો લીધો છે. પાંચસો અપ્સરાઓની પ્રાપ્તિ માટે એ અહીં વિહારમાં રહે છે અને ભગવાનને એ માટે સાક્ષી રાખ્યા છે. ક્ષણભર સંયમ આચરવા ખાતર માણસને કેટલું મોટું આમિષ–કેટલો મોટો બદલો–જોઈએ છે !'

આવાં આવાં વચનો સાંભળી નંદનું મન ઉદ્વિગ્ન થઈ ગયું. એને પોતાને જ પોતાની પામરતાની જાણ હતી તે પોતાને હવે ધિક્કારવા લાગ્યો. વિહારમાં બીજા ભિક્ષુઓનાં પવિત્ર સંકલ્પભર્યાં જીવનને નિહાળીને અને પોતાની પામર સ્થિતિ જોઈને તે લજ્જા પામતો, પોતાનો તિરસ્કાર કરતો અને મનમાં દુઃખી થતો. પરંતુ જેમ જેમ તે ભિક્ષુઓનાં વચનો સાંભળતો ગયો તેમ તેમ એ વધારે ને વધારે જાગૃત થતો ગયો અને છેવટે જે માટે કુલપુત્ર સર્વસ્વનો ત્યાગ કરી ભિક્ષુજીવન સ્વીકારે છે તે નિર્વાણની ભૂમિકાએ તે પહોંચી ગયો.

નિર્વાણની સિદ્ધિ પ્રાપ્ત થતાં નંદકુમારને અપૂર્વ આનંદ થયો. તે તરત જ ભગવાન પાસે ગયો અને બોલ્યો : "ભગવન્ ! આપ મને પાંચસો અપ્સરાઓ પ્રાપ્ત કરી આપવા માટે જિમ્મેદાર હતા, એ જિમ્મેદારીમાંથી હું આપને મુક્ત કરું છું. મને મારી મૂઢતાની જાણ થઈ છે."

ભગવાન નન્દનું અભિનંદન કરતાં બોલ્યા. "નન્દ ! તારા પવિત્ર સંકલ્પનું આ શુભ ફળ છે કે તેં ત્રિલોકવિજયી કામ પર વિજય મેળવ્યો. તારાથી અધિક બળવાન અને સુખી બીજો કોણ હોય ?"

"નિબ્બાનં પરમં સુખં ।"

(નિર્વાણ એ જ પરમ સુખ છે)

---

**ભગાણુ વરદાન** [અનુ૦ પૃ૦ ૩૨૧થી ચાલુ]

ભિખારી જ સારો હતો.'

શંકરે કહ્યું : 'તથાસ્તુ' એટલે શિવલાલ પહેલાં હતો તેવી સ્થિતિમાં આવી ગયો.

શંકરે પ્રેમજીને પાસે બોલાવીને કહ્યું : 'અચ્છા પ્રેમજી, તને આપેલું વરદાન પણ આજથી બંધ થાય છે. મારાં વરદાન લોકકલ્યાણ માટે હોય છે એ તમે ભૂલી ગયા. તમારા જેવા ઇર્ષ્યાળુ બ્રાહ્મણો મારાં વરદાનને શી રીતે પચાવી શકે ! દૂધ પણ સર્પના મોમાં તો ઝેર થાય છે.' આટલું બોલી શંકર અંતર્ધાન થઈ ગયા.

શિવલાલ, પ્રેમજી તથા દેસાઈજી હાલી એકબીજાનાં મોં સામું જોઈ રહ્યા.

## પરદેશના ગ્રાહક–બંધુઓને

આપનું 'પ્યારાબાપુ'નું લવાજમ આ અંકથી પૂરું થઈ ગયું છે. ૧૯૫૨નું વાર્ષિક લવાજમ શિલિંગ ૧૨) કૃપા કરી પોસ્ટલ ઑર્ડરથી "PYARA BAPU" RUPAYATAN, GIRI VIHAR, JUNAGADH (Saurashtra) INDIA ને સરનામે તરત મોકલી આપવા વિનંતી છે. આશા છે પરદેશમાં દૂર વસતા આપણા ભાઈઓ આ કાર્યમાં પૂરો સહકાર આપશે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય જણાવશો.



# સરદારશ્રીની વાણી



સંકલનકર્તા : સુ૦ ક૦

મહાત્મા ગાંધીનો આદેશ છે કે સત્ય, અહિંસા અને આપભોગ એ જ આપણા રાષ્ટ્રની પ્રકૃતિ અને સંસ્કૃતિને અનુકૂળ છે.

° * °

સહિષ્ણુતા એ અહિંસાનો પ્રાણ છે.

° * °

અસ્પૃશ્યતા એ તો કેવળ મનનું કારણ છે.

° * °

અસત્ય જોઉં છું ત્યા મારું હૃદય કંપે છે.

° * °

ગાંધીજીનો સંદેશો બધાના કાનમા પડ્યો છે ખરો, પણ હજુ આપણી ઊંઘ ઊડી નથી. તેમનુ કહેવું કરીશું ત્યારે આ દેશમા દુકાળ નહીં રહે, લૂંટફાટ નહીં રહે, ત્યારે આ દેશમાં રામરાજ્ય વર્તશે

° * °

મહાત્માજીએ શીખવ્યુ છે કે અસત્ય છોડો, ચોરી છોડો, અનીતિ અને અધર્મ છોડો; અને નિર્ભય બની સત્યને રસ્તે ચાલો.

° * °

કોઈને ગાળ દેવામાં કે માર મારવામાં મોટાઈ નથી, ધર્મને ખાતર દુઃખ સહન કરવામાં મોટાઈ છે મહાત્માજીએ સત્યને ખાતર અનેક દુઃખો વેઠ્યાં, તેથી લોકો તેમને પૂજે છે.

° * °

દુરાગ્રહીના મતને લાચારીથી કબૂલ કરી લેવો એમાં પ્રજા ચડવાની નથી પણ જરૂર પછડાવાની છે.

° * °

આપણે મેળવ્યું કે આપણે સહ્યું તેમાં વિજય નથી; પણ આપણું અંતિમ ધ્યેય પ્રાપ્ત ન થાય ત્યાં સુધી ઉત્તરોત્તર વધારે ને વધારે કષ્ટ સહન કરવાની તૈયારી આપણામાં આવે એ જ સાચો વિજય છે.

° * °

જીતની ઘડીએ આપણે વધારે નમ્ર થવું જોઈએ હારજીત આપનાર ઈશ્વર છે. જીત્યા પછી ગુમાનમાં આવનાર ત્યાં ને ત્યાં જ હારી જાય છે. આપણે તો એટલી શ્રદ્ધા રાખીએ કે સાચા કામમાં ઈશ્વર આપણી સાથે છે, આપણને મદદ કરશે.

° * °

બંદૂકના રસ્તા ખોટા છે. જે મોતથી ડરે છે તેને માટે બંદૂક છે.

° * °

આપણી અરજી તો એક ઈશ્વરને જ છે કે, અમે સત્યને રસ્તે ચાલીએ છીએ, તું જ અમારી રક્ષા કરજે



પ્યારા બાપુ

# કુમારપ્પાની જીવનસૌરભ

૭

મુકુલભાઈ

બાપુજીના દેશોદ્ધારના કાર્યોએ ઘણા વિચારશીલ માણસોને એમના પ્રત્યે આકર્ષ્યા છે ડૉ જે સી કુમારપ્પા પણ એમાના એક સેવાનિષ્ઠ સેવક છે ૧૯૨૯મા તે અમેરિકાથી પાછા ફર્યા ત્યારે તેમણે અગ્રેજે હિંદ પર કરવેરા નાખીને તેનુ શી રીતે શોષણ કરે છે એ વિષે એક નિબધ લખ્યો હતો એ નિબધ ગાધીજીને મોકલવાની તેમની ઇચ્છા હતી અને એમના સપર્કમા આવવાની પણ તેમને ઉત્કઠા હતી છેવટે સાબરમતી આશ્રમમા બાપુ હતા ત્યારે તેમની મુલાકાત ગોઠવાય છે મુલાકાતનો સમય ૯મી મે ૧૯૨૯ ને દિવસે ૨-૩૦નો નક્કી થયો. સાબરમતી આશ્રમમા તેમને મહેમાનગૃહમા ઉતારો આપ્યો કુમારપ્પા તો અગ્રેજી ફૅશનના કપડા પહેરી આવ્યા હતા તેમને તો ખુરશી વગેરેની વ્યવસ્થા વિના ત્યા અતડુ લાગ્યુ તે તો મુલાકાતનો વખત ક્યારે પૂરો થાય એની અને ગાધીજી સાથેનુ કામ પતાવી જલદી ત્યાથી રવાના થવાની રાહ જોતા બેઠા.

મુલાકાતના થોડા સમય પહેલા તે બહાર નીકળ્યા અને ગાધીજીના નિવાસસ્થાન તરફ જવા લાગ્યા ત્યા એક ઝાડ નીચે લીપીને સાફ કરેલી જગ્યાએ એક વૃદ્ધ માણસને ચરખો કાતતા તેમણે જોયા કુમારપ્પાએ કદી ચરખો જોયો ન હતો, એટલે તે ત્યા ઊભા રહી જોવા લાગ્યા થોડી વાર પછી પેલા વૃદ્ધ માણસે આછુ સ્મિત ફરકાવી કુમારપ્પાને પૂછ્યુ 'તમે જ કુમારપ્પા છો કે?' કુમારપ્પા તરત સમજી ગયા કે એ બીજુ કોઈ નહિ પણ ગાધીજી જ છે તે તરત જ એમને વદન કરી એમની પાસે જમીન પર કપડાની દરકાર કર્યા વિના બેસી ગયા

વાતચીત થઈ રહ્યા પછી બાપુજીએ તેમને કહ્યુ કે ગુજરાતમા જમીન તપાસણીનુ કામ લો તો સારુ તેમને ગુજરાતી ભાષાની મુશ્કેલી તો હતી પણ બાપુજીએ ગુજરાત વિદ્યાપીઠના અર્થશાસ્ત્રના અધ્યાપક અને વિદ્યાર્થીઓ તેમને સહાય કરશે એવી ખાતરી આપી પછી તેમને કાકાસાહેબને મળવા બાપુજીએ વિદ્યાપીઠમા મોકલ્યા.

કાકાસાહેબને થયુ કે, આવો ફૅશનેબલ માણસ આપણા ચોકઠામા શી રીતે ગોઠવાઈ શકશે? વળી ભાષાની પણ મુશ્કેલી તો હતી જ

પરતુ બાપુજી તો સાચા નાડપારખુ હતા તેમણે તો કુમારપ્પાને એ કાર્યમા જોડ્યા આ આખો પ્રસગ યાદ આવતા બાપુજી કુમારપ્પાને કહેતા જોયુ ને, કાકાસાહેબ તમને પહેલી મુલાકાતે બરાબર ઓળખી શક્યા ન હતા જ્યારે મે તમને પ્રથમ વાર જોયા એટલે તરત જ મને ખાતરી થઈ કે આ એક યુવાન છે જેને મારે ઝડપી લેવો જોઈએ

પછી તો કુમારપ્પાના જીવન પર બાપુજીની ઊડી અસર પડી અને આજે કુમારપ્પા ગાધીજીની દૃષ્ટિએ ગ્રામ રચના કરવા તત્પર થયા છે તે 'અખીલ ભારતીય ગ્રામોદ્યોગ સઘના પ્રમુખ છે

કુમારપ્પાએ પોતાનુ આખુ જીવન સેવકાર્યમા સમર્પિત કર્યુ છે તે હજી એકલા જ છે એનુ કારણ એક ભાઈએ પૂછ્યુ, ત્યારે તેમણે નવાઈ પમાડે એવો ઉત્તર આપ્યો

'આરી મૂડી દરેક હજારની થાય પછી લગ્ન કરવાનો મારો નિર્ધાર હતો પરતુ એ વખત આવ્યો ત્યારે જ બાપુજીએ મને ઝડપી લીધા અને હવે તો હું મારા કામમા એટલો તલ્લીન બની ગયો છુ કે, લગ્ન કરવાની મને ફુરસદ જ નથી" તેમને કદી અવિવાહિત રહેવાનો અફસોસ થયો નથી બાપુજી સાથે એક રમૂજી પ્રસગ બન્યો હતો જ્યારે 'અખિલ ભારતીય ગ્રામોદ્યોગ સઘ'ની સ્થાપના થઈ ત્યારે બાપુજી મગનવાડીમા આવીને રહ્યા હતા ત્યા એવો એક નિયમ હતો કે, બધાએ ભેગા મળી રાધવાના મોટા વાસણો પણ માજીને સાફ કરવા બાપુજી પણ એ કામમા સામેલ થયા એવામા કસ્તૂરબા ત્યાં આવીને બાપુને આવુ કામ કરવા માટે ઠપકો આપવા લાગ્યા ગાધીજી તો આભા જ બની ગયા એક હાથમા નાળિયેરનુ છોડુ અને બીજો હાથ માટીથી ખરડાયેલો એવી સ્થિતિમા બાપુજી કુમારપ્પા તરફ જોઈને હસતા હસતા બોલ્યા 'કુમારપ્પા, તમે સુખી માણસ છો તમને પત્ની નથી જે તમારા પર આમ સત્તા ચલાવે મારે તો ઘરની શાતિ જાળવવા ખાતર મારા પત્નીનુ સાભળવુ રહ્યુ તેથી હું આ કામ છોડીને જાઉ છુ એ બદલ તમે મને માફ કરશો'

કુમારપ્પા અર્થનીતિની બાબતમા ખૂબ જ ક્રાતિકારી વિચારો ધરાવે છે કાકા સાહેબે એક વાર યોગ્ય જ કહ્યુ હતુ "કુમારપ્પાને અગ્રેજી ભાષા જેટલી સરસ આવડે છે તેટલી હિંદી આવડતી હોત તો તેમણે ક્યારની દેશમા આગ ફેલાવી દીધી હોત'

કુમારપ્પાજી પોતે હિંદી ખ્રિસ્તી છે તેમનું ખ્રિસ્તી ધર્મનુ જ્ઞાન ઊડુ છે તેમણે એ વિશે બે પુસ્તકો પણ લખ્યા છે બાપુજીએ એ પુસ્તકોની ભલામણ કરતા લખ્યુ છે "ઈશ્વર પર શ્રદ્ધા રાખનાર દરેક વ્યક્તિ–ખ્રિસ્તી હો કે બીજા કોઈ ધર્મની હો–ને આ પુસ્તક વાચવાની હું ભલામણ કરુ છુ " એમ કહેવાય છે કે જો કુમારપ્પા જાહેર જીવનના કાર્યમા ન પડ્યા હોત તો તે મોટા ક્રાતિકારી ધર્મ–નેતા બન્યા હોત

ગઈ ૪થી જાનેવારીએ તેમને ૬૦ વર્ષ પૂરા થયા બાપુજીની પાછળ જે થોડા સેવકો સાચા દિલથી જનતાની સેવા કરી રહ્યા છે એમાના કુમારપ્પા એક છે આજે જ્યા ત્યા 'ખુરશી' મેળવવા લોકો પડાપડી કરી રહ્યા છે એવા વખતમા એ મોહમા ન ફસાતા પોતાનુ સેવાકાર્ય મૂકપણે કરતા રહી સ્વતત્ર ભારતના નવનિર્માણના ઉચ્ચ યજ્ઞમા પોતાનો ફાળો આપતા થોડા સેવકોમા કુમારપ્પાનુ સ્થાન છે તેમણે પોતાના જીવન ધ્યેય વિશે સ્પષ્ટતા કરતા પોતાના એક પુસ્તકમા લખ્યુ છે

I am not a polit cian in any sense of the term. My one and only interest in public life has been to see social Just ce meted out to the helpless (હું કોઈ પણ અર્થમા રાજનીતિજ્ઞ નથી જાહેર જીવનમા જો મને રસ હોય તો તે માત્ર એટલો જ છે કે, સામાજિક ન્યાય નિરાધાર લોકોને અવશ્ય મળવો જોઈએ)

કુમારપ્પા આપણા દેશના એક સ્વતત્ર વિચારક (Free-thinker) છે તેમણે બાપુજીની વિચારસરણીને આત્મસાત્ કરી છે અને તેનો પોતાના વિચારો સાથે સુમેળ સાધી મૌલિક સર્જન કરવા તે મથે છે આજે તે મગનવાડી છોડીને નેલકો નામના ગામમા 'પનઈ આશ્રમ'મા નવા પ્રયોગો કરી રહ્યા છે એ પ્રયોગોમા તે સફળતા પામે અને આપણને નવુ દર્શન કરાવવા શક્તિશાળી બને એવી આપણી અભિલાષા પૂર્ણ થાય તો ઘણુ

# સ્વચ્છતાની ઇન્દ્રિય

બબલભાઈ મહેતા

સમાજમા કરવા જેવા બે કામ છે એક આપણી સ્વચ્છતા વધારો. જે પ્રજાની સ્વચ્છતા વધી ગઈ છે તેનો આપોઆપ માનસિક આધ્યાત્મિક વિકાસ થવાનો છે આપણા દેશમા સ્વચ્છતાનો શોખ મટી ગયો છે ગદકીથી માણસ ટેવાઈ ગયો છે તે એટલે સુધી કે ગદકીનુ તેને ભાન જ હવે રહ્યુ નથી બીજા દેશોની સ્વચ્છતાની ટેવો એટલી ખીલેલી છે કે આપણે તેમને બહુ જ ગદા લાગીએ છીએ આપણા જીવનમા ગદકી ભારોભાર વણાઈ ગયેલી છે એક અંગ્રેજ લેખકે તો એટલે સુધી કહ્યુ છે કે જગતમા ફરતા જો ગદકીની વાસ આવે તો સમજવુ કે નજીકમા ગામડુ આવે છે આમ આપણા ગામડા ઉકરડા બની ગયા છે ગામડાની ભાગોળે પહોચ્યા કે તરત તમને દુર્ગંધ આવે આપણને ચાલવાનુ ગમે નહિ આપણે સ્વચ્છતાની ઇન્દ્રિય ખોઈ બેઠા છીએ નહિ તો આપણુ નાક અને આખ આ બધુ સહન ન કરી શકે આપણામા એક પ્રકારની જડતા આવી ગઈ છે જેનામા સ્વચ્છતા આવે તેનામા બીજા ગુણો ખીલી ઊઠે છે એવો મારો અનુભવ છે જગતના લોકોમા સ્વચ્છતાનો શોખ વધે છે તેની સાથે ચપળતા ચાલાકી વધી જાય છે એ કાર્ય રાષ્ટ્રવ્યાપી છે ગ્રામસેવામા પડેલાઓએ આ કાર્ય પ્રત્યે સૌથી વધુ લક્ષ આપવાની જરૂર છે આપણા જીવનમા એ એટલી ઊડી ઊતરેલી હોવી જોઈએ કે આપણાથી ગદકી સહન જ ન થાય હું ગામમા જાઉં ને ગદકી લાગુ તો મારાથી સહન ન થાય. એટલે પહેલાં ગદકી દૂર કરૂ છુ કોઈ મદદ કરે કે નહિ, પણ આપણું કર્તવ્ય કરવું આવુ દિલમા થાય તો પ્રશ્નનો ઉકેલ આવે

સ્વચ્છતા એટલે ઝાડુથી વાળવુ એટલુ પૂરતુ નથી વાળવાથી જીવનમા સ્વચ્છતા આવી જાય છે એવુ નથી સ્વચ્છતા વિષે તેને પૂર્ણ કલ્પના હોવી જોઈએ તેનુ આખુ શાસ્ત્ર ત જાણતો હોય આખુ વરસ તમે ગામ વાળો તેથી ગામ ચોખ્ખુ થતુ નથી, પણ પ્રજાના માનસમા પરિવર્તન કરવું જોઈએ સ્વચ્છતાના સાધનો આપણે ઊભા કરવા જોઇએ ગદકી ક્યા થાય છે? કેવી રીતે થાય છે? તેની અવેજીમા શુ આપીએ તેનો વિચાર કરીએ તો ગદકી દૂર થાય હું જ્યા બેઠો છુ ત્યા જાજરૂ ન હોય તે નહિ ચાલે, આ જાતનો ખ્યાલ પેદા થવો જોઈએ એ જેટલો જોરમા પેદા થાય તેટલા પ્રમાણમા ગામડામા એ એ પ્રવેશ પામશે. આપણને કોઈ ચોખલીઓ* કહે તો ભલે, પણ એની પાછળ મડીને કાર્ય કરવુ જોઈએ ટ્રેનમા શુ જુઓ છો? ગદકી કરનારને ખબર જ નથી કે પોતે એક અસામાજિક કૃત્ય કરી રહ્યો છે મહોલ્લામા શુ જોઈએ છીએ! રાત્રે પેશાબ કર્યો હોય તેના રેલા, મળ વગેરે! એ પેશાબવાળી માટીમા બાળકો રમે અને વાસણો પણ એ જ માટીથી સાફ થાય!

* આ બધુ ચાલી આવ્યુ છે ત્યા સ્વચ્છતાનો પવિત્ર ખ્યાલ આપણે પેદા કરવાનો

છે. લોકોને સ્વચ્છતા વિષેની કલ્પના આપવાની જરૂર છે. ગાંધીજીએ જીવનભર એ પાઠ આપ્યો છે. તેમની સ્વચ્છતાની ઇન્દ્રિય ઘણી જ તીવ્ર હતી.

સ્વચ્છતા આવે તો જીવનમાં સત્ય પ્રગટશે. શરીરની સ્વચ્છતા જ નહિ, પણ અંદરની સ્વચ્છતા પણ આવે છે. મન, વાણી, શરીર બધું સ્વચ્છ થશે. એનાથી માનવીનો આધ્યાત્મિક વિકાસ થવાનો છે. તેથી આપણે સૌએ સ્વચ્છતા પર આટલો ભાર મૂકવો જરૂરી છે.

## ગાંધીજી

જગતના હૈયા પર અંધકાર એક દુઃસ્વપ્નની જેમ ચડી બેઠો હતો! તારાઓ પણ તેના ભયથી કોણ જાણે ક્યાંય છુપાઈ ગયા હતા માર્ગ પરના બધા દીવાઓ બુઝાઈ ગયા હતા. અને માણસોનાં ઘરો પણ પ્રકાશ-વિહોણાં હતાં!

પવન નિરાશાનો નિઃશ્વાસ કાઢી રહ્યો હતો. ધરતી ગૂંગળાઈ રહી હતી અને માનવજાતિ દુઃખથી નિઃશબ્દ બની ગઈ હતી.

તે જ વખતે પૂર્વ દિશામાં ક્ષિતિજની રેખા ઉપર અરુણોદય થતો દેખાયો અને તરત જ તે જોઈને મારો અંતરાત્મા આનંદથી અને આશાન્વિત બની પોકારી ઊઠયો:

"ઓહો! આ તો શિવનું ત્રીજું નેત્ર દેખાય છે! અરે, આ તો ગાંધીજી નિરાશામાં ડૂબેલા લોકોને આશ્વાસન આપવા આપણા જગતને કિનારે ઊભા છે!"

– ગુ૦ મ૦

[પૃ૦ ૩૨૨ 'મંગળ પ્રભાત'માંથી]

અનુક્રમણિકા................................ ....................................૨૦ જાન્યુઆરી ૧૯૫૨

